સંજીવનસાહિત્યપ્રકાશનમાળા

દ્વિતીય સુમન

# ભડકદ

## ગુર્જર દેશનું એક ગામ

એની

ધી ઇન્ડિઅન સોસાઈટી ઓફ એગ્રિકલ્ચરલ ઇકોનોમિક્સ દ્વારા તૈયાર થએલ

## સામાજિક તથા આર્થિક સમીક્ષા

# યુગલ સમીક્ષા

સન ૧૯૧૫ તથા સન ૧૯૫૫


લેખક

નટવરલાલ સેવકલાલ દલસુખભાઇ પરીખ

બી. એ. ઓનર્સ એલ એલ. બી.

પૂર્વકાલીન વિશિષ્ટ સંશોધન અધિકારી

ધી ઇન્ડિઅન સોસાઈટી ઑફ એગ્રિકલ્ચરલ ઇકોનોમિક્સ

મુંબાઈ

# પ્રવચનં

આ છે ગુર્જર દેશના ભડકદ ગામની સામાજિક તથા આર્થિક યુગલસમીક્ષા.

પ્રથમ સમીક્ષા પૂર્વકાલીન વડોદરા રાજ્યના સ્વર્ગસ્થ મહારાજા સયાજીરાવ ગાયકવાડ એઓશ્રીના સ્વતઃના આદેશથી વડોદરા રાજ્ય તરફથી તે વેળાના વ્યાપાર અધિકારી અને ઉત્તરોત્તર છેવટે વડોદરા રાજ્યના પ્રધાન સર મણિલાલ બાલાભાઈ નાણાવટી સાહેબે સન ૧૯૧૪ના ડીસેમ્બર માસના અન્તમાં શરૂ કરેલી, અને તે સન ૧૯૧૮ સુધી ચાલેલી.

દ્વિતીય સમીક્ષા ધી ઇન્ડિઅન સોસાઈટી ઑફ એગ્રિકલ્ચરલ ઇકોનોમિક્સ તરફથી સદર સોસાઈટીના તે વેળાના વિશિષ્ટ સંશોધન અધિકારી શ્રી નટવરલાલ સેવકલાલ દલસુખભાઈ પરીખે સન ૧૯૫૫ માં કરેલી.

આ બન્ને સમીક્ષાઓનો સંયુક્ત તુલનાત્મક નિવેદનગ્રન્થ ધી ઇન્ડિઅન સોસાઈટી ઑફ એગ્રિકલ્ચરલ ઇકોનોમિક્સ તરફથી શ્રી નટવરલાલ પરીખે સન ૧૯૫૬માં તૈયાર કર્યો છે–લખ્યો છે.

પ્રખ્યાત નવપ્રભાત પ્રિન્ટિંગ પ્રેસના માલિક શ્રી મણિલાલ છગનલાલ શાહે કરેલી ખાસ ભલામણ તથા વ્યવસ્થા અનુસાર આ ગ્રન્થને સાદરામાં સર્વોદય મુદ્રણાલયમાં શ્રી નાનાલાલ સોમાલાલ શાહે, યોગ્ય ભાવે, જેમ બને તેમ જલદી મુદ્રાંકિત કર્યો છે, જે માટે આ બન્ને ગૃહસ્થોને અમે ધન્યવાદ આપીએ છીએ.

પ્રથમ સમીક્ષાના સમીક્ષક સર મણિલાલનાં જનહિતનાં અનેક કાર્યોનો તથા એઓની મહત્તાનો હાલની તથા હવે પછીની પેઢીઓને ખ્યાલ આવે, અને તેથી એમને સમાજ સેવાની પ્રેરણા મળે, એ ઉદ્દેશથી એઓના કાર્યોનું દિગ્દર્શન લેખક પાસે ખાસ લખાવી એઓની જાણ બહાર અમે આ ગ્રન્થમાં ગુંથ્યું છે.

ભડકદ ગામ એ ગુર્જર દેશમાં છે, અને ગુર્જર દેશને સ્વતંત્ર વ્યક્તિત્વ છે, તેમજ એ પ્રાચીન તથા અર્વાચીન ભારતનું એક અંગ છે, એ સત્યને લક્ષમાં રાખીને આપણી સંસ્કૃતિ, વિકૃતિ તથા પરિસ્થિતિનો ખ્યાલ આવે એ રીતે આ ગ્રન્થનું આલેખન કરવામાં આવ્યું છે.

જે કેટલુંક ભડકદમાં છે અને નથી તે ગુર્જરદેશનાં તેમજ ભારતનાં કેટલાંય નગરોમાં તથા લક્ષાતીત ગામોમાં છે અને નથી. અર્થાત્ એક રીતે ભડકદ એ ગુર્જરદેશ છે–ભડકદ એ ભારત છે–ભડકદ એ વિશાલ ભારતનું નાનું, સૂક્ષ્મ બિંબ–પ્રતિબિંબ–દર્પણ–દર્શન છે. અમારે ભડકદને નવું નામ આપવાનું હોય તો અમે સૂચવીએ–ભદ્રકોટ–ભદ્રદુર્ગ. ભદ્ર એટલે કલ્યાણ : ભદ્રકોટ–ભદ્રદુર્ગ એટલે કલ્યાણદુર્ગ–કલ્યાણગ્રામ. કિન્તુ સાથે સાથે આ ગામમાં વિશેષ ભદ્રમયતા આવવી જોઇએ; અને તે અર્થે સરકારે, નેતાઓએ તથા કાર્યકર્તાઓએ પ્રબલ, શીઘ્ર તથા સંગીન પ્રયત્નો અને પ્રબન્ધ કરવા જોઈએ. શા શા પ્રયત્નો તથા પ્રબંધો કરવા જોઇએ એનું આલેખન આ ગ્રન્થમાં કરેલું છે.

## સમર્પણ

ગુર્જરદેશના સર્વાંગી, સર્વદેશીય, સામુદાયિક વિકાસ તથા કલ્યાણની જેમને અભિલાષા, આકાંક્ષા, કામના, લાલસા, ક્ષુધા, તૃષા છે એવા સર્વ નરનારીસમુદાયને આ ગ્રંથ અમે સમર્પણ કરીએ છીએ.

સંજીવન
વતી
વિમલા નટવરલાલ સેવકલાલ દલસુખભાઇ પરીખ

# ધી ઇન્ડિઅન સોસાઇટી ઑફ એગ્રિકલ્ચરલ ઇકોનૉમિક્સ
## ૪૬-૪૮, એસ્પ્લેનેડ મેન્શન્સ, મહાત્મા ગાંધી રોડ-મુંબાઈ

શાન્તિનિકેતન તથા વિશ્વભારતીના સ્થાપક કવિવર રવીન્દ્રનાથ ઠાકોરના મિત્ર અને આંતરરાષ્ટ્રિય કૃષિઅર્થશાસ્ત્રીઓની પરિષદના પ્રમુખ શ્રી. એલ. કે. એલ્મહર્સ્ટ સને ૧૯૩૮માં જ્યારે ભારતમાં હતા ત્યારે એમને વિચાર થયો કે ભારતીય કૃષિઅર્થશાસ્ત્રીઓની એક સંસ્થા સ્થાપવી જોઈએ. એટલે મુંબાઈ રાજ્યના પૂર્વકાલીન કૃષિઅધિકારી ડૉ. ટી. જી. શિરનામેએ સને ૧૯૩૯માં દીલ્હીમાં આ વિષયમાં રસ ધરાવનારાઓની સભા ભરી, જેમાં ધી ઇન્ડિઅન સોસાઈટી ઓફ એગ્રિકલ્ચરલ ઇકોનૉમિક્સ એ નામે આ સંસ્થાની સ્થાપના થઈ.

કૃષિ તથા ગ્રામજીવનની સામાજિક તથા આર્થિક પરિસ્થિતિઓના અભ્યાસ, સમીક્ષા તથા સુધારણાને ઉત્તેજન આપવું, એ આ સંસ્થાનો ઉદ્દેશ છે; અને આ ઉદ્દેશની સફળતા અર્થે આ સંસ્થા પરિષદો-સભાઓ ભરે છે, કૃષિઅર્થ તથા ગ્રામજીવન સંબંધી સમીક્ષાઓ (સર્વે) તથા સંશોધન કાર્ય (રીસર્ચ) કરાવે છે, તેમજ કૃષિઅર્થશાસ્ત્ર તથા ગ્રામજીવન સંબંધી સાહિત્ય તૈયાર કરાવી સામયિકો, પુસ્તકો વગેરે સ્વરૂપમાં પ્રકટ કરે છે. સને ૧૯૪૨ની સાલમાં વડોદરા રાજ્યના ભૂતપુર્વ પ્રધાન તથા રીઝર્વ બૅંકના ભૂતપુર્વ ડેપ્યુટી ગવર્નર સર મણિલાલ નાણાવટી આ સંસ્થાના પ્રમુખ ચૂંટાયા. તેઓએ પોતાનાં દક્ષતા, અનુભવ, ઉત્સાહ તથા શ્રમ વડે આ સંસ્થાને ખુબ જોમ આપ્યું છે, અને તેઓની દોરવણી તથા પ્રેરણા નીચે આ સંસ્થામાં ભારતીય કૃષિઅર્થશાસ્ત્રને લગતું ઘણું સંશોધનકાર્ય તથા તે સંબંધી વિવિધ સાહિત્યનું પ્રકાશન કાર્ય થયું છે. પ્લેનિંગ કમિશને પણ આ સંસ્થાને કેટલુંક સંશોધન કાર્ય સોંપ્યું છે. વિશ્વવિદ્યાલયોના કેટલાક અધ્યાપકો, સરકારી અધિકારીઓ, નેતાઓ, કૃષિ તથા કૃષિઅર્થશાસ્ત્રમાં રસ ધરાવનારા ઉદ્યોગીઓ, વ્યાપારીઓ, કાર્યકર્તાઓ વગેરે આ સંસ્થાના સભ્યો છે. રાષ્ટ્રપતિ ડૉ. રાજેન્દ્રપ્રસાદ, પ્લેનિંગ કમિશનના ઉપપ્રમુખ શ્રી વિ. ટી. કૃષ્ણમાચારી, ભારતના કૃષિપ્રધાન શ્રી પંજાબરાવ દેશમુખ, મુંબઈ રાજ્યના ભૂતપુર્વ અર્થ તથા સહકાર્ય પ્રધાન શ્રી વૈકુંઠભાઈ મહેતા, શ્રી વિજયરાઘવાચારી, પ્લેનિંગ કમિશનના આર્થિક વિભાગના વડા તથા ભારતીય દ્રવ્ય ખાતાના આર્થિક સલાહકાર શ્રી જે. જે. અંજારીયા વગેરે વિદ્વાન તથા નામાંકીત વ્યક્તિઓના પ્રમુખપદે ભારતમાં વિવિધ સ્થળોએ આ સંસ્થાની પરિષદો ભરાઈ છે, જેમાં કૃષિ અર્થશાસ્ત્ર સંબંધી મહત્વની વિચારણા થઈ છે.

પ્રોફેસર સી. એન. વકીલ, પ્રોફેસર ડી. જી. કર્વે, ડૉક્ટર વી. કે. આર. વી. રાવ, પ્રોફેસર ડી. આર. ગાડગિલ, પ્રોફેસર જે. જે. અંજારીઆ, ડૉક્ટર બી. કે. માદન, પ્રોફેસર એમ. એલ. દાંતવાલા, ડૉક્ટર એમ. બી. દેસાઈ, ડૉ. કે. એન. નાયક, ડૉક્ટર મજુમદાર વગેરે વિદ્વાન અને વિદ્વાનોમાં જાણીતા ગૃહસ્થો આ સંસ્થાની કાર્યવાહક સમિતિ વગેરેમાં છે. ડૉક્ટર એમ. બી. દેસાઈ આ સંસ્થાના માનાર્હ મંત્રી છે, અને ડૉક્ટર મજુમદાર માનાર્હ સહમંત્રી છે. આ સંસ્થા તરફથી આજ સુધીમાં કૃષિઅર્થશાસ્ત્ર તથા ગ્રામજીવન વગેરે સમ્બન્ધી મહત્વનાં સમીક્ષાસંશોધન થયાં છે, અને આજ સુધીમાં પચીશ પુસ્તકો ઇંગ્લિશમાં પ્રકટ થયાં છે. ધી ઇન્ડિઅન જર્નલ ઑફ એગ્રિકલ્ચરલ ઇકોનૉમિક્સ નામનું સંસ્થાનું ત્રિમાસિક છેલ્લા તેર વર્ષથી પ્રકટ થાય છે, અને એમાં આપણા દેશના તેમજ બીજા અનેક દેશોના વિદ્વાનોના લેખ પ્રકટ થાય છે. સંસ્થાના પુસ્તકાલયમાં કૃષિઅર્થશાસ્ત્ર, ગ્રામજીવન, વિકાસ પ્રવૃત્તિઓ વગેરે સમ્બન્ધી ઘણાં પુસ્તકો તથા પ્રકાશનો છે. આ સંસ્થા સરકારમાન્ય છે, અને સરકારનાં મદદ તથા સહકારથી કાર્ય કરે છે. ડૉક્ટર એમ. બી. દાંતવાલા પૂર્વે આ સંસ્થાના માનાર્હ મંત્રી હતા, અને અદ્યાપિ તેઓ આ સંસ્થાને પોતાનાં જ્ઞાન તથા દક્ષતાનો લાભ આપે છે.

# માનવરત્નવિકાસ

ક્રિશ્ચિઅન વર્ષ સન ૧૮૭૭ના જાન્યુઆરીની બારમી તારીખે રાજનગરમાં એક માનવ પ્રકટે છે. સારાં સારાં ભોજન, મિષ્ટાન્ન, ફલ, વસ્ત્ર, આભુષણ, પ્રેમ વગેરે સર્વ કુટુમ્બીઓ તરફથી આ શિશુને–બાલકને–કુમારને વણમાગ્યું મળે છે. ટેંગલિઆ ભગતની ટેંગલ, માણભટ્ટની કથા, ગરબા વગેરે એ સાંભળે છે. પર્વ અને શુભ પ્રસંગોની મોજ માણે છે, સ્વપિતાએ ઘરમાં શરૂ કરેલ નાના અખાડામાં ભાઈઓ વગેરે સાથે–૧૦૦૦ બેઠક, ૨૫૦ દંડ તથા ૨૫૦ જોડી મગદળ–વ્યાયામ કરી દૂધજલેબી ખાય છે, કોઈ કોઈ વાર દેશી નાટક સમાજ કે વાંકાનેર મંડલીનાં નાટકો પણ જુએ છે; અને રાજનગરમાં ગુજરાતી અભ્યાસ કરી ત્યાંથી વડોદરા જાય છે. વડોદરામાં આ કુમાર માધ્યમિક વિદ્યાલયમાં–હાઈસ્કૂલમાં તથા મહાવિદ્યાલય-માં–કોલેજમાં અભ્યાસ કરી પછી ત્યાંથી મુંબાઈ જઈ ત્યાં સેન્ટ ઝેવિઅર્સ કોલેજમાં અભ્યાસ કરે છે, અને સન ૧૯૦૦માં આ યુવાન મુંબાઈ વિશ્વવિદ્યાલયના સ્નાતક–બોમ્બે યુનિવરસિટીના ગ્રેજ્યુએટ–બી. એ. બને છે, તેમજ સન ૧૯૦૩માં એજ વિશ્વવિદ્યાલયમાં એલ એલ. બી. થાય છે.

હવે આ યુવાનને સન ૧૯૦૪માં સ્વર્ગસ્થ **મહારાજા સયાજીરાવ ગાયકવાડ** પૂર્વકાલીન વડોદરા રાજ્યમાં ન્યાયખાતામાં પ્રોબેશનર તરીકે નોકરીમાં રાખે છે; આ યુવાન **ન્યાયાધીશ** તરીકે કામ કરે છે, વચમાં થોડો વખત રજા લેઈને મુંબઈમાં ધંધામાં જોડાય છે, પાછા વડોદરા રાજ્યમાં ન્યાયાધીશ તરીકે કામ કરે છે, અને પછી સૈન્યમાં અશ્વારોહણ વગેરે શિક્ષણ લઈ વ્યાપાર ખાતામાં બદલી થતાં ત્યાં મદદનીશ તરીકે કામ કરે છે, પછી મહારાજા સયાજીરાવ આ યુવાનને સન ૧૯૦૯માં બૅન્કિંગ આદિ વિષયોના **અભ્યાસાર્થે અમેરિકા** મોકલે છે. જ્યાં એ કોલમ્બિઆ તથા વિસકોન્સિન યુનિવરસિટીમાં **એમ. એ.** ની ડીગ્રી સંપાદન કરે છે, ત્યાંની કેટલીક બૅન્કોમાં કામ જુએ છે–કરે છે, અમેરિકામાં તથા કેનેડામાં પ્રવાસ કરે છે, સો ઉપરાંત કારખાનાંઓ, વ્યાપારી સંસ્થાઓ વગેરેની મુલાકાત લે છે, અને પછી આયરૂલૅન્ડ, સ્કોટલૅન્ડ, ઈંગ્લૅન્ડ, ઇજિપ્ત વગેરે દેશોનું નિરીક્ષણ કરી સન ૧૯૧૧ માં આ **યુરોપ અમેરિકાના નવદીક્ષિત** વડોદરા આવે છે.

વડોદરા રાજ્યમાં ઋણગ્રસ્ત ખેડૂતોની તપાસનું નિવેદન તૈયાર કરવાનું કામ એમને સરકાર સોંપે છે, અને સન ૧૯૧૨માં **વ્યાપાર ઉદ્યોગ ખાતાના અધિકારી તથા સહકારી ખાતાના અધિકારી** તરીકે નીમે છે. પછી તો સન ૧૯૧૫માં વડોદરા રાજ્યમાં વિસ્તૃત ઔદ્યોગિક નીતિ આરમ્ભાય છે, ઉદ્યોગોને સાહાય્ય કરવાની નીતિ મહારાજા જાહેર કરે છે, અને રાજ્યમાં વ્યાપાર ઉદ્યોગના વિકાસાર્થે નિયમો ઘડાઈ અમલમાં આવે છે. આજ અરસામાં વડોદરા સરકારના હુકમથી આ સાહેબ **સમીક્ષા** કરવાનું કાર્ય હાથ ધરે છે.

રાજ્યમાં ખેતીવાડીના, વનના તથા પૃથ્વીના કાચા માલનાં આર્થિક મૂલ્ય નક્કી કરવા માટે તે સર્વનો 'અભ્યાસ' કરવામાં આવે છે, અને એનાં પરિણામો પુસ્તિકાઓના રૂપમાં પ્રકટ થાય છે. પછી તો કેટલાક બહારના ઉદ્યોગપતિઓને વડોદરા રાજ્યમાં ઉદ્યોગો શરૂ કરવા આ વ્યાપાર ઉદ્યોગ અધિકારી સમજાવે છે, અને પરિણામે રાજ્યમાં કેટલીક નવી કાપડની મિલો, સીમેન્ટનું કારખાનું વગેરે શરૂ થાય છે. વળી આ યુવાન અધિકારી રજા પર યુરોપ જાય છે, જ્યાં કેટલીક કાચી વસ્તુઓની પરીક્ષા કરાવે છે, જે પરીક્ષા પાછળથી ધાંગ-

ધ્રામાં શક્તિ વર્ક્સ અને મીઠાપુરમાં ટાટા કેમિકલ્સની સ્થાપનામાં ઉપયોગી બને છે. દરમ્યાન વ્યાપાર ઉદ્યોગ ખાતાનું કામ ઘણું વધી જવાથી, વ્યાપાર ઉદ્યોગ ખાતું, આંકડાખાતું અને સહકાર્ય ખાતું એમ ત્રણ જુદાં ખાતાં કરવામાં આવે છે, અને યુરોપથી પાછા આવતાં આ અધિકારીને સન ૧૯૧૯માં વ્યાપાર ઉદ્યોગખાતું સોંપવામાં આવે છે. સહકારી અધિકારી પદે રાજ્યમાં સહકારી મંડળીઓની સ્થાપના તથા સંચાલનમાં એઓ ઘણા ઉત્સાહથી કામ કરે છે. આ ઉપરાન્ત સન ૧૯૨૦ માં એમને જૉઇન્ટ સરસુબા તથા પ્રગતિ અધિકારી પદે સરકાર નીમે છે. સન ૧૯૨૨માં મહારાજા એઓને યુરોપ બોલાવે છે, જ્યાં એઓ મહારાજાના મંત્રી તથા ચીફ ઑફિસર તરીકે કામ કરે છે. યુરોપથી પાછા આવતાં સન ૧૯૨૪ માં તેઓ નવસારી પ્રાન્તના-જિલ્લાના સુબા-કલેક્ટર પદે નીમાય છે, જ્યાં એઓની આગેવાની નીચે મેલેરિયાશમનપ્રવૃત્તિ થાય છે, ગ્રામનેતા શિક્ષણ વર્ગમાં ૭૦ જનોને શિક્ષણ આપવામાં આવે છે, આરોગ્ય પ્રદર્શન અને આરોગ્ય સપ્તાહ ઉજવાય છે, કાલીપરજ લોકોની ગુંબેશનો નિકાલ કરવામાં આવે છે, ખાતાંઓની સુધારણા થાય છે, અને નવસારી પ્રાન્તના દરેક ગામે સાર્વજનિક હિતનાં કાર્યો દ્વારા મહારાજાની સુવર્ણ જયન્તિ ઉજવવાનું ઠરાવવામાં આવે છે. દરમ્યાન મહાત્મા ગાંધીજી નવસારી પધારતાં જબરજસ્ત બ્રિટિશ સરકારના આ 'મહાન મિત્રને' એક દેશી-ગાયકવાડ સરકારના સુબા સાહેબ પોતાના બંગલે પધારવા આમંત્રણ આપે છે. એટલે મહાત્મા ગાંધીજી, સરદાર વલ્લભભાઇ પટેલ શ્રી મહાદેવભાઈ દેસાઈ તથા શ્રી અમૃતલાલ ઠક્કર સાથે સુબા સાહેબના બંગલે પધારે છે, ત્યાં જમે છે, અને ગામડાના ઉદ્ધારની વાતો મધરાત સુધી કરે છે. પછી સન ૧૯૨૬ માં એઓ ફરી પાછા વ્યાપારઉદ્યોગ અધિકારી તથા પ્રગતિ અધિકારી તરીકે નીમાય છે, અને આ મોટા સાહેબ મોટી હામ બીડીને સૌરાષ્ટ્રના છેડે આવેલા સાધન-વિહોણા અરણ્યસમા ઓખા-એને અપટુડેટ-અદ્યતન બન્દર બનાવે છે, જ્યાં જંગી સ્ટીમરો લાખ્ખો કરોડો રૂપિયાનો માલ લાવે છે તથા લેઈ જાય છે, અને ઉજ્જડ જગામાં આધુનિક જીવનનાં સાધનોવાળું એક નવું નગર પ્રકટે છે, અહીં સીમેન્ટના કારખાનાની પુનર્રચના થાય છે, અને તે વેળા ભવિષ્યનો જે કાર્યક્રમ ઘડાય છે તેમાં આજના ટાટા કેમિકલ વર્ક્સની સ્થાપનાનો પણ સમાવેશ હોય છે. પછી આ સાહેબ સન ૧૯૨૮માં તેમજ સન ૧૯૩૦માં પાછા ફરી યુરોપ જાય છે, જ્યાં ઓખા બન્દર સમ્બન્ધી મહત્ત્વનું કામ કરે છે, સન ૧૯૩૦માં તેઓ એકાઉન્ટન્ટ જનરલ તથા બૅંકિંગ ઇન્ક્વાયરી કમિટીના પ્રમુખ નીમાય છે. પછી આ સાહેબ સન ૧૯૩૨ માં સરસુબા-રેવન્યુ કમિશ્નર તરીકે નીમાય છે, અને સરકારી કામોમાં ઘણી ઢીલ કેમ થાય છે એની તપાસ કરાવી, એના ઉપાયો યોજી, કામનું ભારણ ઘણું ઓછું કરી નંખાવે છે, કાવરીઆ પદ્ધતિને લગભગ નાબૂદ કરાવે છે, પંચાયતોની સુધારણા અને વિકાસના અસરકારક પ્રયત્નો કરાવે છે, અને દુષ્કાલ વેળા સરકાર પાસે પ્રજાને-ખેડૂતોને આશરે એંશી લાખ રૂપિયાની રાહત અપાવે છે. ત્યાર પછી સન ૧૯૩૬ માં આ સાહેબને મહારાજા સયાજીરાવ પ્રધાનપદે નીમે છે, અને તેઓ દ્વારા રાજ્યમાં વિદ્યુત્ શક્તિના પ્રચારની યોજના થાય છે.

હવે એઓ સાહેબ રજા પર ઉતરી જાપાન જાય છે, ત્યાંના નાનાં મોટાં કારખાનાંઓની, તેમજ શિક્ષણ સંસ્થાઓની મુલાકાત લે છે, ત્યાંના બેન્કિંગ તથા આર્થિક વિકાસનો અભ્યાસ કરે છે, અને વળતાં ચીન તથા ફિલિપાઇન્સ ટાપુઓમાં થઈ સ્વદેશમાં પાછા

પધારે છે. સ્વદેશમાં આવીને જાપાનની પરિસ્થિતિ તથા પ્રગતિ અને તે ઉપરથી વડોદરા રાજ્યે લેવા જેવાં પગલાં સંબંધી નિવેદન તેઓ વડોદરા સરકારને સાદર કરે છે; જાપાનની કેળવણી સંબંધી જાપાન સરકારનું નિવેદન ગુજરાતીમાં ભાષાન્તર કરાવે છે, એક જાપાનિસ સ્ત્રીની આત્મકથાના ઈંગ્લિશ પુસ્તકનું 'જાપાનની રમણી' નામે ગુજરાતીમાં ભાષાન્તર કરાવે છે; અને જાપાન વિષે ૧૪ વ્યાખ્યાનો આપે છે. સન ૧૯૩૬માં મહારાજા સયાજીરાવના હીરક મહોત્વ પ્રસંગે આ પ્રધાન સાહેબના પ્રમુખપદ નીચે વડોદરામાં એક મોટું પ્રદર્શન ભરાય છે. પોતાના આવા અતિ ઉત્સાહી, ઉદ્યોગી, કુશલ, અને કાર્યદક્ષ લોકહિતૈષી પ્રધાન સાહેબનાં કામગીરી તથા કાર્યોથી ખુશ થઈને વડોદરાના મહારાજા સયાજીરાવ ગાયકવાડ આ પ્રસંગે એઓની પ્રશંસા કરે છે, અને સન ૧૯૩૬ માં એઓ સાહેબને 'અરુણાદિત્ય' ના 'ટાઇટલ' તથા ચંદ્રકના બહુમાનથી વિભૂષિત કરે છે.

સન ૧૯૩૬ ના ડીસેમ્બરમાં આ સાહેબ ભારતની મોટામાં મોટી બેંક-રીઝર્વ બેંકના પ્રથમ ભારતીય ડેપ્યુટી ગર્વનર-પદે-ઘણા મોટા પદે નીમાય છે; અને ત્યાં રીઝર્વ બેંકના કર્મચારીઓનું સંપૂર્ણ 'ભારતીયકરણ', રીઝર્વ બેંકના ખેતી પરના ધીરાણના ખાતાની સ્થાપના, કોડીનાર તાલુકાના સહકારી બેંકિંગ યુનિઅનની તપાસ અને તેનું નિવેદન, સહકારી પ્રવૃત્તિની સમાલોચના, સહકારી પ્રવૃત્તિને મદદ, વગેરે ઘણાં મહત્વનાં કાર્યો આ ડેપ્યુટી ગવર્નર સાહેબની પ્રેરણા, આજ્ઞા તથા દોરવણી નીચે થાય છે. સન ૧૯૪૧ માં તેઓનાં અનેક લોકોપકારક તથા યશસ્વી કાર્યોથી ખુશ થઈ બ્રિટિશ સરકાર આ ડેપ્યુટી ગવર્નર સાહેબને સર-નાઈટહુડના ટાઈટલથી નવાજે છે, પછી આ સાહેબ રીઝર્વ બેંકના ડેપ્યુટી ગવર્નરના પદથી નિવૃત્ત થાય છે, ત્યારે દેવકરણ નાનજી બેંકના અગ્રેસર સ્વર્ગસ્થ પ્રાણલાલભાઈ દેવકરણ નાનજી વગેરે પ્રતિષ્ઠિત મહાજનો પાંચસોથી વિશેષ મહેમાનોની હાજરીમાં એઓ સાહેબનો સત્કાર કરે છે.

સન ૧૯૪૧માં એઓ સાહેબ ધી ઇન્ડિઅન સોસાઈટી ઑફ એગ્રિકલ્ચરલ ઇકૉનૉમિક્સના પ્રમુખ પદે ચૂંટાય છે, એટલે પછી એઓ આ સંસ્થાના કામની પુનર્રચના કરે છે, સંસ્થા માટે એક લાખ રૂપિયાથી વિશેષ મેળવે છે, મુંબાઈ વિશ્વવિદ્યાલયમાં કૃષિ-અર્થશાસ્ત્રનો શિક્ષણ વિભાગ શરૂ કરાવે છે, અને ચીવટ, ખંત, તથા ઉત્સાહપૂર્વક આ સંસ્થાના વર્કિંગ પ્રેસિડેન્ટ—કામ કરતા પ્રમુખ તરીકે સતત ઘણું ઘણું કાર્ય કરે છે. સન ૧૯૪૫ માં આ સાહેબને બ્રિટિશ સરકાર બંગાળના દુષ્કાળ પંચના-ફેમિન કમિશનના સભ્યપદે નીમે છે, જે પદે તેઓ એક વર્ષ કામ કરે છે. સન ૧૯૪૬ માં તેઓ સાહેબને બ્રિટિશ સરકાર ભારત માટે અન્ન પ્રાપ્ત કરવા સારું અમેરિકા મોકલે છે. સન ૧૯૪૭ માં એઓ સાહેબ કૃષિઅર્થશાસ્ત્રીઓની આંતરરાષ્ટ્રીય પરિષદના ઉપપ્રમુખ-એ પદે નીમાય છે.

પછી મુંબાઈમાં વિલેપાર્લે-સાન્તાક્રુઝ-જુહુ પાસે ઘોડબન્દર રોડ પર આ સાહેબ દ્વારા ડૉકટર બાલાભાઇ નાણાવટી હોસ્પિટલ બન્ધાય છે-તૈયાર થાય છે; અને સન ૧૯૫૦ માં ભારતના મુખ્ય પ્રધાન પંડિત જવાહરલાલ નહેરુ આ મોટી હોસ્પિટલનું ઉદ્ઘાટન કરે છે.

આ માનવરત્નવિકાસ—આ રત્ન—આ મોટા સાહેબ તે સર મણિલાલ બાલાભાઈ નાણાવટી.

બેન્ક ઓફ બરોડા લિમિટેડ, ટાપ્ટીવેલી રેલ્વે કમ્પની, આન્ધ્રવેલી પાવર કમ્પની, ટાટા પાવર કમ્પની લિમિટેડ, ઓખા સીમેન્ટ કમ્પની લિમિટેડ, ઓખા સોલ્ટ કમ્પની લિમિટેડ–આ કમ્પનીઓમાં સર મણિલાલ નાણાવટીએ વર્ષો સુધી ડિરેક્ટર તરીકે કામ કર્યું છે; અને હાલ પણ રીઝર્વ બેન્ક ઓફ ઇન્ડિઆ, નેશનલ રેયોન કોરપોરેશન, પ્રીમિઅર ઓટોમોબાઈલ્સ–આ કંપનીઓમાં પોતે ડિરેક્ટર છે.

પૂર્વકાલીન વડોદરા રાજ્યમાં બેન્કિંગ ઈન્કવાયરી કમિટી, લેન્ડ મોર્ટગેજ બેન્ક ઈન્ક્વાયરી કમિટી, ડેવલપમેન્ટ બોર્ડ, કેટલ બ્રીડિંગ કમિટી, આ કમિટીઓના પ્રમુખ તરીકે અને વડોદરા રાજ્યના આર્થિક વિકાસની તપાસ સમિતિના સભ્યમંત્રી તરીકે તેમજ કાલીપરજ તપાસ સમિતિના સભ્ય તરીકે, અને મુંબાઈ સરકારે નીમેલ એગ્રિકલ્ચરલ ફિનેન્સ કમિટીના પ્રમુખ તરીકે સર મણિલાલ નાણાવટીએ મહત્વનું કામ કર્યું છે.

એઓશ્રીએ લખેલાં મુખ્ય પુસ્તકો નીચે પ્રમાણે છે.

કાસ્ટ એમંગ જૈન્સ

રીપોર્ટ ઓન ધી એગ્રિકલ્ચરલ ઇનડેટેડનેસ ઈન બરોડા સ્ટેટ

રીપોર્ટ ઓન ધી સોશિઓ-ઇકોનોમિક સર્વે ઓફ ધી સરવન્ટસ ઓફ મહારાજાઝ હાઉસહોલ્ડ ડીપાર્ટમેન્ટ ઈન બરોડા સ્ટેટ.

નોટ્સ ઓન ધી ઈન્ડીસ્ટ્રિઅલ ડેવલપમેન્ટ ઓફ ધી બરોડા સ્ટેટ

ગિલ્ડ સિસ્ટિમ ઈન ગુજરાત

રીપોર્ટ ઓન ધી ઇન્ટ્રોડક્શન ઓફ ઓલ્ડ એજ પેન્શન ઈન ધી બરોડા સ્ટેટ

પ્રાઈસીઝ ઈન્ક્વાયરી કમિટી

ઇન્ડિઅન રુરલ પ્રોબ્લેમ–શ્રી. જે. જે. અંજારીઆ સાથે

ગુજરાતનું ગ્રામજીવન

વળી સન ૧૯૩૩માં પાદરા પાસે અટલાદરા ગામમાં તળાવ, નાળું તથા રસ્તાની દુરસ્તી, ઉકરડા દૂર ખસેડવા, ખાડા પૂરાવવા, સ્વચ્છતા, આરોગ્ય, ૫૦ ઘરમાં ભીંતોમાં નવી બારીઓ મૂકાવવી, નવી સહકારી મંડળીની સ્થાપના, સહકારી મંડળી મારફત દૂધ વેચાવવું, ભેંસોનું આરોગ્ય, સારું બી, વાંસ રોપાવવા, વિજળીના તાર ગામ સુધી લેઈ જવા, ઓઓમાં સીવણ ભરત, ગુંથણ, કાંતણવણાટ વર્ગ, સારા શિક્ષકોની નીમણુંક, વાચનપ્રચાર, અંગ્રેજી શિક્ષણની વ્યવસ્થા, સ્ત્રી પ્રચારક-કાર્યકર્તાની નીમણુંક વગેરે વગેરે ગ્રામસુધારણાનાં કાર્ય આ સાહેબે કર્યાં છે.

# આમુખ

## પ્રથમ સમીક્ષા

### સમીક્ષાનો હેતુ તથા પ્રભવ

સન ૧૯૧૨ માં વડોદરા રાજ્યના ખેડૂતોની ત્રણગ્રસ્ત સ્થિતિની તપાસ કરી તેનું નિવેદન રજૂ કરવામાં આવેલું. તે વખતે વડોદરા રાજ્યના મહારાજા સાહેબ સ્વર્ગસ્થ સયાજીરાવ ગાયકવાડ એઓએ નીચે મુજબ રાજાજ્ઞા ( અંક ૩-૨ તારીખ ૯-૧૧-૧૯૧૨ ) કરી હતી—

" વડોદરા સરકારના રાજ્યની જુદી જુદી સીમામાં રહેતી રૈયતની પ્રસંગોપાત્ત સામાજિક તપાસ કરતા રહેવી. આથી તેમની રહેણી કરણી રીતરિવાજ વગેરેનું આપણને જ્ઞાન થઈ તેમની નૈતિક અને આર્થિક સ્થિતિ સુધારવા પ્રયત્ન થઈ શકશે. હાલમાં આવી તપાસ હુજુર ખાનગી ખાતાના નોકરોની શરૂ કરવી "

આ રાજાજ્ઞા અન્વયે ખાનગી ખાતાના નોકરોની સમીક્ષા કરવાનું કામ શ્રીમંત સરકારે સ્વર્ગસ્થ રાવબહાદુર ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ, સ્વર્ગસ્થ ડૉ. મેયર તથા મને સોંપવાથી ખાનગી ખાતાના ૯૨૬ નોકરોની (કર્મચારીઓની-એમ્પ્લોઈઝ) અમે સમીક્ષા કરી અને તેનું નિવેદન સન ૧૯૧૩ ના મે માસમાં તૈયાર કરી મહારાજા સાહેબ શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડને સાદર કર્યું. એ ઉપરથી શ્રીમન્તે આજ્ઞા કરી કે આ ધોરણે સાવલી અથવા પેટલાદ તાલુકાના એક ગામની સમ્પૂર્ણ સમીક્ષા કરવી.

### સમયવ્યાપ્તિ

આ સમીક્ષા કરવાની રાજાજ્ઞા સન ૧૯૧૪ ની સાલમાં કરવામાં આવી હતી, અને તેની શરૂઆત સન ૧૯૧૪ ના ડીસેમ્બરમાં કરવામાં આવી હતી. આ કામ ખાતાનાં બીજાં કામોની સાથે કરવાનું હોવાથી, અને બનતાં સુધી આ ગામની સમ્પૂર્ણ હકીકત ભેગી કરવાની હોવાથી તેની માહિતી મેળવતાં લગભગ ત્રણ ચાર વર્ષ લાગ્યાં હતાં. ઘણી વખતે આંકડા ભરોસાદાર નહિ મળવાથી તે મેળવતાં પણ ઘણો વખત ગયો હતો. તે પછી મારે લાંબા વખત સુધી પરદેશ રજા ઉપર જવું પડવાથી અને ખાતાના અગત્યના કામમાં ઘણોખરો વખત જતો હોવાથી આ કામમાં ધાર્યા કરતાં ઘણો જ વિલમ્બ થયો હતો, છતાં પણ આ સમીક્ષા સમ્બન્ધી બને તેટલી માહિતી મેળવવામાં આવી છે. વળી વડોદરા રાજ્યની આર્થિક સમીક્ષા કરવા એક સમિતિ નીમવામાં આવેલી હતી તેમાં મને સભાસદ તથા મંત્રી નીમવામાં આવ્યો હતો; અને તે કામ ઘણું મહત્વનું હોવાથી લગભગ દોઢ વર્ષ હું તેમાં રોકાયો હતો. આ કારણે પણ ભડકદની સમીક્ષામાં વિલમ્બ થએલો. છતાં પણ આ સમીક્ષા સમ્બન્ધી માહિતી મેળવવાને લાંબો વખત મળવાથી બને તેટલી માહિતી મેળવવામાં આવેલી છે.

### મુશ્કેલીઓ

ખાનગી ખાતાના નોકરોની માફક આ ગામના લોકોની સમીક્ષા કરવા હુકમ થયેલો હતો. ખાનગી ખાતાના નોકરોની સમીક્ષામાં પાંચ વિભાગ પાડવામાં આવ્યા હતાઃ—

૧ આર્થિક અને સામાજિક ૨ શારીરિક ૩ નૈતિક અને માનસિક ૪ ધાર્મિક ૫ નોકરી સમ્બન્ધી. ઉપર પ્રમાણે પાંચ વિભાગમાં આ સમીક્ષા કરવામાં આવી હતી. એકન્દરે દરેક ઈસમની-સ્ત્રી પુરુષની શારીરિક-વૈદ્યકીય તપાસ કરવામાં આવી હતી. પણ તે મુજબ ગામડામાં

લોકોની સમીક્ષા કરવાનું દુરસ્ત ધાર્યું ન હતું. ઘણી મુશ્કેલી વેઠી ડૉક્ટરની પુરતી મદદ મેળવી શકાત, પરન્તુ ગામડાના અજ્ઞાન લોકો આ તપાસનો ઉલટો અર્થ કરી હેતુ પાર પાડવા દેતજ નહિ. જો કે સાધારણ હકીકત ભેગી કરવામાં જ ઘણી મુશ્કેલી નડી હતી. આ સમીક્ષાને શરૂઆતમાં ઘણી જ શંકાની નજરથી જોવામાં આવી હતી. અને મારા મિત્ર રા. રા. સદ્‌ગત મોતીભાઈ નરસિંહભાઈ અમીન એમની મદદ ન હોત તો આ કામ થાત કે કેમ તે વિષે પણ શંકા છે. ખાનગી ખાતાની તપાસ વેળા તે ખાતાની સ્ત્રી નોકરોની શારીરિક તપાસ કરવાનું પણ માંડી વાળવામાં આવ્યું હતું. બીજી મુશ્કેલી દરેક કુટુમ્બના ઉત્પન્ન અને ખર્ચના આંકડા મેળવવાની હતી. આખી દુનિયામાં ખેડૂતની આર્થિક સમીક્ષા કરતી વખતે ઉત્પન્ન-ખર્ચના આંકડા મેળવવામાં ઘણી મુશ્કેલી નડે છે. તે પ્રમાણે અહીંયાં પણ બન્યું હતું. ઘણાખરા ઈસમો અજાણ હોવાથી તેમજ કેટલાક ભણેલા પણ હિસાબ રાખતા નહિ હોવાથી આ આંકડા કોઈ પણ ઠેકાણે પૂરતા ખાત્રીવાળા મળ્યા હતા નહિ. ઉત્પન્ન પણ એક સરખું હોતું નથી. સારાનરસા વર્ષમાં ઘણો તફાવત હોય છે. દરેક ખેતરની મજૂરીનું ખર્ચ કેટલું થાય છે અને ઈતર ઉત્પન્ન કેટલું આવે છે તે પણ નક્કી થઈ શકતું ન હતું. છતાં જુદી જુદી સ્થિતિના લોકોને બોલાવી ખાસ માહિતી મેળવવાના પ્રયત્ન કરવામાં આવ્યા હતા, તેમજ જુદી જુદી રીતે હકીકત પૂછવામાં આવી હતી. તે ઉપરાન્ત ખાસ સવિસ્તર માહિતી મળે એ ઈરાદાથી જુદા જુદા વર્ગના ૧૩ કુટુમ્બોની ખાસ માહિતી (કેસ સ્ટડી તરીકે) ભેગી કરવામાં આવી હતી.

મુખ્ય હકીકતની સાથે બીજા આંકડા મેળવવામાં પણ ઘણી જ મુશ્કેલીઓ નડી હતી. ઘણી વાર ગામે જઈ જુદા જુદા ઈસમોને મળી ભિન્ન ભિન્ન હકીકત મેળવવામાં આવી હતી. અને બને તેટલી ભરોસાદાર માહિતીજ આ પ્રથમ સમીક્ષામાં આપવામાં આવેલી છે.

ખાનગી ખાતાના નોકરો શહેરમાં રહેતા હોવાથી તેમજ તેમની ઉપજ મર્યાદિત અને ચોક્કસ હોવાથી ખાનગી ખાતાની સમીક્ષામાં આ મુશ્કેલી આટલા દરજ્જે નડી નહોતી. વળી ખાનગી ખાતાના નોકરો ઉપર હકીકત આપવાની ફરજ હતી, જ્યારે ગામના લોકોને સમજાવી તેમનો ભરોસો મેળવીને જ કામ કરવાનું હતું.

શહેરમાં રહેતા ખાનગી ખાતાના નોકરોની સ્થિતિ અને ગામડાના લોકોની સ્થિતિમાં ફેરફાર હોવાના કારણે તેમની સ્થિતિ અનુસાર એ સમીક્ષા માટે નવીજ હકીકત મેળવવા બે પત્રક તૈયાર કરવામાં આવ્યાં હતાં. એક પત્રક ગામની સામાન્ય માહિતીનું હતું. આવી જાતની સમીક્ષા હિન્દમાં થએલી નહિ હોવાથી, આ પત્રક બનાવવામાં બહારથી મદદ મળે એમ હતું-જ નહિ. પણ પત્રક ભર્યા પછી માલુમ પડ્યું કે તેમાં માંગેલી હકીકત ઉપરાન્ત બીજી ઘણી માહિતી મેળવવાની જરૂર છે.

## પદ્ધતિ

આ તપાસ કેવા ધોરણે કરવી એ નક્કી કરવાનું કામ પણ મુશ્કેલી ભરેલું હતું. જુદા જુદા દેશનાં ગામડાંઓની તપાસ થએલી તેની માહિતી મેળવવામાં આવી હતી. તે દરેકમાં ગ્રામજીવનના કોઈ એક ભાગ ઉપર ભાર મૂકવામાં આવેલો જણાતો હતો; જ્યારે કેટલીક માહિતી સામાન્ય આવતી હતી. અમેરિકાના યુનાઈટેડ સ્ટેટ્સમાં ગ્રામજીવન પર ઘણી જ તપાસ કરવામાં આવેલી. પ્રેસિડેન્ટ રૂઝવેલ્ટના વખતમાં નીમાએલી ગ્રામજીવન સમ્બન્ધી સમિતિએ કરેલા નિવેદન પછી (આ નિવેદન ખાસ અધ્યયન કરવા જેવું છે) ત્યાંના કન્ટ્રી લાઈફ કામશને

તે દેશમાં ગ્રામજીવન સુધારવા માટે ઘણો જ પ્રયત્ન કરેલો. અને ખાસ કરીને ત્યાંના પ્રેસબિટેરિયન ચર્ચ તરફથી મી. વિલ્સને કેટલાંક ગામોની ઉપયોગી તપાસ કરેલી. પણ તેમાં તપાસનો મુખ્ય ઉદ્દેશ ધાર્મિક જીવનને ઉત્કૃષ્ટ બનાવવાનો હતો. ધાર્મિક જીવન અને સામાન્ય જીવનની એકમેક ઉપર અસર થતી હોવાથી તેમાં સામાન્ય જીવનની બાબતો પણ દાખલ કરવામાં આવેલી.

અમેરિકામાં કોરનેલ યુનિવર્સિટી તરફથી કોરનેલ કાઉન્ટીની તપાસ કરવામાં આવેલી. આ તપાસનું નિવેદન ખાસ ઉપયોગી છે. તેમાં ખાસ આર્થિક સ્થિતિની જ તપાસ કરવામાં આવેલી છે. ત્યાંના ખેડૂતો ભણેલા હોવાથી તે તપાસનું કામ ઘણા દરજ્જે સહેલું પડેલું. યુરોપમાં ઈંગ્લેન્ડની સ્થિતિ જુદી હોવાથી ત્યાંની તપાસ કામમાં આવે તેવી ન હતી. ફ્રાન્સમાં ઉત્તમ નિવેદનો બહાર પડેલાં; પરન્તુ ફ્રેન્ચ ભાષાની આપણી અજ્ઞાનતાને લીધે તેનો ઉપયોગ થઈ શક્યો ન હતો. હિન્દમાં મિ. જેકસનનું બંગાળાના એક પ્રાન્તની તપાસનું નિવેદન હતું; પરન્તુ તે આખા પ્રાન્તનું હોવાથી ઘણું જ સામાન્ય હતું; અને કોઈ એક ગામની તપાસ માટે ઘણું ઉપયોગી નિવડે તેવું ન હતું. આ તપાસ પૂરી થયા પછી હિન્દમાં ઘણું ઉપયોગી કામ થએલું છે. ડો. મેનના લેન્ડ એન્ડ લેબર ઈન એ ડેક્કનમાં દક્ષિણ પ્રદેશની તપાસ કરેલી તે ઘણી જ ઉપયોગી માહિતી આપનારી છે. પરંતુ તેમાં ખેતીના વિષયો પર અને ખર્ચ પર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે; જ્યારે એના સામાજિક જીવનની બાબત બાજુ પર મૂકવામાં આવી છે. મદ્રાસ વિશ્વવિદ્યાલયના પ્રોફેસર સોંડર્સ સ્લેટર તરફથી પણ આ વિષયમાં ઘણી જ ઉપયોગી માહિતીનું પુસ્તક બહાર પાડવામાં આવેલું; પરંતુ તેમાં પણ માત્ર આર્થિક સ્થિતિ ઉપર મુખ્ય ભાર મૂકવામાં આવેલો.

આ બધી તપાસની પદ્ધતિનો વિચાર કરતાં અને વિગતવાર માહિતી મેળવવાની મુશ્કેલી જોતાં આ તપાસમાં આર્થિક સ્થિતિની માહિતી ઉપરાન્ત ગ્રામજીવનના દરેક ભાગ ઉપર જેટલી મળી આવે તેટલી માહીતી ભેગી કરેલી.

## ભડકદની પસંદગી

ગ્રામજીવનની તપાસ કેવા ધોરણે કરવી તે સાથે ગામ પસંદ કરવાનું કામ પણ હતું. હજૂર હુકમ મુજબ સાવલી અગર પેટલાદ તાલુકામાંથી કોઈ એક ગામ લેવાનું હતું. સાવલીની વસતિ થોડાજ વખત ઉપર વસેલી. ત્યાંની ઘણીખરી વસતિ ઉતરતા પ્રકારના ખેડૂતોની. ત્યાંની ખેતી પણ એકજ પ્રકારની. એટલે સાવલી તાલુકામાંથી ગામ પસંદ કરવામાં વિશિષ્ટ ફળ ન હતું; જ્યારે પેટલાદ તાલુકો વડોદરા રાજ્યમાં સારામાં સારો તાલુકો. વસતિ પણ દરેક જાતની હોઈ ખેતી પણ જુદા જુદા પ્રકારની. એટલે સાવલી તાલુકા કરતાં પેટલાદ તાલુકો વધારે ઉપયોગી હોઈ, પેટલાદ તાલુકામાંથી એક ગામ પસંદ કરવાનો નિશ્ચય કરવામાં આવ્યો હતો. ગામ પસંદ કરવામાં એક ધોરણ ખાસ ધ્યાનમાં રાખવાનું એ હતું કે જે ગામની વસતિ કેવળ ખેતી પર નિર્વાહ રાખતી હોય તે જ ગામ પસંદ કરવાનું હતું. પેટલાદ તાલુકાના કેટલાક ગામોના લોકો પરદેશ જઈ પોતાની કમાણી દેશમાં લાવતા હતા; તેવા ગામોનું ઉત્પન્ન નક્કી કરવું સહેલું ન હતું. માટે આવા ગામો છોડી દઈ જે ગામને આવી અસર લાગેલી ન હોય તેવું ગામ પસંદ કરવાનું હતું. આવા ગામની તપાસ કરતાં સ્વર્ગસ્થ રા. રા. મોતીભાઈ નરસિંહભાઈ અમીન તરફથી ભડકદ ગામ સૂચવવામાં આવેલું.

તેમનો તે ગામ સાથેનો સંબંધ ઘણાં વર્ષોથી હતો. તે ગામની ઉન્નતિ થાય તેવી તેમની ઈચ્છા પણ ઘણી હતી; અને જો ત્યાં તપાસ કરવામાં આવે તો તેઓ પોતાની લાગવગનો લાભ આપી અગવડો દૂર કરે તેમ હતું. તેઓએ આ માટે પોતાના શિષ્યો તેમજ કૉલેજ તથા હાઈસ્કૂલના તે તરફના વિદ્યાર્થીઓને મદદ આપવાનું કબુલ કર્યું હતું; અને તેથીજ તેમજ ભડકદ ગામ કેવળ સ્થાનિક ખેતીની પેદાશ ઉપરજ નિર્વાહ કરતું હોવાથી તેમજ તેના ઉપર આજુબાજુના કોઈ મોટા શહેરની અસર નહિ હોવાથી છેવટે એજ ગામ પસંદ કરવામાં આવ્યું હતું. તપાસમાં રા. રા. મોતીભાઈ અમીન અને તેમના શિષ્યો તરફથી સારી મદદ કરવામાં આવી હતી.

## આભાર દર્શન

આ તપાસ કરવામાં ઘણા ઈસમોની જરૂર પડવાથી ઉપર પ્રમાણે રા. રા. મોતીભાઈ અમીન તરફથી આવેલા વિદ્યાર્થીઓની મદદ લેવામાં આવી હતી. શરૂઆતમાં તેમને ભેગા કરી દરેક ઘેર જઈ સવાલ કેવી રીતે પૂછવા અને હકીકત કેવી રીતે મેળવવી તેની માહિતી આપવામાં આવી હતી. પત્રકમાં દરેક સવાલ શા કારણથી પૂછવામાં આવે છે તેનાં કારણો સમજાવવામાં આવ્યાં હતાં. તે ઉપરાન્ત જે તે માહિતી આ સવાલોને લગતી મળી આવે તે લખી લેવા સૂચના આપી હતી, અને જવાબમાં દેખીતો વિરોધ માલૂમ પડે તો બીજા સવાલ પૂછી વિશેષ ખુલાસો લેવા સૂચવવામાં આવ્યું હતું. આખા ગામની હકીકત લેતાં લગભગ પાંચ દિવસ લાગ્યા હતા. પત્રકોમાં ભરાઈ આવેલી હકીકત ભેગી કરવામાં કેટલોક વખત લાગ્યો હતો, પણ તે તૈયાર થયાં ત્યારે કેટલાંક પત્રકોમાં ઘણી જ ખામી માલુમ પડી હતી. વિદ્યાર્થીઓએ બને તેટલી મહેનત અને કાળજી રાખી હતી, પણ ગામડાંના લોકોની સ્થિતિથી તેઓ અજ્ઞાત હોવાના લીધે હકીકત મેળવવામાં કેટલીક ભૂલો થઈ હતી. તેથી ઘણાં પત્રકો નવાં બનાવવાની જરૂર પડી હતી, અને કેટલાંક તદ્દન છોડી દેવામાં આવ્યા હતાં. છેવટે વધુ વિગતવાર માહિતીની જરૂર પડતાં પેટલાદ તાલુકાના તે વખતના મામલતદાર–વહીવટદાર સ્વર્ગસ્થ રાજરત્ન સેવકલાલ દલસુખભાઈ પરીખ જેઓ પ્રથમથીજ આ તપાસમાં સામેલ હતા, અને આ કામ કરવામાં જેઓએ ઘણી અનુકૂલતા કરી આપી હતી, તેમની મદદ સરકાર પાસે માગી હતી, અને તેમણે તે આપી હતી. પરન્તુ જ્યારથી તેઓ આ કામગીરી માટે આવ્યા ત્યારથી ભડકદમાં પ્લેગ અને ઈન્ફ્લુએન્ઝાનો ઉપદ્રવ થયો હતો, અને ગામે જઈ કામ કરવામાં ઘણી મુશ્કેલીઓ નડી હતી. છતાં પણ મુલકી ખાતાના માહિતગાર કારકુનને મેળવી પાછલા તેમજ ચાલુ દફતરોમાંથી તેઓએ ઘણી માહિતી એકત્રિત કરાવી હતી, અને આ તપાસમા ઘણું ઉપયોગી કાર્ય કર્યું હતું. ભડકદ ગામના ગૃહસ્થોએ પણ આ કામમાં સારી મદદ આપી હતી. શરૂઆતમાં કંઈક શંકાની નજરે આ કામ સ્હામે જોવામાં આવતું હતું. પણ તપાસના કામે શ્રીમન્ત મહારાજા સાહેબનો ઉદ્દેશ સમજાવ્યા પછી ગામના મુખી–પટેલ મતાદાર તથા શેઠશાહુકારોએ સારી મદદ આપી હતી. ગામના આગેવાનો પૈકી પટેલ તળજાભાઈ, પટેલ ડાહ્યાભાઈ, પટેલ ચતુરભાઈ, શેઠ હિમચંદભાઈ વગેરેએ ખાસ મદદ આપી હતી, જે માટે તેઓ સર્વનો આભાર માનવો ઘટે છે. એક ગૃહસ્થે પોતાના ચોપડામાંથી પોતાને ખેતરમાંથી ખેતરવાર કેટલી ઊપજ આવે છે તેની સંપૂર્ણ માહિતી આપી હતી.

ગામની તપાસ કરતાં કેટલાક અનાથ ગરીબજનો મળી આવ્યા હતા કે જેમને અનાજ-કપડાંની તાત્કાલીક મદદની જરૂર જણાઈ હતી. આ લોકોને મદદ કરવા રાજરત્ન સેવકલાલ દલસુખભાઈ પરીખે પેટલાદના દાનેશ્વરી શેઠ રાજરત્ન રમણલાલ કેશવલાલ પરીખને ભલામણ કરતાં, એઓએ અનાજ તથા કપડાંની મદદ તત્કાલ આપી હતી, જે બદલ એઓનો પણ હું ઉપકાર માનું છું.

પત્રકોના આંકડા ભેગા કરવાનું કામ વડોદરા રાજ્યના વ્યાપાર (કોમર્સ) ખાતાની ઑફિસના શિરસ્તેદાર સ્વર્ગસ્થ અનુપરામને સોંપવામાં આવ્યું હતું. આ કામ એમણે ખંતથી કર્યું હતું. એમના કામની કદર કરવામાં ઘણો આનંદ થાય છે.

## દ્વિતીય સમીક્ષા

ઘણાં વર્ષો પૂર્વે ઉપર મુજબ ભાડકદના નિવેદનની પ્રસ્તાવના તૈયાર કરવામાં આવી હતી. પણ અગાઉ જણાવ્યા પ્રમાણે અનેક મુશ્કેલીઓ નડેલી હોવાથી નિવેદન તૈયાર કરવાનું કાર્ય થઈ શક્યું નહોતું. આ નિવેદન કોઈ પણ રીતે તૈયાર કરવાની મારી ખાસ ઈચ્છા હતી, જે કારણે તેનું દફતર મેં મારી પાસે રાખ્યું હતું. પણ હંમેશાં બને છે તેમ એક મહત્વનું કામ બીજા મહત્વના કામમાં રોકાઈએ ત્યારે બાજુમાં રાખવામાં આવે છે, અને એક વખત આવી રીતે બાજુ પર રાખેલું કામ ગમે તેવી ઉત્કંઠા હોય તો પણ તે બાજુમાંજ રહે છે. આ વર્ષો દરમ્યાન ઘણી વખતે તે હાથમાં લેવા ધાર્યું હતું, પણ હરેક વખતે કંઈને કંઈ કારણસર બાજુ પર રહ્યું હતું. થોડાજ વર્ષો ઉપર હિમચંદભાઈએ પણ પ્રથમ તપાસ પરથી નિવેદન લખવાનું માથે લીધેલું; પણ પ્રથમ તપાસ થયે ઘણાં વર્ષો વીતી ગએલાં હોવાથી તેઓએ તે હાથ પર લેવાનું પાછળથી માંડી વાળેલું.

વડોદરા રાજ્યમાંથી નિવૃત્ત થયા પછી પણ આ દફતર મારી પાસે રહ્યું હતું, અને ભુવેલની તપાસ પછી તે હાથમાં લેવા ધાર્યું હતું. તે વખતે શ્રી. નટવરલાલ સેવકલાલ પરીખના સંસર્ગમાં આવવાથી મને લાગ્યું કે પ્રથમની તપાસ ૧૯૧૫ ના અરસામાં થઈ હતી, તેને આજે લગભગ ચાલીસ વર્ષ થયાં છે, તો તે દરમ્યાન લોકોની સ્થિતિમાં શો ફેરફાર થયો તેની તપાસ કરવામાં આવે તો પ્રથમ કરેલી તપાસ ક્યોનું ફળ પ્રાપ્ત થાય. આવી ફરી તપાસ ભાગ્યે જ કરવામાં આવે છે. તેથી એ વિચારથી એકજાતનો ઉત્સાહ આવ્યો. પ્રથમ તપાસનું નિવેદન ના કર્યું તેથી કંઈ નુકસાન થયું નહોતું. નિવેદન કર્યું હોત તો તે બીજા નિવેદનોની માફક દફતરમાં જ પડી રહેત અને આવી મહત્વની તપાસ કરવાનો પ્રસંગ જ ના આવત.

આ કારણે તપાસનું નિવેદન અગાઉ ન કરાવમાં જે અફસોસ થયો હતો તે મટી ગયો; અને તેજ ગામની પ્રથમનાજ ધોરણે ફરી તપાસ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો, તેથી ઘણો સંતોષ થયો. પાછલું દફતર તપાસતાં એમ પણ લાગ્યું કે પ્રથમની તપાસની ઘણીખરી માહિતી અને તેનાં પત્રકો—ગામની સામાન્ય અને વ્યક્તિવાર ઇસમોની સ્થિતિનું એકીકરણ અને તેના અંગનાં પત્રકો કાયમ હતાં. તે સાથે ૧૩ જુદા જુદા વર્ગના ખેડૂતોની સ્થિતિની ખાસ તપાસની—કેસ સ્ટડીની હકીકત પણ દફતરમાં હતી. એટલે પ્રથમનાજ ધોરણે નવીન તપાસ કરવાનું કામ સરલ બન્યું હતું. જૂની માહિતી ભેગી કરેલી તેમાંથી બેજ પત્રકો મળી આવ્યાં ન હતાં. એક પત્રકમાં ગામના ખાતેદારો પાસે તેમના ખાતામાં કેટલા સર્વે નંબરો–ટુકડા છે તેની માહિતી વહીવટદાર કચેરીના કારકુન અંબાલાલ પાસે કરાવેલી તે કોઈને છાપવા

આપેલી તે પાછી આવી શકી ન હતી. તે ઉપરાન્ત રા. રા. હિંમતચંદભાઈએ ખેડૂતો ખળીમાં દાણા લાવે ત્યારે ગામની ઉજાડ વસતિને જે ભાગ આપવાનો રિવાજ હતો, તેની સવિસ્તર નોંધ કરી હતી તે કોઈને છાપવા આપેલી તે પાછી આવી નહોતી. તો પણ એ રિવાજની ઘણી ખરી માહિતી ઉપર બતાવેલા ૧૩ કુટુમ્બોની હકીકત પૈકી બારિયા ગલા ખુમાની હકીકતમાંથી મળી આવે છે. આ બન્ને બાબતો ઘણીજ મહત્વની તેમજ ઉપયોગી હતી. તે મળી આવનાં નહિ હોવાથી મને ઘણીજ દિલગીરી થાય છે. બાકી તો બધીજ માહિતીઓ એમને એમ મળી આવી છે. પ્રથમની તપાસમાં સામાજિક રીતરિવાજોની ખાસ તપાસ કરી નહોતી. પણ આ વખતની તપાસમાં એ વિષય ઉપર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે. અને એ સમ્બન્ધી ઘણી સારી હકીકત ભેગી કરી રજૂ કરવામાં આવી છે.

બીજી તપાસ કરવાનું કામ તથા બન્ને તપાસનાં નિવેદન લખવા તૈયાર કરવાનું કામ શ્રી નટવરલાલ સેવકલાલ પરીખને સોંપવામાં આવ્યું હતું. પ્રથમ જેટલી સરકારની તથા સ્થાનિક મદદ સિવાય ઘણી મહેનત કરી આ કામ એમણે સારી રીતે પાર પાડ્યું છે, તે માટે અમારા મંડળ તરફથી તેમને ધન્યવાદ આપું છું. આ નવીન તપાસ કેવી રીતે અને કેવા ધોરણે કરી તેની માહિતી તેઓના નિવેદનમાં આપી છે.

ચાલીસ વર્ષના ગાળામાં ગામની સ્થિતિમાં શા શા ફેરફાર થયા તે આ પુસ્તકમાં વિગતવાર આપવામાં આવ્યા છે, તેમાં કેટલીક બાબતો મહત્વની છે. વસતિ વધી છે, તેથી ખેડૂતને જમીન માથા દીઠ ઓછી થઈ છે. છતાં લડાઈના વર્ષોમાં સારા ભાવ આવવાથી ખેડૂતોની સ્થિતિ સુધરી છે. પણ નીચલા વર્ગના લોકોની સ્થિતિમાં તથા તેમની રહેણીકરણીમાં કંઈ ફેરફાર થયો નથી. કારીગર વર્ગ ઘસાતો ગયો છે. ગામનાં સાર્વજનિક કામો હજુ પણ નાદુરસ્ત સ્થિતિમાંજ છે. સામાજિક રીતરિવાજો અગર ધાર્મિક જીવનમાં ખાસ ફેરફાર પડ્યો નથી. અનેક દેવસ્થાનો છતાં તેના પૂજારી લોક ધર્મશાસ્ત્રના જ્ઞાનથી વિહીન તથા અશિક્ષિત છે. ગામની બે ઉપયોગી સંસ્થાઓ સહકારી મંડળી અને ગામપંચાયત નિર્માલ્ય સ્થિતિમાં આવી રહેલી છે.

આજુબાજુના ચરોતરનાં ગામોની સ્થિતિ જોતાં આ ગામ તદ્દન પછાત રહ્યું છે. ભાદરણ, ધર્મજ, કરમસદ, વસો, સોજિત્રા વગેરે ગામોની ખીલવણી જોતાં આ ગામમાં કંઈ મહત્વની પ્રગતિ થઈ નથી, એમજ કહેવાય. આ મોટા ગામોમાં સુધરેલા જીવનને અંગે જે અનેક પ્રકારની મહત્વની સંસ્થાઓ દાખલ થઈ છે, તે ત્યાંના પાટીદારોની પ્રગતિ બતાવે છે. વડોદરા રાજ્યે સાર્વજનિક સંસ્થાઓને માટે જે મદદ આપવાનું ધોરણ દાખલ કર્યું હતું તેનો પૂરેપુરો લાભ આ ગામોએ તરતજ લીધો, તે સાથે પોતાની ગામની ઉન્નતિ માટે પોતાનાથી પણ જે કંઈ મદદ આપી શકાય તે આપવામાં તેઓએ કંઈ કચાશ રાખી નથી. આ ગામોની સંસ્થાઓનું ખાસ નિરીક્ષણ કરવામાં આવે તો મને લાગે છે કે આખા દેશ માટે એક મહત્વનું બોધદાયક કાર્ય થાય. આજે આખા દેશમાં જે કોમ્યુનિટી પ્રોજેક્ટ તથા નેશનલ એક્સ્ટેન્શન સર્વિસ દાખલ કરવામાં આવે છે, તેમાં આ માહિતી ઘણી ઉપયોગી નીવડશે. આવી પ્રગતિ નાનાં ગામોએ કરેલી હોય એવું જાણવામાં નથી. આ વ્યવહારુ અને મહેનતુ કોમે છેલ્લા ચાલીસ વર્ષના ગાળામાં અજબ પ્રગતિ કરી છે. આ ગામો પૈકી ભાદરણ અને વસો ગામે કેવી જાતની સંસ્થાઓ દાખલ કરી છે, તેની યાદી આ પુસ્તકના

પરિશિષ્ટમાં જોડી છે. પણુ તે સાથે કહેવું પડે છે કે આ કોમે એમની જ કોમના નાનાં ગામના લોકોની ઉન્નતિ માટે ખાસ પ્રયાસ કર્યો નથી. ભડકદના લોકોમાં સંપ અને નેતાગીરીની ખામીને લીધે સરકારની મદદ તેઓ મેળવી શકયા નથી, તાલુકામાં વિકાસ મંડળ છે, તેનો પણુ લાભ આ નાના ગામને મળ્યો નથી. આવી સ્થિતિમાં નાનાં પછાત ગામોની સુધારણાનો પ્રશ્ન દેશને માટે ઘણો જ મહત્વનો છે. ગામ પછાત છે અને તેમાં પછાત વર્ગની વસતિ ઘણી મોટી છે. છતાં ગામના લોકોમાં ભણેલા અને સમજુ માણસો પણુ છે. માત્ર તેમને મદદ કરી આગળ લાવવાની જરૂર છે. ભુવેલ પણુ આવી સ્થિતિનું ગામ હતું. પણુ ત્યાંની સહકારી મંડળીના આગેવાન તથા શિક્ષક શ્રી છોટાલાલ ભટ્ટે ભુવેલની મંડળીને એક આદર્શ સંસ્થા બનાવી અને તેને લીધે ગામની આર્થિક સ્થિતિમાં સુધારો થયો. આશરે ૧૧૦૦ વસતિવાળા નાના ગામની આ મંડળીમાં લગભગ રૂપિયા ૭૫,૦૦૦ મળે, એ બતાવે છે કે ગામને સારા નેતા મળે તો ગામની સુધારણા સારી રીતે થાય. બીજા બધા પ્રયત્નો સાથે ગામમાંથી સારા નેતા ઉભા કરવા એ જ મહત્વનો પ્રશ્ન છે.

વડોદરા રાજ્યમાં નાનાં નાનાં ગામોની સમીક્ષા કરાવવામાં આવી હતી. આવી સમીક્ષા દ્વારા લોકોની સ્થિતિની માહિતી મળે તેથી રાજ્યને ઘણોજ લાભ થાય, અને પરોક્ષ રીતે રાજ્યવહીવટમાં તેમજ નીતિમાં સુધારો થાય એ ઇષ્ટ, સ્પષ્ટ તથા સ્વાભાવિક છે.

મણિલાલ બાલાભાઈ નાણાવટી
પ્રમુખ
ધી ઇન્ડિઅન સોસાઈટી ઓફ એગ્રિકલ્ચરલ ઇકોનોમિક્સ



## સ્થાનિક લોકતંત્ર–ગ્રામ સ્વરાજ્ય–સહકારી પદ્ધતિ

‘પોતાની પ્રાથમિક આવશ્યકતાઓ માટે સ્વતંત્ર સ્થાનિક લોકતંત્ર એ ગ્રામ સ્વરાજ્યનો મારો ખ્યાલ છે. આવા લોકતંત્રની પ્રત્યેક પ્રવૃત્તિ શકય તેટલી સહકારી પદ્ધતિએ ચલાવવી જોઈએ.’

મહાત્મા મોહનદાસ કર્મચન્દ ગાંધી

**લેખક નટવરલાલ સેવકલાલ દલસુખભાઈ પરીખ**

બી. એ. ઓનર્સ એલ એલ. બી.

**અભ્યાસ–અનુભવ–કાર્ય**

બરોડા હાઈસ્કૂલ, વડોદરા

સાહિત્ય, ઇતિહાસ, તર્કશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, રાજ્યશાસ્ત્ર, રાજ્યવિધાન–બરોડા કૉલેજ, વડોદરા

કાયદા, ન્યાયશાસ્ત્ર, રાજ્યવિધાન–ગવર્નમેન્ટ લો કૉલેજ, મુંબાઈ

આધુનિક ચિંતન–ધી લંડન સ્કૂલ ઑફ ઇકોનોમિક્સ ઍન્ડ પોલિટિકલ સાયન્સ, લંડન યુનિવરસિટી,

લંડન શિક્ષણશાસ્ત્ર–ઇન્સ્ટિટ્યુટ ઓફ એજ્યુકેશન–ઑક્સફર્ડ યુનિવરસિટી, ઑક્સફર્ડ

**પૂર્વકાલીન**

પ્રોબેશનર ઑફિસર–ધી સિંધિઆ સ્ટીમ નેવિગેશન કમ્પની, મુંબાઇ

વાંસદા રાજ્યના યુવરાજશ્રીના ટ્યુટર કમ્પેનિઅન, વાંસદા

સીનિઅર કો–ઑપરેટિવ ઑફિસર–ઑડિટર, કો–ઑપરેશન ડીપાર્ટમેન્ટ, બરોડા સ્ટેટ

અનુવાદક–શ્રી. દા. સાતવલેકર કૃત ભગવદ્‌ગીતા પર પુરુષાર્થબોધિની ટીકા–પ્રથમ વિભાગ

**–: શ્રમ તથા કલ્યાણ અધિકારી–લેબર ઍન્ડ વેલફેર ઑફિસર**

જ્યુબિલી મિલ્સ–કેલિકો કમ્પની, અમદાવાદ : ટાટા એડવાન્સ મિલ્સ, અમદાવાદ

ભારત વિજય મિલ્સ, કલોલ : ઇન્ડો બેલ્ગા એંજિનીઅરિંગ કમ્પની, અમદાવાદ

એલેમ્બિક કેમિકલ વર્ક્સ, વડોદરા : અમ્બિકા મિલ્સ, અંક ૩, વડોદરા

**—:શાસન અધિકારી–એડમિનિસ્ટ્રેટિવ મેનેજરઃ—**

ભારત વિજય મિલ્સ, કલોલ

**—પ્રયોજક—**

વડોદરા મધ્યસ્થ મંડલ, વડોદરા : નવજીવન બન્ધુ સમાજ, વડોદરા

સહકારી ભગિની સમાજ, વાઘોડિઆ : સંજીવન ખાદી ઉદ્યોગ ભંડાર, અમદાવાદ

સહકારી સંજીવન સમાજ, અમદાવાદ : સંજીવન વસ્ત્રોત્પન્ન કાર્યાલય, અમદાવાદ

વડોદરા રાજ્ય પ્રજામંડલ પ્રથમ સ્વયંસેવક દલ શિક્ષણ વર્ગ, વડોદરા

જ્યુબિલી મિલ્સ કો–ઑપરેટિવ સપ્લાય સોસાઈટી લિ.–ઉપાહાર ભવન તથા ભંડાર, અમદાવાદ

એડવાન્સ મિલ્સ કો–ઑપરેટિવ કનઝ્યુમર્સ સોસાઈટી લિ. –ઉપાહાર ભવન, અમદાવાદ

**—મંત્રી—**

ધી સોસાયટી ફૉર ધી પ્રમોશન ઓફ શિપિંગ નૉલેજ, મુંબાઈ

અખિલ હિંદ કાપડ મહાજન, અમદાવાદ

**—પ્રમુખ—**

વાઘોડિઆ થીઓસોફિકલ લૉજ, વાઘોડિઆ

સહકારી સંજીવન સમાજ, અમદાવાદ

**— વિશિષ્ટ સંશોધન અધિકારી —**

ધી ઇન્ડિઅન સોસાઈટી ઓફ એગ્રિકલ્ચરલ ઇકોનોમિક્સ, મુંબાઈ

આ ઉપરાન્ત ગુર્જર દેશના અનેક તાલુકાઓમાં અનેક ગામોમાં કાર્ય કર્યાં છે

# શ્રી

# નિવેદન

### સંયોજન

કોઈપણ વિષય, પ્રવૃત્તિ, પ્રદેશ, લોકસમૂહ કે સંસ્થામાં ફેરફાર, પુનર્રચના કે પ્રગતિ કઈ કઈ બાબતોમાં, ક્યારે, કેવી રીતે, કોના દ્વારા, કોણે કરવાં, એ પ્રમાણે કરવામાં કેટલો ખર્ચ કરવો, એ ખર્ચ માટે નાણાં તથા સાધનો વગેરે કેવી રીતે મેળવવાં, અને એથી ક્યાં કેવાં પરિણામ ક્યારે આવશે એ સર્વનો વિચાર કરી તે સર્વની યોજના કરવી એટલે આયોજન, નિયોજન કે સંયોજન. ઇંગ્લિશ ભાષામાં એને પ્લેનિંગ કહે છે.

### સમીક્ષા

પરન્તુ સંયોજન કરતાં પહેલાં જે સમ્બન્ધી સંયોજન કરવું હોય તેની સ્થિતિ જાણવી જોઈએ. આ સ્થિતિની સમ ઈક્ષા-સરખી-બરાબર તપાસ કરવી એટલે સમીક્ષા. સમીક્ષાને ઇંગ્લિશમાં સર્વે કહે છે. સમીક્ષા એ ઑડિટ, એક્ઝામિનેશન, ઇન્સ્પેક્શન કે રીવ્યુ-હિસાબની તપાસણી, પરીક્ષા, તપાસ કે સમાલોચના નથી. સમીક્ષામાં તો વિષયનાં અવલોકન, વર્ણન, નિરુપણ ઉપરાન્ત એનાં હેતુ, મૂલ, તથા કાર્યકારણ પરિસ્થિતિ આદિની અન્વેષણા-પર્યેષણા હોય છે.

### સમીક્ષાના પ્રકાર

સમીક્ષા કોઈ વિષય, પ્રવૃત્તિ, સંસ્થા કે અમુક લોકસમૂહની હોય, અને ભૌગોલિક દષ્ટિએ તે કોઈ રાજ્ય, દેશ, પ્રદેશ, જીલ્લા, તાલુકા, નગર, ગ્રામ કે એના ભાગની હોય. સમીક્ષા કાંતો સર્વસામાન્ય (જનરલ) હોય કે કોઈ વિશિષ્ટ (સ્પેશલ) વસ્તુની હોય. વળી તે વિસ્તૃત (એક્સ્ટેન્સિવ) હોય કે ગહન (ઇન્ટેન્સિવ) હોય.

### સમીક્ષાનાં સ્વરૂપ

સમીક્ષાનાં કેટલાંક સ્વરૂપ આ પ્રમાણે છેઃ—

૧ અંકાત્મક, ૨ વર્ણનાત્મક, ૩ મીમાંસાત્મક, ૪ કારણાત્મક, ૫ પરિણામાત્મક, ૬ અનુમાનાત્મક, ૭ સૂચનાત્મક, ૮ નિર્ણયાત્મક, ૯ ભવિષ્યકથનાત્મક, ૧૦ ખંડનાત્મક, ૧૧ મંડનાત્મક, ૧૨ સંયોજનાત્મક.

### સામાજિક તથા આર્થિક સમીક્ષા

જેમાં સામાજિક બાબતોની સમીક્ષા હોય છે તેને સામાજિક સમીક્ષા કહે છે, અને જેમાં આર્થિક બાબતોની સમીક્ષા હોય તેને આર્થિક સમીક્ષા કહે છે. કિન્તુ જેમાં સામાજિક તેમજ આર્થિક બન્ને બાબતોની સમીક્ષા હોય તેને સામાજિક તથા આર્થિક કે સામાજીક-આર્થિક સમીક્ષા કહે છે. કેટલીક બાબતો ખરેખર સામાજિક હોવા છતાં કેટલાક એમને આર્થિક માને છે. વસ્તુત : આર્યશાસ્ત્ર અનુસાર અર્થ સ્વતઃ સમાજનો જ એક ભાગ છે. ઇંગ્લિશ મત અનુસાર પણ અર્થશાસ્ત્ર એ પણ સામાજિક શાસ્ત્રો પૈકીનું જ એક શાસ્ત્ર છે. વ્યાપક અર્થમાં રાજશાસન એ પણ સમાજશાસ્ત્રનું-સમાજનું એક અંગ છે. આમ સામાજિક આર્થિક સમીક્ષામાં પંચભૌતિક પ્રકૃતિ, લોકો, તેમના ધર્મો, વર્ણો, જાતિ, જ્ઞાતિ, પ્રથાઓ, સંસ્થાઓ, વૃત્તિઓ, પ્રવૃત્તિઓ, આહાર, વસ્ત્ર, વાસ, સ્વાસ્થ્ય, શિક્ષણ, સાહિત્ય,

કેલા, રંજન, વ્યવસાય, કૃષિ, પશુ, ઉદ્યોગ, વ્યાપાર, ધીરધાર, માર્ગ, વાહનવ્યવહાર, સમ્પત્તિ તથા ઋણ, પ્રાપ્તિ તથા વ્યય, રાજશાસન આ સર્વ સમાવિષ્ટ છે.

### ભૂતપૂર્વ વડોદરા રાજ્યમાં સામાજિક તથા આર્થિક સમીક્ષા કાર્ય

સામાજિક તથા આર્થિક સમીક્ષાના ક્ષેત્રમાં ગુજરાતમાં ભૂતપૂર્વ વડોદરા રાજ્ય અગ્રેસર હતું. આ રાજ્યે નીચે પ્રમાણે સમીક્ષાઓ કરાવી છે.

૧ વડોદરા રાજ્યની ઔદ્યોગીક સમીક્ષા.

આજથી આશરે ૬૩ વર્ષ પૂર્વે સન ૧૮૯૩ માં વડોદરા સરકારે રાજ્યની ઔદ્યોગિક સમીક્ષા કરવા એક સમિતિ નીમેલી. આ સમિતિએ રાજ્યના દરેક તાલુકાની મુલાકાત લેઈ ને હસ્તઉદ્યોગની તથા કૃષિની તપાસ કરેલી; અને એક મોટું નિવેદન તૈયાર કરેલું. જે ઉપરથી તે વેળા વડોદરા રાજ્યમાં નોકરી કરતા વિશિષ્ટ લેખક, તત્ત્વચિંતક, સંશોધક અને મહાયોગી શ્રી અરવિંદ ઘોષે ઇંગ્લિશમાં એક નાનું રૂપાન્તર તૈયાર કરેલું. આજ શ્રી અરવિન્દે પછીથી વડોદરા રાજ્યની મોટી માનભરી નોકરી છોડી માતૃભૂમિમાં જઈ વન્દેમાતરમ પત્રના તંત્રી બની પોતાની લેખિની તથા વાણીથી લાખ્ખો દેશબન્ધુઓને, સ્વદેશસેવાની પ્રેરણા આપી; અને આજ શ્રી અરવિન્દે પછીથી દૈવી શક્તિના આવાહનાર્થે પોંડિચેરી જઈ પૂર્ણયોગની સાધના આરમ્ભી !

૨ વડોદરા જિલ્લાના પાદરા તાલુકાની આર્થિક સમીક્ષા

૩ વડોદરા જિલ્લાના પેટલાદની ઔદ્યોગીક સમીક્ષા

૪ નવસારી જીલ્લાના બિલિમોરાની ઔદ્યોગીક સમીક્ષા

૫ પેટલાદ તાલુકાના ભડકદ ગામની સામાજિક આર્થિક સમીક્ષા : સમીક્ષક–સર મણિલાલ બાલાભાઈ નાણાવટી : સાહાય્યક–રાજરત્ન સેવકલાલ દલસુખભાઈ પરીખ

૬ પેટલાદ તાલુકાના શેખડી ગામની સામાજિક આર્થિક સમીક્ષાઃ સમીક્ષક–શ્રી બાલારામ વિ. દેસાઇ

૭ માંગરોલ તાલુકાના સિમોદ્રા ગામની સામાજિક આર્થિક સમીક્ષા : સમીક્ષક–શ્રી એસ. વિ. ભટ્ટ

૮ ઓખામંડલ તાલુકાની નાનાભાવડા ગામની સામાજિક આર્થિક સમીક્ષા : સમીક્ષક–શ્રી એમ. વિ. મહેતા.

૯ સિદ્ધપુર તાલુકાના તાવડિયા ગામની સામાજિક આર્થિક સમીક્ષા : સમીક્ષક–લોકપ્રિય નવલકથાકાર શ્રી રમણલાલ વસન્તલાલ દેસાઈ

૧૦ દામનગર તાલુકાના પાડરસિંગા ગામની સામાજિક આર્થિક સમીક્ષાઃ સમીક્ષક–શ્રી હાથીભાઇ અ. પટેલ

૧૧ વડોદરા રાજ્યના ખેડુતોનાં કરજની તપાસ : સમીક્ષક–સર મણિલાલ બાલાભાઈ નાણાવટી

૧૨ વડોદરા રાજ્યના ખાનગી ખાતાના નોકરોની સામાજિક આર્થિક સમીક્ષા : સમીક્ષક–સર મણિલાલ બાલાભાઈ નાણાવટી

૧૩ પેટલાદ તાલુકા સર્વસંગ્રહ : સમીક્ષક–શ્રી હાથીભાઈ અં. પટેલ

૧૪ વાઘોડિઆ તાલુકાના રસુલાબાદ ગામની તપાસ : સમીક્ષક–શ્રી રૂપનન્દન સુખનન્દન કાનુનગો

૧૫ ભાદરણ પેટામહાલના ભુવેલ ગામની તપાસ : સમીક્ષક–શ્રી વિમલ શાહ તથા શ્રી સરલા શાહ

૧૬ પેટલાદ તાલુકાના ભડકદ-ગામની દ્વિતીય સામાજિક તથા આર્થિક સમીક્ષા : સમીક્ષક–શ્રી

નટવરલાલ સેવકલાલ પરીખ. અંક ૫ તથા ૧૬ ની સમીક્ષાઓના સંયુક્ત નિવેદનનું પુસ્તક ગુજરાતીમાં તેમજ અંગ્રેજીમાં શ્રી નટવરલાલ સેવકલાલ પરીખે લખ્યું-તૈયાર કર્યું છે. આ પૈકી અંગ્રેજી પુસ્તક ધી ઇન્ડિઅન સોસાઈટી ઑફ એગ્રિકલ્ચરલ ઈકોનોમિક્સે (મુંબઈ) હમણાંજ પ્રકટ કર્યું છે; અને આ યુગલસમીક્ષાના ગુજરાતી નિવેદનનું પુસ્તક પ્રકટ કરવાનું કાર્ય ચાલે છે.

આ સિવાય વડોદરા રાજ્યના સ્ટેટ ગેઝેટીઅર્સ-રાજ્ય સર્વસંગ્રહોમાં તથા વસતિગણત્રીનાં નિવેદનોમાં પણ ઘણી માહિતી આપવામાં આવી છે. શ્રી. સત્યવ્રત મુકરજીએ તૈયાર કરેલ વસતિગણત્રીનાં નિવેદનો તો ઘણી પ્રશંસા પામેલાં. સર મણિલાલ બાલાભાઈ નાણાવટીએ તૈયાર કરેલ-લખેલ બરોડા સ્ટેટ ઇકોનોમિક ઇન્ક્વાયરી કમિટીનો રીપાર્ટ (ઇંગ્લિશ ભાષામાં) તેમજ વડોદરા રાજ્યે નીમેલી બીજી ઇન્ક્વાયરી કમિટીઓના રીપોર્ટ પણ ઘણા મહત્વના છે.

## ગુજરાતમાં સમીક્ષા કાર્ય

વડોદરા રાજ્ય બહાર ગુજરાતમાં નીચેનાં પુસ્તકો બહાર પડયાં છેઃ—

૧ ગુજરાત સંબંધી ઇંગ્લિશમાં ગેઝેટીઅર

૨ ગુજરાત સર્વસંગ્રહ-સ્વર્ગસ્થ કવિ નર્મદાશંકર લાલશંકરે ઈંગ્લિશ ગેઝેટીઅર્સ પરથી તૈયાર કરેલ.

૩ વેલ્થ ઑફ ગુજરાત-કર્તા : પ્રોફેસર એ. બી. ત્રિવેદી

૪ એ સ્ટડી ઑફ રુરલ ઇકોનોમી ઑફ ગુજરાત-કર્તા : ડૉક્ટર જ્યોતીન્દ્ર મા. મહેતા

૫ રુરલ ઇકોનોમી ઑફ ગુજરાત-કર્તા : ડૉક્ટર એમ. બી દેસાઈ

૬ ઇકોનોમિક સર્વે ઑફ સૌરાષ્ટ-કર્તા ડૉક્ટર એમ. બી. દેસાઈ તથા ડૉ. ડી. ટી. લાકડાવાળા

૭ ગુજરાત દર્શન-કર્તા : શ્રી ધનવન્ત ઓઝા

૮ ચરોતર સર્વસંગ્રહ-કર્તા-સંપાદકઃ શ્રી ચન્દ્રકાન્ત કુ. શાહ તથા શ્રી પુરૂષોત્તમ છ. શાહ

૯ ઇકોનોમિક ઍન્ડ સોશલ સર્વે ઑફ મહેસાણા ડિસ્ટ્રિક્ટ-સમીક્ષક-ડૉક્ટર આઈ. જી. આચાર્ય, પ્રકાશક-ધી ઇન્ડિઅન સોસાઇટી ઑફ એગ્રિકલ્ચરલ ઇકોનોમિક્સ

૧૦ કો-ઑપરેશન ઇન કોડીનાર-સમીક્ષક-ડૉક્ટર મનોહર વિ. હાટે-પ્રકાશક-ધી ઇન્ડિઅન સોસાઈટી ઑફ એગ્રિકલ્ચરલ ઇકોનોમિક્સ

૧૧ લાઈફ એન્ડ લેબર ઇન એ ગુજરાત તાલુકા-કર્તા : શ્રી જે. બી. શુક્લ

૧૨ મહાગુજરાતનું અંકપત્રક- કાર્યદર્શક : શ્રી પોપટલાલ જી. શાહ

૧૩ મહાગુજરાતની ભાષા-કર્તા : શ્રી ટી. એન. દવે

૧૪ મહાગુજરાતની ભૂસંપત્તિ-કર્તા : ડૉક્ટર આર. એન. સુરેશવાલા

૧૫ મહાગુજરાતની પક્ષીસંપત્તિ-કર્તા : શ્રી સલીમઅલી

૧૬ મહાગુજરાતની જાતિકુલસંપત્તિ-કર્તા : શ્રી ડી. એન. મજુમદાર

૧૭ મહાગુજરાતની વનસ્પતિ-કર્તા : શ્રી જી. એ. કાપડીઆ

૧૮ મહાગુજરાતની પશુસંપત્તિ-કર્તા : શ્રી જી. એ. કાપડીઆ

૧૯ મહાગુજરાતની આબોહવા-કર્તા : કુમારી લીલા બહેન બી. દેસાઈ તથા ડૉક્ટર બી. એન. દેસાઇ

૨૦ મહાગુજરાતની ભાષાસીમાઓ–કર્તા : શ્રી હરિસિદ્ધભાઈ વિ દીવેટીઆ
૨૧ ગુજરાત : એક દર્શન–કર્તા શ્રી શિવપ્રસાદ બી. રાજગોર : મહારાજા સયાજીરાવ વિશ્વ-
વિદ્યાલય, વડોદરા

આ સિવાય ગુજરાતમાં નીચે પ્રમાણે કામ થયું છે—

૧ મહાત્મા ગાંધીજીના અનુયાયી ડૉ. કુમારપ્પા તથા બીજાઓએ કરેલી ગામડાંની તપાસ
૨ સરકાર તરફથી કેટલાક ઉદ્યોગોની તપાસ, સેમ્પલ સર્વે વગેરે
૩ સામૂહિક વિકાસ યોજના અને રાષ્ટ્રીય વિસ્તરણ યોજના અંગે તપાસ
૪ સુરત જિલ્લાની સરકારી વહીવટની તપાસ–સમીક્ષક : શ્રી એન. બી. દેસાઈ

વળી ગુર્જરદેશ કે એના કેટલાક ભાગો—જિલ્લા, તાલુકા, ગામ વગેરે સંબંધી ધર્મ, સાહિત્ય, ઈતિહાસ, અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, ઉદ્યોગ, વ્યાપાર, વ્યવહાર, વિજ્ઞાન, કલા આદિ વિષયક ઘણાં પુસ્તક પ્રકટ થયાં છે.

## ભડકદ ગામની પ્રથમ સમીક્ષા

**પૂર્વકાલીન વડોદરા રાજ્યના મહારાજા સ્વર્ગસ્થ સયાજીરાવ ગાયકવાડ,** એઓશ્રીના આદેશથી સન ૧૯૧૫ થી સન ૧૯૧૮ સુધીમાં ચરોતર પ્રદેશના પેટલાદ તાલુકાના ભડકદ ગામની સામાજિક તથા આર્થિક સમીક્ષા કરવામાં આવેલી. ભડકદની આ સમીક્ષા એ માત્ર વડોદરા રાજ્યમાં જ નહિ, કિન્તુ સમસ્ત ગુર્જરદેશમાં આ પ્રકારની પ્રથમ સામાજિક તથા આર્થિક સમીક્ષા છે, જે સમ્બન્ધી ધી ઈન્ડિઅન સોસાઈટી ઑફ એગ્રિકલ્ચરલ ઈકોનોમિક્સના પ્રમુખશ્રી સર મણિલાલ બાલાભાઈ નાણાવટીએ આ પુસ્તકના આમુખમાં કેટલીક માહિતી આપી છે. કિન્તુ આ સમીક્ષાનું નિવેદન (રીપોર્ટ) લખાએલું નહિ તે લખવા ઉપર્યુક્ત સંસ્થાના પ્રમુખશ્રીએ સન ૧૯૫૦માં મે માસમાં અમને આજ્ઞા કરતાં, અને આ સમીક્ષાનું દફતર બહારગામ હતું, તે અમને ૧૯૫૦ ના સપ્ટેમ્બર માસમાં સોંપતાં, સન ૧૯૫૧ના મે માસ સુધીમાં અમે આ નિવેદનનો ઘણો ખરો ભાગ લખીને તે સર્વ એઓશ્રીને સુપ્રત કરેલું. તત્પશ્ચાત્ આજ ભડકદ ગામની સામાજિક તથા આર્થિક સ્થિતિની પુનઃ સમીક્ષા કરવાનો ઉપર્યુક્ત સંસ્થાએ નિર્ણય કરતાં સંસ્થાએ સન ૧૯૫૫ના મે માસમાં અમને આ કાર્યાર્થે વિશિષ્ટ સંશોધન અધિકારી–સ્પેશલ રીસર્ચ ઑફિસર તરીકે નિયુક્ત કર્યા, અને એજ મે માસમાં ભડકદ ગામની પ્રથમ સામાજિક તથા આર્થિક સમીક્ષાના નિવેદનલેખનનું કામ અમે સમ્પૂર્ણ કર્યું.

### પ્રથમ સમીક્ષાની સામગ્રી

આ સમીક્ષાનાં મૂલ ૧૩ પત્રકો પૈકી અંક ૧ તથા ૧૧ પ્રથમથી જ અમારા જોવામાં આવ્યાં નથી. અને અંક ૫નું માત્ર એક અડધીયું છે. આ બે પત્રકો શું હતાં તે પણ અમને કોઈ કહી શકયું નથી. બાકીનાં પત્રકો નીચે પ્રમાણે છે. આ બે પત્રકો પર અંગ્રેજીમાં મથાળાં લખ્યાં છે, જેનું ગુજરાતી અમે નીચે પ્રમાણે કર્યું છે:—

૨ માલિકીનાં ખેતરોના આંકડા તથા હકીકત
૩ ખેડાતાં ખેતરો તથા કૂવા
૪ સંપત્તિ અને તેના પ્રકાર
૫ ઋણ–દેવું અને તેના પ્રકાર (ફકત એક અડધીયું પાન છે)

૬ ઋણના-દેવાનાં કારણ
૭ વ્યાજના દર : ઋણના-દેવાના પ્રકાર પ્રમાણે
૮ શાહુકાર
૯ સંપત્તિ તથા ઋણ
૧૦ ઉત્પન્ન અને તેના પ્રકાર
૧૨ ખર્ચ અને તેના પ્રકાર
૧૩ કુલ ઉત્પન્ન અને કુલ ખર્ચ

આ ઉપરાંત દફતરમાં નીચે પ્રમાણે સામગ્રી છે—
ભડકદ ગામનું વિક્રમ સંવત્ ૧૯૭૪ ના વર્ષનું એક વસતિપત્રક
વસતિને લગતાં કેટલાંક નાનાં પત્રકો
કૃષિને લગતી કેટલીક નોંધ
ઉદ્યોગ વ્યાપાર સંબંધી થોડીક માહિતી
આહાર સંબંધી નોંધ
શાળા, પુસ્તકાલય સંબંધી ઘણી ટૂંકી નોંધ
૧૩ કુટુંબોની આર્થિક સ્થિતિની નોંધ
ગામનોકર, ગામપંચાયત તથા મધ્યસ્થપંચ સંબંધી ટૂંકી નોંધ

વિલેજ સર્વે પર્સનલ—આમાં ભડકદ ગામનાં કુલ મકાન, જમીન, ઢોર મિલકત, દેવું, આવક, ખર્ચ, રોગ તથા રોગીઓના આંકડા છે.

વિલેજ સર્વે જનરલ—આમાં ભડકદ ગામની સામાન્ય હકીકત, પાણીનાં સાધન, જમીન, ખાતેદાર, જમીન મહેસૂલ, ખેતી, ખેતીનાં સાધન, ખેતીખર્ચ, ઇતરધંધા, સાંસારિક રિવાજખર્ચ વગેરેની કેટલીક હકીકત તથા આંકડા છે. આ બંને પત્રકોના પ્રશ્નો મુદ્રાંકિત-છાપેલા છે. આ ઉપરાન્ત ૧૨ પાનાનું એક જુથ છે, જેમાં ઉપરની તેમજ, લગ્નાદિ કેટલીક બાબતોની ઘણી ટુંકી નોંધ તથા આંકડા છે, જેમાંની કેટલીક હકીકત ઉપરનાં પત્રકો વગેરેમાં છેજ.

દફતર તપાસતાં અમે જોયું કે દફતરના ઘણાખરા કાગળો જીર્ણ શીર્ણ થઈ ગયા છે, અને કેટલાક ફાટી તુટી ગયા છે. પાંત્રીશ વર્ષ પૂર્વેના એકલવાયા પત્રોની-દફતરની આ દશા થાય એ સ્વાભાવિક છે. વળી ઝાઝા હાથે લખાએલા આ કાગળોમાં ઘણાખરા અસ્તવ્યસ્ત, છુટાછવાયા અને વેરવિખેર સ્થિતિમાં હતા, જે સર્વને ક્રમવાર, વિષયવાર, વિભાગવાર તથા પ્રકરણવાર ગોઠવવામાં અમારે ઠીક ઠીક કસરત કરવી પડી છે.

વળી આ સમીક્ષા સન ૧૯૧૪ના અન્તમાં શરૂ થએલી, અને હકીકત ભેગી કરવામાં આશરે ત્રણ ચાર વર્ષ થએલાં. વળી એમાં કેટલીક હકીકત સન ૧૯૧૭ ની કે સન ૧૯૧૮ ની સાલને લગતી છે, કેટલીક બાબતોમાં સામગ્રી આછી કે અધુરી છે, અને કેટલીકમાં બેવડાઈ કે ત્રેવડાઈ છે. એટલે એ બધીને જોઈ સરખાવી અને શક્ય તેટલી મેળવીને આ નિવેદનમાં એ સર્વનો અમે સમન્વય કર્યો છે.

# ભડકદ ગામની દ્વિતીય સમીક્ષા

## દ્વિતીય સમીક્ષાની સામગ્રી

પ્રથમ સમીક્ષાના નિવેદનના આલેખન પછી બીજી સમીક્ષાની પ્રશ્નાવલિની એક રૂપરેખા તથા પાંચ સમીક્ષાપત્રકોના નમુના અમે તૈયાર કર્યા, જે સર્વ ભારતીય કૃષિઅર્થશાસ્ત્ર મંડલીના પ્રમુખશ્રીએ તથા સરકારી અર્થ તથા અંક ખાતાના વરિષ્ટ અધિકારી શ્રી તેલંગે મંજૂર કર્યાં. આ પત્રકો નીચે પ્રમાણે છે—

૧ વસતિ પત્રક
૨ મકાન વસતિ પત્રક
૩ કૃષિકાર પત્રક
૪ સંપત્તિ તથા ઋણ પત્રક
૫ પ્રાપ્તિ તથા વ્યય પત્રક.

વળી આ સમીક્ષાના આરંભ પૂર્વે આ વિષયનાં કોડી બન્ધ પુસ્તકો અમે વાંચ્યાં—જોયાં છે. દરમ્યાન પ્રસ્તુત મંડલીના પ્રમુખશ્રીએ આ દ્વિતીય સમીક્ષા માટે ગામના તથા મહાલના રેકર્ડમાંથી–દફ્તરમાંથી જરૂરી સામગ્રી ભેગી કરવા પરવાનગી આપવા મુંબાઈ રાજ્યના મુખ્ય પ્રધાન શ્રી મોરારજીભાઈ દેસાઈને પત્ર લખ્યો; જેથી મુંબાઈ રાજ્યના મુખ્ય મંત્રી શ્રી ભણસાલીએ મંડલીને આવી પરવાનગી આપ્યાનો ઉત્તર આપ્યો—એટલે પ્રમુખશ્રીની આજ્ઞાનુસાર અમે પેટલાદ જઈ ત્યાંના મામલતદાર શ્રી હીરાલાલ પાઠકને મળ્યા, અને તેઓને ઉપરની રૂપરેખા તથા પત્રકો વાંચી બતાવ્યાં, તેમજ પેટલાદની મુલકી કચેરી વગેરેમાંથી પેટલાદ તાલુકા તથા નગર સમ્બન્ધી કેટલીક માહિતિ અમે એકત્રિત કરી. ત્યાર પછી અમે પેટલાદના મામલતદાર સાથે પેટલાદથી ટ્રેનમાં દેવા જઈ ત્યાંથી સન્ધ્યાકાલે ભડકદ ગામ પહોંચ્યા, ત્યાં સરકારી ચોરામાં અમારો મુકામ ગોઠવી અને ત્યાં પોતાનું કેટલુંક સરકારી કામ કરી ત્યાંના મુખી તલાટી તથા કેટલાક ગૃહસ્થોને પ્રસ્તુત સમીક્ષામાં માહિતી આપવા ભલામણ કરી મામલતદાર વિદાય થયા.

તત્પશ્ચાત્ ભડકદ ગામના મુખી, તલાટી, મતાદાર, મુખ્ય શિક્ષક, ખાતેદારો, ખેતી કરનારાઓ, ઉદ્યોગીઓ, વ્યાપારીઓ, મજૂરો, ગામપંચાયતના સરપંચ તથા સભ્યો, સહકારી મંડલીના પ્રમુખ તથા મંત્રી તથા ગામના સર્વ ધર્મ, સંપ્રદાય જાતિ, વર્ણ, જ્ઞાતિઓ, સંસ્થાઓ વગેરેના આગેવાનો વગેરેને વારંવાર મલીને તેમને આ સમીક્ષા સંબંધી સમજ આપીને પ્રસ્તુત સમીક્ષાની સર્વ માહિતી–હકીકત અમે ભેગી કરી. આ સમીક્ષામાં જે પાંચ પત્રકોમાં કુટુંબવાર આંકડા હકીકત વગેરે છે તે સર્વ ભડકદ ગામના ચાલુ તેમજ માજી મુખીઓ, તલાટી, મુખ્ય શિક્ષક તેમજ ગામના કેટલાક વતનીઓ મારફત મેળવાયાં–ભરાવ્યાં છે, અને ગામના અનુભવીઓની હાજરીમાં એના અંદાજી ખરાપણાની સામાન્ય ચકાસણી થઈ છે. આ સમીક્ષાર્થે ગામના સર્વ ધર્મ, ધંધા, નાત, જાતના નાનાં મોટાં આબાલવૃદ્ધ અનેક લોક સાથે અમે મર્યાદિત સંપર્ક સાધ્યો હતો, અને ગામના કેટલાક લોકને આ સમીક્ષા કાર્યમાં રસ લેતા કરી તેમનીજ પાસે કે મારફત ઉપર્યુક્ત પાંચ પત્રકોના આંકડા વગેરે અમારા શિક્ષણસૂચન અનુસાર અમે ભેગા કરાવ્યા તથા ભરાવ્યા હતા.

આ સમીક્ષા કાર્ય માટે અમારા તાબા નીચે એક મદદનીશ મંજૂર થએલ હોવા છતાં, કોઈ મદદનીશ કે કારકુન રાખ્યા સિવાય ગામનાજ કેટલાક લોકોને આ પત્રકોની સમજ આપી તે અંગેના આંકડા હકીકત વગેરે કેવી રીતે મેળવવાં ભરવાં તે અમે તેમને શીખવાડી તે પ્રમાણે તેમની પાસે જે તે મેળવી ભરાવ્યું છે. અર્થાત્ આ પત્રકો વગેરેનું કામ સ્થાનિક લોકો દ્વારા સ્થાનિક લોકતંત્રી રીતે–લોકલ ડેમોક્રેટિક રીતે અમે કર્યું કરાવ્યું છે. ભડકદ ગામમાં વર્ષાના આરંભ સાથે પ્રસ્તુત દ્વિતીય સમીક્ષાનો અમે આરંભ કરેલો, અને કાર્તિક શુકલ લાભપંચમીના અરસામાં સમીક્ષાની સમાપ્તિ કરેલી. અર્થાત્ આ કાર્યાર્થે, કોઈ પરિવ્રાજકની જેમ અમે ભડકદમાં 'ચાતુર્માસ' કરેલો. આ વેળા વરસાદ ઘણો અને પ્રાયઃ સતત થએલો, અને ખેતીની મોસમ હોવાથી લોકો ખેતીમાં રોકાયેલા હતા. સમીક્ષા દરમ્યાન શ્રી બાબરભાઈ પટેલ નામના ભડકદના જે તલાટી હતા તે પરગામી હતા; એટલું જ નહિ પણ એ ત્રણ ગામના તલાટી હતા, એટલે ભડકદમાં એમને બહુ ઓછું રહેવાનું થએલું. વળી ભડકદમાં જેટલો વખત ટુકડે ટુકડે તે હતા તેટલો વખત ભડકદનું પાછલું તથા ચાલુ મહેસુલ ઉઘરાવવામાં તથા તુમારી અને પત્રકી વગેરે કામોમાં તે રોકાએલા રહેતા; જ્યારે ગામના યુવાન મુખી હરિભાઈ આશાભાઈ પટેલ હોંશીલા છતાં નવીન જ નીમાએલા હોઈ સ્વાભાવિક રીતે જ પાછલા તેમજ ચાલુ મુલકી દફતર તથા કામ કામકાજથી તે વેળા પરિચિત હતા નહિ; અને પૂર્વ પંચ વર્ષમાં કેંક પુરોગામી તલાટીઓના હાથે આ દફતરની વર્ષી થઈ ગએલી. એટલે આ દફતરમાંથી તેમજ તલાટી વગેરે દ્વારા આંકડાઓ, માહિતી, હકીકત વગેરે મેળવવામાં અમારે કષ્ટ, તપશ્ચર્યા, પરિક્રમા, પ્રતીક્ષા, તિતિક્ષા વગેરે કરવાં પડેલાં! ગામે રહી મુલકી દફતર વગેરેમાંથી જરૂરી આંકડા, માહિતી વગેરે આપવા તલાટીને મોકલવા માટે વારંવાર પેટલાદ જઈ પેટલાદ તાલુકાના મામલતદારને પણ અમારે વારંવાર કહેવું પડેલું તથા લખાણુ પણ કરવા પડેલાં.

ભડકદથી મુંબઈ આવ્યા પછી ભડકદના ખાતેદારો, ગ્રામશાસન આદિ સમ્બન્ધી કેટલાક સત્તાવાર આંકડા, હકીકત વગેરે મોકલી આપવા પેટલાદ તાલુકાના મામલતદારને અમે પત્ર લખેલ, અને ત્યાર પછી તેમને કેટલીક યાદીઓ પણ લખેલી; આ પૈકી કેટલાક આંકડા હકીકત વગેરે તેઓએ ચારેક માસ પછી મોકલ્યાં છે, અને કેટલાંક હજુ પણ મોકલ્યાં નથી.

## દ્વિતીય સમીક્ષા દરમ્યાન અમે કરેલું વિશિષ્ટ કાર્ય

સમીક્ષા દરમ્યાન ભડકદમાં જાની ખાડવાળી ભાગોળમાં ઘણો વરસાદ થાય છે ત્યારે ખુબ પાણી ભરાઈ રસ્તો બંધ થાય છે, અને સેંકડો લોકોને ત્યાંથી જવાઆવવામાં અડચણ પડે છે. અહીં પાણી ના ભરાય એ માટે ઉંચો રસ્તો, નાળાં વગેરે સામૂહિક શ્રમકાર્ય વડે કરવા, ભડકદ ગામના લોકોને ભેગા કરી અમે સમજાવેલું અને નક્કી કરેલું; પણ એવામાંજ વરસાદ થતાં એ કામ શરૂ થયેલું નહિ. વળી ગામમાં એક નવીન સહકારી મંડલી સ્થાપી તેના તરફથી હાથશાળ પર કાપડ બનાવવાની અને પછી બીજા કેટલાક ઉદ્યોગો શરૂ કરવાની યોજના તથા તેના લાભ ગામના કેટલાક લોકને અમે સમજાવેલા, અને ગામની પંચાયત જે નિષ્ક્રિય છે તેને ચેતનવન્તી તથા ક્રિયાશીલ કરવા પણ કેટલાકને સલાહ આપેલી. વળી સમીક્ષા દરમ્યાન ગામના કેટલાક લોકોને અમદાવાદ તથા રાજકોટ લેઈ જઈ અમદાવાદમાં મહાત્મા ગાંધીજીના આશ્રમમાં તથા રાજકોટમાં રચનાત્મક કાર્યની સૌરાષ્ટ્રની કેન્દ્રસ્થ

સંસ્થા રાષ્ટ્રીય શાળામાં ગાંધીજીની રચનાત્મક પ્રવૃત્તિઓ તેમને દેખાડી સમજાવેલી, અને તે વેળાના મુંબાઈ રાજ્યના મુખ્ય પ્રધાન શ્રી ગોરાજીભાઈ દેસાઈના નેજા નીચે રાજકોટમાં ભરાયેલી રચનાત્મક કાર્યકરની પરિષદનું પ્રેક્ષણશ્રવણ કરાવેલું. ભારતીય રાષ્ટ્રીય મહાસભાના કોંગ્રેસના પ્રમુખ શ્રી ઉછંગરાય ઢેબરે પણ આ પરિષદમાં હાજરી આપી ભાગ લીધેલો.

તદુપરાન્ત ગામના કેટલાક લોકોને અમદાવાદ લેઈ જઈ ત્યાં શેઠ શ્રી અંબાલાલ સારાભાઈનાં પત્ની શ્રી સરલાદેવીના પ્રમુખપદે ચાલતી શ્રેયસ્ નામની શિક્ષણસંસ્થાનો મેળો પણ બતાવેલો. છેલ્લા કેટલાક વર્ષથી ભરાતા આ મોટા વિવિધરંગી મેળામાં ભારતીય લોકસભાના પ્રમુખશ્રીથી માંડીને નાના મોટા અધિકારીઓ, વિદ્વાનો, અધ્યાપકો, શિક્ષકો, કલાકારો, શેઠીઆઓ, વ્યાપારીઓ, મુનીમો, કારકુનો, ગુમાસ્તાઓ, મજૂરો, વિદ્યાર્થીઓ વગેરે સહસ્રો આબાલવૃદ્ધ નરનારીઓ આવે છે, હરે છે, ફરે છે, ખાય છે, પીએ છે, અને મોજ કરે છે. મનોરંજન ઉપરાન્ત આ મેળાનું શૈક્ષણિક મૂલ્ય હોવાથી ભડકદવાસીઓને અમે આ મેળામાં લેઈ જઈ એના વિવિધ અંગો દર્શાવેલાં, અને ત્યાંની વિવિધ વાનીઓનું રસાસ્વાદન પણ કરાવેલું. આ ઉપરાન્ત શરદ્ઋતુમાં એક વાર ભડકદના તલાટી, મુખી, મામલતદાર, પંચાયત પ્રમુખ, ડૉકટર, રાવણીઆ વગેરેને એક સમાન પંક્તિમાં બેસાડી અમે દૂધપાકપૂરી જમાડેલાં, અને દીર્ઘ સમયથી પરસ્પર દ્વેષ કરતા કેટલાકનું સમાધાન કરાવેલું. ઉપર્યુક્ત સર્વ કાર્ય, ભડકદના હિતાર્થે, અમે અમારા અંગત ખર્ચે કર્યું છે. સન ૧૯૫૫માં સરકાર તરફથી ઉજવાએલી મહાત્મા ગાંધીજીની જયન્તિ પ્રસંગે અમે ભડકદમાં રાષ્ટ્રીય ધ્વજ ફરકાવેલો, અને તે વેળા ગાંધીજી અને સરકારના ઉદ્દેશની ઉપસ્થિત જનોને સમજ આપેલી.

ગ્રામ શાસનમાં તલાટી, તથા મામલતદાર એ મહત્વના સરકારી નોકર હોવાથી, તથા મુલકી કચેરી એ મુખ્ય કચેરી હોવાથી, સમીક્ષા દરમ્યાન પેટલાદમાં પેટલાદ તાલુકા મુલકી કચેરીમાં મામલતદારના નેજા નીચે ભરાએલ તલાટીઓની માસિક સભાઓમાં પણ અમે હાજરી આપેલી, અને મામલતદારની સૂચનાથી આવી એક સભામાં ગ્રામશાસન પર અમે પ્રવચન કરેલું. વળી પેટલાદ વિભાગ-પ્રાન્ત અધિકારી-ડેપ્યુટી કલેકટરની અધ્યક્ષતામાં પેટલાદમાં ભરાએલ તાલુકાના મુખી—તલાટીઓ તથા ગામપંચાયતના પ્રમુખોના જમાબન્દી દરબારમાં મામલતદારની ઇચ્છા અનુસાર, ભારતીય સરકારનું ધ્યેય—સમાજવાદી સ્વરૂપનું રાજ્ય, આયોજન તથા સમીક્ષા, અને એ ત્રણેનો સમ્બન્ધ-એ વિષય પર અમે વ્યાખ્યાન આપેલું, તેમજ ભડકદ ગામની પ્રથમ તથા દ્વિતીય સમીક્ષાઓ સમ્બન્ધી સમજ આપેલી. આ સભામાં પંચાયત અધિકારી, વિભાગીય પોલિસ અધિકારી—ડેપ્યુટી સુપરઇન્ટેન્ડન્ટ ઓફ પોલિસ, પેટલાદ તાલુકા વિકાસ મંડલના પ્રમુખ, પેટલાદ તાલુકા કોંગ્રેસ સમિતિના મંત્રી, અને પેટલાદ તાલુકાના મુખી તલાટીઓ તથા ગામ પંચાયતના પ્રમુખો મંત્રીઓ વગેરે હાજર હતા.

### દ્વિતીય સમીક્ષા દરમ્યાન કેટલાક મહાજનો સાથે અમારો સમાગમ

પેટલાદ નગરમાં, તાલુકામાં તથા અન્યત્ર આ સમીક્ષા દરમ્યાન જે પ્રતિષ્ઠિત જનોને અમે સમીક્ષા અંગે મળ્યા છીએ તેમાનાં કેટલાક નીચે પ્રમાણે છે—

૧ સનાતનધર્મઅદ્વૈતસિદ્ધાન્તઆચાર્ય શ્રીમદ્ આદ્ય શંકરાચાર્ય સ્થાપિત દક્ષિણ આમ્નાય શારદાપીઠના જગદ્ગુરુ શ્રીમદ્ શંકરાચાર્ય શ્રી અભિનવસચ્ચિદાનન્દ

૨ વડોદરા રાજ્યના તથા સૌરાષ્ટ્રના ભૂતપૂર્વ ન્યાયમંત્રી–લીગલ રીમેમ્બ્રન્સર શ્રી મંજુલાલ સેવકલાલ દવે

૩ મુંબાઈ રાજ્યની ધારાસભામાં પેટલાદ વિભાગના સભ્ય શ્રી મણિલાલ પ્રભુદાસ પરીખ

૪ પેટલાદનાં સામાજિક કાર્યકર શ્રી શાન્તા બ્હેન મણિલાલ પરીખ

૫ પેટલાદમાં રાજરત્ન મિલના શેઠ અને દાન આપવામાં પ્રખ્યાત ' રાજરત્ન ' 'દાતાર' શેઠ શ્રી રમણલાલ કેશવલાલ પરીખ

૬ પેટલાદમાં રાજરત્ન મિલના શેઠ શ્રી અમૃતલાલ રમણલાલ પરીખ

૭ પેટલાદમાં ખુશાખીદાસ મિલના શેઠશ્રી હીરાલાલ પરીખ

૮ પેટલાદમાં કેશવ મિલના શેઠશ્રી નવીનચન્દ્ર ચંદુલાલ પરીખ

૯ પેટલાદ તાલુકા વિકાસ મંડળના પ્રમુખ શ્રી માધવલાલ પંડ્યા

૧૦ પેટલાદ તાલુકા કોંગ્રેસ સમિતિના મંત્રી શ્રી ઈન્દુભાઈ પટેલ

૧૧ વલ્લભવિદ્યાનગર તથા ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મંડલના સ્થાપક શ્રી ભાઈલાલભાઈ દ્યાભાઈ પટેલ

૧૨ વલ્લભવિદ્યાનગરવિદ્યામંડળ તથા ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મંડલના મંત્રી શ્રી ભીખાભાઈ પટેલ

૧૩ ખેડા જિલ્લા લોકલ બોર્ડના પ્રેસિડેન્ટ શ્રી ઉત્સવ પરીખ

૧૪ ખેડા જિલ્લા લોકલ બોર્ડના ચીફ ઑફિસર શ્રી જોષી

૧૫ ખેડા જિલ્લા કોંગ્રેસ સમિતિના કાર્યકર શ્રી શંકરલાલ પુરોહિત

૧૬ વસોનગરમાં અનેક સંસ્થાઓના સંચાલક તથા માર્ગદર્શક અને સ્વર્ગસ્થ મોતીભાઈ નરસિંહભાઈ અમીનના શિષ્ય શ્રી રામભાઈ

## દ્વિતીય સમીક્ષા દરમ્યાન કેટલાંક મહત્વનાં સ્થળોની અમે લીધેલી મુલાકાત

પ્રસ્તુત સમીક્ષા દરમ્યાન અમે કેટલાંક સ્થળોની મુલાકાત લીધી હતી, જેમાં મુખ્ય નીચે પ્રમાણે છેઃ—

૧ શ્રી આશાપુરી દેવીનું મંદિર–વાર્ષિક મેળા સમયે–પીપળાવ

૨ વસોનગર

૩ સોજિત્રાનગર

૪ શ્રી સંતરામનું મંદિર–નડિઆદ

૫ શ્રી રાજચંદ્ર સનાતન જૈનધર્મ આશ્રમ–અગાસ

૬ વલ્લભવિદ્યાનગર તથા ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મંડલ–વલ્લભવિદ્યાનગર

૭ વલ્લભવિદ્યાલય–બોચાસણ

૮ વિઠ્ઠલકન્યાવિદ્યાલય–નડિઆદ

૯ સંન્યાસ આશ્રમ–પેટલાદ

આ યુગલસમીક્ષાનું પુસ્તક લખવા તૈયાર કરવામાં સરકારી ગેઝેટીઅર્સ–સર્વસંગ્રહો, રીપોર્ટ–નિવેદનો, ગુર્જર દેશના વિવિધ વિષયો સંબંધી કેટલાંક પુસ્તકો, લેખો તથા ચરોતર સર્વસંગ્રહ અમને સારાં ઉપયોગી થયાં છે, જેની અમે અહિં નોંધ કરીએ છીએ. ચરોતર સર્વસંગ્રહમાં ચરોતર સંબંધી ઘણી માહિતીનો સંગ્રહ છે, જે માટે એના સંપાદકો તથા પ્રકાશકોને ધન્યવાદ ઘટે છે. વળી આ સમીક્ષાના સંશોધનલેખન કાર્ય અંગે ઓફિસની વહીવટી બાબતોમાં ધી ઇન્ડિઅન સોસાઇટી ઑફ એગ્રિકલ્ચરલ ઇકોનૉમિક્સનાં પ્રમુખ સાહેબના હુકમનો અમલ કરવામાં આ સોસાઈટીના માનાર્હ મંત્રી તથા મુંબાઈ વિશ્વવિદ્યાલયના અધ્યાપક પ્રોફેસર ડૉક્ટર એમ. બી. દેસાઈએ, ઓફિસ સુપરીન્ટેન્ડન્ટ શ્રી જીતેન્દ્ર નાણાવટીએ તથા એકાઉન્ટન્ટ શ્રી શાન્તિલાલ તેજુરાએ જે તત્પરતા દર્શાવી છે, તે માટે આ ત્રણે ગૃહસ્થોને પણ ધન્યવાદ ઘટે છે.

દ્વિતીય સમીક્ષાનાં કેટલાંક પત્રકો તૈયાર કરવાનું કામ કરવા માટે તેમજ કેટલીક માહિતી આપવા માટે ભડકદમાં તલાટી શ્રી બાબરભાઈ પટેલને હાથના કાંડાનું ઘડિયાળ–રિસ્ટ વોચ ઇનામ તરીકે આપ્યું છે, અને નીચે જણાવેલ પાંચ ગૃહસ્થોને સોસાઇટી તરફથી ધાતુનાં પંચપાત્ર ઇનામ તરીકે આપ્યાં છે.

મુખી શ્રી હરિભાઇ આશાભાઈ પટેલ
શ્રી અંબાલાલ કુબેરભાઈ પટેલ
શ્રી પુરુષોત્તમ બાબરભાઈ પટેલ
શ્રી અંબાલાલ ડાહ્યાભાઇ પટેલ
શ્રી ગોરધનભાઇ છોટાભાઈ પટેલ

આ પાંચે ગૃહસ્થોને ઉપર પ્રમાણેનાં ઇનામ ખેડામાં ખેડા જિલ્લા કલેક્ટરની કચેરીમાં કલેક્ટર શ્રી હીરેડિઆના હસ્તે આપવામાં આવ્યાં છે. આ વેળા કલેક્ટર તથા તેમના મદદનીશ અધિકારીઓ સમીપ આ સમીક્ષાનો ખ્યાલ આપતું પ્રવચન અમે કરેલું.

આ ઉપરાન્ત ઉપર પ્રમાણે કામ કરવા માટે ગામના મુખ્ય શિક્ષક શ્રી મોહનલાલ દ્વારકાદાસ શર્માને પણ ધાતુનાં પાંચ પાત્રનું ઇનામ આપ્યું છે. આ સર્વ ઇનામ ઉપર્યુક્ત ગૃહસ્થોને ઉત્તેજનાર્થે આપ્યાં છે.

ભડકદમાં દવાખાનાના ડૉક્ટર શ્રી પ્રભાકર ભટ્ટે, આ દવાખાના તથા ગામના આરોગ્ય, રોગ વગેરે સમ્બન્ધી કેટલીક માહિતી અમને આપેલી, તેમજ શ્રી પુરુષોત્તમ જોષી, શેઠશ્રી વાડીલાલ કપુરચંદ શાહ, અને ગામની જુદી જુદી જ્ઞાતિઓના કેટલાક આગેવાનોએ લોકોએ પણ અમને જુદી જુદી માહિતી આપી છે, તેમજ ગામના રાવણીઆઓએ પણ આ કામે લોકોને બોલાવવાનું કામ વારંવાર કર્યું છે. વળી ભડકદની ગામપંચાયતના સરપંચ શ્રી છોટાભાઈ ઉમેદભાઇ પટેલે પણ કેટલાંક કુટુમ્બોની માહિતી આપેલી, તેમજ અમે આપેલી દૂધપાકની મીજબાનીમાં ગામમાંથી વેચાતું દૂધ ઉઘરાવવામાં તથા ભોજન તૈયાર કરાવવામાં પોતે જાતે શ્રમ કરી સારો ઉત્સાહ દર્શાવેલો, આ સર્વની અમે અહીં નોંધ કરીએ છીએ.

## સમીક્ષાયુગલમાં ભેદ તથા સમાનતા

બન્ને સમીક્ષાઓમાં નીચે પ્રમાણે મુખ્ય ભેદ તથા સમાનતા છેઃ—

૧ પ્રથમ સમીક્ષા સન ૧૯૧૪ના અન્તમાં શરૂ થઈ આશરે સન ૧૯૧૮ સુધી લગભગ ૪ વર્ષ સુધી ચાલેલી. દ્વિતીય સમીક્ષા સન ૧૯૫૫ના જુન માસમાં ભડકદમાં શરૂ કરી એજ વર્ષના ડીસેમ્બર માસમાં સમાપ્ત કરેલી, અને પછીનું કામ મુંબાઈમાં કરેલું.

પ્રથમ સમીક્ષા વેળા ભડકદ ગામ અને પેટલાદ તાલુકો વડોદરા રાજ્યના વડોદરા જિલ્લામાં હતાં. દ્વિતીય સમીક્ષાની પૂર્વે ભારતના સાર્વભૌમ ગણતંત્રમાં વડોદરા રાજ્યનું વિલીનીકરણ કરવાથી ભડકદ તથા પેટલાદ તાલુકાને મુંબાઈ રાજ્યના ખેડા જિલ્લામાં મૂકવામાં આવ્યાં. આથી રાજશાસન અને તેને અંગે લોકોના જીવન તથા વર્તનમાં કેટલોક મોટો ફેરફાર થયો છે. પ્રથમ સમીક્ષા વેળા ભારતમાં પરદેશી, અંગ્રેજી સરકારનું રાજ્ય હતું, હાલ ભારતના લોકોએ ચૂંટેલા પ્રતિનિધિઓમાંથી બનેલી સ્વદેશી, સ્વરાજ્ય સરકાર છે.

૩ પ્રથમ સમીક્ષા વડોદરા નરેશ સ્વર્ગસ્થ મહારાજા સર સયાજીરાવ ગાયકવાડની સ્વતઃની રાજાજ્ઞાથી વડોદરા રાજ્યના તે વેળાના વ્યાપાર અધિકારી અને પછીથી વડોદરા રાજ્યના પ્રધાન સર મણિલાલ બાલાભાઈ નાણાવટીએ પ્રથમ કરી છે, અને તેઓથી અધૂરૂં રહેલું સમીક્ષાકાર્ય તે વેળાના વડોદરા રાજ્યના મુલકી અધિકારી, રેવન્યુ ઑફિસર તથા પછીથી વડોદરા રાજ્યના સહકારી અધિકારી, નાયબસુબા તથા લુણાવાડા રાજ્યના પ્રધાન સ્વર્ગસ્થ રાજરત્ન સેવકલાલ દલસુખભાઈ પરીખે સમ્પૂર્ણ કરેલું, જે બાબતની નોંધ સર મણિલાલ નાણાવટીએ આ પુસ્તકના આમુખમાં કરી છે. આ પ્રથમ સમીક્ષાના કાર્યમાં-ભડકદમાં જેમની-જેમના કુટુમ્બની જમીન છે તે તે વેળાની પેટલાદની અંગ્રેજી શાળાના મુખ્ય શિક્ષક અને પછીથી વડોદરા રાજ્યના પુસ્તકાલય ખાતાના ઉપાધિકારી-એસિસ્ટન્ટ ક્યુરેટર અને ચરોતર એજ્યુકેશન સોસાઈટી વગેરે કેટલીક સંસ્થાઓના પ્રેરક તથા સ્થાપક સ્વર્ગસ્થ મોતીભાઈ નરસિંહભાઈ અમીન અને તેમના કેટલાક વિદ્યાર્થીઓ, શિક્ષકો, ભડકદ ગામના કેટલાક ગૃહસ્થો, મુખી, તલાટી, પેટલાદ તાલુકાના વહીવટદાર (મામલતદાર) અને રાજ્યનાં કેટલાંક ખાતાંઓના નાના મોટા અધિકારીઓ વગેરેએ પ્રથમ સમીક્ષા અંગે પત્રકો ભરવામાં તથા માહિતી ભેગી કરવામાં, આપવામાં તેમજ તપાસવામાં ઘણી મદદ કરેલી.

ચાલીશ વર્ષ પૂર્વે સમીક્ષિત આ ભડકદ ગામની આજે શું દશા છે, અને આ ચાલીશ વર્ષના ગાળામાં કયા મુખ્ય ફેરફારો થયા છે તે જાણવાની ભારતીય કૃષિઅર્થશાસ્ત્ર મંડલીના પ્રમુખ સર મણિલાલ નાણાવટીની આકાંક્ષા એ ભડકદ ગામની દ્વિતીય સમીક્ષાનો હેતુ છે. પ્રથમ સમીક્ષા જેઓની કીર્તિ તથા સત્તાનો સુવર્ણકલશ ચારુ ચમકતો હતો એવા રાજરાજેન્દ્ર સયાજીરાવ ગાયકવાડની વિદ્યમાનતામાં, એઓશ્રીની રાજાજ્ઞા તથા રાજસત્તાના પ્રબલ પીઠબળથી સરકારી અધિકારીઓ, કારકુનો વગેરે ઝાઝા જનના સાથથી થઈ છે, જ્યારે ભડકદની આ દ્વિતીય સમીક્ષા, રાજસત્તાની તથા ભડકદ ગામની પલટાએલી બદલાએલી, પરિસ્થિતિમાં, વિકટ સંજોગોમાં ગામમાં પ્રાયઃ એકધારો મુકામ કરી અમે બીનસરકારી કક્ષામાં બીનસરકારી રીતે કરી છે.

વળી બન્ને સમીક્ષાઓનાં પત્રકો જુદાં છે. બીજી સમીક્ષા વેળા અમે જાતે નવીન રૂપરેખા તથા નવીન પત્રકો બનાવ્યાં છે, જે અનુસાર આંકડા, હકીકત ભેગાં કર્યાં છે. તેમ છતાં બંનેનું હાર્દ સમાન છે.

પ્રથમ સમીક્ષામાં શાહુકાર તથા કરજદાર, કરજના પ્રકાર, વ્યાજ વગેરે સંબંધી વિસ્તૃત હકીકત ભેગી કરવામાં આવી છે. કિન્તુ કેટલાક વર્ષોથી શાહુકારધારો-મનીલેન્ડર્સ

અમલમાં આવવાથી તે કાયદા મુજબ ધીરાણ માટે પરવાનો લેવો પડતો હોવાથી તથા ધીરાણ, વ્યાજ વગેરે બાબતો પર કેટલાક અંકુશ આવવાથી હવે જે કંઈ અપ્રકટ ધીરાણ કે આપલે થાય તેની વિગતો કોઈ કહે નહિ એ સ્વાભાવિક છે.

દ્વિતીય સમીક્ષા વેળા ભડકદ ગામનો ઇતિહાસ, ગામનું સામાન્ય વર્ણન, વસ, વાસ ધર્મ, ધર્મસ્થાન, સામાજિક વર્તુલો તથા પ્રથાઓ અને ઉદ્યોગ વ્યાપાર વગેરે સંબંધી અંગે વિસ્તૃત તપાસ કરી છે. પરંતુ આ બાબતોની તપાસ પ્રથમ સમીક્ષામાં કરવામાં આવી નથી. કિન્તુ એ વેળા કેટલીક જ્ઞાતિઓમાં કેટલાક પ્રસંગે જે ખર્ચ થતો તે તથા વરકન્યાની છતઅછત બાબત સહેજ તપાસ કરેલી છે, અને ગામના થોડાક ઉદ્યોગની એમાં ઘણી ટુંકી નોંધ છે.

કિંતુ પ્રથમ સમીક્ષામાં ભડકદનાં ૩૫૬ કુટુંબોની સંપત્તિ તથા ઋણના તેમજ પ્રાપ્તિ તથા વ્યયના કુટુંબવાર તથા બાબતવાર આંકડાના પત્રકો બનાવવામાં આવ્યાં છે અને દ્વિતીય સમીક્ષામાં પણ ગામના તમામ કુટુંબો–૩૪૫ કુટુંબોની સંપત્તિ તથા ઋણની તેમજ પ્રાપ્તિ તથા વ્યયની કુટુંબવાર, બાબતવાર તપાસ કરી તેનાં પત્રકો બનાવવામાં આવ્યાં છે. અલબત ગામડાના લોકો સામાન્યતઃ હિસાબ રાખતા કે લખતા નહિ હોવાથી આ આંકડા તથા ટકાવારી વગેરે અંદાજીજ હોઈ શકે–અંદાજીજ છે.

વળી દ્વિતીય સમીક્ષા એ સ્વતંત્ર સમીક્ષા હોવા છતાં પ્રથમ સમીક્ષાને લક્ષમાં રાખીનેજ આ સર્વ કાર્ય કરવામાં આવ્યું છે. એટલે માનવી સગાઈની ભાષામાં કહીએ તો પ્રથમ સમીક્ષા એ માતા છે તો દ્વિતીય સમીક્ષા એ પુત્રી છે. અથવા તો બંને સમીક્ષાઓ એક બીજાની ભગિની કે સખી છે!

ભડકદથી મુંબાઈ આવ્યા પછી અમારા લખાણના જવાબમાં મુંબાઈ રાજ્યના સહકારી અધિકારીના હુકમથી ખેડા જિલ્લાના મદદનીશ સહકારી અધિકારીએ ભડકદની સહકારી મંડલી સમ્બન્ધી કેટલીક હકીકત મોકલેલી. તેમજ ખેડા જિલ્લા ડિસ્ટ્રિક્ટ લોકલ બોર્ડના પ્રમુખ તથા મુખ્ય અધિકારીએ ભડકદની ગામ પંચાયત સમ્બન્ધી કેટલીક હકીકત મોકલેલી. વળી પેટલાદ તાલુકાના મામલતદારે પણ કેટલીક હકીકત મોકલેલી. જે સર્વની અમે અહીં નોંધ કરીએ છીએ.

પ્રથમ સમીક્ષા વેળા ભડકદના મુખીને–પટેલને વાર્ષિક ૯૬ રૂપિયા પગાર મલતો હતો, અને તલાટીને માસિક ૧૨ રૂપિયા પગાર મલતો હતો. આ હકીકત પુસ્તકમાં છાપવાની રહી ગઈ છે. વળી ભડકદનું પોલિસ થાણું સોજિત્રામાં છે, જ્યાં નાયબ ફોજદારના તાબામાં જમાદારો તથા પોલીસ છે. રાત્રે રાઉન્ડ માટે તેમજ કામ માટે કોઈ કોઈ વાર પોલીસ ભડકદમાં આવે છે. આ બાબત પણ પુસ્તકમાં છાપવાની રહી ગઇ છે.

ભડકદ ગામની આ સામાજિક તથા આર્થિક યુગલસમીક્ષા અને નિવેદનગ્રંથ ઘણાં મહત્વનાં છે; કેમકે આ યુગલસમીક્ષા પૈકી પ્રથમ–પૂર્વ સમીક્ષા એ ગુર્જર દેશમાં સર્વ પ્રથમ સામાજિક તથા આર્થિક સમીક્ષા છે, અને પ્રથમ તથા દ્વિતીય–ઉત્તર સમીક્ષાની વચમાં આશરે ૪૦ વર્ષનો સમયસિન્ધુ છે. વળી ભડકદ એ ગુર્જર દેશના ચરોતર પ્રદેશનું એક લાક્ષણિક તથા પ્રતિનિધિ સમું–ટિપિકલ તથા રેપ્રેઝેન્ટેટિવ ગામ છે—આ ગામમાં મુખ્ય વસતિ બારિયા તથા પાટીદારની છે, તે ઉપરાન્ત બ્રાહ્મણ, વૈશ્ય, લોહાણા, સાધુ, ગોસાંઈ, કુંભાર, સુથાર, લુહાર, વાળંદ, મોચી, રાવળ, ધાંચી, ઢેડ, ભંગી વગેરે જ્ઞાતિઓ પણ છે, અને ખેડુતો ઉપરાન્ત, વ્યાપારીઓ, કેટલાક કારીગરો તથા વસવાયા પણ છે. વળી આ ગામ

રેલ્વે સ્ટેશન નહિ હોવા છતાં રેલ્વે સ્ટેશનથી બહુ દૂર નથી, અને એ નથી ખાસ મોટું કે નથી ખાસ નાનું. તદુપરાન્ત આ ગામ પેટલાદ, નડિઆદ, સોજિત્રા, વસો જેવાં ઘણાં આગળ વધેલાં નગરોની નજીક હોવા છતાં યોગ્ય દોરવણીના અભાવે કેટલીક બાબતમાં પછાત છે, તેમ છતાં ગામને યોગ્ય દોરવણી તથા સાધનો મળે તો એમાં પ્રગતિ તથા ઉન્નતિની સારી શકયતાઓ છે.

ભડકદ ગામ જે તાલુકામાં છે તે પેટલાદ તાલુકો અને પેટલાદ એટલે અમારી પૂર્વજોના પ્રદેશ—જે પ્રદેશની વસતિ, ધરતી, સમ્પત્તિ તથા વિપત્તિનો અમને ઠીક ઠીક અનુભવ છે. પેટલાદનાં નાગરી ચાતુર્ય તથા રસિકતાનો તેમજ પેટલાદનાં વૈશ્યોની કુમાસ તથા વ્યાપારકુશલતાનો અમને અનુભવ છે, પેટલાદ, તાલુકાના પાટીદારોનાં કૃષિનૈપુણ્ય, પરિશ્રમ, ખંત, ખાનદાની તથા દિલાવરીનો પણ અમને અનુભવ છે; અને અમને અનુભવ છે પેટલાદ તાલુકાના કારીગરોનાં કલાકૌશલ્યનો તેમજ ત્યાંના કેટલાક વીરોની વીરતા તથા વિક્રમનો—

ગરવા ગુર્જર દેશના ચારુતર પ્રદેશના આ ભડકદ ગામની પ્રથમ સમીક્ષાનું નિવેદન લખવાનું કાર્ય, એજ ભડકદની દ્વિતીય સમીક્ષા કરવાનું કાર્ય તથા આ સામાજિક તથા આર્થિક બે સમીક્ષાઓની જોડીનું—યુગલસમીક્ષાનું તુલનાત્મક, સંયુક્ત, સહકારી નિવેદનગ્રન્થ લેખનનું કાર્ય—આ ત્રિવેણી અમને સોંપવા માટે અમે ભારતીય કૃષિઅર્થશાસ્ત્ર મંડલના પ્રમુખ તથા પૂર્વકાલીન વડોદરા રાજ્યના પ્રધાન **સર મણિલાલ બાલાભાઇ નાણાવટીને** ધન્યવાદ આપીએ છીએ; અને એમના યજમાનત્વ નીચે ગુર્જરદેશના ચારુતર પ્રદેશના ભડકદ ગામની સામાજિક તથા આર્થિક યુગલસમીક્ષાના અન્વયયજ્ઞની સમાપ્તિ કરતાં કર્તવ્ય પરાયણતાનો આનન્દ અનુભવીએ છીએ.

ભડકદ ગામની આ સામાજિક તથા આર્થિક યુગલસમીક્ષાના અમે લખેલ આ ગ્રન્થની હસ્તલિખિત પ્રતને ધી ઇન્ડિઅન સોસાઈટી ઑફ એગ્રિકલ્ચરલ ઇકોનૉમિક્સના પ્રમુખ સાહેબ સર મણિલાલ બાલાભાઈ નાણાવટીએ વાંચી મંજૂર કરી છે, પછી તેઓની આજ્ઞાથી ભૂતપૂર્વ વડોદરા રાજ્યના સેક્રેટેરિએટના ચીફ સેક્રેટરી શ્રી નારણજીભાઈ દેસાઈ એને તપાસી ગયા છે, અને તે ઉપરથી થએલી હસ્તલિખિત નકલની પ્રતને પ્રમુખ સાહેબે વાંચી મંજૂર કરી છે. ત્યાર પછી આ ગ્રંથને મુદ્રાંકિત કરાવવામાં આવે છે. માત્ર નવવિધાન–નવરચના–નવસર્જનનું અંતિમ આલેખન પ્રથમ લખવા–તૈયાર કરવા અમને અવકાશ મળ્યો નહોતો, તે સાદરામાં સર્વોદય મુદ્રણાલયમાં આ ગ્રંથ મુદ્રાંકિત થતી વેળા અમે લખ્યું છે. આ આલેખન આ સમીક્ષાનો મુકુટમણિ છે, કારણ એમાં એક સમાજવાદી સહકારી ગામની રૂપરેખા છે કે જેમાં મહાત્મા ગાંધીજીની ગ્રામસ્વરાજ્યની કલ્પના તથા શ્રી વિનોબાજી ભાવેનો 'સર્વોદય' સમાઇ જાય છે. વળી ભારતના મુખ્ય પ્રધાન પંડિત શ્રી જવાહરલાલ નહેરુએ કેન્દ્રસ્થ–મધ્યસ્થ ધારાસભામાં તથા સરકાર તેમજ લોકસમુદાય સમક્ષ સમાજવાદી સ્વરૂપનો જે ભવ્ય આદર્શ મૂકયો છે તેનું આ આલેખન છે પ્રથમ ભાવિ, ભવિષ્યદર્શન. આ આલેખન અનુસાર સમાજમાં સંયોજનસર્જન કરવાથી આપણા દેશને, સમાજને તથા સરકારને કરોડો રૂપિયાનો લાભ, સરલતા, સુખ, શાન્તિ તથા કલ્યાણ થશે.

ક્રિશ્ચિઅન વર્ષ સન ૧૯૫૭ ડીસેમ્બર માસ તારીખ ૨૭.
વિક્રમ સંવત્સર ૨૦૧૪ પોષ શુક્લ પંચમી તથા શુક્રવાર.

**નટવરલાલ સેવકલાલ દલસુખભાઇ પરીખ**

# અનુક્રમણિકા

# શ્રી

# ગુર્જરદેશ

ભારતમાં ઉત્તર અક્ષાંશ ૨૦.૫ તથા ૨૪.૦ અને પૂર્વ રેખાંશ ૬૯.૨ તથા ૭૪.૪ ની મધ્યમાં પ્રતિષ્ઠિત ૮૨૯૪૮ ચોરસ માઈલનો પ્રદેશ એટલે ગુર્જરદેશ.

ગુર્જરદેશની ઉત્તરે રાજસ્થાન તથા પાકિસ્તાનનું સિન્ધ છે, દક્ષિણે મહારાષ્ટ્ર છે; પૂર્વે ઉપર મધ્યભારત તથા એની નીચે મહારાષ્ટ્ર છે; અને પશ્ચિમે અરબી સમુદ્ર છે.

ગુર્જરદેશમાં ત્રણ પ્રદેશ અન્તગર્ત છેઃ-૧ કચ્છ; ૨ સૌરાષ્ટ્ર; ૩ અસલ-તલ-મૂલ ગુજરાત.

કેટલાક પુરાતત્વવિદો કહે છે કે પૂર્વે કચ્છ સર્વત્ર જલથી પરિવૃત્ત દ્વિપ હતો; અને સૌરાષ્ટ્ર તથા મૂલ ગુજરાતની વચમાં સાગર કે કોઈ મહાસરિતાનાં જલતરંગ ઉછળતા હતા.

આ ૮૨૯૪૮ ચોરસ માઈલના વિસ્તારમાં આશરે ૧૮૩૧૯૨૯૦ માનવ વસે છે; કિન્તુ એમાં દીવ તથા દમણનો ૧૦૨ ચોરસ માઈલનો પ્રદેશ પોર્ટુગિઝ સરકારના રાજ્યમાં છે, અને ઝાબુવા, ડુંગરપુર, વાંસવાડા, અલિરાજ્પુર વગેરે ૮૧૨૮ ચોરસ માઈલના ગુજરાતીભાષી વિસ્તારને બીજા રાજ્યોમાં મૂકેલ છે; એટલે આ પ્રમાણે કુલ ૮૨૩૦ ચોરસ માઈલ તથા એમાં વસતા ૨૨૧૭૩૩૮ માનવો બાદ કરતાં બાકીના પ્રદેશ તથા વસતિની વિગત નીચે પ્રમાણે છે.

| | | | |
|---|---|---|---|
| ૧ | કચ્છ | ૧૬,૭૨૪ | ૫,૬૭,૮૦૪ |
| ૨ | સૌરાષ્ટ્ર | ૨૧,૪૫૧ | ૪૧,૩૭,૩૫૯ |
| ૩ | તલ-મૂલ-ગુજરાત | ૩૬,૫૪૩ | ૧,૧૩.૯૬,૭૮૫ |
| | | ૭૪,૭૧૮ | ૧,૬૧,૦૧,૦૫૨ |

જેમ ઇંગલેન્ડ, સ્કોટલેન્ડ તથા આયરલેન્ડનું સંમિલન એટલે યુનાઇટેડ કિંગડેમ, તેમ ગુજરાત, સૌરાષ્ટ્ર તથા કચ્છનો સંયોગ એટલે સંયુક્ત ગુર્જરદેશ-અર્થાત્ મહાગુર્જરરાષ્ટ્ર-મહાગુજરાત.

ગુર્જરદેશ એટલે ગુર્જરોનો દેશ. ગુર્જરરાષ્ટ્ર એટલે ગુર્જરોનું રાષ્ટ્ર- એનું પ્રાકૃત રૂપ થયું ગુજરાત. મહાભારત સમયમાં એને આનર્ત કહેતા. મહારાજા મનુના પુત્ર શર્યાતિના પુત્ર મહારાજા આનર્તના નામ પરથી આ દેશનું નામ આનર્ત રાખેલું એવું પુરાતત્વ છે.

આનર્ત શબ્દનો સમ્બન્ધ નૃત્ય-નર્તન સાથે પણ છે. જે દેશના સામાન્ય લોક કે ભદ્ર લોક નૃત્ય-નર્તનરસિક-પ્રિય હોય અર્થાત્ જેઓનાં તનમનમાં, વિચારઆચારમાં કલામય આંદોલન -દોલન-લાલિત્ય હોય એ દેશ એટલે આનર્ત, એવો અર્થ પણ કેટલાક કરે છે. આ દેશના પ્રાચીન ગુર્જર આદિ લોકની વિવિધ લલિતકલા આ સત્યની સાક્ષીરૂપ છે.

પ્રથમ આનર્ત દેશમાં સુરાષ્ટ્ર તેમજ મૂલ ગુજરાત ઉભય સમાવિષ્ટ હતા; કિન્તુ પાછળથી એનો કેટલોક પશ્ચિમ ભાગ સુરાષ્ટ્ર કહેવાયો અને બાકીનો ભાગ આનર્ત તરીકે ઓળખાયો. આ બાકીના ભાગમાં પણ નર્મદા નદીની નીચેના ભાગને લાટ કહેતા.

દ્વારિકાધીશ મહારાજ શ્રીકૃષ્ણચન્દ્રના દેહોત્સર્ગ પછી લગભગ અઢી હજાર વર્ષ પર્યંત આનર્ત–ગુર્જર દેશનો ઇતિહાસ બહુધા અંધકારમાં વિલીન છે. ઇસવી સન પૂર્વે ચતુર્થ શતાબ્દિમાં આ દેશ મૌર્ય સમ્રાટની સત્તા નીચે હોય છે અને મૌર્ય પછી ગ્રીક આદિ વિદેશીઓ, તેમના પછી ક્ષત્રપ તથા ક્ષત્રપ પછી ગુપ્ત સમ્રાટો પોતાના પ્રતિનિધિ દ્વારા આ દેશપર રાજ્ય કરે છે. ગુર્જરદેશમાંથી ગુપ્ત સત્તાના લોપકાલે વિજય ભટ્ટારક નામના એક સેનાપતિ સન ૩૪૦ના અરસામાં સૌરાષ્ટ્રના ભાવનગર પાસે વલ્લભીપુરમાં વલ્લભીવંશનું રાજ્ય થાપે છે. આઠમી શતાબ્દિમાં પરદેશી આરબો આ વલ્લભી રાજ્યનો નાશ કરે છે. આજ અરસામાં સૌરાષ્ટ્રના જુદા જુદા ભાગમાં ચુડાસમા, જેઠવા, રાઠોડ, ગોહિલ વગેરે વંશના રાજપુત રાજાઓ રાજ્ય કરતા હોય છે. વળી સૌરાષ્ટ્રનો કેટલો મુલક મેર તથા કાઠીઓના કબજામાં પણ હોય છે; જ્યારે તલ ગુજરાતના ઉત્તર પશ્ચિમ પ્રાન્તે આવેલા પંચાસરમાં ચાવડા વંશનું રાજ્ય હોય છે. આ સિવાય ઉત્તર ગુજરાતમાં આનન્દપુર તથા દક્ષિણ ગુજરાતમાં ભરૂચ તથા નાંદોદનાં બે મોટાં રાજ્યો હોય છે. અને લગભગ અહીંથીજ સૌરાષ્ટ્ર તથા ગુજરાત એમ બે જુદા રાજ્યપ્રદેશ–રાજકીય પ્રદેશ ઇતિહાસના પટ પર દેખાય છે. જો કે પ્રથમથી જ સમસ્ત દેશની તેમજ આ બે પ્રદેશોની રાજકીય સીમાઓમાં વારંવાર વૃદ્ધિ તથા ક્ષય–વધઘટ થયા કરે છે.

# ખેડા જીલ્લો

## સ્થાન

ખેડા જીલ્લો ગુજરાત પ્રદેશની મધ્યમાં ઉત્તર અક્ષાંશ ૨૨° ૭૭" થી ૨૩° ૧૮" ની અંદર તથા પૂર્વ રેખાંશ ૭૨° ૧૫" થી ૭૩° ૩૭" ની વચમાં છે.

## સીમા

આ જીલ્લાની ઉત્તરે સાબરકાંઠા જીલ્લો છે; અને દક્ષિણે ભરૂચ જીલ્લો છે. એની પૂર્વે વડોદરા જીલ્લો તથા પંચમહાલ જીલ્લો છે; અને પશ્ચિમે અમદાવાદ જીલ્લો છે.

ખેડા જીલ્લાની પશ્ચિમે સાબરમતી નદી ઉત્તરમાંથી કતરાતી વહેતી વહેતી દક્ષિણે ખંભાતના અખાતને મળે છે. જ્યારે આ જીલ્લાની પૂર્વે મહી નદી ઉત્તરમાંથી એ જ પ્રમાણે કતરાતી વહીને દક્ષિણે ખંભાતના અખાતમાં મળે છે.

## વિસ્તાર

જીલ્લાનું ક્ષેત્રફળ ૨૫૪૧.૭ ચોરસ માઈલ છે.

## ગામ-નગર-તાલુકા

જીલ્લામાં ૯૪૬ ગામ તથા ૩૮ નગર છે; અને નીચે પ્રમાણે ૧૦ તાલુકા છેઃ-

| | | | |
|---|---|---|---|
| ૧ | વાડાસિનોર | ૬ | નડિયાદ |
| ૨ | કપડવંજ | ૭ | આણંદ |
| ૩ | ઠાસરા | ૮ | બોરસદ |
| ૪ | મહેમદાવાદ | ૯ | પેટલાદ |
| ૫ | માતર | ૧૦ | ખંભાત |

## વસતિ

જિલ્લાની કુલ વસતિ ૧૬,૧૨,૪૨૬ છે; જે પૈકી ૮,૪૩,૨૫૦ પુરુષો છે તથા ૭,૬૯,૧૭૬ સ્ત્રીઓ છે; એટલે દર ચોરસ માઈલે વસતિનું પ્રમાણ ૬૨૯ છે. કુલ વસતિના ૨૮ ટકા નગરમાં રહે છે; અને ૭૨ ટકા ગ્રામવાસી છે. જિલ્લાની વસતિની ઘીચતા મુંબઈ રાજ્યની વસતિની ઘીચતાથી તેમજ ભારતની વસતિની ઘીચતાથી આશરે બે ગણી છે:

ધર્મ પ્રમાણે વસતિ નીચે પ્રમાણે છેઃ—

| | |
|---|---|
| હિન્દુ (જૈન સાથે) | ૧૪,૩૦,૫૩૬ |
| મુસ્લિમ | ૧,૪૧,૭૮૨ |
| હિન્દી ખ્રિસ્તી | ૩૯,૦૯૧ |
| ઈતર | ૧,૦૧૭ |
| કુલ | ૧૬,૧૨,૪૨૬ |

હિન્દુઓમાં શૈવ, વૈષ્ણવ, શાક્ત, પ્રણામી, રાધાસ્વામી તથા સ્વામીનારાયણ એટલા મુખ્ય સંપ્રદાય છે. આર્યસમાજીઓ પણ કેટલાક છે, બ્રાહ્મણ, વૈશ્ય, લોહાણા, બારોટ,

પાટીદાર, રજપુત, ગરાસિઆ, ગોસાંઈ, રબારી, બારિયા, કંસારા, સોની, સુથાર, લુહાર, કડિઆ, ઘાંચી, કુંભાર, વાળંદ, દરજી, મોચી, ધોબી, ગોલા, બોઈ, રાવળ, વાઘરી, ઢેડ, ભંગી, ચમાર વગેરે જ્ઞાતિઓ જિલ્લાના હિન્દુઓમાં છે; જેમાં સૌથી વધારે વસતિ રાજપુત, ગરાસિઆ, બારીઆની છે; અને તેમના પછી સંખ્યામાં બીજે ક્રમ પાટીદારનો છે.

## ભૂમિ અને વિભાગ

જિલ્લામાં વાડાશિનોર તાલુકાનો તથા કપડવંજ તાલુકાનો ઉત્તર ભાગ ડુંગરાળ છે, અને અહીંની જમીન મુખ્યત્વે કાળી છે. અહીં કપાસની ખેતી સારી થાય છે. આ ભાગને માલ કહે છે.

વાડાશિનોર તાલુકાની નીચે ઠાસરા તાલુકાની જમીન પણ સામાન્યત : માલને મળતી છે.

નડિઆદ, આણંદ, પેટલાદ અને બોરસદ આ ચાર તાલુકાઓની જમીન મુખ્યત્વે ગોરાડુ છે અને ઘણી રસાળ તથા ફલદ્રુપ છે. આ ચાર તાલુકાનો પ્રદેશ એજ ચરોતર. આ ભાગમાં તમામ અનાજ તથા સારી તમાકુ થાય છે.

નડિઆદ તાલુકાની ઉપર મહેમદાવાદ તાલુકાની ઘણી જમીન પણ મુખ્યત્વે ગોરાડુ કે બેસર છે, પણ તે ઉપરના ચાર તાલુકાની જમીન જેટલી ફલદ્રુપ નથી.

મહેમદાવાદ તાલુકામાં તથા માતર તાલુકામાં ક્યારી જમીન પણ છે, જેમાં ડાંગર થાય છે.

જિલ્લાની દક્ષિણે ખંભાત તાલુકાની જમીન મોટા ભાગે કાળી છે. આ ભાગ નીચાણવાળો હોવાથી એને ભાલ કહેછે. અહીંની જમીનમાં ખારનું પ્રમાણ વધારે છે. વળી ખંભાત પાસે મહી નદી સમુદ્રને મળે છે, ત્યાં તે કાંપ મુકતી–વધારતી જાય છે, જેથી એ બાજુ ભાઠું વધતું જાય છે.

# ચારુતર—ચરોતર

મધ્ય ગુજરાતમાં મહી નદી તથા વાત્રક નદીની વચમાં ખેડા—મહેમદાવાથી માંડીને નડિયાદ, આણંદ, બોરસદ, તથા પેટલાદ તાલુકાઓનો શાખાપ્રદેશ એટલે તલ—મૂલ—ચરોતર.

ચરોતરની ભૂમિ કેળવેલી રસાળ તથા ફલદ્રુપ છે. ગૌર સુવર્ણચન્દનરંગી ધરા—તેમાં સ્થળે સ્થળે કૂવા, સરવર, હરિયાળાં ખેતર, કોઈ કોઈ સ્થાનમાં લીલી લીલી વાડીઓ, ઘટાદાર છટાદાર તરુઓ અને ચોગરદમ પોતાની વડવાઈઓને ફેલાવતા ઝુલાવતા ભવ્ય વટવૃક્ષો—એ બધાથી આ પ્રદેશ અતિ સુન્દર દેખાય છે. એથીજ ચારુતર એટલે વિશેષ સુંદર—ઘણો રૂપાળો—એવું એનું સુંદર, મનોહર, રમણીય, રૂપાળું નામ રાખવામાં આવ્યું છે.

**पेटलादप्रभृति चतुरुत्तरं शतम्** એવું વાક્ય જૈન આચાર્ય શ્રી વિનયચંદ્રકૃત **काव्यशिक्षा** નામના તેરમી શતાબ્દિમાં લખાએલા સંસ્કૃત ગ્રન્થમાં છે. તે ઉપરથી કેટલાક એવું અનુમાન કરે છે કે—**चतुरुत्तरं** ઉપરથી ચરોતર શબ્દ થયો છે. પેટલાદ જેમાં મુખ્ય છે એવો ૧૦૪ ગામનો સમૂહ, એવો આ સંસ્કૃત વાક્યનો અર્થ કરવામાં આવ્યો છે. આ અર્થ અનુસાર પેટલાદ એ ચરોતરનું મુખ્ય—પ્રમુખ નગર ગણાય.

જે પ્રદેશમાં સરકારે લેવાનું જમીન મહેસુલ—ખેતી પરના કરની રકમ ખેતીની પેદાશના પ્રમાણમાં ચઢ ઉતર થતી એટલે પ્રત્યેક વર્ષે વધની ઘટતી—ચઢતી ઉતરતી તે પ્રદેશ તે ચઢઉતર —ચરોતર એવો પણ ચરોતરનો અર્થ કેટલાકે કર્યો છે.

## કવિ પ્રશસ્તિ

આ ચરોતર વિષયમાં સ્વર્ગસ્થ સાક્ષર નવલરામભાઈએ " ગુજરાતના પ્રવાસની ગરબીમાં" લખ્યું છે કેઃ—

"આપે જણાય છે આવું **ચરોતર** બોલીને બુદ્ધિ જ્યાં જાડી રે,
જાડી પણ ઘાડી કસવાળી, ધંધે કોસ રે હદવાળી; રમિએ ગુજરાતે."

વળી

લોક સાહિત્યનો એક દુહો લલકારે છે કેઃ—

"**ચરોતરની** ચાર દિશ, તરુ તમાકુ ને તૂર;
નર નારી દોનું ભલાં, નીતરે નવલાં નૂર, "

અને

ગુર્જર મહાકવિ પ્રેમાનન્દ " તપત્યાખ્યાન " માં કવે—ગાય છે કેઃ—

"જેવો આ **ગુજરાત દેશ** સહુમાં શ્રેષ્ઠત્વ પામી રહ્યો,
તે મધ્યે અતિશ્રેષ્ઠ **ચારુતર** છે, બ્રહ્મે ન જાયે કહ્યો,
તેવા દેશની જે ગિરા ગુણવતી નામે રૂડી **ગુર્જરી.** "

ઉપરાન્ત

ગુર્જર કવિશિરોમણી ન્હાનાલાલ દલપતરામ કહે છે કેઃ—

"ચરોતર એટલે ગુજરાતની ફળદ્રુપ રસકુંજે,
ચરોતર એટલે ગુજરાતનું નન્દ..............
ચરોતરની વનશ્રી તો આજ્યે આંખ ઠારે છે,

ચરોતરની સાહિત્ય લક્ષ્મી આજ્યે મ્હોરેલી છે.
ચરોતરની ઘટાઓમાં ભક્ત મધુરોએ કેકાવલી ટહુકારેલી છે.
ચરોતરની કુંજોમાંથી રાજમંત્રીઓએ મંત્રીપદ સોહાવ્યાં છે.
ચરોતરની વનવિભૂતિ સમો ચરોતરનો ગુણભંડાર પણ સંસારમાં સોહામણો છે. ”

## સરસ્વતીચંદ્ર

આવી નવલી ભૂમિના એક અગ્રેસર નગર નટપુરે–નડિયાદે આપ્યા અનુપમ અપ્રતિમ લોકકલ્યાણના મહાભવ્ય સર્વતોભદ્ર પરમમધુરરસાદર્શ સરસ્વતીચંદ્ર તથા ચાંદમરી કરુણામયી કલ્યાણમયી મહામધુરમંગલલલિતલાવણ્યમયી કુમુદિનીસ્વરૂપા કુમુદસુંદરી–એ માનસદમ્પતીના પરમરસદ્વૈત–રસઅદ્વૈતના સર્જક સાક્ષરશિરોમણિ સ્વર્ગસ્થ ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી.

## સરદાર વલ્લભભાઈ પટેલ

આજ ધરતીના એક અગ્રનગર કર્મસદને–કરમસદે આપ્યા ભારતીય ઇતિહાસમાં અપૂર્વ તથા અદ્વિતીય એવા રાજકીય એકીકરણના કર્તા સ્વર્ગસ્થ સરદાર વીર વલ્લભભાઈ પટેલ.

## લોક-જીવન

ચરોતરની ઉજળિયાત જ્ઞાતિમાં, બ્રાહ્મણો મુખ્યત્વે યજમાનવૃત્તિ, જ્યોતિષકાર્ય, વૈદ્યકકાર્ય, તથા ઉજળા ધંધા રોજગાર નોકરીમાં રોકાએલા છે; અને કેટલાક ખેતી પણ કરાવે છે. બ્રાહ્મણો પૈકી કેટલાક સારા કેળવાએલા, શિક્ષિત, વિદ્વાન તથા પ્રવીણ છે. વૈશ્ય તથા બીજી વ્યાપારી જ્ઞાતિઓનો મુખ્ય વ્યવસાય ઉદ્યોગ, વ્યાપાર, તથા શરાફી છે. અને એમાં તેઓ સારા કુશલ છે. પણ ચરોતર જેઓથી ખાસ જાણીતું છે તે તો તેના પાટીદારો. જીલ્લામાં પાટીદારોની વસતિ આશરે બે લાખ હોવાનો અંદાજ છે. આ પાટીદારોએ ખૂબ શ્રમ, બુદ્ધિ તથા ખંતથી ચરોતરની ભૂમિને કેળવી છે; અને એમનું કૃષિકૌશલ્ય પ્રખ્યાત તથા માન્ય છે. નાની નાની નાજુક લતાઓમાંથી ચતુર માળી જેમ વિપુલ, સુંદર સુગંધી પુષ્પો ઉત્પન્ન કરે, તેમ ચરોતરનો પાટીદાર ખેડ, ખાતર અને પાણીની યોગ્ય પ્રક્રિયા વડે પોતાની નાની નાની નાનકડી ધરતીમાંથી મબલખ મોંઘો પાક ઉપજાવે છે. વળી જેમ ખેતીમાં એ પ્રવીણ, મહેનતુ અને ખંતીલો છે તેમ વ્યવહાર તથા સામાજિક સંબંધોમાં એ ઉદાર, સ્નેહાળ, તથા સ્વમાની છે. વળી ચરોતરમાં વસતિના પ્રમાણમાં ખેતીની જમીન ઘણી ઓછી હોવાથી અહીંના હજારો પાટીદારો તેમજ બીજા કેટલાક ભારતમાં જુદા જુદા પ્રદેશોમાં, તથા આફ્રિકા, યુરોપ, અમેરિકા અને ઓસ્ટ્રેલિઆ વગેરે વિવિધ દેશમાં ગયા છે; અને ત્યાં ધંધો, રોજગાર, નોકરી કરે છે. આ લોકો વતનથી દૂર દૂર હોવા છતાં વતનને ભૂલતા નથી, પોતાના ગામમાં નાની મોટી સખાવતો કરે છે; અને ગામના ઉત્કર્ષમાં રસ લે છે. આ પાટીદારો પૈકી જેઓ ખેતીની જમીન હોવા છતાં ખેતી સિવાયનું બીજું કામ કરે છે, અથવા પરદેશ છે તેઓ બહુધા જાતે ખેતી કરતા નથી; પણ બીજા પાસે પોતાની જમીન ખેડાવે છે. આ પ્રમાણે પોતાની જમીન જાતે નહિ ખેડતાં બીજાની પાસે ખેડાવવામાં સામાજિક પ્રતિષ્ઠા ગણાય છે.

ચરોતરમાં પાટીદાર જ્ઞાતિમાં જુદા જુદા ગોળ છે. એમાં ઉત્તરસંડા, નડિયાદ, પીજ, વસો, સોજિત્રા, સુણાવ, કરમસદ, નાર, તારાપુર, ધર્મજ, ભાદરણ, અને સાવલી એ ૧૨

ગામનો ગોળ સૌથી વિશેષ કુલીન ગણાય છે. આ ગોળમાં અનેક વરપક્ષ પૈઠણુ—પહેરામણીમાં કન્યાપક્ષ પાસેથી ઘણાં નાણાં હજારો રૂપિયા લે છે. પૈઠણની ઘણી ભારે રકમો આપવામાં અણગમો, અશક્તિ કે ભયના કારણે કેટલાંક વર્ષો પૂર્વે ચરોતરનાં કેટલાંક પાટીદાર કુટુંબોમાં ધાવણી કે નાની દીકરીને મારી નાંખતા, જેને "દૂધ પીતી કરવી" કહેતા. હવે તો આવું કંઈ સંભળાતું નથી; પણ ભારતમાંથી પરદેશી રાજ્ય ગયું હોવા છતાં કન્યાપક્ષ પાસેથી વરપક્ષે ભારે રકમની પૈઠણ લેવાનો રિવાજ આ ગોળમાંથી હજુ પણ સર્વાંશે બંધ થયો નથી.

ચરોતરમાં કારીગર વર્ગ, વસવાયાં તથા બારિયા વગેરે જે પછાત જ્ઞાતિઓ છે તે શિક્ષણ, સંપત્તિ તથા સુધારામાં, ઉજળિયાત જ્ઞાતિઓની તથા વ્યાપારી વર્ગની સરખામણીમાં ઘણી પાછળ છે.

ચરોતરમાં નડિયાદ, ઉત્તરસંડા, બોરિઆવી, આણંદ, નાવલી, અડાસ, વાસદ, બોરસદ, વીરસદ, રાસ, ધર્મજ, નાર, કરમસદ, સોજિત્રા તથા વસો વગેરે મોટાં પાટીદારીઆં ગામો કેળવણી, ખેતી, ઉદ્યોગ તથા સાર્વજનિક પ્રવૃત્તિઓમાં ઘણાં આગળ વધેલાં છે. આ ગામો પૈકી ઘણાં ખરાં ગામોમાં સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ— પંચાયત કે સુધરાઈ, વૉટરવર્ક્સ, વારિગૃહો, ગુજરાતી તથા અંગ્રેજી શાળાઓ અને શિક્ષણની બીજી સંસ્થાઓ, સહકારી મંડળીઓ, જ્ઞાતિની તથા સામાજિક સંસ્થાઓ, પુસ્તકાલયો, વાચનાલયો, વ્યાયામશાળાઓ, ઉદ્યોગાલયો, વગેરે છે. આમાંનાં ઘણાં ગામોમાં ટપાલ કચેરી—પોસ્ટઓફિસ છે; અને કેટલાકમાં તાર ઓફિસ તથા રેડિઓ પણ છે. આ પૈકી લગભગ તમામ ગામોએ સ્વરાજ્યની લડતમાં ઘણો મોટો ફાળો આપ્યો છે.

ગુજરાતનાં બે મોટાં યાત્રાનાં ધામ– ડાકોર તથા વડતાલ આણંદની નજીકમાં જ છે. આણંદ પાસે ખેતીવાડી કૉલેજ અને કૃષિગોવિદ્યાભવનની મોટી સંસ્થા આવેલી છે. ખેડા જિલ્લા સહકારી દૂધ ઉત્પાદક મંડળ અને એની મોટી ડેરી પણ આણંદમાં જ છે. આણંદની પાસે વલ્લભ વિદ્યાનગર છે, જ્યાં પ્રાથમિક શાળા, માધ્યમિક શાળા, આર્ટ્સ કૉલેજ, સાયન્સ કૉલેજ, કૉમર્સ કૉલેજ, એન્જિનીઅરિંગ કૉલેજ, વગેરેમાં આશરે ૩૦૦૦ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે. આજ નગરમાં ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મંડળ લિમિટેડના કારખાનાઓમાં સિમેન્ટ, ધાતુ વગેરેની વસ્તુઓ, સંચા, પેન્સિલ, ઔષધ, સાબુ વગેરે બનાવવામાં આવે છે. આ સંસ્થાને ચરોતરના ગામોનો આર્થિક વિકાસ કરવાની ઉમેદ છે. આ નવા વલ્લભ-વિદ્યાનગરની વસતિ આસરે ૩૬૦૦ છે.

વસોમાં દર વર્ષે એક પત્રિકા છાપીને પ્રસિદ્ધ કરવામાં આવે છે જેમાં ત્યાંની અનેક સાર્વજનિક સંસ્થાઓના આવક-ખર્ચના હિસાબ, પ્રવૃત્તિઓ વગેરે છાપવામાં આવે છે. વસોનો દરેક રહીશ વસોની પ્રત્યેક સંસ્થાની પ્રવૃત્તિ અને આર્થિક વગેરે વ્યવહાર તથા સ્થિતિ જાણે, અને ગામની પ્રવૃત્તિઓમાં રસ-ભાગ લે એ આ પ્રકાશનનો હેતુ છે. વસોના મુખ્ય અમીન કુટુંબના એક વડા અને દસાના દરબાર સ્વર્ગસ્થ ગોપાળદાસે સ્વરાજ્યની લડતમાં પોતાની દેકુરાતનો ત્યાગ કર્યો; અને ગાંધીજીની આગેવાની નીચે લડતમાં ઝંપલાવ્યું. પચાસ વર્ષ પૂર્વે સાક્ષરશિરોમણી ગોવર્ધનરામ ત્રિપાઠીના પ્રમુખપદ નીચે મિત્રમંડળ નામની સમાજ સેવાની સંસ્થાનું અધિવેશન વસોમાં થયું. ચરોતરમાં મોન્ટેસરી પદ્ધતિની પ્રથમ શાળા વસોમાં સ્થપાઈ. સ્વર્ગસ્થ મોતીભાઈ અમીનની પ્રેરણા-સૂચનાથી ચરોતરમાં અનેક ગામોમાં પુસ્તકાલયો-વાચનાલયો સ્થપાયાં. એજ મોતીભાઈ અમીને આણંદમાં ચરોતર એજ્યુકેશન સોસાઈટી

સ્થાપી, જે દ્વારા ચરોતરના હજારો જનોને શિક્ષણ વગેરેનો લાભ મળ્યો. વળી એ જ મોતીભાઈ અમીને સન ૧૯૦૬ માં શ્રી સયાજી જ્યુબિલી બોર્ડિંગ હાઉસ નામનું છાત્રાલય પેટલાદમાં શરૂ કર્યું; અને સમર્થ શિક્ષક તથા વિરલ સજ્જન સ્વર્ગસ્થ કરુણાશંકર કુબેરજીને તેના ગૃહપતિપદે નીમ્યા. ચરોતરના સમાજશાસ્ત્રીઓ તથા સામાજીક કાર્યકર્તાઓને સુવિદિત છે કે આ છાત્રાલયમાં રહીને ભણેલા છાત્રો ચરોતરને ચાસ્તર બનાવવામાં–એનો સામાજીક, આર્થિક, રાજકીય, આદિ વિકાસ કરવામાં તથા સ્વરાજ્યના સંગ્રામમાં અગ્રેસર હતા.

## પ્રધાન લાક્ષણિકતાઓ

સારાંશમાં ચરોતર અને એના લોકસમુદાયની પ્રધાન લાક્ષણિકતાઓ નીચે પ્રમાણે છે:—

(૧) ભૂમિ રસાલ તથા ફળદ્રુપ છે.

(૨) મોટાં ઘટાદાર વૃક્ષો સ્થળે સ્થળે સારી સંખ્યામાં છે.

(૩) કૂવા સરોવર સારા પ્રમાણમાં છે. ઘણાં કૂવા પર ઑઈલ એન્જિન પંપ ગોઠવ્યા છે, જે વડે પાણી ખેંચી ખેતરોને પાવામાં આવે છે. આથી પીતની ખેતી અને પાક ઘણા સારા પ્રમાણમાં થાય છે.

(૪) કાચા–પાકા રસ્તા–સડક અને બસની સગવડ ઘણાં ગામને છે.

(૫) ખેતી કરનાર વર્ગ–ખાસ કરીને પાટીદાર ખેતીનો અનુભવી, કસબી, ખંતીલો તથા મહેનતુ છે; અને જમીનમાંથી સારા પ્રમાણમાં સારો પાક ઉપજાવે છે.

(૬) મિશ્ર ખેતી સારા પ્રમાણમાં થાય છે. પાકમાં મોટા ભાગે બાજરી, બાવટો, ડાંગર, કોદરા, જુવાર. કઠોળ, તલ તથા તમાકુ થાય છે. ઘઉં તથા કપાસ પણ થાય છે.

(૭) ઘણા ખેડુત ભેંસ પાળે છે; અને એનાં દૂધઘીના વેચાણ દ્વારા પોતાની આવકમાં વધારો કરે છે.

(૮) વસતિના–ખેતી પર નભનારના પ્રમાણમાં ખેતીની જમીન ઘણી ઓછી હોવાથી–પુરતી નહીં હોવાથી, ચરોતરમાંથી હજારો ભણેલા, બુદ્ધિશાળી કે સાહસિક મનુષ્યો–ખાસ કરીને પાટીદારો ભારતમાં કે પરદેશમાં દૂર દૂર અનેક સ્થળોએ ગયા છે; અને ત્યાં ઉદ્યોગ, વ્યાપાર, નોકરી કે મજુરી કરે છે.

(૯) આ બહારગામ રહેતા લોકો પોતાના વતન માટે લાગણી રાખે છે; અને એમાંના કેટલાકે પોતાના વતનમાં ધાર્મિક, શિક્ષણવિષયક, સામાજિક આદિ પ્રવૃત્તિઓમાં તથા સંસ્થાઓની સ્થાપના કે સંચાલનમાં ઘણાં દાન કર્યાં છે.

(૧૦) આ પ્રમાણે બહાર ગામ રહેતા લોકોનાં જે કુટુંબીઓ કે સગાંઓ વતનમાં રહે છે તે વતન તથા પરગામ કે વિદેશમાં રહેનારાઓ વચ્ચે કડી–સેતુ બની રહે છે.

(૧૧) ચરોતરના મોટાં પાટીદારીઆ ગામોમાં અનેક પ્રવૃત્તિઓ, સંસ્થાઓ, સગવડો છે, પણ નાનાં ગામો કે જ્યાં પૈસાણીઆ પાટીદારોની વસતિ ઘણી ઓછી હોય કે ના હોય એવાં ગામોમાં સામાન્યતઃ આવી પ્રવૃત્તિઓ, સંસ્થાઓ, સગવડો વગેરેનો બહુધા અભાવ હોય છે.

(૧૨) વળી શિક્ષણ સફાઈ, સુધારો, સંપત્તિ, સગવડો આ બધું મુખ્યત્વે ઉજળિયાત જ્ઞાતિઓમાં તથા વર્ગમાં જોવામાં આવે છે. કારીગરો, મજુરો અને બારિયા વગેરે પછાત જ્ઞાતિઓ તો હજુ આ બધાથી બહુધા વંચિત દરિદ્ર અને પરાવલમ્બી સ્થિતિમાં છે,

# પેટલાદ તાલુકો

## સ્થાન-સીમા-વિસ્તાર

પેટલાદ તાલુકો ચરોતર-ચારુતરના સુંદર રમણીય પ્રદેશમાં આવેલો છે. આ તાલુકાની ઉત્તરે નડિયાદ તાલુકો તથા માતર તાલુકો છે; અને દક્ષિણે ખંભાત તાલુકો તથા બોરસદ તાલુકો છે. જ્યારે એની પૂર્વે બોરસદ તાલુકો તથા આણંદ તાલુકો છે; અને પશ્ચિમે માતર તાલુકો તથા ખંભાત તાલુકો છે.

તાલુકાનું ક્ષેત્રફળ સન ૧૯૫૧ની વસતિ ગણત્રી અનુસાર ૧૮૩૨ ચોરસ માઈલ છે.

## જમીન

આખા તાલુકાની જમીન મોટે ભાગે ગોરાટ છે અને સામાન્યતઃ સપાટ છે.

## વાયુમાન

પેટલાદ તાલુકામાં શિયાળાની ઠંડી ઋતુમાં વાયુમાન વધારેમાં વધારે ૮૦ ડીગ્રી તથા ઓછામાં ઓછું ૫૫ ડીગ્રી રહે છે. જ્યારે ઉનાળાની ગરમ ઋતુમાં વધારેમાં વધારે ૧૧૦ ડીગ્રી તથા ઓછામાં ઓછું ૯૫ ડીગ્રી વાયુમાન હોય છે.

## વરસાદ

સન ૧૯૪૫ થી સન ૧૯૫૩ સુધીમાં આ તાલુકામાં નીચે પ્રમાણે વરસાદ થયો છેઃ—

| સન. | ઈંચ. |
|---|---|
| ૧૯૪૫ | ૨૮.૮૫ |
| ૧૯૪૬ | ૩૧ ૦૩ |
| ૧૯૪૭ | ૨૨.૪૯ |
| ૧૯૪૮ | ૧૫.૦૩ |
| ૧૯૪૯ | ૨૯.૬૨ |
| ૧૯૫૦ | ૪૮.૯૯ |
| ૧૯૫૧ | ૧૪.૯૨ |
| ૧૯૫૨ | ૨૫.૪૩ |
| ૧૯૫૩ | ૪૩.૩૧ |

એટલે આ નવ વર્ષમાં થએલા વરસાદની સરાસરી કાઢતાં તાલુકામાં વરસાદની વાર્ષિક સરેરાશ ૨૮.૮૪—આશરે ૨૯ ઈંચ થાય છે.

## કૂવા-સરોવર

આ તાલુકામાં કુલ ૩૨૨૫ કૂવાઓ છે, જે પૈકી ૨૪૯૪ ખેતી માટે છે; અને ૩૮૧ પીવાના પાણી સારૂ છે. પીવાના પાણીના કૂવા પૈકી ૭૩૦ ઉપયોગી છે, અને ૧૦૧ નિરુપયોગી છે. કૂવાની સરેરાશ ઉંડાઈ ૪૧ થી ૫૦ ફીટ છે, અને સરેરાશ વ્યાસ ૧૦ ફીટ છે. ઉપરાંત ૩ વાવ તથા ૨૪૦ સરોવર-તળાવ છે. તાલુકાના કૂવાઓ પર આશરે ૪૩૦ ઓઈલ એંજિન ૫૫ ગોઠવેલા છે, જે દ્વારા કૂવામાંથી યાંત્રિક રીતે પાણી કાઢવામાં આવે છે.

તાલુકામાં ખેડવા લાયક જમીન ૧૦૫૪૪૫ એકર છે, જે પૈકી ૮૮૨૮ એકર જમીન

ખેતીના કૂવામાંના પાણીથી સિંચાઈ છે. એટલે કુલ વાવેતર જમીનના આશરે ૧૨ ટકા જમીન ખેતીના કૂવાના પાણીથી સિંચાઈ છે.

## ગામ—નગર

પેટલાદ તાલુકામાં વસતિનાં ઘટકો (યુનિટ) કુલ ૮૩ છે જે પૈકી ૭૮ ગામ છે, અને ૫ નગર છે. આ ૫ નગરનાં નામ છેઃ— ૧ ધર્મજ ૨ મેહલાવ ૩ નાર ૪ સોજિત્રા અને ૫ પેટલાદ.

## વસતિ

તાલુકાની કુલ વસતિ ૧,૯૩,૮૩૩ છે, જે પૈકી ૧,૦૧,૬૪૩ પુરુષો છે અને ૯૨,૧૯૦ સ્ત્રીઓ છે. કુલ વસતિ પૈકી ૧,૩૦,૦૯૧ ગામોમાં વસે છે જેમાં ૬૮,૪૫૫ પુરુષો છે અને ૬૧,૬૩૬ સ્ત્રીઓ છે. બાકીના ૬૩,૭૪૨ નગરોમાં રહેછે જેમાં ૩૩,૧૮૮ પુરુષો છે અને ૩૦,૫૫૪ સ્ત્રીઓ છે.

તાલુકામાં રેકેવર માઈલે સરાસરી વસતિ ૧૦૫૯ છે.

વસતિનાં સંખ્યાત્મક સોપાન અનુસાર ગામો તથા નગરોની નીચે પ્રમાણે શ્રેણિઓ થાય છે.

| વસતિ. | ગામો તથા નગરોની સંખ્યા. | | | | | કુલ વસતિ. |
|---|---|---|---|---|---|---|
| ૫૦૦ સુધી | ૬ | + | ૦ | = | ૬ | ૨,૫૧૩ |
| ૫૦૧ થી ૧૦૦૦ | ૧૯ | + | ૦ | = | ૧૯ | ૧૫,૦૨૫ |
| ૧૦૦૧ થી ૨૦૦૦ | ૩૩ | + | ૦ | = | ૩૩ | ૪૮,૧૪૩ |
| ૨૦૦૧ થી ૫૦૦૦ | ૧૮ | + | ૦ | = | ૧૮ | ૫૨,૫૧૭ |
| ૫૦૦૧ થી ૧૦,૦૦૦ | ૨ | + | ૩ | = | ૫ | ૩૩,૭૭૩ |
| ૧૦,૦૦૧ થી ૨૦,૦૦૦ | ૦ | + | ૧ | = | ૧ | ૧૨,૧૯૫ |
| ૨૦,૦૦૦ ઉપરાંતના | ૦ | + | ૧ | = | ૧ | ૨૯,૬૬૭ |
| કુલ. | ૭૮ | + | ૫ | = | ૮૩ | ૧,૯૩,૮૩૩ |

## વ્યવસાય અને વસતિ

આ વસતિ જે મુખ્ય વ્યવસાયોમાં રોકાએલી છે તેની વિગત નીચે પ્રમાણે છેઃ—

| | પુરુષ | સ્ત્રી | કુલ |
|---|---|---|---|
| ૧ સંપૂર્ણતઃ વા મુખ્યત્વે સ્વમાલિકીની જમીન ખેડનાર અને તેમનાં આશ્રિત | ૩૫,૯૮૧ | ૩૧,૪૨૯ | ૬૭,૪૧૦ |
| ૨ સંપૂર્ણતઃ વા મુખ્યત્વે બીજાની માલિકીની જમીન ખેડનાર અને તેમનાં આશ્રિત | ૧૬,૨૩૯ | ૧૪,૨૪૮ | ૩૦,૪૮૭ |
| ૩ ખેતમજુરો તથા તેમનાં આશ્રિત | ૯,૨૫૮ | ૮,૭૪૪ | ૧૮,૦૦૨ |
| ૪ ખેડાઉ જમીન માલીકો | ૪,૯૯૪ | ૬,૧૧૬ | ૧૧,૧૧૦ |
| ૫ ખેતી સિવાય અન્ય ઉત્પાદન | ૧૫,૦૧૦ | ૧૩,૧૯૬ | ૨૮,૨૦૬ |
| ૬ વાણિજ્ય વ્યાપાર | ૬,૩૬૯ | ૫,૯૨૫ | ૧૨,૩૦૪ |

| | | | |
|---|---|---|---|
| ૭ વાહનવ્યવહાર. | ૮૧૦ | ૭૬૦ | ૧,૫૭૦ |
| ૮ અન્ય ધંધા તથા આવકનાં સાધનો. | ૧૨,૯૭૨ | ૧૧,૭૭૨ | ૨૪,૭૪૪ |
| | ૧,૦૧,૬૪૩ | ૯૨,૧૯૦ | ૧,૯૩,૮૩૩ |

## ખેતી

પેટલાદ તાલુકામાં જમીનનો કુલ રકમો ૧૧૭૧૯૪ એકર છે, જેમાંથી ખરાબો વગેરે બાદ જતાં ૧૦૬૪૪૫ એકર જમીન ખેડવા લાયક છે. આ પૈકી ૩૭૪૭૫ એકર જમીન બારખલી છે, અને ૬૮૯૭૦ એકર જમીન સરકારી છે. વળી આકારી જમીન ૧૦૬૪૨૦ એકર છે, તથા બિનઆકારી જમીન ૨૫ એકર છે.

તાલુકાના મુખ્ય પાક નીચે પ્રમાણે છેઃ—

| પાકનું નામ | એકર |
|---|---|
| કોદરા | ૧૬,૮૦૦ |
| બાજરી | ૩૧,૪૫૪ |
| જુવાર | ૫૪૧ |
| બાવટો | ૯,૦૫૦ |
| ડાંગર | ૧૨,૦૦૦ |
| તુવેર | ૨,૫૦૦ |
| ચણા | ૫૬૩ |
| ઘંઉ | ૧૮૩ |
| તલ | ૪,૫૯૨ |
| દીવેલા | ૨૨૬ |
| શેરડી | ૨ |
| કપાસ | ૨,૦૦૦ |
| તમાકુ | ૬,૮૮૭ |
| ઘાસ | ૧,૮૧૧ |
| | ૮૮,૬૦૯ |

## ખાતેદાર

તાલુકાના ખાતેદારોની કુલ સંખ્યા ૨૭,૫૭૮ છે અને તેઓના ખાતે ૧૦૪૦૭૯ એકર જમીન છે. આ ખાતેદારોમાંથી જાતે ખેડનાર ખાતેદાર ૨૨,૬૩૨ છે અને તેઓ ૭૬,૧૯૦ એકર જમીન ખેડે છે. બાકીની ૨૭,૮૮૯ એકર જમીન ગણોતીઆ ખેડે છે.

સન ૧૯૫૩–૫૪ની સાલમાં જમીનના સોપાન (સ્કેલ) અનુસાર નીચે પ્રમાણે ખાતેદાર હતાઃ—

| એકર. | ખાતેદારની સંખ્યા. |
|---|---|
| ૧ થી ૫ સુધી | ૨૧,૧૯૩ |
| ૬ થી ૨૫ ,, | ૬,૨૨૪ |

| | |
|---|---|
| ૨૬ થી ૧૦૦ ,, | ૧૪૮ |
| ૧૦૧ થી ૫૦૦ ,, | ૨ |
| ૫૦૦ ઉપરાંત— | ૧ |
| | કુલ— ૨૭,૫૭૮ |

### જમીન મહેસુલ

તાલુકાનું જમીન મહેસુલ રૂા. ૪,૯૪,૧૯૧ અને લોકલ સેસ રૂા. ૮૮,૩૬૩ છે, જે બંને મળી રકમ રૂપિયા ૫,૮૨,૫૫૪ થાય છે.

### ઉદ્યોગ

પેટલાદ તાલુકામાં જે મુખ્ય ઉદ્યોગો જે જે ગામોમાં ચાલે છે તે નીચે પ્રમાણે છેઃ—

#### જળ સિંચન માટે એંજિન પંપ

અગાસ, ખડાણા, ધુંટેલી, ધર્મજ, પાડગોળ, પીપલાવ, બારિયા, ભવાનીપુરા, ભાટિયેલ, ભૂરાકૂઈ, રામોલ, રાવલી, માણુજ, રૂણુજ, વીરોલ, સિહોલ, સાંસેજ, વગેરે ગામોમાં જળસિંચન માટે કૂવાઓ પર ઓઈલ એજીંન ગોઠવેલાં છે.

#### દૂધની ડેરી

નાર વગેરે ગામોમાં દૂધને પીલીને તેમાંથી મલાઈ વગેરે બનાવવામાં આવે છે.

#### દૂધ માવાની ભઠ્ઠી

રામોલ વગેરે ગામોમાં દૂધને ભઠ્ઠીમાં ઉકાળીને તેમાંથી માવો બનાવવામાં આવે છે.

#### અનાજ દળવા ખાંડવા માટે યાંત્રિક ઘંટી તથા હલર

ખડાણા, ચાંગા, દેવા, નાર, પાડગોળ, પેટલાદ, ભૂરાકૂઈ, રૂણુજ, સિહોલ, વગેરે ગામોમાં અનાજ દળવા ખાંડવા માટે યાંત્રિક ઘંટીઓ કે હલર છે. આ પૈકી કેટલાંક ગામોમાં બંને છે. નારમાં ડાંગળ, દાળ ભરડવાની તથા તેલની રાઈસ પલ્સ જિનીંગ ઓઈલ મીલ છે. પેટલાદમાં અંબિકા પલ્સ મિલ છે.

#### સ્વદેશી ઔષધ બનાવવાનાં કારખાનાં

ગાડામાં સ્વદેશી ઔષધ બનાવવાનાં બે કારખાનાં–ફાર્મસી છે. પેટલાદમાં એક છે.

#### બળદની ઘાણી

ખડાણા, ભડકદ, દેવા વગેરે કેટલાંક ગામોમાં બળદની ચાલતી ઘાણીમાં તેલ પીલવામાં આવે છે.

#### વસ્ત્રોત્પન્ન તથા વસ્ત્રરંગ ઉદ્યોગ

પેટલાદમાં રૂમાંથી સુતર કાંતવાની ૧ મિલ તથા ૧ પાવર લુમ્સનું કારખાનું છે. કાંતવા વણવાની ૨ મિલ છે; અને ૧ સુતર રંગવાનું કારખાનું તેમ જ ૧ જિનિંગ ફેક્ટરી છે. ૧ સુતરમાંથી રેલ ( રિલ ) બનાવવાનું કારખાનું પણ છે.

#### હાથશાળ પર હાથવણાટનું કાપડ

ખડાણા, માંગા, ડાલી, ડેમોલ, દેવાતજ, દેવા, કાસર, પડોળી, પેટલાદ, બાંધણી,

મલાતજ, મોરડ, વટાવ, રૂણુજ, સિહોલ, સોજિત્રા, સુંદરણા, સંજાયા વગેરે સ્થળોએ મિલના સુતરમાંથી હાથશાળ પર હાથવણાટનું કાપડ તૈયાર થાય છે.

## માટીમાંથી નળીઆં, ઈંટો તથા કાઠીઓ બનાવવાનું કામ

દેવાતજમાં માટીમાંથી સારાં નળીઆં બનાવવમાં આવે છે. રૂણુજમાં ઈંટો બનાવવાનું કારખાનું છે. આ ઉપરાંત તાલુકામાં ઠેરઠેર માટીમાંથી ગાગર, ઘડા, માટલાં વગેરે બનાવવામાં આવે છે.

## સુથારી કામ—ખેતીનાં લાકડાંના ઓજારો

ચાંગામાં ૫૦ સુથાર કુટુંબો ખેતીના લાકડાનાં ઓજાર તથા કેટલીક ઈમારતી સામાન બનાવે છે. આ સિવાય બીજા કેટલાંક ગામોમાં પણ સુથારો ખેતીનાં લાકડાનાં ઓજારો બનાવે છે. દેવાતજ તથા રામોલ વગેરેમાં ગાડાનાં પૈંડા બનાવવમાં આવે છે. ચાંગામાં લાકડાં વહેરવાનું કારખાનું–સૉ મિલ છે.

## ધાતુમાંથી વસ્તુઓ બનાવવાનું કામ

ચાંગામાં એંજીન પંપના સ્પેર પાર્ટસ બનાવવાનું કારખાનું છે. લોધનાં કારખાનાં પાડગોળમાં ૧ તથા ધર્મજમાં ૨ છે. પેટલાદમાં ૫ પિત્તળ અને લોખંડનાં (બ્રાસ એન્ડ આયર્ન ફેક્ટરી) કારખાનાં છે. આ સિવાય તાલુકામાં કેટલેક સ્થળે લુહારી કામ થાય છે. બોરયામાં એંજિન દુરસ્ત કરવાનું કારખાનું છે.

## તમાકુનાં કારખાનાં તથા છીંકણી બનાવાનું કામ

ડેમોલ, બાંધણી, રામોલ આદિ ગામોમાં તમાકુનાં કારખાનાં છે. અરડી, ધર્મજ વગેરેમાં છીંકણી બનાવવામાં આવે છે.

## તમાકુની બીડી બનાવવાનું કામ

ધુંટેલી, દંતેલી, નાર, પાળજ, બોરડા, ભુરાકુઈ, રામોલ, સિહોલ આદિ ગામોમાં તમાકુની બીડી બનાવવાનાં કારખાનાં છે.

## ટોપલા-ટોપલી બનાવવાનું કામ

દેવા વગેરે કેટલાક ગામોમાં વાંસમાંથી ટોપલા–ટોપલીઓ બનાવવામાં આવે છે.

## પ્રકીર્ણ

પેટલાદમાં ૧ કેમિકલ ફેક્ટરી તથા ૨ બરફનાં કારખાનાં છે; અને ચુડગરો હાથીદાંતમાંથી ચુડા–ચુડીઓ વગેરે બનાવે છે.

## ઔદ્યોગિક કારખાનાં.

સન ૧૯૫૩–૫૪ માં તાલુકામાં જુદા જુદા ઉદ્યોગોનાં નીચે પ્રમાણે કારખાનાં અસ્તિત્વમાં હતાં :—

| ઉદ્યોગ–કારખાનાનાં નામ | સંખ્યા |
|---|---|
| જિનિંગ ફેક્ટરી | |
| સ્પિનિંગ મીલ | |

| | |
|---|---|
| વિવિંગ મિલ | ૨ |
| હાથશાળો | ૧૦૫૦ |
| રેશમનું કારખાનું | ૧ |
| દિવાસળીનું કારખાનું | ૧ |
| તુવેર દાળની મિલ | ૨ |
| ડાંગર પીલવાના હલર્સ | ૯૫ |
| ચોખાની મિલ | ૧ |
| વૉટર પંપ (કૂવા પર) | ૪૪૨ |
| લોટ દળવાની ઘંટી | ૯૫ |
| સાબુનું કારખાનું | ૧ |
| કોદરાની મિલ | ૧ |
| તેલ પીલવાના દેશી કારખાનાં—ઘાણી | ૧૧૫ |
| વિદ્યુત્ ઉત્પન્નનું કારખાનું. | ૧ |
| માવાની ભઠ્ઠી | ૧૩ |
| તમાકુની ખળી | ૩૯ |
| ચિત્રપટ ગૃહ (સિનેમા થીએટર) | ૨ |
| વારિ ગૃહ (વૉટર વર્કસ) | ૫ |
| રંગવાનાં કારખાનાં | ૧ |
| હોઝિયરી | ૧ |
| છાપખાનાં કારખાનાં—પ્રિન્ટિંગ પ્રેસ. | ૪ |

## વ્યાપાર

પેટલાદ તાલુકામાં અનાજના વ્યાપાર ઉપરાંત ચા, તમાકુ, વિદ્યુત-ઇલેકટ્રિકને લગતી ચીજો, ઈમારતી લાકડું, કટલરી, હોઝિયરી, કાપડ, કરિયાણું, મીઠાઈ, ખનીજ તેલો, દવાઓ લોખંડ અને બીજી ધાતુઓની વસ્તુઓ, ધાતુનાં વાસણો, બુટ, ચંપલ, વગેરે ચામડાની વસ્તુઓ, મિલ સ્ટોર્સ, મોટર સ્પેર પાર્ટસ, સોના ચાંદીના દાગીના, ઘડિયાળો, પુસ્તકો, લેખન સામગ્રી વગેરેની દુકાનો સારા પ્રમાણમાં હોઈ આ ચીજોનો વ્યાપાર સારો ચાલે છે. આ ઉપરાંત પેટલાદ તેમજ બીજાં નગરો વગેરેમાં હોટેલો, વીશીઓ પણ સારી સંખ્યામાં છે. કેટલીક સહકારી મંડળીઓ પણ ખરીદ વેચાણનું કામ કરે છે. આ ઉપરાંત ડૉકટરો, વકીલો આવકવેરા તથા વેચાણ વેરાના સલાહકારો, પાસપોર્ટ એજન્ટો, વિમા એજન્ટો, ફોટોગ્રાફરો, ચિત્રકારો વગેરે પણ સારી સંખ્યામાં છે.

## સહકારી મંડળીઓ

તાલુકામાં ૮૯ સહકારી મંડળીઓ છે, જે વર્ગવાર નીચે પ્રમાણે છે :—

| | |
|---|---|
| ખેતી સબંધી શરાફી | ૨૯ |
| નાગરિક શરાફી | ૪ |
| પગારદારોની | ૫ |
| કન્ઝયુમર્સ | ૧૦ |

| | |
|---|---|
| ખરીદ વેચાણ | ૩ |
| વણકરોની | ૨ |
| ઔદ્યોગિક | ૩ |
| ડેરી | ૬ |
| ધરો બાંધનારી | ૧૬ |
| જલ સિંચન | ૬ |
| ગ્રામ વિકાસ | ૪ |
| તાલુકા ડેવલપમેન્ટ બોર્ડ | ૧ |
| સુપરવાઈઝિંગ | ૧ |
| યુનિયન: પરચુરણ | ૧ |
| | ૮૯ |

## શિક્ષણ તથા શિક્ષણ સંસ્થાઓ

આ તાલુકામાં શિક્ષણસંસ્થાઓ નીચે પ્રમાણે છે:-

| | |
|---|---|
| બાલમંદિર | ૪ |
| પ્રાથમિક શાળાઓ | |
| જુથ શાળાઓ (જિલ્લાબોર્ડ) | ૨૩ |
| મિશનની શાળાઓ | ૫ |
| માધ્યમિક શાળાઓ–હાઈસ્કૂલ | ૧૩ |
| મહાવિદ્યાલય–કોલેજ | ૨ |

તાલુકાની કુલ ૧૯૩૮૩૩ વસતિમાં ભણેલાઓની સંખ્યા ૬૯૯૩૬ છે; જે પૈકી ૪૬૯૪૮ પુરુષો છે, અને ૨૨૯૮૮ સ્ત્રીઓ છે. અર્થાત્ આ તાલુકામાં આશરે ૩૬ કે ૩૭% ટકા સાક્ષરતા છે. નગર વિસ્તારમાં કુલ ભણેલા ૨૬૬૯૩ છે; જ્યારે ગ્રામ વિસ્તારમાં કુલ ભણેલા ૪૩૨૪૩ છે.

## પુસ્તકાલયો

પેટલાદ તાલુકામાં ૭૯ પુસ્તકાલયો છે જેની વિગત આ પ્રમાણે છે:—

| નામ | સંખ્યા |
|---|---|
| તાલુક પુસ્તકાલય | ૨ |
| નગર ,, | ૫ |
| મહિલા ,, | ૩ |
| બાળ ,, | ૩ |
| ગ્રામ ,, | ૬૬ |

## ઔષધાલયો

તાલુકામાં ઔષધાલયોની હકીકત નીચે પ્રમાણે છે:—

પેટલાદ મહાલ આરોગ્યમંડળ હસ્તક ચાલતાં:—

| | સંખ્યા |
|---|---|
| વૈદ્યવાળાં ઔષધાલય | ૧૧ |
| વૈદ્ય વિનાનાં | ૩૧ |
| જિલ્લા લોકલ બોર્ડ તરફથી | ૨ |
| મિશન હોસ્પિટલ | ૧ |
| સરકારી હોસ્પિટલ તથા ડિસ્પેન્સરી | ૬ |
| કુલ— | ૫૧ |

## સુધરાઇઓ તથા ગામ પંચાયતો

પેટલાદ તાલુકામાં પેટલાદ, ધર્મજ, તથા સોજિત્રા એ દરેક નગરમાં નગર સુધરાઈ-ટાઉન મ્યુનિસિપાલિટી છે; અને ૭૩ ગામોમાં ગામ પંચાયત છે. એટલે તાલુકામાં બધી મળીને ૫૬ સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ છે. ધર્મજ તથા સોજિત્રાની સુધરાઈઓને પોતાનાં વોટર વર્ક્સ-વારિ ગૃહો છે; જ્યારે નાર નગરીમાં નાર વારિગૃહ સહકારી મંડળી લિમિટેડ-એ નામની વોટર વર્ક્સની સહકારી મંડળી છે. આ ઉપરાંત સુણાવ ગામની ગામ પંચાયત પણ સુણાવમાં વારિગૃહનું સંચાલન કરે છે.

## રસ્તાઓ

બોરસદથી પેટલાદ સુધી ૨૨ માઈલનો રસ્તો તથા ખંભાતથી પેટલાદ સુધી ૧૬ માઈલનો રસ્તો, એમ જિલ્લાના બે મુખ્ય રસ્તાઓ પેટલાદને બોરસદ તથા ખંભાતની સાથે જોડે છે. આ ઉપરાંત આણંદથી સોજિત્રા સુધીનો ૧૭ માઈલનો રસ્તો છે. આ ત્રણ જિલ્લાના મુખ્ય રસ્તા મેજર ડિસ્ટ્રિક્ટ રોડ્ઝ છે.

પેટલાદ તાલુકા સાથે સંબંધ ધરાવતા જિલ્લાના ન્હાના રસ્તા-માઈનોર ડિસ્ટ્રીક્ટ રોડ્ઝની લંબાઈ ૫૩ માઈલ છે, જેની વિગત નીચે પ્રમાણે છેઃ—

| | | માઈલ. |
|---|---|---|
| ૧ | તારાપુરથી નાર, પડોળી થઈ પેટલાદ સુધી | ૯ |
| ૨ | પેટલાદથી વટાવ, ખરેળાવ, આખડોલ, પીપળાવ થઈ નડિયાદ સુધી | ૧૫.૫ |
| ૩ | પેટલાદથી પીપળાવ સુધી | ૪.૦ |
| ૪ | સોજિત્રાથી નાર, સુંવરા થઈ બામણા સુધી | ૧૧.૩ |
| ૫ | નાંદોલથી મલાતજ, ચાંગા થઈ વડતાલ સુધી | ૧૩.૦ |
| | | ૫૩.૦ |

આ સિવાય ગામ રસ્તા-વિલેજ રોડ્ઝ ૩૦ છે અને એ બધાની કુલ લંબાઈ ૬૩ માઈલ છે.

## મોટર બસ વ્યવહાર

તાલુકામાં નીચે પ્રમાણે મોટર-બસ ગાડીઓ ભાડેથી પ્રવાસીઓને લેઈ જાય છે:-

૧ સુણાવથી બોરસદ ૭ પેટલાદથી વટાદરા
૨ પીપળાવથી પેટલાદ ૮ પેટલાદથી સોજિત્રા

૩ પેટલાદથી વટાદરા ૯ પેટલાદથી પલાણા
૪ પેટલાથી ધર્મજ ૧૦ પેટલાદથી રામોલ
૫ પેટલાદથી બાંધણી ૧૧ નારથી નાર સ્ટેશન
૬ પેટલાદથી જલુંધ

આ ઉપરાંત નીચે પ્રમાણે બસ ગાડીઓ તાલુકાની બહારનાં કેટલાંક ગામોને પેટલાદ સાથે જોડે છે—

૧ બોરસદથી પેટલાદ
૨ આણંદથી પેટલાદ

## રેલવે

પેટલાદ તાલુકામાંથી ૨ રેલવે લાઈન પસાર થાય છે, એક આણંદથી પેટલાદ થઈ ખંભાત જાય છે. આમાં કરમસદ, અગાસ, દંતાલી, પેટલાદ, નાર, તારાપુર, યાવરપુરા, સાયમા, અને ખંભાત એ પ્રમાણે સ્ટેશનો છે. આ બ્રોડગેજ રેલવે છે; જે તાલુકાની પૂર્વથી પશ્ચિમ તરફ તારાપુર જઈ ત્યાંથી નીચે દક્ષિણમાં ઉતરી ખંભાત જઈ અટકે છે. આ લાઈનની લંબાઈ ૩૩ માઈલ છે. બીજી રેલવે લાઈન તાલુકાની ઉત્તરે નડિયાદથી નીકળી દક્ષિણે ભાદરણ પહોંચે છે. આની લંબાઈ ૩૬ માઈલ છે, અને એમાં નડિયાદ, પીજ, વસો, દેવા, મલાતજ ડભોઉ, સોજિત્રા, વિરોલ, પેટલાદ, વિશ્રામપુરા, સુંદરાણા, ધર્મજ, બોચાસણ, ઝારોળા, તથા ભાદરણ એ પ્રમાણે સ્ટેશનો છે. પેટલાદ, બોચાસણ, આણંદ તથા નડિયાદ એ ચારે જંકશન છે.

મુંબઈથી અમદાવાદ જતી વેસ્ટર્ન ઝોનની બ્રોડ ગેજ રેલવે લાઈન પર વડોદરાથી માત્ર ૨૨ માઈલ પર આણંદ સ્ટેશન છે; અને આણંદથી નડિયાદ ફક્ત ૧૭ માઈલ છે. વળી નડિયાદથી અમદાવાદ ૨૯ માઈલ છે. પેટલાદથી આણંદ ૧૪ માઈલ છે; અને નડિયાદ ૨૩ માઈલ છે. એટલે પેટલાદથી નડિયાદ કે આણંદ થઈને ઉત્તરમાં અમદાવાદ કે તેની પણ ઉપર, અને દક્ષિણમાં વડોદરા, ભરૂચ, સુરત, નવસારી, વલસાડ, મુંબાઈ અને તેની પણ નીચે આ લાઈન પરના ઉત્તરથી દક્ષિણ સુધીના કોઈ પણ સ્ટેશને જવું સુગમ છે.

## ટપાલ—તાર—ટેલિફોન—રેડિઓ

તાલુકામાં પેટલાદમાં ધર્મજ, નાર, સુણાવ તથા સોજિત્રામાં ટપાલ તથા તારની સબ ઓફિસ છે. પેટલાદ રેલવે સ્ટેશન પર ટપાલની સબ ઓફિસ છે; અને આશી, બોરિઆ, મોરડ, હિલોલ, ચાંગા, પાડગોળ, સંજાયા, રણોલી, વડદલા, બાંધણી, મેહલાવ, ડેમોલ, રામોલ આમોદ, કાસર, ખડાણા, પાલજ, પંડોળી, પીપળાવ, પોરડા, સુંદરણા, ડભોઉ, દેવા, ગાડા, મધરોલ, મલાતજ, તથા મરિયમપુરા એટલાં ૨૭ ગામોમાં ટપાલની બ્રાન્ચ ઓફિસ છે. એટલે તાલુકામાં બધી મળીને ૩૩ ટપાલ ઓફિસ—પોસ્ટ ઓફિસ છે.

તાલુકામાં ટેલિફોનના ૩ પબ્લિક કોલ—ટેલિફોન કરવા માટે જાહેર મથક છે.

ધર્મજ, નાર, સુણાવ, સોજિત્રા, દેવા વગેરે ગામોમાં જાહેર જનતાને સાંભળવા માટે બેટરીથી ચાલતા રેડિઓ સેટ—આકાશવાણી શ્રવણયંત્ર સરકારે મૂક્યાં છે.

## પેટલાદ તાલુકાના લોકોનું સામાન્ય દર્શન

પેટલાદ તાલુકામાં હિન્દુ જાતિમાં બ્રાહ્મણ, વૈશ્ય, લોહાણા, પાટીદાર, રજપુત-ગરાસિઆ, બારોટ, બારિયા, સોની, સુથાર, લુહાર, કુંભાર, હજામ, દરજી, મોચી, ગોલા, ભોઈ, રાવળ, વાઘરી, ઢેડ, ભંગી, ચમાર વગેરે જ્ઞાતિ છે. હિન્દુ સિવાયના લોકોમાં જૈન, મુસ્લિમ તથા ક્રિશ્ચિયન પણ છે.

વડોદરા નરેશ સ્વર્ગસ્થ મહારાજા સયાજીરાવ ગાયકવાડના ઉદાર શિક્ષણ પ્રબંધના પરિણામે ઠેર ઠેર શાળાઓ, વિદ્યાલયો, પુસ્તકાલયો વગેરેને લીધે આ તાલુકામાં બ્રાહ્મણો, વૈશ્યો તથા પાટીદારો સામાન્યતઃ ભણેલા-કેળવાએલા છે. વૈશ્યો તથા પાટીદારો પોતપોતાના ધંધામાં, પ્રવીણ, ઉદ્યમી, ખંતીલા, મહેનતુ તથા સાહસિક છે; અને એમાંના કેટલાક વડોદરા, અમદાવાદ, મુંબાઈ, કલકત્તા, મદ્રાસ તેમજ આફ્રિકા યુરોપ, અમેરિકા વગેરે ઘણા દૂર દેશોમાં ઉદ્યોગ-વ્યાપાર ધંધાર્થે ગયા-વસ્યા છે. પાટીદારોમાં કેટલાક જાતે ખેતી કરે છે, અને ખેતીના ધંધામાંથીજ પોતાનો નિર્વાહ ચલાવે છે, જ્યારે કેટલાક બીજા પાસે ખેતી કરાવે છે, અને સમાજમાં આગળ પડતો ભાગ લે છે. કેટલાક પાટીદારો વ્યાપાર પણ કરે છે; અને કેટલાક મુત્સદ્દી તથા કોર્ટકચેરી સરકારદરબારના રસિયા હોય છે. જે પાટીદારો ઉંચી પંક્તિના કુળવાન ગણાય છે તેમના કુટુંબમાં લગ્ન પ્રસંગે કન્યાપક્ષે વરપક્ષને પહેરામણીમાં હજારો રૂપીયા આપવા પડે છે. લગ્ન પ્રસંગે તેમજ બીજા કેટલાક પ્રસંગોએ જે પાટીદારો તેમજ બીજા કેટલાક ગજા ઉપરાંતના ઘણા ભારે ખર્ચ કરે છે, તેમાંનાં ઘણા દેવામાં ડૂબેલા હોય છે. બ્રાહ્મણો પૈકી કેટલાક પાસે જમીન હોઈ ખેતી કરે-કરાવે છે; અને કેટલાક યજમાનવૃત્તિ કે નોકરી કરે છે. પેટલાદમાં વડનગરા બ્રાહ્મણોની સારી વસતિ છે. તેઓ શિક્ષિત, સાહિત્યકલાપ્રેમી, ચતુર તથા રસિક છે; અને એમાંના કેટલાક વતનદાર હોઈ જમીનનો વહીવટ કરે છે, જ્યારે કેટલાક નોકરી ધંધો કરે છે. વૈશ્યો પ્રવીણ તથા બુદ્ધિમાન હોઈ નાના મોટા વ્યાપાર ધંધા કરે છે, અને કેટલાક નોકરી પણ કરે છે. બારિયા મુખ્યત્વે ખેતી, મજુરી તથા નોકરી કરે છે. આ ઉપરાંત કારીગર તથા વસવાયા લોકો સુથાર લુહાર, કડિઆ, કુંભાર, હજામ, દરજી, મોચી, ગોલા, ભોઈ, રાવળ, વાઘરી, ઢેડ, ભંગી, ચમાર વગેરે પોતપોતાનો ધંધો કરે છે; અને તેમાંના કેટલાક ખેતી, નોકરી કે મજુરી પણ કરે છે. કારીગર લોકો પણ પોતાના ઉદ્યોગમાં સામાન્યતઃ પ્રવીણ છે. મુસ્લિમો પૈકી કેટલાક પાસે જમીન છે, અને ખેતી કરે-કરાવે છે, જ્યારે કેટલાક વ્યાપાર ધંધો કે નોકરી કરે છે.

## પેટલાદ તાલુકાનાં કેટલાંક ગામ

પેટલાદ તાલુકામાં પેટલાદ ઉપરાંત ધર્મજ, સોજિત્રા, નાર, તથા મેહલાવ એ નગર છે; અને ત્યાં સારા પ્રમાણમાં સાર્વજનિક સંસ્થાઓ તથા પ્રવૃત્તિઓ છે. ધર્મજ તથા સોજિત્રા વગેરેના પાટીદારો કેળવાએલા તથા સાહસિક છે, વળી તેઓમાંથી ઘણા ભારતમાં તથા આફ્રિકા જેવા દૂર દૂર પરદેશમાં જઈ ઉદ્યમ ધંધો નોકરી કરી સારૂં કમાયા છે; અને પોતાની કમાણીમાંથી વતનમાં સારાં મકાનો વગેરે બાંધી, જાહેર સંસ્થાઓમાં તથા પ્રવૃત્તિઓમાં સારી સખાવતો કરી છે. નારને પૂર્વે શ્રીનાર કહેતા. આ નગર પણ તાલુકામાં એક ઘણું આગળ પડતું ગામ છે; અને મુંબાઈ માટે ભેંસોની આયાત-નિકાસનું મોટું મથક છે. ધર્મજ તથા સોજિત્રા વગેરે ગામોએ ભારતની સ્વરાજ્યની લડતમાં ઘણો ફાળો આપેલો છે.

મહાત્મા ગાંધીજી, સરદાર વલ્લભભાઈ પટેલ, અન્ય દેશનેતાઓ, સાક્ષરો, સાધુસંતમહાત્માઓ, કાર્યકર્તાઓ વગેરેએ આ ગામોની મુલાકાત લીધેલી. સુણાવ એ પેટલાદ તાલુકામાં ઘણી ખ્યાતિવાળું અને સમૃદ્ધ ગામ ગણાય છે. અને ત્યાંની સાર્વજનિક સંસ્થાઓના ૪–૫ લાખ રૂપિયાના ફંડો હોઈ, જાહેરહિતની પ્રવૃત્તિઓમાં પણ આ ગામ મોખરે છે.

આણંદ પેટલાદ રેલ્વે લાઈન પર અગાસ સ્ટેશન પાસે, મહાત્મા ગાંધીજીના મન પર જેમની ઘણી અસર થએલી એ સ્વર્ગસ્થ શ્રી રાજ્યચન્દ્રના સ્મરણમાં શ્રી સનાતન જૈન ધર્મ શ્રીમદ્ રાજ્યચન્દ્ર આશ્રમ છે. જ્યાં આશ્રમના નિયમાનુસાર શ્રી રાજ્યચન્દ્ર પ્રતિ ખૂબ ભક્તિ કરવામાં આવે છે; અને એઓનાં ગીતો, પ્રાર્થનાઓ, ભજનો વગેરેનું વાચન થાય છે. પીપળાવ ગામમાં આશાપુરી માતાનું પ્રખ્યાત મંદિર છે. આ મંદિરમાં આશાપુરી નામની કોઈ માતા કે દેવીની પ્રતિમા નથી; પણ મંદીરમાં આશા તથા પુરી એમ બે દેવીઓ–માતાઓની બે પ્રતિમાઓ જોડાજોડ છે. પ્રતિ વર્ષ ભાદ્રપદ શુક્લ પક્ષની અષ્ટમી તથા નવમી તિથિએ અહીં મોટો મેળો ભરાય છે; જેમાં આજુબાજુથી હજારો નરનારીઓ ઉત્સાહપૂર્વક આવે છે. અષ્ટમીએ સ્ત્રીપુરૂષોનો ભેગો મેળો હોય છે; અને નવમીએ માત્ર મહિલાઓ માટે જ મેળો હોય છે.

આ ઉપરાંત ગાડા, ચાંગા, બાંધણી. મલાતજ વગેરે પણ પેટલાદ તાલુકાના આગળ પડતાં ગામો છે, જેમાં કેટલીક સાર્વજનિક પ્રવૃત્તિઓ સારા પ્રમાણમાં ચાલે છે.

# પેટલાદ નગર

પેટલાદ તાલુકાનું મુખ્ય સ્થલ-હેડ ક્વાર્ટર પેટલાદ છે; અને તે આણંદ-ખંભાત રેલવે લાઈનની બ્રોડ ગેજ પર તથા નડિઆદ રેલવે લાઈનની નેરો ગેજ પર આવેલું છે. પેટલાદથી આણંદ ૧૪ માઈલના અંતરે છે; અને ખંભાત ૧૯ માઈલ પર છે. પેટલાદ તથા નડિઆદ વચ્ચે ૨૪ માઈલ છે; અને પેટલાદથી ભાદરણ ૧૩ માઈલ દૂર છે.

## ક્ષેત્રફળ

પેટલાદ નગરનો વિસ્તાર ૨.૮ ચોરસ માઈલ છે.

## વસતિ

આ નગરની કુલ વસતિ ૨૯૬૬૭ છે જે પૈકી ૧૫૬૭૦ પુરુષો અને ૧૩૯૯૭ સ્ત્રીઓ છે. આ વસતિનાં કુટુંબોની સંખ્યા ૬૦૨૬ છે; અને મકાનોની સંખ્યા ૫૩૬૫ છે.

વસતિમાં મુસ્લિમો સૌથી વિશેષ છે. ત્યાર પછી વૈશ્ય (વાણિયા) કાછિયા, બ્રાહ્મણ તથા નાગર બ્રાહ્મણ એમ અનુક્રમે છે. આ ઉપરાંત પાટીદાર, સોની, સુથાર, લુહાર, કડિયા, બારૈયા, વાઘરી, ઢેડ, ભંગી વગેરે પણ છે. પેટલાદ નગરના નાગરો તથા વૈશ્યો ચતુર, રસિક તથા શિક્ષિત છે; અને કેટલાંક વૈશ્ય કુટુંબો ઉદ્યોગ વ્યાપારમાં અતિ પ્રવીણ, યશસ્વી અને ધનવાન છે. પેટલાદના કારીગરો પણ કુશળ તથા મહેનતુ છે.

## પ્રાચીન મહત્તા

ભગવાન વિષ્ણુના ભક્ત પ્રહલાદ્ આ નગરમાં વસેલા તેથી એનું મુળ નામ પ્રહલાદપુરી હતું; અને વિક્રમ સંવત ૫૧૨ માં આ સ્થળે સોલંકી વંશના વંશજે ગાદી સ્થાપેલી ત્યારે આ નગર પંપાવતી નામે ઓળખાતું એવી દંત કથા છે. પરંતુ તેરમી શતાબ્દિમાં લખાએલ **काव्यशिक्षा** નામના સંસ્કૃત ગ્રંથમાં **पेटलाद्रप्रभृति चतुरुत्तरं शतम्** વાક્ય અનુસાર એટલું તો નક્કી થાય છે કે તે સમયે ચરોતરના ૧૦૪ ગામોમાં પેટલાદ મુખ્ય હતું. આ નગરનાં કેટલાંક પ્રાચીન તળાવો, વાવો, કુંડો, તથા ધાર્મિક સ્થળો પેટલાદની પૂર્વ મહત્તાનાં સ્મરણરૂપ છે.

## ધર્મસ્થાનો

આ નગરમાં રામનાથ મહાદેવ, વૈજનાથ મહાદેવ, રણછોડજીનાં મંદિર, લક્ષ્મીનારાયણનું મંદિર, સ્વામીનારાયણનું મંદિર, વૈષ્ણવ સંપ્રદાયની મહાપ્રભુજીની બેઠક, અંબામાતાનું મંદિર, મહાકાળી માતાનું મંદિર, રોકડીયા હનુમાનનું મંદિર વગેરે મંદિરો છે.

આ ઉપરાંત જૈનોનાં દેરાસર તથા મુસ્લિમોની મસ્જિદો અને ધર્મસ્થાનો છે. જેમાં અરજણશા પીરનું સ્થાન જાણીતું છે. આ ઉપરાંત કેટલીક પરબડીઓ તથા ધર્મશાળાઓ છે; અને મહાત્માશ્રમ, પૂર્ણાનન્દ આશ્રમ, ગુપ્ત કૈલાસ આશ્રમ તથા અવધૂત મહારાજનો આશ્રમ એ ચાર મુખ્ય આશ્રમ છે. તદુપરાંત કેટલીક જ્ઞાતિઓની વાડીઓ, પાંજરાપોળ તથા ગૌશાળા છે.

ત્રણ મોટાં તળાવ, ત્રણ વાવ અને કેટલાંક કુંડ ઉપરાંત ખારો કૂવો, પરમાણિયો કૂવો,

પાંજરાપોળનો કૂવો, વડ કૂવો. નાગર કૂવો, દેવ કૂવો, રાધા કૂવો ચોકડી કૂઈ, વાડી કૂઈ, લટકણ કૂઈ, ઝંડા કૂઈ વગેરે કૂવા છે. એમ કહેવાય છે કે વડોદરાના મહારાજા ખંડેરાવ ગાયકવાડ આ ઝંડા કૂઈનું પાણી પીવા માટે મંગાવતા.

## ઉદ્યોગ વ્યાપાર

પેટલાદમાં કાપડની મીલો અને બીજા કેટલાક ઉદ્યોગ સારા ચાલતા હોવાથી તેમજ વ્યાપાર પણ એકંદરે સારો ચાલતો હોવાથી કેટલાક એને વડોદરા રાજ્યનું મેન્ચેસ્ટર કહેતા. અહીંથી કાપડ, રંગીન સુતર તથા તમાકુ દૂર દૂર દેશાવર જાય છે.

## કેળવણી

પેટલાદ માત્ર ઉદ્યોગ વ્યાપારનું જ નહીં પણ કેળવણીનું પણ કેન્દ્ર છે. અહીં ૮ પ્રાથમિક શાળાઓ, બાલમંદિર, ૩ હાઈસ્કૂલ તથા આર્ટ્સ તેમજ સાયન્સ કોલેજ છે. સાર્વજનિક પુસ્તકાલય, મહિલા પુસ્તકાલય તથા બાળ પુસ્તકાલય એમ ૩ પુસ્તકાલયો છે. આ ઉપરાંત ૧ બાળ ક્રિડાંગણ તથા ૨ વ્યાયામ શાળા છે.

પેટલાદ એ સંસ્કૃત સાહિત્ય તથા વિદ્યાના શિક્ષણનુ પણ ધામ છે. પૂર્વે એને **ગુજરાતની કાશી** કહેતા. હજુ પણ પેટલાદમા નારણભાઈ કેશવલાલ સંસ્કૃત વિદ્યાલય, સરકારી સંસ્કૃત પાઠશાળા તથા સંસ્કૃત વિદ્યાની કેટલીક ખાનગી શાળાઓ વિદ્યમાન છે.

## કચેરીઓ

પેટલાદ તાલુકાનું સદર સ્થળ હોઈ એમાં મુલકી. ન્યાય, પોલિસ, શિક્ષણ, ખેતીવાડી, ઉદ્યોગ, સહકારી, જાહેર બાંધકામ, લોકલ બોર્ડ, વજનમાપ, આવકવેરા, વેચાણવેરા, તમાકુ, સુધરાઈ, દવાખાતું વગેરે ખાતાની કચેરીઓ છે. આ ઉપરાંત પેટલાદ એ ખેડા જીલ્લાના પેટલાદ વિભાગનું સદર સ્થળ હોવાથી એમાં પ્રાંત ઓફિસર-ડિસ્ટ્રિક્ટ ડેપ્યુટી કલેક્ટરની તેમજ ડેપ્યુટી સુપરઈનટેન્ડન્ટ ઓફ પોલિસની કચેરીઓ પણ છે. આ ઉપરાંત ટપાલ તથા તાર ઓફિસ છે; અને બેન્ક ઓફ બરોડાની શાખા છે.

પેટલાદમાં સયાજી રુગ્ણાલય નામની જાહેર સરકારી હોસ્પિટલ છે; ઉપરાંત નારણભાઈ કેશવલાલ દેશી દવાખાનું, બીજાં કેટલાંક ખાનગી દવાખાનાં, મિશનરીઓનું દવાખાનું, અને છોટાલાલ મોતીલાલ આરોગ્ય ભવન તથા ચંદુલાલ કેશવલાલ સેનેટેરિયમ-આરોગ્ય ભવન છે.

## સુધરાઈ

નગરના સાર્વજનિક આરોગ્ય વગેરેનું કામ પેટલાદ નગર સુધરાઈ હસ્તક છે. આ નગરમાં પાણી માટે એક જ વારિ ગૃહ—વોટર વર્ક્સ નથી, પણ મોટી ખડપોળનું વોટર વર્ક્સ, નાગર કૂવા વોટર વર્ક્સ, નાગર વાણિયાનું વોટર વર્ક્સ, લાડ વાણિયાનું વોટર વર્ક્સ, દશા વિશાવાળ વોટર વર્ક્સ નાગિયા પાડાનું વોટર વર્ક્સ, એમ જુદાં જુદાં વોટર વર્ક્સ છે.

પેટલાદમાં વિદ્યુતગૃહ-ઈલેકટ્રિક પાવર હાઉસ છે, જેમાંથી દીપ તથા બીજા ઉપયોગ માટે વિજળી આપવામાં આવે છે.

## સાર્વજનિક સંસ્થાઓ-પ્રવૃત્તિઓ.

સ્ત્રીહિતની પ્રવૃત્તિઓ ચલાવતું સ્ત્રીઓનું મહિલા મંડલ, સ્ત્રીઓ માટે તારાલક્ષ્મી ચંદુલાલ મહિલા પુસ્તકાલય, શેઠ પ્રભુદાસ સાર્વજનિક કલબ, પેટલાદ તાલુકા કોંગ્રેસ સમિતિ,

પેટલાદ તાલુકા વિકાસ મંડળ, ગૃહ રક્ષક દળ, મજુર મહાજન સંઘ, મિલ મજ્દૂર સભા, ડાઈંગ એન્ડ કેમિકલ વર્કસ યુનિયન, મ્યુનિસિપાલિટી, સફાઈ સેવક મહાજન, વગેરે સંસ્થાઓ પેટલાદ નગરની જાહેર તેમજ બીજી સંસ્થાઓમાં મુખ્ય છે.

## કેટલાંક વૈશ્ય કુટુંબોની દાનવીરતા

પેટલાદના સ્વર્ગસ્થ શેઠ નારણભાઈ કેશવલાલ પરીખે અને તેમના વિદ્યમાન ભાઈઓ દાતાર શેઠ શ્રી. રમણલાલ પરીખે તથા શેઠ શ્રી ચંદુલાલ પરીખે પોતાની જ્ઞાતિમાં પેટલાદ નગરમાં પેટલાદ તાલુકામાં અને પેટલાદ તાલુકાની બહાર ધાર્મિક શિક્ષણવિષયક, સામાજિક અને સાર્વજનિક હિતની પ્રવૃત્તિઓમાં તથા અનેક સંસ્થાઓમાં નાની મોટી સખાવતો કરી છે. એમના ઉપરાંત સ્વર્ગસ્થ શેઠ શ્રી બુલાખીદાસ પરીખે તથા તેમના કુંટુંબીઓએ તેમજ સ્વર્ગસ્થ શેઠ શ્રી છોટાભાઈ ભગતે તથા સ્વર્ગસ્થ શેઠ શ્રી પ્રભુદાસ પરીખે પણ કેટલીક પ્રવૃત્તિઓ તથા સંસ્થાઓમાં નાનાં મોટાં ઘણાં દાન કર્યાં છે. પેટલાદની કેટલીય વિદ્યમાન ધાર્મિક, શૈક્ષણિક, સામાજિક તથા અન્ય સંસ્થાઓની સ્થાપનામાં તથા સંચાલનમાં આ કુટુંબોનો ઉદાર આર્થિક ફાળો છે; અને આ સંસ્થાઓ તથા પ્રવૃત્તિઓથી પેટલાદના નાગરિકોને, આર્થિક, ધાર્મિક, શૈક્ષણિક, તથા સામાજિક વિષયોમાં સારો લાભ મળ્યો છે. શેઠ શ્રી રમણલાલ પરીખના સંન્યસ્ત આશ્રમમાં, ગુજરાતના સંન્યાસીશિરોમણી શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ જાનકીદાસ મહારાજ અને બીજા અનેક મહાન વિદ્વાન સાધુસંતો, સંન્યાસીઓએ વિરાજીને ધર્મ તત્વજ્ઞાન તથા સંસ્કૃતિ સંબંધી સહસ્રો પ્રવચન કર્યાં છે; હજુ પણ એ આશ્રમમાં અનેક મહાન સાધુસંતસંન્યાસીઓ આવે છે, અને જિજ્ઞાસુઓ તથા મુમુક્ષુઓને પોતાનાં ઉચ્ચ અનુભવ, જ્ઞાન, સત્સંગ આદિનો લાભ આપે છે.

# ભડકદ ગામ

## સ્થાન

ભડકદ ગામ પેટલાદ તાલુકામાં છે; અને તે પેટલાદ તાલુકાની ઉત્તરે પશ્ચિમ સરહદ પાસે આવેલું છે.

ભાદરણ–પેટલાદ–નડિયાદ રેલવે પર પેટલાદ તેમજ નડિઆદની મધ્યમાં દેવા નામનું રેલવે સ્ટેશન છે. એની નજિક પેટલાદ તાલુકાનું દેવા ગામ છે. દેવાની એક બાજુ ૧૨ માઈલના અંતરે પેટલાદ નગર છે; અને એની બીજી બાજુ ૧૨ માઈલના અંતરે નડિઆદ નગર છે.

ભડકદ રેલ્વે સ્ટેશન નથી, પણ દેવા ગામથી તે આસરે ૨ માઈલ પર છે; અને દેવાથી પગ રસ્તે ગાડા રસ્તે ભડકદ જવાય છે.

ભડકદ ગામના સીમાડાને લાગીને પેટલાદ તાલુકાના દેવા તથા ખાંટવા ગામના તથા માતર તાલુકાના ખાંધલી, નાંદોલી તથા દેથળી ગામના સીમાડા છે.

સોજિત્રા તથા વસો એ બે ન્હાનાં નગરો ભડકદથી અનુક્રમે આશરે ૪ તથા ૫ માઈલ પર છે. ભાદરણ નડિઆદ રેલવે પર આ બંને નગરોનાં સ્ટેશનો પણ છે. વળી આજ રેલવે પર ડભોઉ તથા મલાતજ નામનાં સ્ટેશનો છે; અને આ ચારે સ્ટેશનોથી પગ રસ્તે તેમજ ગાડા રસ્તે ભડકદ ગામ જઈ શકાય છે.

## સ્થાપના

વહીવંચા બારોટ કેટલાક ગામના કુટુંબોની વંશપરંપરાની કેટલીક હકીકત પોતાની વહી એટલે ચોપડામાં નોંધે–લખે છે; અને યજમાનને ત્યાં વર્ષે બે વર્ષે જઈ યજમાનના કુટુંબીઓ વગેરે સમક્ષ આ વહી વાંચી બતાવે છે. આ વહી–ચોપડામાં યજમાન તેમનાં પત્ની, પત્નીના પિતા, પત્નીનું પિયર, સંતાનો વગેરેનાં નામ લખવામાં આવે છે; અને યજમાનના કુટુંબમાં લગ્ન, જન્મ, જમણવાર, લહાણી, સખાવત, દાન, બક્ષિસ, ધર્મકાર્ય, સાર્વજનિક કાર્ય, કોઈ મહત્વનો પ્રસંગ કે બીના બની હોય તેની સાલવાર નોંધ કરવામાં આવે છે. વહીવંચા જ્યારે યજમાનને ત્યાં જાય છે ત્યારે પોતાની વહીમાંથી પ્રથમની નોંધ વાંચી બતાવે છે; અને નવું કંઈ લખવા–લખાવવા જેવું હોય તે લખી લે છે. આ કાર્ય માટે યજમાનો તરફથી વહીવંચાઓને ભેટ વગેરે મળે છે.

ભડકદ ગામના પાટીદારોના વહીવંચા બારોટ મહેશચન્દ્ર મોહનલાલ પાસે એક જુની વહી–ચોપડી છે તેમાં નીચે પ્રમાણે હાથનું લખાણ છે:—

### ભડકદ

આદ ગામ પરભાસ પાટણ વસા ગોકુળ મથુરા વસા વંદાવન વસા કાસી વસા અડાળજ વસા ભડકોદ વસા.

ઉપર પ્રમાણે લખાણ પછી મૂળ પુરૂષ રઘુજી અને તેમના વંશની હકીકત છે; અને પછી નીચે પ્રમાણે લખાણ છે:—

અડાલજથી સંવત છો છપને ભડકદ વસા–વરસ ત્રણસો રહી પાછા અડાલજ વસા–પછે સંવત ૧૨૫૨ મે ફરી અડાલજથી ભડકદ વસા.

અડાલજમાં ગરાસીયા વાઘેલા સાથે વેર પડ્યુ તારે નીસરા. ભાઈ એક ડાકોર ગયા. એકના પોરડે ગઆ. એકના દમણુ ગઆ. પરકાસે વસા. એકના ભડકોદ વસા. પ : ધરમસી ભડકોદ વસા. પટેલી કરી. નવાંણુ કરાં. કાશીની જાત્રા કરી. નાત મેલો કરો. માફો સજુતો આપો.

ઉપરનું લખાણુ એમ દર્શાવે છે કે જે પાટીદાર ભડકદ ગામમાં પ્રથમ આવીને વસ્યા તેમના મૂલ પુરુષ પ્રથમ પ્રભાસ પાટણુમાં વસતા હતા. ત્યાંથી તેમના વંશજો ગોકુલ–મથુરામાં વસ્યા, ત્યાંથી વૃંદાવનમાં વસ્યા, ત્યાંથી કાશીમાં વસ્યા, ત્યાંથી અડાલજમાં વસ્યા અને અડાલજથી સંવત ૬૫૬માં ભડકદમાં આવ્યા; જ્યાં ત્રણુસો વર્ષો રહી પાછા અડાલજ ગયા; અને અડાલજમાં ગરાસીઆઓ, વાઘેલાઓ સાથે વેર થતાં એ પાટીદારો વિક્રમ સંવત્સર ૧૨૫૨માં ફરી, અડાલજમાંથી નીકળી ગયા. જેમાંના એક ભાઈ ડાકોર ગયા, એક પોરડે ગયા, એક દમણુ ગયા, એક પરકાસે ગયા, અને એક ભાઈ ભડકદમાં વસ્યા, જેમનું નામ ધરમસી–ધર્મશ્રી.

આ ધર્મશ્રી પટેલે નવાંણુ કર્યો. કાશીની યાત્રા કરી, જ્ઞાતિનું સંમેલન કર્યું—અર્થાત્ ન્યાતના લોકોને તેડાવી ભેગા કરી જમાડ્યા; અને એમના કુટુંબના વહીવંચા બારોટને બે બળદની જોડ સાથે માફો રથ ભેટ આપ્યો.

આ લખાણુ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે ભડકદ ગામ વિક્રમ સંવત્સર ૬૫૬ માં પણુ અસ્તિત્વમાં હતું. અને સંવત્સર ૧૨૫૨માં ભડકદમાં ફરી આવીને વસનારા પાટીદારોના મુખ્ય મૂલ પુરુષ ધરમસી પટેલ–ધર્મશ્રી શ્રીમાન હતા.

ભડકદમાં એક મંદિર છે, જેને ભડકવાસણી માતાનું મંદિર કહે છે; એમાં એક પ્રાચીન પાષાણુની દેવી પ્રતિમા છે જે જીર્ણ અને ખંડિત અવસ્થામાં છે; અને જેને ત્યાંના લોકો ભડકવાસણી માતાની પ્રતિમા કહે છે. આ પ્રતિમાના–દેવીના મુકુટના ઉપરના ભાગમાં પાષાણુમાં નીચે પ્રમાણે શબ્દો તથા અંકો દેવનાગરી લિપિમાં કોતરેલા છેઃ—

**संवत १४१२ वंषि पुंप श्रुन्दि तरस रा० वावन स्तप्त संक्षद सा० थरेरा विलोथ्री·**

આ લખાણુ પરથી એમ કહેવામાં આવે છે કે– સંવત ૧૪૧૨ના પોષ શુક્લ ત્રયોદશીના દિને ભડકવાસણી માતાની આ પ્રતિમાની ભડકદ ગામમાં સ્થાપના કરવામાં આવેલી.

અર્થાત્ સંવત ૬૫૬માં, સંવત ૧૨૫૨માં· તેમજ સંવત ૧૪૧૨માં ભડકદ ગામ અસ્તિત્વમાં હતું, એમ વહીવંચાની વહી ઉપરથી તેમજ ભડકવાસણી માતાની પ્રતિમા ઉપરના લેખ ઉપરથી સિદ્ધ થાય છે. કેટલાક લોક એમ કહે છે કે–આ ભડકવાસણી માતાના નામ પરથી ગામનું નામ ભડકદ પડ્યું છે, પણુ એ ખરૂં લાગતું નથી. ઉલટ ભડકદ ગામ પરથી ભડકવાસિની માતાનું નામ રાખવામાં આવ્યું છે. ભડકવાસિની માતા એટલે ભડકદ ગામમાં વાસી–વસનારાં–રહેનારાં–ભડકદવાસી માતા–અર્થાત્ ભડકદ ગામ તો આ ભડકદવાસિની માતાથી પણુ વિશેષ પ્રાચીન હોવું જોઈએ.

વળી ગામની નજીકનાં કેટલાંક ખેતરોમાં તેમજ ચરામાં કેટલાંક વર્ષો પૂર્વે ખોદતાં બાંધકામના પાયા વગેરે જોવામાં આવેલું તે ઉપરથી પણુ નક્કી થાય છે કે આ ગામ પૂર્વે વિશેષ મોટું હોવું જોઈએ. એટલે એટલું તો સ્પષ્ટ થાય છે કે ભડકદ એ પ્રાચીન પુરાતન ગામ છે.

# સામાન્ય દર્શન

દેવા ગામથી ગાડા રસ્તે ભડકદ આવવાનો હાલ જે સામાન્ય માર્ગ વપરાશમાં છે તે ભડકદ ગામ પાસે આવતાં તેમાંથી ત્રણ માર્ગ થાય છે. આ પૈકી એક દક્ષિણ માર્ગ ભડકદ ગામના દક્ષિણ અંગને સ્પર્શતો જાની ખાડ નામની ભાગોળને મળે છે. બીજો વામ માર્ગ ભડકદ ગામના વામ અંગને સ્પર્શતો ડભોઉ ગામ પ્રતિ સરે-વહે છે. અને ત્રીજો મધ્ય માર્ગ ભડકદ ગામમાં પ્રવેશે છે. ગામમાં પ્રવેશતાં પહેલાં ઢેડ લોકો માટે આઠ ગરગડીઓવાળો નવો પાકો કૂવો છે; અને પછી છાણવાસીદા વગેરેના વીશેક ઉકરડા છે. પછી આ મધ્યમાર્ગની જમણી બાજુ ખુલ્લી જમીન અને સુઘડ દેખાતું કુંભારનું પાકું મકાન છે; જેની બાજુમાં રાવળીઆ લોકોનું ફળીયું છે, જેમાં રાવળીઓઓનાં માટીનાં કાચાં મકાન છે. રાવળીઆઓનાં ઘરની પશ્ચિમ બાજુએ ગરાસીઆનું કાચું ઘર છે; જેની આગળ ઉત્તર દિશામાં ગામના એક છેડે ભોઈવાડો છે; મધ્યમ માર્ગમાંથી એક નેળીઆ વાટે ગરાસીઆના મકાન તરફ તથા ભોઈવાડામાં જવાય છે. ગામમાં પ્રવેશતાં ડાબી બાજુ ઢેડવાડો છે, જેની વચમાં ગામમાં જવાનો અસલ રસ્તો છે. ઢેડવાડામાં મકાનો કાચા માટીનાં છે, પણ તેમનાં છાપરાં પર નળીઆં તથા પતરાં છે. ઢેડવાડા પછી રબારીઓનો "નેસ" છે, જેમાં તેમનાં સ્વચ્છ મકાનો તથા વાડા છે. રબારીઓના મહોલ્લા પાછળ મધ્યમાર્ગની ડાબી બાજુ વાળંદ-હજામનાં પાકાં મકાન છે; અને જમણી બાજુ ગોસાંઈનો મઠ નામનું ફળીયું છે. આગળ ચાલતાં મધ્યમાર્ગમાંથી બે માર્ગ ફૂટે છે. જેમાંના જમણા માર્ગે જતાં એની ડાબી બાજુએ ચક્લાસીઆ ભાગની ખડકી છે, જેની સાથે રામજી મંદિરનું મકાન છે. આ મંદિરના ઓટલે ટપાલની પેટી લટકાવેલી છે. આ ખડકી તેમજ રામજી મંદિરનાં લાકડાંઓ પર કોતરકામ છે. આ રસ્તે આગળ જતાં જમણી બાજુ નાની બ્રહ્મપોળ છે જેમાં બ્રાહ્મણ, વૈશ્ય, પાટીદાર રહે છે. આમાં બધાં મકાન પાકાં છે. રસ્તાની ડાબી બાજુ મોટી બ્રહ્મપોળ છે, જેમાં પણ બધાં મકાન પાકાં છે, અને બ્રાહ્મણ, વૈશ્ય, પાટીદાર, સુથાર રહે છે. મોટી બ્રહ્મપોળમાં ઘરમાં કે આંગણામાં ઢોર બંધાતાં નહિ હોવાથી સરખામણીમાં આ મહોલ્લો વધુ સ્વચ્છ રહે છે. આ રસ્તો આગળ જતાં જમણી બાજુ વળાંક લેઈને બારીઆ-નાનાજીતાના મહોલ્લામાં જાય છે, જ્યાં ગામનો ભુવો સાપ વગેરેનું ઝેર ડંખમાંથી પોતાના મોઢે ચુસીને ઉતારે છે. રસ્તાની ડાબી બાજુએ બારિયા જીતાજીનું ફળીયું છે. આગળ જતાં ડાબી બાજુ ભડકવાસણી માતાનું મંદિર છે, જેની આગળ જતાં બારિયા ખુમા પુંજાનો મહોલ્લો છે, જેમાં સારી સંખ્યામાં લીમડાનાં ઝાડ છે. તેની આગળના મહોલ્લાને બાની વગો કહે છે જેની આગળ જતાં પાટીદારોનો મહોલ્લો છે, જે ચક્લાસીઆ ભાગની ખડકીએ પુરો થાય છે; અને જેની નજીકમાંથી મુખ્ય મધ્યમાર્ગમાંથી ફુટતો ડાબો માર્ગ બજારમાં જાય છે. બજારની બંને બાજુઓએ અનાજ, કરિયાણું, પાનબીડી, દરજી વગેરેની દુકાનો છે. આ માર્ગની જમણી બાજુ સાર્વજનિક ધર્મશાળા અને તેની પાછળ ટેકરા પર કામનાથ મહાદેવનું શિવાલય છે, અને ડાબી બાજુ લોહાણાઓની ખડકી છે. બજારના છેડે ડાબી બાજુ જે રસ્તો જાય છે તે ઢેડવાડામાં જાય છે. અને પ્રથમ જણાવ્યા મુજબ દેવાથી ભડકદ ગામમાં આવવાનો આ અસલ મુખ્ય માર્ગ છે. આ રસ્તો આગળ જતાં ડભોઉ જવાના રસ્તાને પણ મળે છે. એની જમણી બાજુએ સીધરાજીઆ વગા નામનો

બારિયાઓનો મહોલ્લો છે; અને ખોડીઆર તથા શીકોતર માતાનાં મંદિર છે. ખોડીઆર માતાના મંદિરમાં બહુચરા માતાની છબી છે. આ રસ્તે આગળ ઉપર ડાબી બાજુએ મુસ્લિમોનું ફળીયું છે, જેમાં નળીઆનાં છાપરાનાં કાચાં મકાન છે. આગળ જતાં જમણી બાજુ ટેકરાવાળો ભાગ છે, જેમાં મુખ્યત્વે પાટીદારો રહે છે. રસ્તાની ડાબી બાજુએ દવાખાનું તથા તળજાભાઈ મુખીનું મકાન છે. આ બંને મકાનોમાં લાકડા પર સારું કોતરકામ છે. આ મુખીના મકાનની બાજુમાં તળજાભાઈ મુખીની ખડકીમાં થઈને વસનદાસ કાશીદાસના ફળીઆમાં જવાય છે. આ ભાગમાંથી એક રસ્તો ડભોઉના રસ્તા તરફ તથા તળાવ પર જાય છે. તળજાભાઈ મુખીની ખડકીમાં જતાં આગળ ચાલીએ તો રસ્તાપર મુખીવાળા તથા ટેકરાવાળા ભાગનું રામજી મંદિર આવે છે, જ્યાંથી આગળ જતાં પરબડી આવે છે. પછી જમણી બાજુ વળતાં, રસ્તાની જમણી બાજુ પ્રથમ પ્રાથમિક શાળા અને પછી પુસ્તકાલય આવે છે; અને ત્યાર પછી એ રસ્તો બજારના રસ્તાને મળી જાય છે. પરબડીથી ડાબી બાજુએ જે રસ્તો જાય છે તે રસ્તે જતાં જમણી બાજુએ સ્વામીનારાયણનું મંદિર છે. આ મંદિરની પછીતે જે રસ્તો જાય છે તેની ડાબી બાજુએ ભંગીઓનાં મકાન છે, જે ઘણુંખરાં કાચાં છે, જેમની પાછળ મુસ્લિમોનાં કાચાં મકાન છે. એમની પાછળ ફરી ભંગીઓનાં તથા ફકીરોનાં મકાન છે. સ્વામીનારાયણના મંદિરની આગળના મુખ્ય માર્ગની જમણી બાજુ સરકારી ચોરો છે, જેની બાજુમાં ભંગીવાસ છે. ચોરાની સામી બાજુએ મુખ્ય માર્ગ પર પાટીદારોનાં મકાનોની પાછલી ભીંતો છે. ચોરાથી થોડેક દૂર જતાં ગામનો આ મુખ્ય માર્ગ જ્યાં પુરો થાય છે ત્યાં એક ખડિયાટ છે, અને ત્યાં એક આમલીના વૃક્ષ પાસે ચામુંડામાતાનો ગોખ છે. ભડકદ-વાસીઓ આ માતાને ચાવડમાતા કહે છે.

ખડિયાટ પાસે જે ભાગોળ છે તેને મોટી ભાગોળ તથા હોળી ચકલો કહે છે. અહીં એક પાકા પણ તુટી ગયેલા ચોતરાની વચમાં પીપળાનું મોટું વૃક્ષ છે, અને તેની નજીકમાં પોતાની વડવાઈઓને ફેલાવતા ઝુલાવતા આશરે સો વર્ષની વયના બે મોટા વટ વૃક્ષ છે.

હોળી ચકલામાંથી જમણી બાજુ એક રસ્તો જાય છે, તેનો જમણો ફાંટો જાની ખાડવાળી ભાગોળને મળે છે, અને ડાબો ફાંટો નાંદોલી ખાંધલી તરફ જાય છે. આ રસ્તાની પાસે મોટું મેદાન તથા મોટા વડ છે; અને આત્મારામ નામના એક મોટા સ્વર્ગસ્થ મહંતની દેરી છે. જાની-ખાડવાળી ભાગોળે એક કૂવો છે, જેનું પાણી ગામના લોકો પીવા વગેરેમાં વાપરે છે.

હોળી ચકલાની ડાબી બાજુએ જે રસ્તો છે તે રસ્તાની જમણી બાજુએ કુવા પર સોજિત્રાના પ્રહલાદભાઈ પટેલનાં ઓઈલ એંજીન પંપ તથા અનાજ દળવાની ઘંટી છે. અહીંથી આગળ જતાં રસ્તાનો એક ફાંટો જમણી બાજુએ વળે છે તે બાંટવા જાય છે, અને મુખ્ય રસ્તો ડભોઉ જાય છે. ડભોઉ તરફ જતા રસ્તાની ડાબી બાજુએ મીઠા પાણીનો કૂવો છે, જેનું પાણી પીવા માટે વાપરવામાં આવે છે. આ કૂવાની નજીક એક બીજો કૂવો છે, તે ભંગી લોકો માટે છે.

ડભોઉ તથા બાંટવા જવાના બે માર્ગોની વચમાં ભડકદ ગામનું મુખ્ય મોટું સુંદર સરોવર છે જેના તટે નીલકંઠ મહાદેવનું શિવાલય અને બળીઆ દેવની દેરી છે.

# વસતિ

સન ૧૯૫૫ માં આ સમીક્ષા અંગે ભડકદ ગામની તમામ વસતિની ગણત્રી કરી તે અનુસાર આ ગામની કુલ વસતિ ૧૫૧૬ છે, જે પૈકી ૮૩૨ પુરુષો છે અને ૬૮૪ સ્ત્રીઓ છે.

સન ૧૯૧૫ થી સન ૧૯૧૮ સુધી થએલ પ્રથમ સમીક્ષામાં જણાવ્યા પ્રમાણે સન ૧૯૧૪ માં ભડકદની કુલ વસતિ ૧૨૧૮ હતી જેમાં ૬૫૮ પુરુષો હતા અને ૫૬૦ સ્ત્રીઓ હતી. એટલે આશરે ૪૦ વર્ષના ગાળામાં ભડકદની કુલ વસતિમાં ૨૯૮ નો વધારો થયો છે. એટલે આ સમયમાં ભડકદની વસતિ આશરે ૨૫ ટકા વધી છે. અર્થાત્ વાર્ષિક વૃદ્ધિની સરેરાશ આશરે ૧/૨ ટકો આવે છે.

સન ૧૯૫૫ માં ભડકદમાં ૩૪૫ કુટુંબ છે; જ્યારે સન ૧૯૧૫માં ૩૫૬ કુટુંબ હતાં. પ્રથમ જે કુટુંબ હતાં તેમાં કેટલાંક બહાર ગામ ગયાં છે અને કેટલાંકના વંશમાં કોઈ જ નથી. આ વસતિમાં પુખ્ત તથા સગીરની વિગતો નીચે પ્રમાણે છેઃ-

| | પુરુષ | સ્ત્રી | કુલ |
|---|---|---|---|
| પુખ્ત | ૪૦૬ | ૩૬૬ | ૭૭૨ |
| સગીર | ૪૨૬ | ૩૧૮ | ૭૪૪ |
| કુલ | ૮૩૨ | ૬૮૪ | ૧૫૧૬ |

## ભડકદ ગામની બહાર રહેતા ભડકદના વતનીઓ

ભડકદ ગામના કેટલાક વતનીઓ કે તેમના વંશજો કેટલાક સમયથી મોટે ભાગે ભડકદ બહાર રહે છે. આવા બહાર ગામ રહેતા કુટુંબોની સંખ્યા આસરે ૩૧ છે. આ કુટુંબો દેથળી, રસિકપુરા, નાર, ગાડા, ધર્મજ, મેલજ, ખાંધા, (કાનમ) ધોળકા, નડિઆદ, અમદાવાદ, વડોદરા, સુરત, મુંબાઈ, મદ્રાસ, કલકત્તા વગેરે ગામોમાં તથા નગરોમાં રહે છે. કેટલાક કુટુંબ ફીજી આઈલેન્ડ તથા આફ્રિકામાં પણ ગયાં છે. આ બહારગામ રહેનારાઓની સંખ્યા ભડકદ ગામમાં સન ૧૯૫૫ માં કાયમ રહેતા ૧૫૧૬ નરનારીઓ ઉપરાંતની છે.

## જાતિ ધર્મ પ્રમાણે વસતિ

સન ૧૯૫૫ માં ધર્મ પ્રમાણે વસતિ નીચે પ્રમાણે છેઃ—

| હિન્દુ | મુસ્લિમ | ક્રિશ્ચિયન | કુલ |
|---|---|---|---|
| ૧૪૩૦ | ૮૬ | — | ૧૫૧૬ |

પ્રથમ સમીક્ષા વેળા ધર્મ પ્રમાણે વસતિ આ પ્રમાણે હતીઃ—

| હિન્દુ | મુસ્લિમ | ક્રિશ્ચિયન | કુલ |
|---|---|---|---|
| ૧૧૬૬ | ૪૯ | ૩ | ૧૨૧૮ |

આ બંને આંકડાઓને સરખાવતાં હિન્દુઓમાં ૨૬૪ નો વધારો થયો છે, જ્યારે મુસ્લિમો ૩૭ વધ્યા છે. પ્રથમ ક્રિશ્ચિયન ૩ હતા પણ હાલ બીલકુલ નથી.

## જ્ઞાતિ પ્રમાણે વસતિ તથા કુટુંબ

સન ૧૯૫૫ માં જ્ઞાતિ પ્રમાણે વસતિ તથા કુટુંબ નીચે પ્રમાણે છેઃ—

| જ્ઞાતિ | પુરુષ | સ્ત્રી | કુલ | કુટુંબ |
|---|---|---|---|---|
| બ્રાહ્મણ | ૧૮ | ૧૪ | ૩૨ | ૭ |
| બારોટ | — | — | — | — |
| વૈશ્ય | ૨૧ | ૧૫ | ૩૬ | ૮ |
| લોહાણા | ૧૧ | ૧૪ | ૨૫ | ૫ |
| પાટીદાર | ૨૫૨ | ૧૯૧ | ૪૪૪ | ૯૫ |
| ગરાસીઆ | ૧૧ | ૪ | ૧૫ | ૩ |
| સાધુ | ૩ | ૩ | ૬ | ૨ |
| ગોસાંઈ | ૩ | ૨ | ૫ | ૩ |
| રબારી | ૧૧ | ૧૫ | ૨૬ | ૪ |
| સોની | — | — | — | — |
| કુંભાર | ૩ | ૩ | ૬ | ૧ |
| સુથાર | ૨ | ૧ | ૩ | ૨ |
| લુહાર | ૪ | ૩ | ૭ | ૨ |
| દરજી | — | — | — | — |
| વાળંદ | ૩૦ | ૧૯ | ૪૯ | ૮ |
| ખારિયા | ૩૦૦ | ૨૫૪ | ૫૫૪ | ૧૩૨ |
| ગોલા | ૨ | ૨ | ૪ | ૧ |
| રાવળિયા | ૧૧ | ૮ | ૧૯ | ૫ |
| ભોઈ | ૧૨ | ૮ | ૨૦ | ૫ |
| મોચી | ૩ | ૨ | ૫ | ૨ |
| વાઘરી | ૧૦ | ૫ | ૧૫ | ૩ |
| ઢેડ | ૫૨ | ૫૩ | ૧૦૫ | ૨૬ |
| ચમાર | ૧ | ૧ | ૨ | ૧ |
| ભંગી | ૨૬ | ૨૬ | ૫૨ | ૧૦ |
| મુસ્લિમ | ૨૮ | ૧૮ | ૪૬ | ૧૩ |
| ફકીર | ૯ | ૧૩ | ૨૨ | ૬ |
| વોરા | ૮ | ૧૦ | ૧૮ | ૨ |
| ક્રિશ્ચિયન | — | — | — | — |
| કુલ— | ૮૩૨ | ૬૮૪ | ૧૫૧૬ | ૩૪૫ |

આ કોઠા પર દષ્ટિપાત કરતાં ગામમાં સૌથી વિશેષ વસતિ બારિયાની છે, અને તે કુલ વસતિના ૩૬ ટકા છે. બારિયાથી બીજો ક્રમ પાટીદારોનો આવે છે. તેમની વસતિ ૨૯ ટકા છે. ત્રીજો ક્રમ ઢેડનો આવે છે જે ૬ ટકા છે. ત્યાર પછી મુસ્લિમ ફકીર વોરા મળી ૫ ટકા છે. વાળંદ ૩ ટકા છે. અને ભંગી પણ ૩ ટકા છે. બ્રાહ્મણ, વૈશ્ય તથા લોહાણા અનુક્રમે ૨ ટકા તથા ૧ ટકો છે. રબારી ૧ ટકો છે. ઉજળિયાત જ્ઞાતિઓના ધોરણે જોઈએ તો બ્રાહ્મણ, વૈશ્ય, લોહાણા તથા પાટીદાર મળીને કુલ વસતિના આસરે ૩૪ ટકા થાય છે. બાકીની પ્રત્યેક જ્ઞાતિની વસતિ ઘણી ઓછી જુજ છે.

કુટુંબોની દષ્ટિએ આ કોઠાને વિચારીએ તો બારિયા કુટુંબો કુલ કુટુંબોના ૩૮ ટકા છે. પાટીદાર કુટુંબો ૨૭ ટકા છે. ઢેડ કુટુંબ તથા ભંગી કુટુંબ અનુક્રમે ૭ ટકા તથા ૩ ટકા છે. મુસ્લિમ, ફકીર વોરા કુટુંબ ૬ ટકા છે. વાળંદ કુટુંબ ૨ ટકા છે. બ્રાહ્મણ કુટુંબ ૨ ટકા તથા વૈશ્ય કુટુંબ પણ ૨ ટકા છે, અને રબારી કુટુંબ ૧ ટકો છે. બ્રાહ્મણ, વૈશ્ય, લોહાણા તથા પાટીદાર મળીને ઉજળિયાત જ્ઞાતિમાં કુલ ૧૧૫ કુટુંબ છે જે કુલ કુટુંબોના ૩૩ ટકા થાય છે.

સન ૧૯૧૫માં પ્રથમ સમીક્ષા વેળા ભડકદની જ્ઞાતિ પ્રમાણે વસતિ નીચે પ્રમાણે હતીઃ-

| જ્ઞાતિ | પુરુષ | સ્ત્રી | કુલ | કુટુંબ |
|---|---|---|---|---|
| બ્રાહ્મણ | ૮ | ૧૪ | ૨૨ | ૧૦ |
| બારોટ | ૧ | ૧ | ૨ | ૧ |
| વૈશ્ય-લોહાણા | ૪૭ | ૪૯ | ૯૬ | ૨૩ |
| પાટીદાર | ૨૧૨ | ૧૬૪ | ૩૭૬ | ૧૧૩ |
| ગરાસિઆ | ૫ | ૫ | ૧૦ | ૩ |
| સાધુ-ગોસાંઈ | ૬ | ૧ | ૭ | ૩ |
| રબારી | ૧૩ | ૧૩ | ૨૬ | ૬ |
| સોની | ૧ | — | ૧ | ૧ |
| કુંભાર | ૩ | ૪ | ૭ | ૨ |
| સુથાર | ૨ | ૪ | ૬ | ૩ |
| લુહાર | ૯ | ૧૦ | ૧૯ | ૬ |
| દરજી | ૧ | ૨ | ૩ | ૨ |
| વાળંદ | ૧૧ | ૭ | ૧૮ | ૫ |
| બારિય-પગી-રાવળ ભોઈ વગેરે | ૨૧૪ | ૧૮૭ | ૪૦૧ | ૧૨૪ |
| ઢેડ | ૫૭ | ૫૨ | ૧૦૯ | ૨૨ |
| ચમાર-મોચી-ભંગી | ૩૭ | ૨૬ | ૬૩ | ૧૪ |
| મુસ્લિમ-ફકીર | ૨૯ | ૨૦ | ૪૯ | ૧૭ |
| ક્રિશ્ચિયન | ૨ | ૧ | ૩ | ૧ |
| કુલ- | ૬૫૮ | ૫૬૦ | ૧૨૧૮ | ૩૫૬ |

આ કોઠો જોતાં સન ૧૯૧૫ માં પણ બારિયાની વસતિ સૌથી વિશેષ છે; અને એનાથી બીજે ક્રમ પાટીદારોનો આવે છે, જે કુલ વસતિના ૩૦ ટકા છે. ઢેડ ૮ ટકા અને ચમાર–મોચી–ભંગી ૫ ટકા છે. મુસ્લિમ ફકીર ૪ ટકા છે. વાળંદ ૧ ટકો છે. રબારી ૨ ટકા છે. બ્રાહ્મણ ૧ ટકો અને વૈશ્ય ૭ ટકા છે. લુહાર એક ટકો છે. બાકીની પ્રત્યેક જ્ઞાતિની વસતિ ઘણી ઓછી છે.

કુટુંબવાર આ કોઠો જોતાં સન ૧૯૧૫ માં બારિયાના કુટુંબ સૌથી વિશેષ છે અને કુલ કુટુંબનાં ૩૪ ટકા છે. પાટીદાર કુટુંબ ૩૪ ટકા છે. ઢેડ કુટુંબ ૬ ટકા અને ભંગી કુટુંબ ૩ ટકા છે. વાળંદ ૧ ટકો તથા રબારી કુટુંબ ૧ ટકો છે. જ્યારે બ્રાહ્મણ કુટુંબ ૨ ટકા અને વૈશ્ય કુટુંબ ૬ ટકા છે. બ્રાહ્મણ, વૈશ્ય, પાટીદાર મળી ઉજળિયાત જ્ઞાતિનાં કુટુંબ કુલ કુટુંબનાં ૪૧ ટકા થાય છે.

સન ૧૯૫૫ ના તથા સન ૧૯૧૫ ના આ બે કોઠાઓની તુલના કરતાં નીચેની બાબતો તરી આવે છે.

(૧) સન ૧૯૧૫ માં બારોટ, સોની દરજી તથા ક્રિશ્ચિઅનની વસતિ હતી તે સન ૧૯૫૫ માં બીલકુલ નથી.

(૨) બ્રાહ્મણ, પાટીદાર, ગરાસીઆ, સાધુ, ગોસાંઈ, રબારી, વાળંદ, બારિઆ, મુસ્લિમ, ફકીર, વૌરા આ જ્ઞાતિઓની વસતિ વધી છે. જ્યારે વૈશ્ય, લોહાણા, કુંભાર, સુથાર, લુહાર, ઢેડ એ જ્ઞાતિઓની વસતિ ઘટી છે.

(૩) બ્રાહ્મણ તથા પાટીદારોની વસતિ વધી છે, પણ એ પ્રત્યેકનાં કુટુંબની સંખ્યામાં ઘટાડો થયો છે.

# આહાર

મનુષ્યના આરોગ્ય તથા વિચારઆચાર પર એના આહારની–ખોરાકની ઉંડી, ઘેરી, ઘણી અસર હોય છે. અન્નની અસંત મહત્તાના કારણે આર્ય સંસ્કૃતિમાં તથા સંસ્કૃત સાહિત્યમાં અન્નને અન્નબ્રહ્મ કહી એને વિશિષ્ટ બહુમાન–મહાસ્થાન આપ્યું છે. વળી આયુર્વેદમાં આહારની પ્રત્યેક વસ્તુના ગુણદોષનું સૂક્ષ્મ સંશોધન કરી વિવિધ ગુણ તથા પ્રકૃતિવાળા નરનારીઓએ કઇ કઈ ઋતુમાં કઈ કઈ વસ્તુ કયા કયા સમયે કેવી રીતે ખાવીપીવી એનું વિશદ અને વૈજ્ઞાનિક વર્ણન કર્યું છે. ગુજરાતી ભાષામાં પણ કહે છે કે–અન્ન તેવા ઓડકાર.

## સન ૧૯૫૫ માં

ભડકદમાં લોકો સામાન્યતઃ બે વાર જમે છે. પ્રથમ બપોરે આશરે ૧૧ થી ૧ની આસપાસ અને પછી સાંજે ૬ થી ૯ ની આસપાસ. આ ઉપરાંત સામાન્ય રીતે બે વાર ચ્હા પીવામાં આવે છે. પ્રથમ સ્હવારમાં આશરે ૭ થી ૮ ની આસપાસ અને બપોરના ભોજન પછી ૩–૪ કલાકે. ખેતી તથા બીજી મજુરી કરનારા સ્હવારે પણ ખાય છે.

ભડકદવાસીઓમાં મુખ્ય જ્ઞાતિવાર આહારની સામાન્ય વિગત નીચે પ્રમાણે છે. એમાં વ્યક્તિગત અપવાદોનો સમાવેશ થતો નથીઃ—

### બ્રાહ્મણ

બ્રાહ્મણો સ્હવારમાં ચ્હા પીએ છે. પછી બપોરે રાંધેલું ખાય છે. રાંધેલામાં દાળભાત, કે કઢીભાત કે ખીચડી હોય છે. ખીચડી સાથે કઢી હોય કે છાશ હોય–કોઈ કોઈવાર શાક પણ ખાય છે. ભોજન પછી ૩ કલાકે ફરી ચ્હા પીએ છે. અને રાત્રે બાજરીના રોટલા તથા સાથે શાક, કઢી કે કઠોળ ખાય છે.

બ્રાહ્મણો ભાતમાં એકાદ બે ચમચી ઘી લે છે, અને એમાંના આશરે ૨૫ ટકા રાત્રે ભોજન સાથે કે ભોજન પછી દૂધ પણ લે છે. કોઈ કોઈવાર છાશ પણ લે છે.

એઓ અઠવાડીયામાં બેચાર વાર ઘઉંની રોટલી કે ભાખરી ખાય છે અને વાર-તહેવારે કે મહેમાન–પરોણા પધારે ત્યારે કંસાર, લાપસી, લાડુ, શીરોપુરી, દૂધપાકપુરી, પૂર્ણપોળી વગેરે બનાવી ખાય છે.

એમનામાં અઠવાડીએ પંદર દિવસે ઢોકળાં, હાંડવો, ઢેબરાં, ચોપડાં, ભજીયાં વગેરે ખારૂંખાટું કે ફરસાણ વગેરે પણ થાય છે. એઓ અવારનવાર અથાણુંપાપડ પણ ખાય છે.

### વૈશ્ય

વૈશ્ય–વાણિયા સ્હવારમાં ચ્હા પીએ છે. ભડકદના વૈશ્યો ધર્મે જૈન હોવાથી જૈન રિવાજ મુજબ સ્હવારમાં ચ્હા સાથે ઘઉંના ખાખરા પણ ખાય છે. બપોરે દાળભાત, કઢીભાત, ખીચડી કઢી કે ખીચડી છાશ ખાય છે. સાથે ઘંઉની રોટલી, ભાખરી કે બાજરીના રોટલા અને શાક કઠોળ ખાય છે. શાક કે કઠોળની સાથે કે એને બદલે અથાણું, પાપડ કે સાળેવડું પણ હોય છે. બપોરે ફરી ચ્હા પીએ છે, અને જૈનધર્મી હોવાથી સાંજે સંધ્યાકાળ પહેલાં દાળભાત, કઢીભાત કે ખીચડી સાથે કઢી કે છાશનું વાળુ કરે છે, સાથે ઘઉંની રોટલી,

ભાખરી કે બાજરીના રોટલા અને શાક કે કઠોળ ખાય છે. અથાણું, પાપડ કે સાળેવડું પણ હોય. વૈશ્યો રાંધેલામાં ચમચી બે ચમચી ઘી લે છે; અને રોટલી, ભાખરી, રોટલા પર પણ ઘી ચોપડીને ખાય છે. એમાંના આશરે ૫૦ ટકા સાંજે દૂધ પણ પીએ છે. વૈશ્યો બનતાં સુધી કાચી છાશ પીતા નથી. પર્વના દિવસોમાં કે મહેમાનો આવે ત્યારે વૈશ્યોમાં કંસાર, લાપસી, લાડુ, શીરોપુરી, દૂધપાકપુરી, પૂર્ણપોળી વગેરેમાંથી કંઈક મિષ્ટાન બનાવીને ખાવામાં આવે છે. મહિનામાં ૭–૮ વાર હાંડવો, ઢોકળાં, ઢેબરાં, ચોપડાં, ભજીઆં, વગેરે પણ બનાવી ખાવામાં આવે છે.

## લોહાણા

લોહાણાઓનો ખોરાક પણ મોટે ભાગે વૈશ્યોના જેવો જ છે. પણ તેઓ ચ્હાની સાથે ખાખરા ખાતા નથી. અને એમનામાં ઘઉંની રોટલીનો વાપર ઓછો તથા બાજરીના રોટલાનો વપરાશ વધારે હોય છે.

## પાટીદાર

પાટીદાર સવારમાં ચ્હા પીએ છે અને બાજરી કે બાવટાના રોટલા ૧ કે ૨ ખાય છે. બપોરે પણ બાજરી કે બાવટાના રોટલા અને સાથે શાક, દાળ, કઠોળ, કે કઢી ખાય છે. કેટલાક કુટુંબો બપોરે દાળભાત, કઢીભાત, કે ખીચડીકઢી ખાય છે, સાથે શાક હોય કે ના પણ હોય. ઉપરાંત કેટલાક કેરીનું અથાણું–મેથીયાં, રાયતાં કે છુંદો પણ ખાય છે; અને બપોરે ફરી ચ્હા પીધા પછી રાત્રે દાળભાત, કઢીભાત કે ખીચડીકઢી કે છાશ ખાય છે. પાટીદારોમાં ઘણાંખરાંને તો દૂઝણાં ઢોર હોય છે. એટલે તેઓ સ્થિતિ પ્રમાણે ઘી દૂધ ખાય છે. તહેવારોના દિવસોમાં કે પરોણા આવ્યા હોય ત્યારે મિષ્ટાન બનાવી ખવાય છે. મિષ્ટાનમાં લાડુ, લાપસી, કંસાર, શીરોપુરી હોય. કોઈ કોઈ વાર હાંડવો, ઢેબરાં, ભજીઆં, વગેરે ખારૂંખાટું તળેલું બનાવીને પણ ખાય.

પાટીદારોમાં ઉનાળામાં આશરે ૫૦ ટકા કુટુંબો ઘઉંના રોટલા–ભાખરી ખાય છે. આ જ્ઞાતિમાં આશરે ૧૦ ટકા કુટુંબો એવાં છે કે જે સાધનના અભાવે બંને ટંક રોટલા ખાય છે. અને રાંધેલું કોઈ કોઈ વાર જ ઓછા દિવસ ખાય છે. ખેતી કરનારાઓ સામાન્યતઃ સ્હવારે તથા બપોરે બંને વાર રોટલા ખાય છે અને રાત્રે રાંધેલું જમે છે.

## બારિયા

બારિયા સ્હવારમાં ચ્હા પીએ છે, અને બાવટાનો કે બાજરીનો રોટલો ખાય છે. બપોરે કઢી કે શાક અને મરચાં સાથે બાવટાનો કે બાજરીનો રોટલો ખાય છે; અને બપોરની ચ્હા પીધા પછી રાત્રે બાવટાનો રોટલો અને છાશ ખાય છે. કેટલાક બાજરીના રોટલા પણ ખાય છે, અને કોઈ કોઈવાર કોદરી, દાળ કે કઢી કે છાશ કે ખીચડીકઢી કે ખીચડીછાશ વગેરે રાંધેલું પણ ખાય છે.. ડાંગર પાકે ત્યારે ચોખાની ખીચડી પણ બનાવવામાં આવે છે. બારિયાઓમાં ઘી દૂધ કોઈ કોઈ દિવસ ખાય, પણ છાશ તો દરરોજ હોય; અને મહેમાન–પરોણા પધારે ત્યારે ખાસ કરીને બાટ–સાડીચારો કંસાર બનાવીને જમે જમાડે. બારિયાઓમાં શાકનો વપરાશ ઘણો ઓછો–અથાણાં કોઈ કોઈને ત્યાં હોય–પાપડ ભાગ્યે જ બનાવે.

### ઢેડ

ઢેડ લોકોમાં સ્હવારે ચા, બપોરે બાવટાના રોટલા અને સાથે મરચું, કઢી કે શાક, બપોરે ફરી ચા અને રાત્રે બાવટાના રોટલા તથા છાશ. કોઈ કોઈવાર કોદળી રાંધે કે દાળભાત કે ખીચડીકઢી બનાવે. ઘી દૂધ કોઈ કોઈ દિવસ પણ છાશ તો દરરોજ ખરી.

વારતહેવારે કે મહેમાન-પરોણા પધારે ત્યારે મિષ્ટાન કરે અને કોઈવાર તીખી, કે ખારીખારી વસ્તુ પણ બનાવીને ખાય.

### ભંગી

ભંગીઓ સ્હવારમાં ચ્હા પીએ અને બપોરે બાવટાના રોટલા તથા સાથે મરચું-કઢી કે શાક ખાય, ફરી બપોરે ચ્હા પીએ, રાત્રે ગામમાંથી માંગી લાવી જે મળે તે ખાય, અને જરૂર પડે બાવટાના રોટલા બનાવીને ખાય.

### મુસ્લિમ, ફકીર, વોંરા

મુસ્લિમ, ફકીર, વોંરાનો ખોરાક મોટાભાગે બારિયાઓને મળતો છે.

### ફળ

ભડકદની સીમમાં અને તેની આજુબાજુ નીચેનાં ફળ એમની બાજુમાં દર્શાવેલી ઋતુઓમાં થાય છે; અને ભડકદવાસીઓ આ ફળો જે તે ઋતુમાં ખાય છેઃ—

| | |
|---|---|
| સીતાફળ | આસોથી કાર્તિક માસ |
| બોર | શિયાળામાં |
| કોઠાં | શિયાળામાં |
| જાંબુ | ઉનાળો ઉતરતાં |
| રાયણાં | ઉનાળામાં |
| કેરી | ઉનાળામાં |

આ ઉપરાંત પપૈયા, જામફળ, દાડમ, નારંગી, કેળાં, વગેરે ફળો પણ બહારથી ભડકદમાં આવે છે, જે કેટલા લોકો ખરીદે છે અને ખાય છે.

### પ્રથમ સમીક્ષા

પ્રથમ સમીક્ષામાં ખોરાક સંબંધી તપાસ માટે ગામના ત્રણ વર્ગ કરવામાં આવ્યા હતા.

૧ બ્રાહ્મણ, વૈશ્ય તથા ઉચ્ચ વર્ગના પાટીદાર

૨ ખેડુતવર્ગ–બીજા પાટીદાર તથા કણબી

૩ પછાત વર્ગ–બારિયા, મુસલમાન વગેરે જેમાં ઢેડભંગી વગેરેનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે.

ખોરાકની બાબતમાં પ્રથમના બે વર્ગના કુટુંબોમાં બહુ તફાવત હોતો નથી, પણ છેલ્લા ત્રીજા વર્ગમાં બારિયા તથા ઢેડ ભંગીઓમાં વિશેષ ફેર હોય છે, અને તેમના ખોરાકમાં વિશેષ ફેર માલુમ પડ્યો છે.

આ ત્રણેય વર્ગના લોકો સ્હવાર, બપોર તથા સાંજે કેવો ખોરાક લે છે તેની માહિતી આ ગામના શેઠ હિમચંદભાઈ તરફથી ભેગી કરવામાં આવેલી તે અહીં આપવામાં આવી છે. આ માહિતી ખૂબ વિગતવાર હોઈ તેમના લખ્યા મુજબ જ કેટલીક ભાષા સુધારીને અહીં આપી છે. આ માહિતી માટે ખાસ તપાસ પણ કરેલી પણ તેમાં કંઈ ફેરફાર માલુમ પડેલો નહિ.

## વાણિયા તથા બ્રાહ્મણના આન્હિક ખોરાક વિષે

**ઘંઉ :** વાણિયા લોકો છોકરાં માટે ઘઉંના ખાખરા બનાવી મુકે છે તે છોકરાંને સવારમાં આપે. વાણિયા તથા બ્રાહ્મણ ઘણે ભાગે બે વખત ખોરાક લે છે. કોઈ વખત કામનો પ્રસંગ હોય તો તે સવારમાં કાંઈક નાસ્તાં જેવું કરે. ભડકદ ગામમાં હંમેશાં દાળ, ભાત અને રોટલી જમનાર કોઈ પણ વ્યક્તિ નથી. કોઈ કોઈ વખત આ ખોરાક ખાય. કોઈ કોઈ વખત એટલે અઠવાડિયામાં બે વખત કે કદાચ ત્રણ વખત. વાણિયા તથા બ્રાહ્મણ ઘંઉ બારે માસ વાપરતા નથી. ઘંઉના ખોરાકમાં એટલે ઘંઉના રોટલામાં પણ ઘી વધારે જોઈએ; એટલે તે વધારે ખર્ચાળ હોવાથી હંમેશનો ખોરાક નથી. ઉનાળામાં ઘંઉ વિશેષ ખાવામાં આવે છે. શિયાળા ચોમાસાની ઋતુમાં કોઈ કોઈ પ્રસંગે અને જ્યારે મહેમાન આવ્યા હોય ત્યારે ત્યારે ઘંઉનો ખોરાક તૈયાર કરવામાં આવે છે. મહેમાન માટે સુરખુ અને કોઈ કોઈ વખત રોટલી થાય છે. ખાખરાનો પ્રચાર ઓછો છે.

કાળી ચૌદશ, શીતળા સપ્તમી વિગેરે પર્વોએ પુરીઓ તેલમાં તળીને બનાવે છે.

**બાજરી :** બાજરીના ખોરાકનો સર્વથી વધારે પ્રચાર છે. હંમેશાં બાજરીના રોટલા તો થવાનાજ. ફક્ત ઉનાળાની ઋતુમાં તે ઓછી વપરાય છે; પરંતુ દૈવવશાત્ આ સાલ બાજરીની મોંઘવારી હોવાથી તે થોડા પ્રમાણમાં વપરાય છે. બ્રાહ્મણવાણિયા હંમેશાં બપોરે બાજરીના રોટલા અને અને તેની સાથે કોઈ વખત દાળ કે કઢી લે છે. બાજરીમાં ચોકું ઘી હોય અને પ્રસંગે ઘી ના હોય તો પણ ચલાવી લેવાય છે. બાજરીનો રોટલો હંમેશાં બપોરે જ હોય છે.

**કોદરા બાવટો :** બ્રાહ્મણવાણિયા કોદરા બાવટાનો ઓછો વ્યવહાર રાખે છે. બ્રાહ્મણના બે એક ઘરો કોદરા અને બાવટાના રોટલા ખાય છે. કોદરાની કોદરી કરી તે ચોખાને ઠેકાણે વાપરે છે. બ્રાહ્મણ તથા વાણિયા કોદરાનો આ રીતે ઉપયોગ કરે છે. તેના રોટલા કરીને ક્વચિત્ ખાય છે. વાણિયા બાવટો નથી વાપરતા. કોદરીનો ઉપયોગ વર્ષાઋતુમાં બહોળો થાય છે. અને સ્વાદિષ્ટ પણ લાગે છે. ઘણા વખત કોદરીની ખીચડી પણ કરે છે. શિયાળા ઉન્હાળામાં કોદરી ક્વચિત્ વપરાય છે.

**ચોખાઃ** ગામમાં જ ડાંગર પાકતી હોવાથી ડાંગર સઘળા લોકો સહેલાઈથી મેળવી શકે છે. બ્રાહ્મણવાણિયા હંમેશાં સવારે થોડા અને સાંજે ફક્ત ચોખા રાંધે છે. ચોખાની સાથે દાળ વા કઢી હોય છે. ચોખા પોતાના ઘેર તૈયાર થતા હોવાથી તે પ્રથમ તેમાંથી કકડા–કણકી કાઢી લે છે. અને તે પ્રથમ બીજે ત્રીજે દિવસે કણકી અને કઢી સવારનો ખોરાક રાખે છે, મોટી કણકી હોય તો કણકી અને દાળ પણ કરે છે. સૌથી નાની કણકી હોય અને દાળના ઝીણા કકડા હોય તેને ભેગા કરી, પલાળી. સુકવી, દળી તેના લોટના ઢોકળાં બનાવે છે, અને હાંડવો તૈયાર કરે છે. હાંડવો તથા ઢોકળાં છાશમાં તૈયાર કરે છે શિયાળામાં જ ડાંગર ખંડાવાતી હોવાથી આ ઢોકળાં અને હાંડવાનો પ્રચાર શિયાળામાં પખવાડિયામાં એક બે વખત તો હોય છેજ. કેટલાક વખત સવારની ટંક ફક્ત ઢોકળાંથીજ ચલાવે છે. ઢોકળાંની સાથે તેલ ખાય છે. ઢોકળાં તથા હાંડવો કર્યાં હોય ત્યારે તેની વાડકીઓ પોતાના લાગતા વળગતાને ઘેર પહોંચાડવામાં પણ આવે છે. ચોખા સુતરસાળના વપરાય છે. હંમેશાં તે સ્હવારમાં અને સાંજે ખીચડીમાં વપરાય છે. વાણિયામાં ઘણે ભાગે સાંજે ખીચડી અને કઢી તૈયાર કરવામાં આવે છે, સ્હવારે ઘણે ભાગે ખીચડી ઓછી થાય છે. બીજે ત્રીજે દિવસે

સાંજે દાળ, ભાત, કઢી તૈયાર કરવામાં આવે છે. દાળને ચઢવી, દાળ કાઢી લઈ તેના ઓસામણમાંથી કઢી તૈયાર કરાય છે. અને કોઈ વખત છાશની કઢી તૈયાર કરવામાં આવે છે. લગ્ન પ્રસંગે અથવા બીજા કોઈ પ્રસંગ ઉપર પણ સુતર સાળના ચોખા જ વાપરે છે. પોતાને ઘેર કોઈ મહેમાન આવ્યા હોય ત્યારે કમોદના ચોખા વપરાય છે. બ્રાહ્મણ વાણિયામાં બધાને ઘેર સવારમાં થોડું રાંધવાનું અને સાંજે ફક્ત રાંધણું થાય છે. સવારમાં રાંધ્યું હોય તેમાંથી વધ્યું હોય તો ઉપરાંત બીજું જોઈતું બનાવે તેને રાંધણું કહે છે.

**દાળ** : તુવેરની દાળ વપરાય છે. દાળ હંમેશાં જ વપરાય તેમ નથી. પાંચ દિવસમાં એક વખત દાળને રજા આપવામાં આવે છે. તે દિવસે છાશની કઢી અને ભાત હોય છે. ખીચડી અને નરમ દાળમાં તે વપરાય છે. દાળનો લગભગ હંમેશાં ઉપયોગ થાય છે. કોઈ વખત સવારમાં દાળ કરી હોય ત્યારે જોઈએ તે કરતાં થોડી વધારે કરવાથી સાંજની જરૂરીયાત પણ પુરી પાડે છે. સવારની દાળ સાંજે ખાઈ શકે છે. દાળની કોઈ પણ વખત પુરણપોળી—વેઢમી તૈયાર કરાય છે. વેઢમી અગર પુરણપોળી કોઈ મહેમાન આવે ત્યારે કે કોઈ પર્વ ઉપર થાય છે. દાળના કડકાનો ઉપયોગ ઢોકળાં, હાંડવામાં કરવાનાં આવે છે.

**મગ–અડદ–મઠ** : અડદની દાળ હંમેશના ખાવામાં વપરાતી નથી. મગ તથા મઠ દાળને ઠેકાણે મહીનામાં એક–બે વખત વપરાય છે. આખા મગ અગર મઠને ચઢવી તેના નરમ મઠ બનાવી ભાત અને મઠ અથવા ભાત અને નરમ મઠ વપરાય છે. વાણિયામાં આવા નરમ મગ અને નરમ મઠનો વ્યવહાર ઘણો છે. અડદના ફક્ત પાપડ જ કરે છે. હાલમાં સારો પાક નહીં થવાથી અડદ ઘણા મોંઘા પડે છે. તેથી ફક્ત અડદના પાપડ કોઈ તૈયાર કરી શકતું નથી. પણ મગ અને અડદ બંનેની દાળ ભેગી કરી તેના પાપડ બનાવે છે. પાપડ બનાવે તેવામાં હંમેશાં સાંજે શાકને બદલે પાપડને વાપરે છે. પણ થોડા દિવસ પછી બાકીના પાપડ હોય તે સગાંવહાલાં આવે તે પ્રસંગે અગર કોઈ મહેમાન આવે તે પ્રસંગે વાપરવા રાખી મૂકે છે. મગ અને મઠની દાળ કેરીગાળામાં રસરોટલીને દિવસે વધારે છે. તે શાકની ગરજ સારે છે. ઉન્હાળામાં આ ગામમાં શાકની તો વિટંબણા જ છે, દશ પંદર દિવસે એકાદ વખત શાક મળે.

**ચણા** : ચણા બે ત્રણ મહિને એક વખત વઘારવામાં આવે છે. તે શાકની ગરજ સારે છે. ચણાની થોડી દાળ કરી રાખવામાં આવે છે. તે કોઈ વારતહેવારે ભજીયાં કરવા વપરાય છે. અથવા કોઈ પણ ગામ જવાનું હોય ત્યારે તેનો મગજ કરવામાં આવે છે. દિવાળી પર્વ ઉપર ચણાનું તથા ઘઉંનું મગજ ઓછામાં ઓછું ત્રણ ચારેક ઘેર તૈયાર કરવામાં આવતું હશે. ચણાનો ઉપયોગ તેથી વિશેષ નથી.

**દૂધ** : જે પોતાને ઘેર ભેંસ રાખે છે તે વાણિયામાં છોકરાંને તથા મોટેરાઓને માટે લગભગ શેરથી સવાશેર કે દોઢશેર દૂધ રાખે, ફક્ત સવારમાં સાત આઠ માણસ વચ્ચે આટલું દૂધ હોય. તેમાંની સવારે વાણિયા પોતાના છોકરાને હાજરી કરવા માટે નવટાંક દૂધ અને ખાખરો અગર બાજરીનો રોટલો આપે છે. બે ચાર મોટા હોય તેમાં કોઈ એક દિવસ ખાય તો કોઈ બીજે ત્રીજે દિવસે ઈચ્છાપૂર્વક ખાય. વારા કરેલા હોતા નથી. હંમેશાં સવારે કામ કરવાની જરૂર પડતી હોય અથવા કંઈ ખેતરમાં જવાનું હોય તો તે દૂધ અને ટાઢો રોટલો વા ખાખરો ખાઈને જાય. રાત્રિએ દૂધ જવલ્લે જ વપરાય છે. વાણિયા શ્રાવક હોવાથી દિવસ આથમ્યા પહેલાં ખાઈ લે તેથી દૂધ ખાવાનો પ્રસંગ ઓછો બને છે. જે

લોકો ભેંસ રાખતા નથી પણ જે દૂધ લાવી શકે તેવા હોય તે અધો શેરથી એક શેર સુધી દૂધ સવારમાં લાવે અને તેટલું જ દૂધ ખાય. બે ત્રણ ઘર એવાં પણ છે કે જેણે કોઈ દિવસ દૂધ વેચાતું લાવી ખાધું નહીં હોય. દૂધ ખાવાનો ખાસ મ્હાવરો નહીં હોવાથી તે લોકો ચલાવી લે છે. કાળી ચૌદશ અને શિતલા સપ્તમી ઉપર ઘણાં ખરા માણસો દૂધ વેચાતું લઈને પણ દૂધપાક કરે છે. જે ન લાવે તેને પાસેના સગાઓ વાટકી દૂધપાક આપે પણ ખરા.

**ઘી :** વ્યક્તિ દીઠ સરાસરીમાં એક રૂપિયાભારથી સવા રૂપિયાભાર ઘી પડે. બંને વખત થઈને એક જણના પેટમાં રૂપિયાથી સવા રૂપિયા ભારથી વધારે નથી જતું. દૂધ ખાવાનું હોય તો ઘી ના લે. ફક્ત દાળ ભાત ખાવાના હોય તો ઘી સિવાય ચાલે. ખીચડી હોય તો થોડું ઘી લે; શાકભાજી હોય તો થોડું ઘી હોય તો ચલાવી લે રોટલી હોય ત્યારે ઘી લેવું પડે. કેરી ગાળામાં રસ રોટલીના દિવસે ઘી વધારે વરે. પરંતુ રસ રોટલી ન હોય તે દિવસે ઘણું જ થોડું વરે. પાકી કેરી હોય તો બાજરીનો રોટલો અને કેરી ઘી સિવાય ખાઈ શકે. ખીચડીને ચીરીયાંથી ચલાવી લે. મહેમાન આવ્યા હોય ત્યારે કે વાર પર્વ ઉપર કંસાર કે ચુરમું હોય કે લાડુ હોય ત્યારે તે છૂટથી ઘી ખાય. પણ હંમેશાંની સરાસરી તો રૂપિયાભારથી સવા રૂપિયાભાર સુધીની આવે.

**છાશ :** છાશનો વાપર હંમેશાં દરેક ઘેર હોય છે જ. વાણિયા ભેંસો રાખે છે. અને અને તે વારા ફરથી વલોવે છે. એટલે બીજી કોમો જેવી તેમને છાશની તંગી પડતી નથી. કેટલેક ઘેર કાચી છાશ રોટલા સાથે કે ખીચડી સાથે ખાય છે. છાશ કઢી કરવામાં પણ વપરાય છે. કોઈ વખત ઝીણી કણકીને છાશમાં રાંધવામાં પણ આવે છે તથા ઢોકળામાં પણ છાશ વપરાય છે. ગામ પરગામ જવાનું હોય ત્યારે છાશના ઢેબરાં બનાવે છે. છાશમાં બાજરીનો થોડો લોટ નાંખી તેને ઉકાળી મીઠું મરચું અને હળદળ નાંખી કઢી બનાવે છે. છાશ ખાટી હોય છે તો થોડો ગોળ નાંખે છે.

**ખાંડ :** ખાંડનો વાપર બહુ બહોળો નથી. કોઈ મહેમાન આવ્યા હોય ત્યારે જો સેવો કે છૂટું ચુરમું કર્યું હોય કે દૂધપાક કર્યો હોય તો ખાંડ વાપરે છે. પણ ઘણા ભાગે મહેમાનને માટે સહેલામાં સહેલો કંસાર જ કરવામાં આવે છે. કંસાર કરવામાં ફક્ત ગોળ વાપરે છે. દૂધમાં ખાંડ ખાવાનો પ્રચાર ઘણો ઓછો જ છે. પ્રસંગે ચા તૈયાર કરે ત્યારે ખાંડ વાપરે છે કે સારા પર્વ ઉપર ખાંડનું ખાણું બનાવે.

**ગોળ :** સારો ગોળ હોય તો લોકો રોટલા સાથે (બાજરીના) ખાય છે. કઢી વિગેરેમાં ગોળ વાપરે છે, કે કોઈ પ્રસંગે કંસાર વિગેરે કરવામાં ગોળ વાપરે છે. ગોળ હંમેશાં ખાવામાં નથી આવતો. માતાની ઉજાણી વિગેરે હોય તો ગોળ વપરાય.

**હિંગ, મીઠું, મરચું, હળદર, આમલી, વગેરે :** ઉપરની સઘળી સામગ્રીઓ તૈયાર કરવામાં આ મશાલોજ ગરમ મશાલાની જરૂરીયાત પુરી પાડે છે. ગરમ મશાલો તો કોઈ વાપરતું જ નથી. કોઈને ત્યાં હોય અને ગરમ મશાલો વાપરે તો તેને તે ઘણું સ્વાદિષ્ટ ગણી થોડું થોડું વધારે ખાય. કોકમ કોઈ વાપરતું જ નથી. આમલી ન ખાવાની હોય તો મોળું ખાય, પણ કોકમ કોઈ વાપરતું નથી.

**અથાણાં :** કેરીઓ કાપી તેને મીઠામાં ત્રણ દિવસ રાખી, સુકવી, ગોળ, સરસીયું, રાઈ વિગેરે મશાલામાં રસબોળ કરી બરણીમાં ભરી મૂકે અને બાર માસ ચલાવે. આ અથાણાં હંમેશાં હોતાં નથી. તે બે ત્રણ દિવસે અને કોઈ વખત હંમેશાં ખાય છે. સૌ પોત પોતાને જોઈએ તેટલું અથાણું નાખી લે. પણ તેમાંથી તેમને ગામમાં બીજા માણસોને તેમની બીમારીના પ્રસંગમાં આપવું પડે. ગામડામાં આવી કેટલીક રીતિઓ ઘણી સારી અને મનોહારી છે. માંદગીના પ્રસંગમાં દર્દીને જે જોઈએ તે પાડોશીના ઘરમાંથી અગર બીજા મોહલ્લામાં રહેતા માણસો પાસેથી પણ મળી શકે. બ્રાહ્મણો ઉપરના અથાણાં સાથે કેરીનું બોળ અથાણું કરે છે. વાણિયા આ નથી ખાતા, કારણ કે તે જૈન ધર્મ વિરુદ્ધ છે. પણ આ બોળ કેરી દર્દીને પ્રસન્ન કરે છે. અને તે જે અથાણું કરે છે તેનો મોટો ભાગ દર્દીઓના ખાવામાં જ જાય છે. લીંબુ તથા મરચાનું અથાણું પણ થાય છે. લીંબુ તથા મરચાને ચીરી અંદર મીઠું નાંખી મીઠામાં આથે છે. અને તેનું અથાણું બનાવે છે. જ્યારે ખાંડ સોંઘી હતી ત્યારે ઘણાં માણસો કેરીનો છુંદો અથાણાર્થે બનાવતા; પણ હવે તો ખાંડ મોંઘી હોવાથી બે ત્રણ વર્ષથી કોઈ બનાવતું નથી. એક વખતે તો ઘણાં માણસોએ મણ મણ કેરીનો છુંદો બનાવ્યો હતો.

**ચા :** હંમેશાં ચા પીનાર ભડકદમાં કોઈ નથી. દિવસ ઉગે અને ચા પીધા સિવાય ન ચાલે એવું કોઈ નથી. જે માણસો શહેરમાં ફરનાર હોય છે, અથવા જેઓ થોડા વખત શહેરમાં રહેલા હોય છે તે કોઈ કોઈ વખત ઈચ્છા થાય ત્યારે અઠવાડિયામાં એકાદ વખતે મુકે. પોતાને ઘેર કોઈ મેમાન આવ્યા હોય, કોઈ સગાંવહાલાં આવ્યા હોય ત્યારે ઘરધણી અવશ્ય ચા તૈયાર કરે છે. અને પોતાના કુટુંબના બીજા માણસોને તથા ભાઈબંધોને તથા ગામના સંભાવિત ગૃહસ્થોને બોલાવી ભેગા મળી ચા આપી આનંદ માની વિખુટા પડે છે. દિવાળી પર્વમાં પણ ચા તૈયાર થાય છે અને તે ઉપર પ્રમાણે પીવાય છે. શહેરમાં પાશેર દૂધમાં ચાર માણસો માટે કે પાંચ માણસો માટે ચા કરવામાં આવે ત્યારે ગામડામાં અધો શેર કે પોણા શેરમાં તેટલાંજ માણસો પીએ છે.

## પાટીદારના આન્હિક ખોરાક સંબંધી

પાટીદારમાં જે હંમેશાં મજુરી કરનાર હોય તે દિવસમાં ત્રણ વખત ખાય છે. સવારમાં રોટલો અને સાથે બીજું કંઈ ન મળે તો ફક્ત મરચું ખાઈ કામે વળગે છે. બપોરે પણ રોટલા જ હોય છે. બપોરે રોટલા સાથે કંઈ દાળ હોય કે કઢી હોય કે કંઈ શાક હોય. પાટીદારના ૧૫૦ ઘરમાં આશરે દશ કે બાર ઘેર સવારમાં રાંધવામાં આવતું હશે. સાંજે રાંધવામાં આવે છે. ખીચડીનો પ્રચાર ઘણો છે. ખીચડી વહેલી થાય. સહેલાઈથી થાય. ઘણો મશાલો ન જોઈએ. લુખી ખવાય વગેરે ફાયદાથી ખીચડીનો પ્રચાર ઘણો છે. બપોરે રોટલા અને છાશ અથવા કઢી અને ખીચડી અને છાશ આ તેમનો નિયમિત ખોરાક છે. ઘી તો થોડા જ ખાય છે. દાળભાત માસમાં એક બે કે ત્રણ વખત તૈયાર કરે. અલબત કેટલાક અપવાદ તો ખરાજ. જે લોકો ગામમાં જ કામ કરનારા અને સારી પંક્તિના ગણાતા હોય છે તેમને ત્યાં મહિનામાં દશ-બાર વખત દાળભાત કરવામાં આવે છે. તેવી જ રીતે માસમાં કેટલાકને ઘેર દાળભાતનું સ્વપ્ન પણ નહિં આવતું હોય.

સારા વર્ષમાં જ્યારે બાજરી તથા ઘંઉ સોંઘા ભાવથી મળતા ત્યારે તે બાજરી તથા

ઘંઉના રોટલાજ ખાતા. અને મજુરોને માટે બાવટાનો રોટલો અને કંઈ પોતાના ખેતરમાં નીપજતું શાક એટલે ગવારસિંગ, અથવા ચોળાસિંગ અથવા પાપડીઓ વિગેરે. જો કંઈ શાક નથી હોતું તો ઉપરે કઢી બનાવે છે. હમણાંથી છાશની મોંઘવારી થવાથી ફક્ત રોટલો હાથમાં ઝાલી તોડી તોડીને તેનાં બચકાં ચાવી પાણીથી ગળે ઉતારે છે. આજ સ્થિતિ બારિયાની પણ.

મોંઘવારીનો સમય હોવાથી બાવટો તથા કોદરાના રોટલા પટેલ પણ વાપરે છે. બાવટો અતિ ગરમ હોવાથી ઉનાળામાં ઓછો ખાય છે; પણ ચોમાસામાં તે હંમેશાં કે વધારે ખવાય છે. શિયાળામાં પાક થયેલો હોવાથી બાવટા સિવાય બીજું અનાજ મળી શકે. ઉનાળામાં કોદરાના રોટલા કરે અને ચોમાસામાં બાવટાના રોટલા ખાય. ખેતરમાં હવે જે માણસો કામે જાય છે તે સવારમાં રોટલો ખાઈને જાય છે અને બપોરે તેમને માટે એ રોટલા ખારસા આપણી હથેળી જેવા જાડા અને સાથે મઠની રોટલા ઉપર રહી શકે તેવી દાળ લઈ જવામાં આવે છે. ચોમાસામાં રોટલો અને મઠની દાળનો ઉપયોગ ઘણો થાય છે. શાક માટે ઉનાળામાં ખાસ તૈયાર કરી રાખેલું મરચું અને લસણ ખાય છે. મરચાંની સાથે લસણને કચરે છે અને અંદર આમલીનું પાણી કરી રેડી લાડવા વાળી રાખી મુકે છે.

આ સાલ બાજરી તો ભડકદ ગામમાં પાકી જ નથી. અને બહારથી બહુ તો પાંચ ગાલ્લાં સારી બાજરી આવી હશે. એટલે પ્રત્યક્ષ ભડકદ ગામે આ વખતે બાજરી ખાધી જ નથી. એમ કહી શકાય. ઘંઉમાં ઘી વધારે જોઈએ અને ઘંઉનો ભાવ પણ તેટલો જ ભારી હોવાથી ઘંઉ પણ ૧૫૦ કુટુંબોમાં ૨૦–૩૦ ઘર ખાતાં હશે. તે સિવાય ઘણે ભાગે બાકીના લોકો કોદરા બાવટાના રોટલાથી નિભાવ કરી લે છે. કોદરાના રોટલા તે લોકો બાજરીના રોટલા જેવા જ સ્વાદિષ્ટ બનાવે છે. પણ કોદરા તે તો કોદરા જ. કોદરાના રોટલામાં ઘી તો હોય જ નહી. ઉનાળામાં બાવટો ઓછો ખવાય. પણ મોંઘવારીને લીધે બાવટો પણ ખાય છે. આ સાલ સારો બાવટો પાકેલો નહીં હોવાથી ગઈ સાલનો કે ત્રીજી સાલનો બાવટો ખાય તેમાં કેટલોક કાળો પડી ગયેલો. મજુરીને અંગે ખોરાક કેવો સ્વાદિષ્ટ છે તે પણ તપાસવાનો જીભને સમય મળતો નથી. બાજરી આ વર્ષ લક્ઝરી–મોજશોખ ચીજ થઈ પડે છે. કોઈ પણ જણાવતું નથી કે મેં હમણાં બાજરી ખાધી છે.

તુવેર સારી પાકેલી હોવાથી આ સાલ તુવેરની દાળ થાય છે. રોટલા અને તુવેરની દાળ ખાય છે. પણ તે દાળ ઘણાંજ થોડા પ્રમાણમાં વપરાય છે. સારી પંક્તિમાં ગણાતાં ઘર દાળ અને રોટલા કે દાળભાત અને રોટલા કોઈ વખત ખાતાં હશે. મઠ, મગ–અડદ વગેરે કઠોળ નહીં હોવાથી ઘણાં તો નિરાળા રોટલાને જ પોતાનો આહાર બનાવે છે. ૧૫૦ ઘરમાં ૪૦–૪૫ ઘર એવાં પણ હશે કે જ્યાં અઠવાડિયામાં ચાર પાંચ વખત ભઈડકું કરવામાં આવે છે. છાશનો દુષ્કાળ થવાથી ભઈડકું ઓછું થાય છે. અને રોટલા ઘણા થાય છે. જો ઘેર વલોવે તે ઘેરથી છાશ મળે તો છાશ અને ભઈડકું અથવા છાશ, મીઠું, મરચું અને રોટલા વિગેરે ખોરાક થાય છે. તુવેરની દાળ ખીચડી કરવામાં વાપરે છે. ખીચડી અને છાશનો ખોરાક પણ બનાવે છે. છાશના અભાવે પાણીમાં પણ ભઈડકું બનાવી ખાય છે.

ચણા વગેરે કઠોળ પણ તે મગ–મઠ, સિવાય ઘણું ઓછું જ વાપરે છે. મઠ વિશેષતઃ વપરાય છે. વર્ષમાં કેટલાક ઘરમાં ખોરાક સાથે એક બે વખત ચણા ખવાતા હશે. હુતાશની ઉપર ચણા શેકવામા આવે છે. લગ્ન પ્રસંગે મગઅડદના પાપડ કરે કે દીવાળી ઉપર ૧૦

—૧૫ ઘેર મહનાં મઠીયાં થતાં હશે. સ્વાદને માટે પાપડ વગેરે બનાવવાને તેમને અવકાશ નથી. માંદગીના પ્રસંગે વાણિયા બ્રાહ્મણને ત્યાં જો પાપડ હોય અને દર્દીને ખાવાની ઈચ્છા થઇ હોય તો માગી લાવી આપે.

દૂધ : જ્યારે સંચા નહીં હતા ત્યારે છોકરાંને નવટાંક પાશેર દૂધ હંમેશાં મળતું. સંચા નહીં હતા ત્યારે મોટેરાંઓ પણ બે ત્રણ દિવસને અંતરે દૂધ ખાતા. પણ હાલમાં બહારગામ દૂધ પીલવાના સંચે ઘણું દૂધ જતું હોવાથી પૈસા મેળવવાના લોભથી છોકરાંને પણ દૂધના સાંસા પડે છે. વેચાતું લાવીને તો દૂધ ખાનાર કોઈ નથી. મોટેરાંઓ તો કદાચ માસમાં એકાદ વખત દૂધ ખાતા હશે. અને નથી પણ ખાતા. પૈસા મેળવવાના લોભથી કેટલાક માણસો એવા પણ છે કે જે ભેંસ રાખવા છતાં પણ દૂધ નથી ખાતા.

ઘી : જ્યારે વલોવવાનું હતું ત્યારે બાર આની માણસો ઘીનો છાંટો દેખતા, અત્યારે વલોવવાનું બંધ હોવાથી ઘી ખાનારા ત્રણ ચાર આની માણસો છે. રાંધેલામાં તો ઘી લેતાજ નથી. કોઈ વખત ખીચડીમાં લે છે. દાળ વિગેરે હોય તો તો ઘીને તિલાંજલિજ આપે. વાર પર્વ ઉપર કે ઉજાણી હોય તો ઘીનો છાંટો દેખે. તે દિવસે કંસાર કરે અને અંદર ઘી તથા તેલ ભેગું રેડી દે, ૬—૭ ઘર એવાં છે કે જે તેવે પ્રસંગે ઉપર ઘી લે. વારપર્વ હોય, બ્રાહ્મણ જમાડવાના હોય, વગેરે પ્રસંગે ઘી વાપરવા બે ત્રણ ગોરસીનું દૂધ રાખી વલોવે અને ઘીની જરૂરિયાત પુરી કરે છે. ઘી ઘણું ઓછું જ ખવાય છે.

છાશ : છાશનો પ્રચાર ઘણો હતો અને અત્યારે છાશના અભાવથી લુખું ખાવામાં આવે છે. પણ કેટલાક માણસો છાશ તદ્દન ન મળે ત્યારે એકાદ ગોરસી રાખી છાશ બનાવે છે અને બીજા કોઈ વલોવતા હોય ત્યાંથી લાવે વાપરે. કાચી છાશ રોટલા સાથે, ખીચડીમાં તથા ભઈડકામાં વપરાય છે. છાશ પુષ્કળ ન મળતી હોય ત્યારે ભઈડકુ પાણીમાં રાંધે, નહીં તો છાશમાં રાંધે. ઘણા વખત છાશની કઢી કરી કઢી અને રોટલા કે કઢી અને ખીચડી કે કઢી અને ભાત ખાય છે. શિયાળામાં ડાંગરનો પાક તુર્ત આવેલો હોવાથી દરેકને ત્યાં ચોખા હોય અને તેથી ભાત તથા ખીચડીનો પ્રસંગ વધારે હોય છે. ખેતરમાં તો હવે લુખા રોટલા અને મરચું ખવાય છે. છાશથી તેમને સંતોષ વળતો—પેટ ભરાતું. પણ હવે તો કરકસર ઈકોનોમી કરવી પડે છે. કઢી કરવામાં તે ગોળનો ઉપયોગ નથી કરતા, કારણ કે તેમની કઢીમાં ગોળ વધારે જોઈએ અને તેથી કઢી ઘણી મોંઘી થઈ પડે. મશાલામાં મીઠું, મરચું, અને હળદરજ વપરાય છે.

ખાંડ : ખાંડ તો ક્વચિતજ મહેમાન આવે ત્યારે કે કોઇ સારા પ્રસંગ ઉપર વાપરે. તેનું વર્ષમાં ચાર—પાંચ વખત બને. કોઈ વખત મહેમાન કે પર્વ ઉપર ચ્હા બનાવે ત્યારે ખાંડ વાપરે છે. પણ આ મુકનાર પટેલમાં ત્રણ ચારજ ઘર છે. તે વર્ષમાં પાંચ—સાત કે દશ વખત ચ્હા તૈયાર કરતા હશે.

ગોળ: પહેલાં ગોળ જ્યારે સારો મળતો અને અહીંજ પાક થતો તથા સોંઘો મળતો ત્યારે ગોળ અને રોટલો લોકો ખાતા. પણ હવે ગોળ તો ફક્ત લક્ઝરી—મોજશોખની વસ્તુ જ બન્યો છે. વાર તહેવાર ગોળ વેચાતો લાવે અને કંસારમાં વાપરે. કંસારમાં ઘી પુરતું નહીં મળવાથી તેને ઘણાં વખત સાડીચારો કે બાટ કહેવામાં આવે છે. પંક્તિમાં ગણાતાં પંદર—વીસ કે પચીસ ઘર આવો તદ્દન નીચા પ્રકારનો કંસાર તૈયાર નથી કરતા. મહેમાન પરોણા આવ્યા હોય ત્યારે ઘી વધારે વપરાય.

## મીઠું-મરચું-હળદર-આમલી વગેરે

રોટલામાં, ખીચડીમાં, કઢીમાં, દાળમાં વગેરેમાં જોઈ તો મસાલો વાપરે તે આજ. મરચાને અથાણું કે શાકની જગ્યાએ વાપરે છે. મરચા સાથે લસણ કચરી અને તેમાં આમલીનું પાણી મેળવી લાડવા બનાવી મુકે અને તે ચોમાસામાં રોટલા સાથે ખાય.

**અથાણાં:** લીંબુ બહુ સોંઘા હોય ત્યારે અને મરચાંની મોસમ હોય ત્યારે મીઠામાં તેમને આથી મુકે તે મહિનોક ચાલે. મરચાંનું અથાણું ચાળીશેક ઘેર થાય છે. લીંબુનું અથાણું દશેક ઘેર થતું અને હવે તો ક્વચિત જ કરે છે. કેરીઓની સારી છત હોય ત્યારે ૧૫૦ ઘરમાં ચાળીશેક ઘેર કેરીઓનું અથાણું કરતાં હશે. તે ફક્ત બે ત્રણ માસ ચાલે. હોય ત્યારે હંમેશાં ખાય. આ વર્ષે ભડકદ ગામમાં ૧૫ ઘેર કેરીઓનું અથાણું થયું છે. બોળ કેરીઓ તો કોઈ કરતું જ નથી. બાકીનાં ઘર અથાણાં સિવાય ચલાવી લે છે. ખાંડ સોંઘી હતી ત્યારે દશેક ઘેર છુંદો બનાવતાં હતાં; પણ હવે તો કોઈ નહીં. આ વર્ષે ભડકદમાં કોઈપણ ઘેર આખા ગામમાં છુંદાનું અથાણું થયું નથી. મુરબ્બો તો કોઈએ કદી પણ કર્યો નથી.

**ચા :** પાંચેક ઘર હશે કે જ્યાં વર્ષમાં બે ત્રણ વાર પણ ચા તૈયાર કરવામાં આવતી હશે. સાજે માંદે ઉકાળો કરીને પાય. તેમાં મરીયાં, ખાંડ અને તજ હોય છે. હવે થોડા સમયથી માંદગીના પ્રસંગે થોડી ચા વેચાતી લાવી તેને તૈયાર કરી આપે. પણ સ્વાદ તો હંમેશનો પીનાર ઢોળી દે તેવી. જે પાંચ-૭ ઘર ચા મુકે તે દીવાળીના પર્વ ઉપર ગામના સંભાવિત ગૃહસ્થોને નિમંત્રણ આપે અને તેમને ચાની પાર્ટી-ટી પાર્ટી આપે. અગર કોઈ બહારના મહેમાનો આવ્યા હોય ત્યારે ચા તૈયાર કરવામાં આવે.

## બારિયા તથા ઇતર વર્ણ સંબંધી

બારિયા લોકોમાં જે હંમેશાં મજુરી કરનારા હોય છે અને જેને ઘેર મજુરી કરવા જવાનું હોય છે ત્યાંથીજ ખાવાનું મળવાનું હોય તે દિવસમાં ત્રણ વખત ખાય. કેટલાક બારિયા દાણાના અભાવે અથવા કોઈ ઇકોનોમિક પરપઝ-કરકસરના કારણે મહુડાંની મોસમમાં સવારમાં મહુડાં શેકી ખાઈ કામે વળગે. જેને દાણાની તંગી હોય તે સવારમાં મહુડાંની હાજરી કરે અને બપોરે કામે જાય ત્યાં શેઠ તરફથી રોટલા આવે, તેમાંથી એક રોટલો બાર શેર અડધો પોણો ખાય અને બાકીનો રહેવા દે તે સાંજે ખાય. કેટલા બારિયા જે ખેડુતોને ઘેર ખેતીનું કામ કરવા નોકરી ઉપર રહે છે, તેમને ત્રણ વખત ખાવાનું હોય છે. હળનું કામ કરવાનું જેમને હોય છે તેમને તો અવશ્ય ત્રણ વખત ખાવાનું જ. જે બારિયાને પોતાના ઘેર ત્રણ ચાર નાનાં છોકરાં હોય તે પોતાના ખાવામાંથી વધારી પોતાના ઘેર લેઈ જઈ છોકરાંને સંતોષે. આટલું અનાજ તે ઓછું ખાય અને ભૂખ્યો રહી કામ કરે. આવી રીતે ભૂખમરો વેઠી એક બારિયો ત્રીજી સાલ ભૂખમરાથી જ મરી પણ ગયો. કુદરતી ક્રમ પણ એવો છે કે જેમને ફક્ત મજુરી ઉપર જ દિવસ ગુજારવાના હોય છે તેમને પ્રજાનું સુખ પણ અધિક હોય છે. શ્રીમંતને છોકરાં વહાલાં લાગે-ગરીબને પણ વહાલાં લાગે-પણ ગરીબને તે છોકરાં અતિ દુઃખનું કારણ થઈ પડે છે. જે માણસ મરી ગયો તેને પાંચ નાનાં છોકરાં હતાં. તેમાંનું કોઈ કામ કરવા જઈ શકે તેમ ન હતું. તે એક પાટીદારને ત્યાં ૨ રૂપિયા અને ખાવા પીવાના કરારથી નોકર રહેતો. તે પટેલને ત્યાં ખાવા બેસે એટલે પોતાને ખાવું હોય તેટલું જ

લે. તેમાંથી અડધું ખાય અને બાકીનું પોતાનાં છોકરાંના પોષણાર્થે ઘેર લઈ જાય. આમ થવાથી તે કેટલીક મુદત પછી ભૂખમરાના રોગથી અકસ્માત એકાએક મરી ગયો. આવા દાખલા હજી પણ મોજુદ છે. ભૂખમરો વેઠી કામ કરનાર પણ છે.

બારિયા લોકો શિયાળામાં ફક્ત બે એક માસ ડાંગરની ખીચડી કે ભાત કરે છે. બાકીનો બીજે વખત કોદરીની ખીચડી કોઈ વખત અને કોઈ વખત ચોખા વેચાતા લાવી ખીચડી કરે. ઉનાળામાં કોઈ મેમાન આવ્યા હોય છે ત્યારે તો તે ચોખા વેચાતા લાવીને જ મેમાનને સંતોષે. મોસમમાં ડાંગર પાકે ત્યારે તે ખીચડી ઘણી ઉડાવે. અને પછી રોટલા સાથે ગાઢો વ્યવહાર રાખે છે. ખીચડી અથવા ભાત સાથે તે છાશ અથવા કઢી ખાય. કોઈ મેમાન આવ્યા હોય ત્યારે દાળભાત કરે. ડાંગરનો ખોરાક એક વર્ષમાં બે અઢી મહિના બધા દિવસો ગણતાં થાય.

મોસમમાં બાજરી પાકી હોય તો તે બાજરીના રોટલા કરે અને બાજરીનું ભર્ડકું કરે. આ વર્ષ બાજરીનો પાક અર્ધા આની જેટલો થવાથી અને બાજરીનો ભાવ મોંઘવારીનો હોવાથી બાજરી તો કેટલાકે બે ત્રણ માસથી જોઈ પણ નથી.

ઘંઉ મોસમમાં ખાય. બારિયા લોકો ઘંઉની સાથે કુવે જવ પણ વાવતા, બે ત્રણ સાલથી રવિનું વાવેતર ઓછું થવાથી અને જવ પણ નહીં જેવા પાકવાથી જવનો ખોરાક પણ મંદ પડી ગયો છે. અને જવના રોટલા તથા ભર્ડકું કરતા તે સોંઘા મળતા. આ સાલ ઘંઉનો ભાવ પણ વધુ હોવાથી ઘંઉ ઓછા પ્રમાણમાં જ વાપરે છે. બાજરી તદ્દન વપરાતી નથી. ઘંઉ કેટલેક ઘેર વપરાય છે. ઘંઉ અહીં પાકે છે. એટલે સ્હેજ ભાવમાં સોંઘા પડે છે. મહેમાન આવ્યા હોય ત્યારે તો તે કંસાર કરે છે. નજીકના સગાં હોય તો ઉપર ઘી આપે. સાધારણ હોય તો અંદર ઘી તથા તેલ બંને નાંખે. મહેમાનને કંસાર જમાડી શકાય તેમ નહીં હોય તો પણ બારિયા લોકો એટલા બધા સંપીલા હોય છે કે એક રોટલો હોય અને પાંચ માણસ ખાનાર હોય તો તે એક રોટલો સઘળા વહેંચી લઈ સંતોષ માને છે. તે લોકોનો સંપ બહુ સુંદર છે.

સર્વથી વધારે ખોરાક તેમનો બાવટો અને કોદરા બે છે. જુવાર ખાવાનો પ્રચાર અત્રે નથી. દુષ્કાળમાં જુવાર ખાય છે. તે પરદેશી મકાઈ પહેલાં લાવતા પણ દશેક વર્ષથી મકાઈ કોઈ નથી લાવતું. છેલ્લા દુષ્કાળમાં તો ફક્ત જુવારજ વપરાતી. જુવારનું ભર્ડકું અને રોટલા કરી ખાય છે. બાવટો અને કોદરા તેમનો હંમેશનો નિયમિત ખોરાક છે, બપોરે બાવટાના બે રોટલા અને મરચું, શાક અથવા કઢી હોય તો તેમને આનંદ. ચોમાસામાં તો બાવટો અને મઠની દાળ તેમનો સાધારણ ખોરાક જ છે. કેટલાક વખત બાવટાના રોટલા અને ડુંગળી કાચી મીઠા સાથે. ઉનાળામાં બાવટો ગરમ હોવાથી ઓછો વાપરે. પરંતુ આવી મોંઘવારીના સમયમાં તે બાવટો પણ ખાય છે તેમને ખાવો પડે છે. સાંજે તે કોદરાની ખીચડી બનાવે છે. કેટલાકને ઘેર હંમેશાં બે વખત રોટલા થાય છે. રોટલા અને છાશ ખાવાનો પ્રચાર રૂઢ બની ગયેલો છે. બે વખત રોટલાથી કંટાળેલો કોદરાની ખીચડી કરે છે. અને કોદરી ના હોય તો અને કામ સારું ચાલતું હોય તો ચોખા લાવી ખીચડી કરે. વાર તહેવાર અથવા માતાની ઉજાણી પણ તે ચોખાથીજ ઉજવે. માતામાં તેમની માન્યતા અડગ છે. માતાની ઉજાણીના દિવસે તેમને કંઇ નહીં મળે તો ચોખા લાવી ચોખા અને ગોળથી

ઉજાણી કરી માતાને સંતોષે. તે નહીં મળે તો ધૂપ કરીને માતાનો આશીર્વાદ યાચશે. ઘણાં ઘરોમાં માતાનાં સ્થાનકો હોય છે. નવરાત્રિના દિવસોમાં તેમની ઉપાસના કરે છે, કામ સારું ચાલતું હોય, પૈસા સારા મળતા હોય તો તે ચોખા અને ગોળ કોઈ કોઈ પ્રસંગે ખાય છે. પણ વધારેમાં વધારે દરેક ઘેર બાવટાના રોટલા, કોદરાના રોટલા, કોદરાની કોદરીની ખીચડી વગેરે. બારિયા લોકો બધા ભેંસ રાખી શકે તેમ નહીં હોવાથી કેટલાક ગામમાં કોઈને ત્યાં જો ભાગ્યવશાત્ વંશેજ્યું હોય તો છાશ લાવી મૂકે, તે ચાલે ત્યાં સુધી વાપરે. છાશનો, બાવટાનો, કોદરાનો, મરચાનો અને ડુંગળીનો પ્રચાર તેમની કોમમાં વિશેષતઃ છે.

ક્હોરમાં ચણાના બાકળા કોઈ વખત કરે. વર્ષમાં એકાદ વખત મગ–મઠની દાળ થોડી કરી રાખે. મગનો પાક થયો હોય તો મઠ બાવટામાં ભેગા નાંખે એટલે રોટલો સ્વાદિષ્ટ થાય છે. આ સાલ મગ–મઠનો પાક નિષ્ફળ જવાથી બાવટો નિરારોજ દળે છે. ચોમાસામાં મઠ સાથે ઘણો વ્યવહાર હોય છે. મોંઘા મળે તો થોડા પણ મઠ લાવ્યા વિના તેમને ચાલતું નથી. મગ–મઠ વા અડદનો બીજો ઉપયોગ કરવાનો અવકાશ તેમને મળતો નથી. સાજા માંદાના પ્રસંગે જો દર્દીને પાપડ, અથાણું ખાવાનો ભાવ થાય તો તે વાણિયા બ્રાહ્મણને ત્યાંથી મફત મેળવી શકે. દર્દીને માટે કોઈ વસ્તુ માગવા જતાં તેને મળી આવે છેજ, એ ગામડાની બલિહારી છે. શહેરમાં કોઈ માણસને પ્લેગ થયો હોય તો તેની પાસે બીજા માણસો નહીં જાય. તેનાં સગાંવહાલાં સંકોચ પામશે. રસીનું જ બખ્તર પહેરશે. ગામડામાં આમાંનું કંઈ પણ નથી. જો કોઈ માંદુ થાય, પ્લેગ લાગે તો ઘણા માણસો તેની સારવાર કરવામાં રોકાશે. વનસ્પતિની દવા કરશે. ટુંકમાં શહેરના જેટલો સંકોચ નથી રાખતા. શહેરમાં કોઈ પ્લેગથી પીડાતાને જરા સારવાર કરે તો તેને 'સોનાનું કામ' ગોલ્ડન ડીડ ગણી છાપા દ્વારા તેને માન આપવામાં આવે. પરંતુ આવાં સોનાનાં કામ આવા ગામડામાં ઘણાં થાય છે. આ ફક્ત બારિયામાં જ થાય છે તેમ નથી પણ સઘળી કોમમાં; પરંતુ જો તે મંદવાડ બહુ વધી જાય–બહુ લાંબો વખત સુધી ટકી રહે તો તે માણસો બહુ ગભરાઈ જાય છે. અને તેમનું દુઃખ પરાકાષ્ટાએ પહોંચે છે. સરકાર સ્પેશિઅલ ડૉકટર રાખે પણ તેમને તેવા ડૉકટરની સારવારનું સુખ કોઈ દિવસ મળ્યું જ નથી. ગયા પ્લેગના વખતમાં કોઈ પણ માણસે ડૉકટરની સારવાર જોઈ નથી. એક ડૉકટર આવેલા તે એક કલાક રહી ચાલતા થયા. ફરી એક વખત એક ડૉકટર સાહેબ આવ્યા હતા, પણ તે ઘોડા ઉપર બેસી એક રસ્તે જઈ પાછા ફરી ગયા તે ફરી દેખાયા જ નહીં. ગામડામાં પ્લેગના વખતમાં તો વનસ્પતિનાં મૂળિયાં વગેરેની દવા ચાલે છે. મહાનુભાવ ઉદાર ચરિત ટી. કે. ગજ્જર સાહેબને લખવાથી તેમણે દોઢ ડઝન પ્લેગ સોલ્યુશનની શીશીઓ મોકલી હતી. તેનો બને તેટલો ઉપયોગ કરવામાં આવ્યો હતો. ટૂંકામાં, ગામડામાં દર્દીનો ઉપચાર પ્રભુજ કરે છે.

**દૂધ :** બારિયા કોમમાં કેટલાએ બે ત્રણ વર્ષે દૂધ ચાખવાને ભાગ્યશાળી બને. કેટલાકને ભેંસ હોય છતાં પૈસાના પ્રલોભનથી દૂધ નહીં ખાય. કેટલાકને દૂધ ભાવતું પણ નથી. કેટલાંક છોકરાંને દૂધ ભાવતું નથી. જો ભેંસ હોય તો છોકરાંને બે ત્રણ દિવસે વખતે પાશેર દૂધ મળે. બૈરાં દૂધ ક્વચિત ખાય. દૂધ બારિયાના ખોરાકનો એક ભાગ નથીજ.

**ઘી :** ભેંસ હોય તો બે ત્રણ દિવસે ઘી ખાય. મહેમાન આવે ત્યારે ઘી મળે. વાર

તહેવારે પણ ઘી મળે. નહીં તો હંમેશાં સર્વમાં છાશ અગર મરચાંથી ઘી વિગેરેનો અર્થ સરે. બારમા પ્રસંગે તે કંસાર કરે તો અંદર તેલ નાંખે, અને મણ લોટે ત્રણ શેર કે બહુ તો ચાર શેર ઘી નાંખે. ઘી નાંખનાર ક્વચિતજ મળી આવે છે. કેટલાક ગોળ અને ચોખા એજ કરે, અને તેમાં થોડું ઘી આપે, ઘી પણ તેમના ખોરાકનું એક અંગ નથીજ. છાશનો પ્રચાર ઘણોજ, અત્યારે સંચાના પ્રાબલ્યથી છાશનો દુષ્કાળ પડવાથી લોકોને ઘણા વખત લુખું ખાવું પડે છે. પરંતુ છાશ તેમનો નિયમિત ખોરાક છે. છાશ સિવાય ચાલેજ નહીં. છાશથી તેમનો કોસ બંધાયેલો છે. ગામમાં મળી શકે ત્યાંથી છાશ મેળવે. છાશ અને રોટલો, છાશ, મીઠું, મરચું, અને રોટલો, છાશ અને ખીચડી વગેરે. કઢી કોઈ કોઇ વખત કરે. છાશ એમને એમ ખવાય તો કઢી કરવાની તસ્દી તે નહીં લે. છાશનો દુષ્કાળ ના હોય તો ભડકું છાશમાં રાંધે; પણ તંગીને લીધે પાણીમાં રાંધે અને છાશ સાથે ખાય.

ખાંડ : ખાંડ ક્વચિત ખાય–કોઈ મહેમાન આવ્યું હોય ત્યારે કે કોઈ સારા પર્વ ઉપર.

**મીઠું, મરચું, હળદર, આમલી :** મીઠું હંમેશાં ખાય. મરચું કઢી કરવી હોય ત્યારે ન હોય તો વેચાતું લાવે. કંઈ ગોળ કે તેલ વગેરે લેવા જાય તો હળદર વાણિયાની દુકાનેથી માગી લાવે. માગેલી હળદર શુદ્ધ ન હોય. માગી લાવવાની હોવાથી અડધો અડધ લોટ હોય છે.

આમલી ક્વચિત ખાવાની. દાળ ક્વચિત કરે એટલે આમલી પણ ક્વચિત જ.

**ગોળ :** વાર, તહેવારે સખત મજુરી થઈ હોય ત્યારે ગોળ ખાય.

**અથાણું :** આથાણાં કોઈ બનાવતું નથી. બધા બારિયામાં કદાચ એક કે બે ઘેર કેરીઓનું અથાણું થાય છે. મરચાં સારાં, બહુ નહિ તીખાં, અને સોંઘાં હોય તો મરચાનું અથાણું કરે. મરચાંને મીઠામાં આથી રાખી રોટલા સાથે ખાય. બાકીનું કોઈ વખતે જોઈએ તો માગી લાવે. માંદગીના પ્રસંગે પણ તેમજ.

**ચા :** ચા કોઈ પીતું જ નથી. વિવાહના પ્રસંગે તે એક મોટું તપેલું પાણી ભરી ઉકાળે અને તેમાં પાશેર દૂધ નાંખે, ખાંડ નાંખે, અને ચા નાંખે. આવો ઉકાળો કરી કુટુંબના બધા તથા જાનના લોકો પીએ. મુસલમાનો પણ બારિયાની પંક્તિનાજ છે. એક બે ઘર સારી પંક્તિમાં મૂકી શકાય. તેમનો ખોરાક પણ બારિયાના જેવો જ છે. અહીંના મુસલમાન માંસ ક્વચિત બહારગામથી વેચાતું લાવે તો ખાય છે. બકરી ઈદ ઉપર કોઈ વખત તાજુ માંસ ગામમાંથી જ મેળવી લે. બકરું વેચાતું લાવી મારી નાંખે પણ તે ગામની બહાર.

## રબારી લોકો–સારી સ્થિતિના

સારી સ્થિતિના રબારી લોકો રોટલા અને દૂધ જ બહુ ખાનારા. ભડકું અને દૂધ પણ ખાનારા. ઘી દૂધ તો તેમનો સ્થાયી ખોરાક. સાંજરે દૂધ અને ખીચડી ખાય. બાવટો કોદરા પણ તેઓ ખાય છે. મહેમાન આવે ત્યારે સારો ખર્ચો કરનાર.

## ઢેડ

ઢેડ લોકો સારી સ્થિતિના છે. બે એક ઘર છે કે જે ભૂખમરો સહેજ વેઠે છે. એટલે પૈસા મેળવી શકે. ઘંઉ, બાવટો અને કોદરા તેમનો સ્થાયી ખોરાક

કોદરા વિશેષ. સારા દ્વ્ય હોય તે ઘઉં ખાય. ઘી ઓછું ખાનારા; દૂધ નહીં જેવું જ ખાનારા કેટલાક તો દૂધ જોએલું પણ નહીં હોય-ચાખ્યું પણ નહીં હોય.

## ભંગી

ભંગી લોકો ઘણા ગરીબ. દિવસે મજુરી કરી કંઈક દાણા લાવે; રાતે મેરો માગવા જાય એટલે વારા પ્રમાણે પોતે જેટલું ખાય તેટલું મળે. ગામમાં કંઈ પ્રસંગ હોય, ત્યારે થોડું થોડું ખાવાનું માગે. ઘણા વખત ભીખથી ચલાવે. ટોપલામાંથી સુપડાં બનાવી પૈસા કમાય છે. તેથી તે પોતાનો ગુજારો ચલાવે છે. ખોરાકમાં બાવટો કોદરા, કોઇ વખત ડાંગર કે ઘઉં કે બાજરી, આ સાલ તો ઘઉં બાજરી નહીં જ. ભઈડકું તથા રોટલાનો વધારે પ્રચાર. ઘી તો લાવવાના જ નહીં. દૂધ દેખવાના જ નહીં. ઘાસ ગામમાંથી મળે તો માગી લાવે. કોઈ કોઇ વખત દાતણ લાવી પોતાની તમાકુ લઈ જાય અગર મીઠું લઈ જાય. મરચું -હળદર કોઈ કોઈ દિવસ ખાતા હશે. કોઇ કોઇને ત્યાં પ્રસંગ હોય તો તેમને દાળ, ભાત મળે. દાળ તે વધારે દબાણ કરીને પણ માગશે. ઘેર કોઈ દિવસ દાળ નથી કરતા. ખાંડ તો ખરીદવાના જ નહીં. ગોળ કોઈ દિવસ લાવે.

સન ૧૯૫૫ અને સન ૧૯૧૫ એ બંને સમયના આહાર સંબંધી પરિસ્થિતિ સરખાવતાં નીચેના ફેરફારો જણાય છેઃ—

૧ દાળભાત તથા ઘઉં ખાનાર કુટુંબોની સંખ્યા વધી છે. દાળ ચોખા તથા ઘઉંનો વપરાશ વધ્યો છે.

૨ શાક ખાનાર કુટુંબોની સંખ્યા પણ વધી છે.

૩ ઉનાળામાં બહારગામથી દશ બાર દિવસે શાક આવતું તે હવે લગભગ દરરોજ કે બીજે ત્રીજે દિવસે આવે છે.

૪ પ્રથમ પાટીદારના ૪૦-૫૦ કુટુંબોમાં અઠવાડીયામાં ૪-૫ વાર ભૈડકું થતું-હવે જવલ્લેજ કોઈ પાટીદારને ત્યાં ભૈડકું ખવાતું હશે.

૫ પ્રથમ બારિયામાં કેટલાક જવ ખાતા, હાલ એમનામાં ખાસ કોઈ જવ ખાતું નથી.

૬ પ્રથમ ગામનું ઘણું દૂધ સંઘે પીલાવા માટે વેચાતું હતું. એટલે તેમજ ગરીબીના કારણે દૂધઘીનો વપરાશ ઘણો ઓછો હતો. હાલ દૂધ પહેલા જેટલા પ્રમાણમાં ગામ બહાર જતું નથી. અને મોટે ભાગે ગામમાં રહે છે, તેમજ ગરીબી ઓછી થઈ છે. એટલે લોકો ખાસ કરીને બ્રાહ્મણ, વૈશ્ય, લોહાણા, પાટીદાર પ્રથમથી વિશેષ દૂધઘી ખાય છે.

૭ અથાણું પણ પ્રથમ કરતાં વિશેષ ઘેર બનાવવામાં આવે છે.

૮ પહેલાં કરતાં મશાલા અને ગોળનો વપરાશ પણ વધ્યો છે.

૯ પ્રથમ ખાંડ બહુ ઓછી વપરાતી ત્યારે હવે ચ્હાના કારણે ખાંડ ઘણી વપરાય છે.

૧૦ પ્રથમ ભાગ્યેજ કોઈને ત્યાં દરરોજ ચ્હા થતી; ત્યારે હવે ગામનાં થોડાક લોકોને બાદ કરતાં ઘણા ખરા લોકો ચ્હા પીએ છે. એટલું જ નહીં પણ લોકોની સારી સંખ્યા દિવસમાં ૨ વાર ચ્હા પીએ છે.

૧૧ ગરીબીના કારણે પુરતા પ્રમાણમાં અનાજ–ખોરાક ખાવા નહિ મળવાથી પ્રથમ ગામમાં કેટલોક ભૂખમરો હતો. આજે પણ છે; પણ પ્રથમ કરતાં તે ઘણો ઓછો છે.

ટુંકામાં ઉજળિયાત વર્ગના લોકો, સાધનવાળા લોકો અને કેટલાક પછાત જ્ઞાતિના તેમજ ઓછા સાધનવાળા લોકો પહેલાં કરતાં ઉંચા પ્રકારનું અનાજ ખાય છે. મશાલા તથા ગોળખાંડનો વપરાશ પણ વિશેષ વધ્યો છે. પરંતુ ગામમાં વસતિના પ્રમાણમાં દૂધઘી જેટલાં ખાવાં જોઈએ તેટલા પ્રમાણમાં લોકો ખાતા નથી–આર્થિક સંકોચના કારણે ખાઈ શકતા નથી.

# વસ્ત્ર

સુધરેલા માનવની શારીરિક આવશ્યકતાઓમાં આહાર પછી બીજું સ્થાન વસ્ત્રનું છે. શરીરનું રક્ષણ એ કપડાં પહેરવાનું પ્રથમ મુખ્ય કારણ છે. ધર્મ તથા નીતિની દૃષ્ટિએ મર્યાદા તથા લજ્જા પાલન અર્થે અંગ-આચ્છાદન એ બીજું કારણ છે. પ્રતિષ્ઠાહેતુ એ ત્રીજું કારણ છે. શોખ-વિલાસ એ ચોથું કારણ છે. અને પ્રદર્શનઆકર્ષણ એ પાંચમું કારણ છે. મનુષ્યની પ્રકૃતિ, વૃત્તિ, આર્થિક સ્થિતિ, વ્યવસાય, સ્થલ, સમય, લિંગ, જાતિ તથા જ્ઞાતિ એ સર્વ બાબતો કપડાંની જાતભાત, કુમાસ, રૂપરંગ, આકૃતિ અને મૂલ્યની પસંદગી કરવામાં અસર કરે છે.

ભડકદ ગામમાં પુરુષો સફેદ કે રંગીન પહેરણ કે ખમીસ પહેરે છે. કોઈ કોઈ બંડી કે કોટ પણ પહેરે છે, અને માથે સફેદ ખાદીની ગાંધી ટોપી કે બીજા રંગની સુતરાઉ કે ગરમ કાપડની ટોપી પહેરે છે. ખેતરમાં જતી વેળા ઘણાં માથે ધોતિયું કે ફાળીયું વીંટીને જાય છે. બારિયા લોકો માથે ફાળીયું-ફેંટો વીંટે છે. ઘણા નાના છોકરાઓ તેમજ ઘણા જુવાનીઆઓ માથે ટોપી કે બીજું કંઈ પહેરતા નથી, અને ખુલ્લું માથું રાખે છે. ઘણા ખરા પગમાં ચામડાના જોડા કે ચંપલ પહેરે છે, પરન્તુ ખેતર યા ભાગોળે જતાં આવતાં કે ગામમાં પણ કેટલાક જોડા કે ચંપલ નથી પણ પહેરતા. કેટલાક લોકો ધોતિયાને બદલે લેંઘા પહેરે છે. ગામમાં કોઈ ને માથે પાઘડી જોવામાં આવતી નથી. છોકરાઓ ધોતિયાને બદલે ચડ્ડી કે લેંઘા પહેરે છે, અને મોટા ભાગે ખમીસ પહેરે છે.

સ્ત્રીઓ ચણીઆ તથા કબજા પહેરે છે, અને ઉપર સાડી પહેરે છે. સાડી તથા કબજા મોટા ભાગે રંગીન હોય છે; તે ભાતવાળા કે ભાત વગરના પણ હોય છે. પાટીદારોમાં મોટી વયની વિધવા સ્ત્રીઓ મરુઠીઆ છીંકણી રંગની સાડી પહેરે છે.

છોકરીઓમાં કેટલીક ઘાઘરીકબજો પહેરે છે, અને કેટલીક યુરોપીઅન ઢબના ફ્રોકચડ્ડી પહેરે છે. ફ્રોકચડ્ડી પહેરવાનો રિવાજ વધતો જાય છે.

મુસ્લિમ સ્ત્રીઓ સુરવાલ તથા કુડતું પહેરે છે, અને તેની પર ઓઢણું ઓઢે છે; અને તે સર્વ મોટે ભાગે રંગીન હોય છે. કુડતું તથા ઓઢણાં ભાતીગર હોય કે ના પણ હોય. સ્ત્રીઓમાં ઘણી સ્ત્રીઓ ચંપલ પહેરે છે, કેટલીક સપાટ પણ પહેરે છે.

જાડા ઝીણા પોતની દૃષ્ટિએ જોઈએ તો પુરુષો પૈકી ૫ ટકા અને સ્ત્રીઓ પૈકી ૧૦ ટકા જેને સુપરફાઈન કહે છે એવું ઝીણું કાપડ પહેરે છે. પુરુષો ૨૦ ટકા અને સ્ત્રીઓ ૨૫ ટકા ઝીણું-બારીક ફાઈન કાપડ વાપરે છે; જ્યારે પુરુષોના ૩૫ ટકા તથા સ્ત્રીઓના ૩૫ ટકા મધ્યમબરનું-મીડિયમ કાપડ પહેરે છે. અને પુરુષોના ૪૦ ટકા તથા સ્ત્રીઓના ૩૦ ટકા જાડું-કોર્સ કાપડ વાપરે છે.

## બ્રાહ્મણ, વૈશ્ય, લોહાણા, વગેરે

ઉજળિયાત કોમમાં ઘણું ઝીણું તથા ઝીણું કાપડ બીજાઓથી વિશેષ વપરાય છે; જ્યારે ખેતી કે મજુરી કરતા પાટીદારો, બારિયા વગેરેમાં મધ્યમ તથા જાડું કાપડ વિશેષ વપરાય છે.

## મિલ કાપડ–હાથ વણાટ–ખાદી

ભડકદમાં મોટા ભાગે મિલમાં વણાએલું કાપડજ વપરાય છે. મિલના સુતરમાંથી હાથ-શાળ પર વણાએલું હાથવણાટનું કાપડ આશરે ૧૫ ટકા હશે. હાથે કાંતેલા સુતરમાંથી હાથે વણેલી ખાદી પહેરનારા તો ગામમાં જુજ છે.

હવે આપણે ભડકદની મુખ્ય જ્ઞાતિઓમાં કેવાં કપડાં પહેરાય છે તે જોઈએઃ—

### બ્રાહ્મણ

બ્રાહ્મણોમાં પુરુષો આસરે ૪૦ થી ૫૦ પનાનું ૮ કે ૯ વારનું કીનારીવાળું ધોતિયું અને પહેરણ કે ખમીસ પહેરે છે, અને એના ઉપર બંડી કે કોટ ખાસ કરીને પ્રસંગે કે બહારગામ જાય ત્યારે પહેરે છે. માથે સફેદ ખાદીની ગાંધી ટોપી કે બીજી રંગીન સુતરેલ કે ગરમ ટોપી પહેરે છે, અને પગે જોડા કે ચંપલ પહેરે છે.

પુરુષ ઘરમાં જમવા બેસે ત્યારે આસરે ૪૫ પનાનું શણીયું પહેરે છે, અને બહાર પંક્તિ ભોજન પ્રસંગે જમણવારમાં રેશમી અબોટીયું-શોળું પહેરે છે. પુરુષો કોઈ કોઈ વાર સફેદ ખેસ પણ ગળે કે શરીરે નાંખે છે કે ઓઢે છે. આ ખેસનો પનો આશરે ૩૬ ઈંચ અને લંબાઈ આશરે ૩ વાર હોય છે. આ ઉપરાંત હાથવણાટની વચ્ચે સાંધાવાળી ૪૮ પનાની ૩ વારની ગજીઆ ચાદર જેને પછેડી કહે છે તે પણ ઓઢવા માટે બ્રાહ્મણો રાખે છે; અને ગજવામાં રૂમાલ રાખે છે. કેટલાક ટોવેલ–ટુવાલ પણ વાપરે છે.

બ્રાહ્મણ સ્ત્રીઓ છીંટનો કે સેનાનો ચણીઓ પહેરે છે, છીંટ સેના કે પોપલિનનો કબજો પહેરે છે, અને ઉપર રંગીન કે ભાતીગર છાપેલી સાડી પહેરે છે. સાડીનો પનો આસરે ૪૫–૪૭ ઈંચ અને લંબાઈ ૫ વાર હોય છે. આ ઉપરાંત ગજવામાં કે હાથમાં રૂમાલ પણ રાખે છે. પંક્તિભોજનમાં કે શુભ પ્રસંગે બ્રાહ્મણ સ્ત્રીઓ રેશમી સાડી કબજા પહેરે છે. સાધનવાળી સ્ત્રીઓ જરીથી ભરેલ સાડીકબજા પણ સારા અવસરે પહેરે છે.

### વૈશ્ય

વૈશ્યનો પોશાક પણ મુખ્યત્વે બ્રાહ્મણોના જેવો જ છે. ભડકદના વૈશ્યો જૈન હોવાથી દેવ મંદિરમાં જાય ત્યારે કે પૂજા વેળા શણીયું કે શોળું પહેરે છે.

### લોહાણા

લોહાણાઓનો પોશાક પણ વૈશ્યોના પોશાકને લગભગ મળતો જ છે; કારણ બંને મુખ્યત્વે વ્યાપારી કોમ છે.

### પાટીદાર

પાટીદાર પુરુષો ધોતિયું તથા ખમીસ કે પહેરણ પહેરે છે; અને કેટલાક એના પર બંડી કે કોટ પણ કોઈ કોઈ વાર પહેરે છે. કેટલાક ખમીશ કે પહેરણને બદલે બંડી પહેરે છે. આ લોકો પણ ઓઢવા માટે પછેડી રાખે છે; અને ખેતરમાં જાય ત્યારે માથે બાંધવા કે ચારના ભારાને બાંધવા ૨૪ ઈંચ પનાનું ૩ વારનું કાપડ રાખે છે, જેને પુણીયું કહે છે. આ ઉપરાંત કેટલાક ખેસ પણ વાપરે છે.

પાટીદાર સ્ત્રીઓનાં ચણીઆ, કબજા, તથા સાડી બ્રાહ્મણ તથા વૈશ્યની સ્ત્રીઓને સામાન્યતઃ મળતા જ છે; પરંતુ બ્રાહ્મણવૈશ્યોનાં કપડાં કરતાં પાટીદારોનાં કેટલાંક કપડાં

વિશેષ જાડાં હોય છે; કેમકે તેમને ખેતીનું કે બીજું વધારે મહેનતનું કામ કરવાનું હોય છે, જેમાં જાડાં કપડાં વધારે પહોંચે છે.

### બારિયા

બારિયા પુરુષો પણ બીજાઓની જેમ ધોતિયું, ખમીસ કે પહેરણ, બંડી વગેરે પહેરે છે; પણ બ્રાહ્મણવૈશ્યથી એમનાં કપડાં સામાન્યતઃ જાડાં હોય છે, અને ધોતિયાંના પના-લંબાઈ પણ કેટલીક વાર ઓછાં હોય છે. બારિયા લોકો માથે ફેંટો કે ફાળીયું બાંધે છે. કેટલાક ધોળી કે કાળી ટોપી પહેરે છે. પાટીદારોની જેમ બારિયા પણ પછેડી તથા પુર્ણીયું રાખે છે.

બારિયા સ્ત્રીઓ જે ઘાઘરા પહેરે છે, એ કાપડને બંગાળુ કે બટમોગરો કહે છે, અને તે રંગીન તથા છાપેલા હોય છે. છીપા લોકોએ હાથે રંગેલી તથા હાથે છાપેલી લીલાશુરા રંગની જાડી સાડીઓ આ બારિયા સ્ત્રીઓ પહેરે છે, અને આ સાડી ઉપરથી જ એ સ્ત્રીઓ બારિયેણ છે એમ તુર્ત ખબર પડે છે.

### કારીગર વર્ગ તથા વસવાયા

સુથાર, વાળંદ, કુંભાર વગેરે પણ બ્રાહ્મણ વૈશ્ય પાટીદાર જેવાં જ વસ્ત્ર પહેરે છે, પણ કેટલીક વાર પુરતા સાધનના અભાવે તેમજ તેમની ધંધાની જરૂરીયાતના કારણે તેઓ જાડાં કે ટુંકાં કપડાં પહેરે છે.

### ઢેડ ભંગી

ઢેડ ભંગીઓ પણ બીજા વસવાયાં જેવાં કપડાં પહેરે છે. તેમની સ્ત્રીઓ બારયા સ્ત્રીઓ જેવી સાડી પહેરતી નથી પણ બીજી જ્ઞાતિની સ્ત્રીઓ જેવી સાડી પહેરે છે.

### મુસ્લિમ

મુસ્લિમ પુરુષો પૈકી કેટલાક ૪૫ પનાના તથા ૮ વારનાં થેપાડાં-ધોતિયાં પહેરે છે, અને કેટલાક લેંઘાં પહેરે છે. શરીરના ઉપરના ભાગમાં તેઓ ખમીસ કે પહેરણ પહેરે છે. મુસ્લિમો સાધારણ રીતે કાળી વાળવાળી ટોપી પહેરે છે, ખાદીની ગાંધી ટોપી પહેરતા નથી. કેટલાક કોઈવાર ફેંટા-સાફા પણ માથે બાંધે છે. આ ઉપરાંત મુસ્લિમો અટાપટાવાળી રંગીન લુંગી પણ પગથી કમર સુધીની વીટે છે, અને પછેડી, રૂમાલ પણ રાખે છે. પ્રથમ દર્શાવ્યા મુજબ મુસ્લિમ સ્ત્રીઓ સુરવાલ તથા કુડતું પહેરે છે, અને ઉપર ઓઢણી ઓઢે છે. આ સર્વ રંગીન હોય છે, અને કેટલીક વાર છાપેલાં ભાતીગર પણ હોય છે. કેટલીક સ્ત્રીઓ કોઈવાર સફેદ સુરવાલ પણ પહેરે છે. આ ઉપરાંત કેટલીક સ્ત્રીઓ ગળાથી ઢીંચણ સુધી કોઈવાર પેશવાઢ પહેરે છે, જે સફેદ કે રંગીન હોય છે, અને જે ૨૫-૩૦ વાર કાપડનો બને છે.

પ્રથમ સમીક્ષામાં ભડકદ ગામના લોકોનાં વસ્ત્ર બાબત તપાસ થઈ નથી, તેમ છતાં સન ૧૯૧૫ થી ૧૯૫૫ સુધીમાં ભડકદ ગામના લોકોના પહેરવેશમાં નીચે પ્રમાણે કેટલાક ફેરફારો જણાય છે:—

૧ પહેલાં બ્રાહ્મણ, વૈશ્ય, પાટીદાર વગેરે પુરુષો માથે પાઘડી પહેરતા પણ હવે પાઘડી જોવામાં આવતી નથી.

૨ પ્રથમ પુરુષોના માથે ફેંટા-સાફા-ફાળીઆં બાંધેલાં જોવામાં આવતાં તે પણ હવે ઘણાં ઓછાં જોવામાં આવે છે.

૩ પાઘડી, ફેંટા, સાફા, ફાળીઆંનું સ્થાન ટોપીઓએ લીધું છે. કેટલાક ખાસ કરીને જુવાનીઆઓ ખુલ્લા માથે બહાર જાય છે કે હરેફરે છે.

૪ પહેલાં સુતરાઉ કે ઉનની કાળી કે બીજા રંગની ટોપીઓ ખાસ કરીને પહેરાતી. હવે ખાદીની કે મિલની સફેદ ટોપીઓ વિશેષ પહેરાય છે. જરીકસબની ભરતવાળી મખમલની કે રેશમી ટોપી જે કેટલાક છોકરાઓને પહેરાવવામાં આવતી તે પણ કોઈ છોકરાને માથે દેખાતી નથી.

૫ પ્રથમ કેટલાક સાધનવાળા કે પ્રતિષ્ઠિત મનુષ્યો ટુંકો કોટ પહેરતા, હવે બહુજ ઓછા મનુષ્યો કોટ પહેરે છે. ગામમાં લાંબો કોટ તો ભાગ્યેજ દેખાય છે.

૬ પ્રથમ હિંદુ પુરુષોમાં ભાગ્યેજ કોઈ લેંધા પહેરતા; હવે એમનામાં કેટલાક—ખાસ કરીને કેટલાક જુવાનીઆઓ લેંધા પહેરે છે. પહેલાં કેટલાક કુડતાં, પહેરણુ કે અડધી બાંયની મોટી બંડી—કબજા પહેરતા; હવે આ કપડાંને બદલે ખમીસ વધારે પહેરાય છે.

૭ પ્રથમ ઘણી સ્ત્રીઓ કાપડાં, ચોળી, ફુલેલી બાંયનાં પોલકાં વગેરે પહેરતી; હવે સ્ત્રીઓ કાપડાં, ચોળી, પોલકાંને બદલે મોટા ભાગે લાંબી ચુસ્ત બાંયના કબજા પહેરે છે. પહેલાં છોકરીઓ ઘાઘરીચોળી પહેરતી; હવે ઘણી છોકરીઓ યુરોપીઅન ઢબનાં ફ્રોક તથા ચડ્ડી પહેરે છે.

૮ પ્રથમ ધોતિયાં તેમજ કોટ, ખમીસ, પહેરણુ વગેરે માટે પરદેશી મિલોનું કાપડ વપરાતું; તેને બદલે હવે મોટા ભાગે સ્વદેશી ભારતીય મિલોનું કાપડ વપરાય છે.

૯ હાથશાળ ઉપર વણેલા કાપડનો વપરાશ ઘટયો છે.

૧૦ મહાત્મા ગાંધીજીએ હાથે કાંતેલ તથા હાથે વણેલ ખાદીનો પ્રચાર કરવાથી કેટલાક લોકો ખાદી પણ પહેરે-વાપરે છે.

૧૧ ઝીણા કાપડનો વપરાશ વધ્યો છે.

૧૨ મહાત્મા ગાંધીજીએ કપડાંમાં સાદાઈનો દાખલો બેસાડી તેનો પ્રચાર કર્યાથી પુરુષોમાં કોટ, પાઘડી વગેરે લગભગ બંધ થઈ ગયાં છે. છતાં એકંદરે કાપડનો વપરાશ ઘટ્યો નથી.

# વાસ

માનવી આવશ્યકતાઓમાં ત્રીજો અંક ગૃહ-ઘર-મકાનનો છે. ગૃહસ્થ એટલે ગૃહમાં રહેનાર-ઘરવાળો મુખ્ય નર; અને ગૃહિણી એટલે ગૃહમાં રહેતી મુખ્ય નારી-આ બેજ શબ્દો સમાજમાં મકાનનું કેટલું બધું મહત્વ દર્શાવે છે! મકાન મનુષ્યને સંસારમાં પ્રતિષ્ઠા તથા મહત્તા આપે છે.

## સન ૧૯૫૫ માં

સન ૧૯૫૫ માં ભડકદમાં મકાનોની બારીક વિગતવાર સમીક્ષા કરી છે. ગામના પ્રત્યેક મકાનની હકીકત દર્શાવતું ભડકદના મકાનોનું એક વિસ્તૃત પત્રક બનાવવામાં આવ્યું છે. તેમાં પ્રત્યેક મકાનની વય, સ્થિતિ, અંદાજી લંબાઈ, પહોળાઈ, ઉંડાઈ, બારી, બારણાં, માળ, ખંડ, છાપરૂં, રસોડું, પાણીઆરૂં, ન્હાવાની ઓરડી, વાયુ, પ્રકાશ, વગેરે વિગતોની નોંધ કરવામાં આવી છે.

## કુલ મકાનો

આ તપાસ પ્રમાણે ભડકદમાં ચાલુ મકાનો તેમજ પડી ગએલાં મકાનો મળીને બધાં થઈને કુલ પ૨૯ મકાનો છે; જે પૈકી ૪૮૪ મકાનો પર સન ૧૯૫૧ ના સેન્સસ નંબર છે એટલે સેન્સસ નંબરવાળા મકાનોની સંખ્યા ૪૮૪ છે.

## પાકાં તથા કાચાં મકાનો

આ કુલ પ૨૯ મકાનો પૈકી ૩૦૧ પાકાં છે, અને ૨૨૮ માટીનાં કાચાં છે.

## સ્થિતિ

મકાનોની હાલતની નજરે જોઈએ તો કુલ પ૨૯ મકાનો પૈકી ૨૭૨ મકાનો સારી સ્થિતિનાં લાગ્યાં છે, ૨૩૮ મકાનો ખરાબ સ્થિતિનાં દેખાયાં છે, અને ૧૯ મકાન પડી ગએલાં છે.

## વપરાશનો પ્રકાર

પડી ગયેલ ૧૯ મકાનોને બાદ કરતાં બાકીનાં ૫૧૦ મકાનો પૈકી ૩૪૯ મકાનોમાં રહેઠાણ ઉપરાંત રસોઈ બનાવવામાં આવે છે. ૪૩ મકાનોમાં ફક્ત સુવાબેસવાનું થાય છે. ૧૮ મકાનોમાં દુકાનો છે. ૨૭ મકાનોમાં મંદિર, સાર્વજનિક સંસ્થાઓ કે સરકારી કચેરી છે. ૩૦ મકાનોમાં ફક્ત ઢોર બાંધવામાં આવે છે, અને બાકીનાં મકાનો સામાન્યત: ખાલી જોવામાં આવ્યાં છે.

## છાપરાં

કુલ પ૨૯ મકાનો પૈકી ૩૧૭ મકાનોનાં છાપરાં પર માટીનાં નળીઆં છે, અને ૨૧૨ મકાનોનાં છાપરાં કોરુગેટેડ ગેલ્વેનાઈઝ્ડ આયર્ન શીટનાં-સોખંડના પતરાંનાં છે. એટલે આસરે $\frac{3}{5}$ મકાનો નળીઆનાં છાપરાવાળાં છે, અને આશરે $\frac{2}{5}$ મકાનો પર પતરાનાં છાપરાં છે.

## માળ-મજલા

કુલ પ૨૯ મકાનો પૈકી ૩૪૮ મકાનો માળ વગરનાં ફક્ત ભોંયતળીઆવાળાં છે, અને ૧૮૧ મકાન માળવાળાં છે, જે પૈકી ૫ મકાન બે માળવાળાં છે.

## બારીઓ

૧૭૩ મકાનોને ફક્ત મકાનની આગળની ભીંતે બારીઓ છે, જ્યારે ૧૧૧ મકાનોને પાછળની ભીંતે બારીઓ છે. કેટલાંક મકાનોને તેમની બાજુની ભીંતોમાં પણ બારીઓ છે.

## અલગ રસોડું

૬૨ મકાનોમાં રસોઈ માટે અલગ-ઈલાયદો ખંડ છે. બાકીના મકાનોમાં રસોડા માટે સ્વતંત્ર રૂમ-ખંડ નથી.

## પાણિયારું

૧૮૦ મકાનોમાં પાણી રાખવા માટે અલગ પાણિયારાં છે.

## ચોકડી

૧૧૮ મકાનોમાં મકાનની અંદર પાકી ચોકડીઓ છે, જેથી રસોડાનું કે વપરાશનું પાણી મકાનમાં પ્રસરે કે ઢોળાય નહીં.

## ઓટલા

આસરે ૯૪ મકાનને રીતસર સારા ઓટલા છે.

## ન્હાવાની ઓરડી-સ્નાનખંડ

ફક્ત ૩ મકાનોમાં સ્વતંત્ર ન્હાવાની ઓરડી-સ્નાનખંડ છે.

## વાયુ-પ્રકાશ

જેમાં વાયુ-પ્રકાશ-હવા અજવાળું પુરતા, સારા પ્રમાણમાં હોય એવાં મકાનો ઘણાં ઓછાં છે.

## મકાનોની વય-આયુષ્ય

ગામમાં મકાનોની વય-આયુષ્ય બાબત જે માહિતી છે તે ગામના કેટલાક અનુભવી જનોએ આપી છે; તે મુજબ ગામમાં મકાનોની વય નીચે પ્રમાણે છે. અલબત આ આંકડા ઘણાજ અંદાજી છે.

| વર્ષ | મકાનોની સંખ્યા |
|---|---|
| ૧ થી ૧૦ | ૪૫ |
| ૧૧ થી ૨૦ | ૧૨૫ |
| ૨૧ થી ૩૦ | ૭૫ |
| ૩૧ થી ૪૦ | ૪૨ |
| ૪૧ થી ૫૦ | ૧૧૮ |
| ૫૧ થી ૧૦૦ | ૧૦૦ |
| ૧૦૦ થી ૨૦૦ | ૧૯ |
| ૨૦૧ થી ૩૦૦ | ૪ |
| ૩૦૧ થી ૫૦૦ | ૧ |
| | ૫૨૯ |

## જ્ઞાતિ પ્રમાણે મકાનો

જ્ઞાતિ પ્રમાણે મકાનોની સંખ્યા નીચે પ્રમાણે છે:—આ આંકડા અંદાજી છે.

| જ્ઞાતિ | કુટુંબની સંખ્યા | મકાનની સંખ્યા |
|---|---|---|
| બ્રાહ્મણ | ૭ | ૧૧ |
| વૈશ્ય | ૮ | ૨૦ |
| લોહાણા | ૫ | ૧૭ |
| પાટીદાર | ૯૫ | ૧૬૧ |
| ગરાસિયા | ૩ | ૨ |
| સાધુ | ૨ | ૪ |
| ગોસાંઈ | ૩ | ૨ |
| રબારી | ૪ | ૬ |
| કુંભાર | ૧ | ૨ |
| સુથાર | ૨ | ૧ |
| લુહાર | ૨ | ૬ |
| વાળંદ | ૮ | ૧૭ |
| બારિયા | ૧૩૨ | ૧૫૩ |
| ગોલા | ૧ | — |
| રાવળિયા | ૫ | ૬ |
| ભોઈ | ૫ | ૬ |
| મોચી | ૧ | ૧ |
| વાઘરી | ૩ | ૩ |
| ઢેડ | ૨૬ | ૩૨ |
| ચમાર | ૧ | ૧ |
| ભંગી | ૧૦ | ૧૩ |
| મુસ્લિમ | ૧૩ | ૧૨ |
| ફકીર | ૬ | ૫ |
| વોગરા | ૨ | ૩ |
| પરચુરણ મકાનો, મંદિર, વગેરે. | — | ૪૫ |
| કુલ... | ૩૪૫ | ૫૨૯ |

આ કોઠો જોતાં ગામમાં દરેક જ્ઞાતિને રહેવા માટે લગભગ પુરતાં મકાનો છે. બ્રાહ્મણ વૈશ્ય લોહાણા તથા પાટીદારો એ પ્રત્યેકના મકાનોની સંખ્યા ભાડકદમાં વસતા એમનાં કુટુંબોની સંખ્યાથી વિશેષ દેખાય છે. પરંતુ એ જ્ઞાતિઓનાં કેટલાંક કુટુંબો બહારગામ વસે છે, જેમની ગણત્રી ભડકદમાં રહેતા કુટુંબોમાં કરવામાં આવી નથી. એટલે બહાર રહેતાં કુટુંબોની ખરેખર સંખ્યાને લક્ષ્યમાં લઈએ તો પછી એમનાં મકાનોની સંખ્યા ખાસ વિશેષ રહેતી નથી.

બારિયા, વસવાયા તથા ઢેડભંગીના મકાનોની સરખામણીમાં બ્રાહ્મણ, વૈશ્ય, લોહાણા તથા પાટીદારોનાં મકાનો વધારે સારાં તથા મોટાં છે. બ્રાહ્મણ, વૈશ્ય, લોહાણા તથા પાટીદારોનાં મકાનો ઇંટેરી તથા પાકાં છે, જ્યારે બારિયા વસવાયા વગેરેનાં ઘણાં મકાનો માટીનાં તથા કાચાં છે. રાવળિયા, ભોઈ, વાઘરીનાં મકાનો પણ માટીનાં અને તકલાદી છે. કુંભાર, સુથાર લુહાર, વાળંદના મકાન પાકાં તથા ઠીક છે. ભંગી લોકોનાં મકાન પૈકી ૨ મકાન નવાં બનાવેલાં છે, તે ઇંટેરી અને પાકાં છે.

પાટીદારોનાં કેટલાંક જુનાં મકાનોની બહારની બાજુએ લાકડાનાં થાંભલા, પાટડી, બારસાખ, વગેરેમાં સારું બારીક કોતરકામ છે, જે માલિકોની ભૂતપૂર્વ સંપત્તિ તથા શોખનું સ્મરણ કરાવે છે. મોટી બ્રહ્મપોળમાં તથા નાની બ્રહ્મપોળમાં ઘણાં ખરાં મકાનો ઇંટેરી, પાકાં તથા એકંદરે સાધારણ સારાં કે ઠીક છે. આ ઉપરાંત ચકલાસીઆ ભાગમાં, તથા બજારમાં કેટલાંક મકાનો સાધારણ સારાં કે ઠીક છે. પરંતુ જેમાં દવાખાનું છે તે તળજાભાઇ મુખીનું જુનું ડહેલું, શેઠ શ્રી હિંમતચંદભાઈનું નવું મકાન અને બીજાં કેટલાંક થોડાંક મકાનો સિવાય ખાસ ધ્યાન ખેંચે એવાં મકાન ગામમાં નથી.

## મકાનોની આંતર સામગ્રી તથા વ્યવસ્થા

સમીક્ષા દરમ્યાન બ્રાહ્મણ, વૈશ્ય, લોહાણા, પાટીદાર, સુથાર, લુહાર, વાળંદ, બારિયા વગેરેનાં જે મકાન અંદરથી જોયાં તેમાં વસ્તુઓની ગોઠવણી એટલે વ્યવસ્થા, સુઘડતા, તથા સ્વચ્છતા, ભડકદ ગામના માજી મુખી સ્વર્ગસ્થ ડાહ્યાભાઈ વાંસજીભાઈ પટેલના દીકરા શ્રી અંબાલાલ હાલ જે મકાનમાં રહે છે તે મકાનમાં સૌથી સારાં દેખાયાં. આ મકાનમાં હાલ શ્રી અંબાલાલ, તેમનાં પત્ની તથા તેમના યુવાન પુત્ર રહે છે. ઘરમાં કોઈ વૃદ્ધ કે બાલક નથી; તેમ જ હાલ શ્રી અંબાલાલની આર્થિક સ્થિતિ ખરાબ કે દેવાદાર હોય એવું લાગતું નથી કે કહેવાતું નથી.

શ્રી. અંબાલાલના આ મકાનની બહાર એક ન્હાનો ઓટલો છે. મકાનમાં પ્રવેશતાં પ્રથમ ખંડમાં એક બાજુ હીંચકો તથા ટેબલખુરસી છે. આ જ ખંડમાં એક બાજુ હાર્મોનિયમ છે, અને ભીંતે દેવદેવીઓની કેટલીક છબીઓ તથા ફોટો લટકાવેલાં છે. બાજુની એક ભીંતમાં એક નાનો ગોખ–નાનું કબાટ છે, તેમાં અંબા માતાની છબી વગેરે છે, એની નજીક ચોકડી તથા તેની સાથે સામી ભીંતને લાગીને એક બાજુ પાણીઆરું છે, જેમાં માટીનાં માટલાં, બેઢાં તથા પવાલાં વગેરે મુકેલાં છે. આ ખંડની પાછળ બીજો ખંડ છે જેમાં ધાતુનાં વાસણો, અનાજ, સીધુંસામાન વગેરે ગોઠવેલું છે. બીજા ખંડની પાછળ રવેશ જેવું છે, જેની પાછળ રસોડું છે. રસોડાની બાજુમાં વાડો છે, જેમાં દાડમનો છોડ છે. પ્રથમના ખંડમાં એક બાજુએ લાકડાનો દાદરો છે, જે ચઢીને પહેલે માળ જવાય છે.

બ્રહ્મપોળમાં શ્રી હિંમતચંદભાઈનું નવું મકાન છે તેમાં નીચે પરસાળ જેવો મોરો

ઓટલો છે, જેની ઉપર છત અને છતની ઉપર અગાસી છે. ઓટલા પછી એક જ ખંડ છે, જેમાં બાજુમાં લાકડાનો દાદર છે. આ દાદરથી ઉપર ખંડમાં જવાય છે. આ ખંડની આગળ ઓટલા પરની અગાસી છે. આ પ્રમાણે આ મકાનમાં નીચે એક જ ખંડ તથા એક ઓટલો છે. અને ઉપર એકજ ખંડ તથા અગાસી છે. ઉપરના ખંડ ઉપર લોખંડના પતરાંનું છાપરું છે. આ મકાનમાં કંઇ ખાસ ઉપરકર કે સરસામાન નથી; તેમજ આ મકાનના માલિક અને એમનું કુટુમ્બ બહારગામ રહે છે; અને મકાન સામાન્યતઃ બન્ધ રહે છે.

ગામમાં ગોરધનભાઈ છોટાભાઈ પટેલ નામના એક યુવાને નવું ઘણું ન્હાનું ઘર બાંધ્યું છે. આ ગોરધનભાઇ આહાર તથા વસ્ત્રમાં શોખીન છે, અને એમણે ઘરમાં સારાં કપડાં વગેરે વસાવેલું, પણ આ મકાનની અમારી મુલાકાત પૂર્વે કેટલાક માસ પહેલાં આ બધું ચોરાઈ ગયું એમ પોતે કહે છે, એટલે આ ઘરમાં ઘણી જ ઓછી વસ્તુઓ હોઈ એની વ્યવસ્થા, સુઘડતા કેવી છે તે કહેવા માટે સાધન સામગ્રી નથી. આ મકાન સ્વચ્છ છે.

ભડકદ ગામમાં પછાત તેમજ ગરીબ કુટુંબોના મકાનોમાં સાધારણ રીતે કઈ કઈ વસ્તુઓ હોય છે, તેનો ખ્યાલ આપવા માટે હવે અહીં અમે કેટલાંક ઘરની હકીકત ૧૧ મુદ્દાના સ્વરૂપમાં આપીએ છીએ જે નીચે પ્રમાણે છેઃ—

ગામના રબારીઓ પૈકી એક રબારીના મકાનમાં નીચે પ્રમાણે વસ્તુઓ છેઃ—

૧ જલઃ—નવ માટલામાં પાણી ભરેલું છે.
૨ અન્નઃ—કોઠીમાં અનાજ ભરેલું છે.
૩ પાત્રઃ—પિત્તળના દેગડા ૫, થાળી ૨૦, વાટકા ૨૦, તપેલીઓ, ઢાંકણાં, લોટા, પવાલાં વગેરે ઉપરાંત ચા પીવા માટે પ્યાલા રકાબી ૧૦
૪ વસ્ત્રઃ—સાડી ૧૫, કબજા ૧૫, ચણિયા ૧૫; આ ઉપરાંત પુરુષોના ધોતિયાં, ફાળિયાં વગેરે
૫ શયનઃ—ગાદલાં ૧૭, ઓશીકાં, ખાટલા ૪, ડામચીઓ વગેરે
૬ પુસ્તકોઃ—નિશાળમાં ચાલતી ચોપડીઓ.
૭ ઉપરકરઃ—નહિ.
૮ ખેતીનાં ઓજારઃ— હળ, સમાર, દાતરડું વગેરે.
૯ શસ્ત્ર અસ્ત્રઃ—ધારિયું.
૧૦ સુશોભનઃ— ભગવાન શ્રીકૃષ્ણ તથા ભગવાન શંકરની છબીઓ.
૧૧ સ્વચ્છતાઃ—ઘણી સારી.

આ ઉપરાંત એક મોટું વલોણું અને એક મોટી ગોરસી.

એક બારિયાના મકાનમાં નીચે પ્રમાણે ચીજો છેઃ—

૧ જલઃ—બે માટલાં પાણીથી ભરેલાં છે.
૨ અન્નઃ—૭ કોઠીઓમાં અનાજ છે.
૩ પાત્રઃ— થાળી ૩, વાડકા ૨, તપેલાં ૨, તાવડી ૧; કોઠી વગેરે પિત્તળનાં વાસણો છે.
૪ વસ્ત્રઃ— સાડી, ચણિયા, કબજા, ધોતિયું, ખમીસ વગેરે.
૫ શયનઃ—ગાદલાં ૫, ખાટલા ૨, ડામચીઓ ૧.
૬ પુસ્તકો—નથી.

૭ ઉપરકર–નથી
૮ ખેતીનાં ઓજાર—હળ
૯ શસ્ત્ર અસ્ત્ર—ધારિયું
૧૦ સુશોભન—ભારતના મુખ્ય પ્રધાન પંડિત જવાહરલાલ નહેરુની છબી, અંબામાતા તથા ભગવાન શ્રીકૃષ્ણની છબી
૧૧ સ્વચ્છતા—સારી

બીજા કેટલાક બારિયાના મકાનોની નોંધ કરેલી તેમાં પણ ઉપર પ્રમાણે વધતીઓછી ચીજો છે. આ મકાનો પૈકી કેટલાકમાં સ્વચ્છતા સાધારણ ઠીક છે. જ્યારે કેટલાકમાં સ્વચ્છતા નથી. ઉલટ મકાન, વાસણ, ગોદડાં વગેરે અસ્વચ્છ–મેલાં છે.

પ્રથમ સમીક્ષામાં મકાનોની તપાસ થઈ નથી. એટલે તે વેળાનાં મકાનોની વિગતોની નોંધ નહિ હોવાથી આ બાબત સરખામણી થઈ શકે એમ નથી. તેમ છતાં આ સબંધી વિચાર કરતાં નિચેના મુદ્દાઓ તરી આવે છેઃ—

૧ હવા અજવાળાની અગત્ય લોકો વિશેષ સમજવા લાગ્યા છે. એટલે નવાં મકાનોમાં હવા અજવાળું વિશેષ આવે એવો પ્રયત્ન લોકો કરે છે, અને મકાનમાં બને તેટલી વધારે બારીઓ મૂકે છે.
૨ પ્રથમ સાધનવાળા લોકો મકાનમાં કોતરકામમાં ઘણો પૈસો ખર્ચતા. એને બદલે લોકો મકાનમાં સગવડો કરવામાં પૈસા ખર્ચે છે.
૩ પહેલાં ઘણાં મકાનમાં અલગ રસોડાં હતાં નહિ; હવે જગ્યા હોય તો લોકો મકાનમાં અલગ રસોડાં કરવા ઇચ્છે છે.
૪ પહેલાં મકાનમાં અલગ નાવણીયું (બાથરૂમ) હતું નહિ. હવે જગા હોય તો મકાનમાં જુદું નાવણીયું બનાવવાનું લોકો પસંદ કરે છે.
૫ પહેલાં મકાનમાં મુખ્ય દેવદેવીઓ તથા સાધુ સંતોની છબીઓ ભીંતે લટકાવતા; હવે આ છબીઓની સાથે કે એમના બદલે નેતાઓ, પ્રધાનો વગેરેની છબીઓ વિશેષ લટકાવવામાં આવે છે.
૬ પ્રથમ દરેક મકાનમાં ભોંય છાણથી લીંપવામાં આવતી. હવે સાધનવાળાઓ પોતાના મકાનમાં ભોંય પર લીંપણને બદલે સીમેન્ટની છો કરાવે છે, અથવા પથ્થર કે લાદી જડાવે છે.
૭ પહેલાં મકાનમાં ગોખલામાં કે લાકડાની દીવી પર માટીનાં કોડિયામાં દિવેલની અંદર રૂની દિવેટના દીવા સળગાવવામાં આવતા; હવે એનું સ્થાન કેરોસિનના ફાનસ–કે ખડિયાએ લીધું છે. અને ઘર બહાર કે દુકાનો વગેરેમાં કોઈ કોઈ પેટ્રોમેક્સના દીવા તથા વિજળીની ફ્લેશ લાઈટ પણ વાપરે છે.
૮ પહેલાં મકાનમાં બેઠકના ખંડમાં ગાદીતકિયા કે પાટ રાખતા–એને બદલે કે એ ઉપરાંત હવે કેટલાક ખુરશીટેબલ રાખે છે.
૯ પ્રથમ રસોઈ કરવામાં સૌ લાકડાં, કરાંડીઓ બાળતા, હવે કેટલાક કેરોસિનના સ્ટવ પર ચ્હા, દૂધ કે કેટલીક વાર કેટલીક રસોઈ પણ કરે છે.
૧૦ પ્રથમ છાપરાં પર દેશી નળીઆં સિંચવામાં આવતાં; હવે પૈસાની સવડ હોય ત્યાં લોખંડના પતરાંનાં છાપરાં વિશેષ થાય છે.
૧૧ નવા મકાનોમાં લાકડાને બદલે સીમેન્ટ વધારે વપરાય છે.

# સ્વાસ્થ્ય—આરોગ્ય

## સાગર અને સરિતાઓ

જ્યાં સપ્ત સરિતાઓનો સંગમ છે, એ વૌઠા ગામથી ભડકદ આશરે ૧૨ માઈલ છે; અને નડિઆદ પાસેની શેઢી નદી તથા વાસદ પાસેની મહી નદી ભડકદથી અનુક્રમે આશરે ૧૩ તથા ૧૯ માઈલના અંતરે છે; જ્યારે ખંભાતનો અખાત ભડકદથી લગભગ ૨૦ માઈલ પર છે.

## વાયુમાન

ભડકદની આબોહવા સુકી છે. શિયાળામાં સારી ઠંડી પડે છે. ઉનાળામાં ગરમી પણ ખૂબ હોય છે; અને ચોમાસામાં વરસાદ પ્રમાણમાં ઠીક થાય છે. વાયુમાન ઠંડી ઋતુમાં આશરે ૫૫ થી ૮૧ ડીગ્રી હોય છે, જ્યારે ગરમ ઋતુમાં આશરે ૯૫ થી ૧૧૧ ડીગ્રી સુધી રહે છે.

## જલ

તળાવ તરફની ભાગોળે સવર્ણો માટે એક પાણીનો કૂવો છે, જેનું પાણી મીઠું, સ્વચ્છ તથા નિરોગી છે. કોઈ કોઈ ને આ પાણીથી અજીર્ણ—અપચો થાય છે. ગામની બીજી બાજુએ જૂની ખાડવાળી ભાગોળે સવર્ણ માટે પાણીનો એક બીજો કૂવો છે. જેનું પાણી ભાંભરું એટલે જરા ખારું છે. આ પાણીથી અજીર્ણ તથા ગેસ મટે છે. ઢેડ માટે ગામની પૂર્વે કૂવો છે, જ્યારે ભંગી માટે તળાવ પાસે કૂવો છે.

## સ્વચ્છતા

કેટલાક લોકો ખાસ કરીને ઉજળિયાત લોકો પોતાનાં મકાનો વગેરે સ્વચ્છ રાખે છે. પણ કેટલાક મકાનોમાં અને આંગણાઓમાં તથા ફળિયાઓમાં ભેંસ, બળદ વગેરે ઢોર બંધાતાં હોવાથી તેમના છાણવાસીદાને લીધે તેમ જ ગામને લાગીનેજ ઠેર ઠેર ઘણાં ઉકરડાઓને લીધે કેટલાક અપવાદોને બાદ કરતાં આંગણાઓમાં તથા રસ્તાઓ પર પુરતી સ્વચ્છતા હોતી નથી; અને ભંગી લોકોને પુરતું મળતું નહિ હોવાથી તેઓ રસ્તાઓ નિયમિત વાળતા નથી.

ગામમાં કે ગામની નજીક શૌચસ્થાનો (જાજરૂ, ચોકડી) નહિ હોવાથી લોકો ખેતરોમાં, ચરામાં કે તળાવ પાસે શૌચ માટે જાય છે; જ્યારે રાત્રિના સમયે કે અશક્તિ, બીમારી વગેરે કારણે કેટલાક લોકો વાડામાં કે ફળિયામાં બેસે છે.

વળી કેટલાક મકાનોમાં પુરતાં હવા ઉજાશ નથી, અને અંદર અંધારું હોય છે.

ગામની ગંદકી તથા અસ્વચ્છતાનાં આ મુખ્ય કારણો છે. આથી બગાઈ, માંકડ, ચાંચડ, મચ્છર, માખી વગેરે જીવજંતુ ખૂબ થાય છે; અને લોકો તથા ઢોર આ જીવજંતુ-ઓથી હેરાન થયા કરે છે, એટલું જ નહિ પણ કેટલાક રોગ થઈ તેમના આરોગ્યને—શરીરને ઘણું નુકશાન થાય છે.

## રોગ

ભડકદમાં લોકોને રોગો થાય છે તેની ઋતુવાર હકીકત નીચે પ્રમ[illegible]

શિયાળામાં મેલેરિઆ, શરદી, ઉધરસ, દમ તથા શ્વાસનાં દર્દો થાય છે, ન્હાનાં છોકરાંઓને શરદી, વરાધ, ઉંટાંટીયું, ન્યુમોનિઆ વગેરે થાય છે.

ઉનાળામાં મેલેરિઆ, ન્યુમોનિઆ, ટાઈફોઈડ, ઝાડા તથા મરડો થાય છે, આંખનાં દર્દો પણ થાય છે, કોલેરાના જુજ કેસ પણ થાય છે.

ચોમાસામાં મેલેરિઆ તથા ઉધરસનો વાવર રહે છે.

## રોગવાર કેસ

સન ૧૯૫૪–૫૫ના વર્ષે ભડકદ દવાખાનામાં કુલ ૪૧૭ કેસ નોંધાએલા, તેમાં ૨૬૧ પુરુષો હતા, અને ૧૫૬ સ્ત્રીઓ હતી. આ લોકોએ કુલ ૧૦૮૭ દિવસ દવા લીધી છે. આ કેસ પૈકી કયા રોગમાં કેટલા કેસ હતા, અને તે પૈકી પુરુષો કેટલા તથા સ્ત્રીઓ કેટલી તેની વિગત નીચે પ્રમાણે છેઃ—

| | રોગ | પુરુષ | સ્ત્રી | કુલ |
|---|---|---|---|---|
| ૧ | મેલેરિઆ તાવ | ૪૨ | ૩૬ | ૭૮ |
| ૨ | બીજા તાવ—ન્યુમોનિઆ ટાઈફોઈડ વગેરે | ૨૧ | ૯ | ૩૦ |
| ૩ | શ્વાસ માર્ગનાં દર્દો | ૪૩ | ૧૬ | ૫૯ |
| ૪ | મરડો—અતિસાર | ૪ | ૪ | ૮ |
| ૫ | ચુંક—અપચન—અશક્તિ | ૧૮ | ૬ | ૨૪ |
| ૬ | ઝાડા | ૧૮ | ૬ | ૨૪ |
| ૭ | કબજિયાત | ૧૭ | ૭ | ૨૪ |
| ૮ | હૃદય ગ | ૫ | ૨ | ૭ |
| ૯ | આંખના રોગ | ૨૫ | ૨૦ | ૪૫ |
| ૧૦ | કાનના રોગ | ૮ | ૮ | ૧૬ |
| ૧૧ | દાંતના મોઢાના રોગ | ૧૫ | ૮ | ૨૩ |
| ૧૨ | ચામડીના દર્દો | ૧૧ | ૧૧ | ૨૨ |
| ૧૩ | અકસ્માત, ઈજા ડ્રેસિંગ | ૧૮ | ૭ | ૨૫ |
| ૧૪ | વીંછી, સર્પદંશ | ૧ | — | ૧ |
| ૧૫ | સ્ત્રી જનનેંદ્રિયનાં દર્દો | — | ૫ | ૫ |
| ૧૬ | વાતવહ સ્રોતનાં દર્દો | — | — | — |
| ૧૭ | મુત્ર માર્ગનાં દર્દો | ૨ | ૧ | ૩ |
| ૧૮ | ઈતર દર્દો | ૧૩ | ૧૦ | ૨૩ |
| | કુલ... | ૨૬૧ | ૧૫૬ | ૪૧૭ |

ઉપરના કોઠા પરથી નીચેની બાબતો તરી આવે છેઃ—

૧ દવાખાનામાં નોંધાએલા કુલ ૪૧૭ કેસ પૈકી આશરે ૬૩ ટકા પુરુષો છે, અને આશરે ૩૭ ટકા સ્ત્રીઓ છે.

૨ પ્રત્યેક રોગના કેસોમાં પુરુષોની સંખ્યા કરતાં સ્ત્રીઓની સંખ્યા કાંતો ઓછી છે અથવા વધુ નથી.

૩ કુલ કેસના આશરે ચોથા ભાગના કેસ તાવના છે, તે પૈકી આશરે ૭૫ ટકા મેલેરિઆના છે.

૪ શ્વાસ માર્ગના રોગના કેસ આશરે ૧૪ ટકા છે. આ ઉપરથી ગામમાં શ્વાસમાર્ગના રોગનું ઘણું પ્રમાણ જણાય છે.

૫ આંખના રોગના કેસો ૧૦ ટકા છે. એટલે આંખ સબંધી પીડા પણ ગામમાં ઓછી નથીજ.

૬ દાંત તથા મોઢાના રોગના કેસ આશરે ૫ ટકા છે.

૭ કાનના રોગના કેસ ૩ ટકા છે.

૮ કબજિયાત, ચુંક તથા ઝાડા એ પ્રત્યેક રોગના કેસ આશરે ૫ ટકા છે. આ ત્રણેનો સરવાળો કરીએ તો તે ૧૫ ટકાથી વિશેષ થાય છે.

## ઉપચાર

ગામમાં દવાખાનું–ઔષધાલય છે; પણ રોગ કે દર્દ થતાં તેની શરૂઆતમાં કેટલાક લોકો દવાખાને કે ડૉકટર પાસે નહિ જતાં ઘરગથ્થુ દવાઓથી પ્રાથમિક ઉપચાર કરે છે. મેલેરિઆ તાવ આવ્યો હોય તો લીમડાની છાલ તથા કરીઆતુ પાણીમાં ઉકાળીને પીએ છે. ઝાડા તથા મરડો થાય તો વરિયાળી, ખસખસ પાણીમાં વાટીને પીએ છે. આંખ દુઃખતી હોય તો ફટકડીનું પાણી લગાડે છે. દાંતના દુખાવામાં કપુર લગાડે છે. કાન દુખતો હોય તો તેલમાં લસણ કકડાવીને તે તેલનાં ટીપાં કાનમાં નાંખે છે. વાગ્યા પર રાયણનું દૂધ ચોપડે છે, અને તેલનો પાટો લગાવે છે. સોજા પર મીઠું તથા હળદર પાણીમાં ખદખદાવીને ચોપડે છે. ગડગુમડ –ગુમડાં ફોડવા થોરનાં પાન મૂકે છે, અને રૂઝ લાવવા કરમદાનાં પાન લગાવે છે. જ્યારે કબજિયાત–બંધકોશ મટાડવા કેટલાક નેપાળાનાં ખી લે છે. કેટલાક લોકો રોગ થતાં દવાખાને નહિ જતાં પ્રથમ ઘરગથ્થુ ઉપાય કરે છે, પણ તેનાથી રોગ કે દર્દ દૂર થતાં નથી ત્યારે કાંતો ગામમાં દવાખાનું છે તેમાં ડૉકટર પાસે સલાહ કે દવા લેવા જાય છે, અથવા પરગામ દવા કરાવવા જાય છે. કેટલાક લોકો રોગ કે દર્દ થતાં જ ગામમાં કે પરગામ દવાખાનામાં–ડૉકટર પાસે જાય છે, તેમની સલાહ લે છે, અને જરૂર પડે તેમની દવા લે છે.

## દવાખાનું

### ભડકદ આરોગ્ય મંડળ સાર્વજનિક દવાખાનું

ભડકદ ગામમાં જે દવાખાનું ચાલે છે તેનું નામ ભડકદ આરોગ્ય મંડળ સાર્વજનિક દવાખાનું છે, અને તે પેટલાદ મહાલ આરોગ્ય મંડળની દેખરેખ નીચે ગામના સ્થાનિક લોકોની સમિતિ તરફથી ચાલે છે. સ્થાનિક સમિતિમાં નિચે પ્રમાણે સભ્યો છેઃ—

પ્રમુખ
શ્રી પુરૂષોત્તમભાઈ બાબરભાઈ પટેલ
મંત્રી
શ્રી મોહનલાલ દ્વારકાદાસ શર્મા
સભ્યો
શ્રી છોટાભાઈ ઉમેદભાઈ પટેલ
શ્રી વલ્લભભાઈ જેઠાભાઈ પટેલ
શ્રી ગોરધનભાઈ છોટાભાઈ પટેલ
શ્રી પુરૂષોત્તમ જીવાભાઈ પટેલ
શ્રી રાવજીભાઈ શીવાભાઈ પટેલ
શ્રી રમણલાલ રણછોડભાઈ વ્યાસ
શ્રી અંબાલાલ ડાહ્યાભાઈ ઠક્કર

## ડૉક્ટર

ડૉક્ટર પ્રભાકર ચુનીલાલ ભટ્ટ, ડી. એ. એસ. એફ. (મુંબઈ) આર. એમ. પી. (મુંબાઈ) આ દવાખાનામાં ડૉક્ટર તરીકે નોકરી–કામ કરે છે. અને પાશ્ચાત્ય પદ્ધતિ અનુસાર દર્દીઓને તપાસી સલાહ તેમજ દવા આપે છે. દવાખાનામાં કંમ્પાઉન્ડર નહિ હોવાથી કેસ બનાવવાનું, દવા બનાવવાનું, દવા આપવાનું, ફી–પૈસા લેવાનું, ડ્રેસિંગ કરવાનું વગેરે કામ ડૉક્ટર પોતે કરે છે. દવાખાનામાં એક નોકર રાખેલો છે તે દવાખાનામાં વાળવાનું તથા સાફ કરવાનું કામ કરે છે. ડૉક્ટરને દર માસે પગાર ૮૦ રૂપિયા તથા મોંઘવારી ભથ્થું ૪૫ રૂપિયા મળી કુલ ૧૨૫ રૂપિયા આપવામાં આવે છે. નોકરને દર માસે પગાર ૧૫ રૂપિયા તથા મોંઘવારી ભથ્થું ૧૫ રૂપિયા મળી કુલ ૩૦ રૂપિયા અપાય છે.

## ફીનું ધોરણ

દવાખાનામાંથી દવા માટે માથાદીઠ ફી ૧ આનો છે. ઈંજેકશન આપવાની–રસી મૂકવાની ફી ૧ રૂપિયો છે. આ કેસ ફી તથા ઇન્જેકશન ફીમાંથી પચાસ ટકા રકમ ડૉક્ટરને આપવામાં આવે છે, અને પચાસ ટકા રકમ દવાખાનામાં જમા કરવામાં આવે છે. ગામમાં કોઈ ડૉક્ટરને પોતાને ઘેર વિઝિટ માટે બોલાવે, અને ડૉક્ટર કોઈને ઘેર વિઝિટ માટે જાય તો તે બદલ ૧ રૂપિયો વિઝિટ ફી લે છે. આ ઉપરાન્ત દાંત કાઢવાની ફી ૧ રૂપિયો છે; અને પ્રસુતિ–સુવાવડ કરી આપવા માટે ડૉક્ટર આશરે ૧૫ રૂપિયા ફી લે છે. આ ત્રણે ફીની રકમો પર દવાખાનાનો હક્ક નથી, પણ તે ડૉક્ટરને પોતાને મળે છે.

## વાર્ષિક ઉત્પન્ન તથા ખર્ચ

આ દવાખાનામાં વાર્ષિક ઉત્પન્નમાં કેસ ફીના આસરે ૧૫૦ થી ૨૦૦ રૂપિયા આવે છે, અને લગ્ન પ્રસંગોમાં લોકો તરફથી આશરે ૧૦૦ રૂપિયા ભેટ તરીકે આવે છે. આ ઉપરાન્ત ખેડા જિલ્લા બોર્ડમાંથી ૩૦૦ રૂપિયા દવાઓ તથા ૩૦૦ રૂપિયા મહેકમ મદદ માટે આવે છે. વળી ગામમાંથી લોકો પાસેથી આશરે ૧૫૦ રૂપિયા મદદ તરીકે મેળવાય છે; અને આશરે ૧૦૦૦ થી ૧૨૦૦ રૂપિયા મૂળ ભડકદના વતની અને હાલ કલકત્તા રહેતા શેઠ શ્રી હિંમચંદભાઈ કપુરચંદ દવાખાનાને વાર્ષિક મદદ તરીકે આપે છે.

વાર્ષિક ખર્ચમાં પગાર ખર્ચ ૧૭૦૦ રૂપિયા થાય છે, અને લોકલ બોર્ડમાંથી ૩૦૦ રૂપિયાની દવાઓ મફત મળે છે. તે ઉપરાંત આશરે ૩૦૦ રૂપિયાની દવાઓ ખરીદવામાં આવે છે. આ ઉપરાંત બીજો પરચુરણ ખર્ચ આશરે રૂપિયા ૧૫૦ થાય છે.

આ પ્રમાણે ખર્ચના આંકડા જોતાં, દવાખાનાના વાર્ષિક કાયમી ઉત્પન્ન કરતાં વાર્ષિક કાયમી ખર્ચ ઘણો વિશેષ છે. એટલે શેઠ શ્રી હિમચંદભાઈ ૧૦૦૦-૧૨૦૦ રૂપિયાની જે રકમ દર વર્ષે મદદ તરીકે આપે છે તે આપવી બંધ કરે કે ઓછી આપે તો અન્ય આવકના અભાવે આ દવાખાનું ચાલી શકે નહીં.

## પ્રસૂતિ

ગામમાં દવાખાનામાં કે બીજે સ્ત્રીઓની પ્રસૂતિ માટે પ્રસૂતિ ગૃહ-મેટરનિટી હોસ્પિટલ -મેટરનિટી હોમ નથી; તેમજ લાયકાત ધરાવતી દાયણ એટલે ક્વોલિફાઈડ મિડ વાઈફ કે નર્સ પણ નથી. સ્ત્રીઓની પ્રસૂતિ-સુવાવડ ઘરમાં જ થાય છે, જે માટે ગામમાં બે દાયણો છે. આ દાયણોએ પ્રસૂતિ કરાવવાની નવા પ્રકારની તાલીમ લીધી નથી, અને નિરક્ષર-અભણ છે, પણ સુવાવડ કરાવવાના કામની અનુભવી હોઈ સુવાવડ કરાવે છે. આ માટે છોકરો જન્મે તો ૨ રૂપિઆ અને છોકરી જન્મે તો ૧ રૂપિઓ દાયણને મહેનતાણા તરીકે આપવામાં આવે છે. આ ઉપરાંત ૫ શેર-૧૦ શેર અનાજ, ઘી વગેરે પણ આપવામાં આવે છે.

ગામના દવાખાનાના હાલના ડૉક્ટર પ્રસૂતિ કરાવવાનું કામ જાણે છે, અને એમને બોલાવવામાં આવે ત્યારે પ્રસૂતિ કરાવવાનું તથા નાળ કાપવાનું કાર્ય પણ કરે છે.

પ્રથમ વસો સોજિત્રા વગેરે બહારગામથી મિડવાઈફ કે નર્સ ભડકદમાં પ્રસૂતિ પ્રસંગે બોલાવવામાં આવેલ ત્યારે ૫૦ થી ૭૫ રૂપિયા ફી વગેરેનો ખર્ચ થએલો; ગામડાના સામાન્ય જન કે રંક જનને આ માટે આટલી રકમ ખર્ચવી તે ખરેખર ગજા ઉપરાન્તનું છે.

## પ્રથમ સમીક્ષા

પ્રથમ સમીક્ષા વેળા ગામમાં દવાખાનું હતું નહિ. તેમજ ડૉક્ટર કે વૈદ્ય પણ હતા નહિ. ગામનું આરોગ્ય સાધારણ સારું હતું, પણ ચોમાસામાં ગામની આગળ પાછળ પાણી ભરાઈ રહેતું અને મેલેરિયાનો વાવર પણ રહેતો. લોકો ઘરગથ્થુ દવા કરતા. ખાસ જરૂર પડે વસોમાં ખાનગી દવાખાનામાં જતા અથવા સોજિત્રામાં સરકારી દવાખાનામાં જતા. આ માટે લોકોને ૪ થી ૬ માઈલ દૂર જવું પડતું.

### સશક્ત-અશક્ત

આ સમીક્ષા દરમ્યાન કુલ ૨૭૨ મનુષ્યોને તેમના આરોગ્ય સમ્બન્ધી પૂછતાં તેઓ પૈકી ૨૧૫ મનુષ્યોએ પોતાને સશક્ત ગણાવેલા; અને ૫૭ મનુષ્યોએ પોતાને અશક્ત તરીકે જાહેર કરેલા. આ પ્રમાણે ૮૦ ટકા મનુષ્યો સશક્ત તથા ૨૦ ટકા મનુષ્યો અશક્ત જણાએલા.

### રોગ

આ તપાસ દરમ્યાન ૬૪ બિમાર મનુષ્યો પૈકી પ્રત્યેક રોગવાર મનુષ્યોની સંખ્યા નીચે પ્રમાણે માલમ પડેલી:—

| રોગ | રોગીની સંખ્યા |
|---|---|
| તાવ, કમળો | ૧૩ |
| ક્ષય | ૩ |
| દમ, ઉધરસ | ૧૬ |
| બરોળ | ૬ |
| વાયુ | ૧ |
| અંધાપો | ૯ |
| સંધિવા | ૩ |
| મસ્તક રોગ | ૨ |
| હાડગંભીર | ૩ |
| જલોદર | ૩ |
| અપંગપણું | ૪ |
| બહેરાપણું | ૧ |
| કુલ— | ૬૪ |

પ્રથમ સમીક્ષા વેળા પણ ઠેરઠેર ઉકરડા હતા અને તેને લીધે ગંદકી, અસ્વચ્છતા પણ રહેતાં. બગાઈ. ચાંચડ, માંકણ, મચ્છરનો ત્રાસ પણ હતો. અને એથી આરોગ્યને હાનિ થતી.

પૂર્વે ગામમાં પ્લેગ થયેલ ત્યારે ૫૦ મનુષ્યો મરી ગએલા.

# શિક્ષણ

મનુષ્યની કેળવણી માટે શાળા એ શિક્ષણની મુખ્ય સંસ્થા છે; અને બાલક બાલિકાના શિક્ષણ માટે પ્રાથમિક શાળા એ પ્રધાન સંસ્થા છે, કે જ્યાં બાલકબાલિકાઓ પોતાની અવસ્થાનો આશરે ચોથો ભાગ ગાળે છે, અને જેમાં શાળાના સંચાલકો તથા શિક્ષકો શિક્ષણ સંબંધી પોતાના ખ્યાલ તથા આવડત પ્રમાણે વિદ્યાર્થીઓને ભણાવે છે.

ભડકદ ગામમાં બેરા જિલ્લા બોર્ડ તરફથી છોકરાછોકરીઓની ભેગી-મિશ્ર ગુજરાતી પ્રાથમિક શાળા ચાલે છે, જેને ગુજરાતી લોકલ બોર્ડ મિશ્રશાળા કહે છે. આ શાળામાં પાંચ ધોરણ-વર્ગ છે.

## શાળાનું મકાન

ગામમાં બજારમાંથી ચોરા તરફ જતાં મુખ્ય રાજમાર્ગ પર એક ઉંચી સપાટ જમીન પર શાળાનું પોતાનું મકાન છે, અને મકાનની ચારે બાજુ શાળાનું પોતાનું કમ્પાઉન્ડ છે.

આ મકાન અને કંપાઉન્ડની ઉત્તરે તથા દક્ષિણે રાજમાર્ગ છે. પૂર્વે સાર્વજનિક પુસ્તકાલય તથા પાટીદારનું મકાન છે, અને પશ્ચિમે પણ પાટીદારનું મકાન છે.

કમ્પાઉન્ડનું ક્ષેત્રફળ ૪૮૧૫ ચોરસ ફીટ છે. કમ્પાઉન્ડમાં કડવા લીંમડાનાં બે વૃક્ષ છે, અને મેંદીના નાના છોડ છે, જે પૈકી કેટલાક સુકાઈ ગયા છે. કમ્પાઉન્ડની આગળ થોરની વાડ છે.

મકાનનું ક્ષેત્રફળ ૧૩૦૪ સ્કેવર ફીટ છે. મકાનમાં ૪ ખંડ છે. પ્રત્યેક ખંડ આશરે ૨૦ ફીટ લાંબો, ૧૫ ફીટ પહોળો, તથા ૧૨ ફીટ ઉંચો છે. આ ઉપરાંત પીવાના પાણીની ૧ ઓરડી છે. મકાનમાં કે કમ્પાઉન્ડમાં શૌચ સ્થાન કે ચોકડી નથી.

મકાનનું છાપરું મેંગલોરી નળીયાનું છે, અને ભોંય તળીએ પથ્થરની લાદી જડેલી છે. એની ભીંતનો રંગ આછો પીળો બદામી છે. મકાનમાં પુરતાં બારીબારણાં છે, અને મકાન હવા ઉજાસવાળું, સ્વચ્છ તથા સારું છે.

આ મકાન સન ૧૯૩૨ માં બાંધવામાં આવેલું, અને એ માટે ૭૦૦૦ રૂપિયા ખર્ચ થએલો. પહેલા ધોરણના ખંડમાં ભારતના મુખ્ય પ્રધાન પંડિત જવાહરલાલ નહેરુની મઢેલી છબી છે. આ જ ખંડમાં કલા કરેલ મોરનું-કલાપીનું એક ચિત્ર છે, અને બીજા ત્રણ ચિત્રો છે. ખંડમાં નીચે પ્રમાણે હિતવચનો લટકે છે:—

ડાહ્યા પુરુષોનું અનુકરણ કરતા રહેવું.

શાળામાં મકાનમાં અગર ચોગાનમાં બીડી અગર હુકો પીશો નહિ.

બીજા તથા ચોથા ધોરણના ખંડમાં ભારતના ભૂતપૂર્વ ગૃહપ્રધાન સ્વર્ગસ્થ સરદાર વલ્લભભાઈ પટેલની છબી છે; અને નીચેનાં ત્રણ સુવાક્યો છે:—

૧ કોઈ પણ કામમાં ક્રોધ ચઢે ત્યારે ખામોશી ખાવી.

૨ દૃઢ મનના સંકલ્પો આગળ વિઘ્નો આપોઆપ વિખરાઈ જાય છે.

૩ આજનું કામ કાલ પર મુલતવી રાખવું નહિ.

ત્રિજા તથા પાંચમા ધોરણના ખંડમાં ભીંત પર નીચેનાં હિતવચનો લટકાવેલાં છે:—

વિનય એજ વશીકરણ છે.
લોકોની નિંદાને તાબે થઈ સત્કાર્ય પડતું મૂકવું ના જોઈએ.
દુર્જનની પડોશમાં રહેવાથી સજ્જન પણ દુઃખ પામે છે.
અન્યાયે મેળવેલું ધન ઝાઝો વખત ટકતું નથી.
સત્યમેવજયતે.

અમે જ્યારે શાળાની મુલાકાત લીધી ત્યારે આ ખંડમાં અમારી તથા ગામના કેટલાક લોકો સમક્ષ શાળાના મુખ્ય શિક્ષક મોહનલાલ શર્માએ ભગવાન સિદ્ધાર્થ ગૌતમ બુદ્ધના મહાભિનિષ્ક્રમણ-ગૃહત્યાગની વાર્તા ટુંકામાં વિદ્યાર્થીઓને કહેલી.

## શિક્ષકો

શાળામાં ૩ શિક્ષકો છે, જે પૈકી એક મુખ્ય શિક્ષક છે.

૧ મુખ્ય શિક્ષક શ્રી. મોહનલાલ દ્વારકાદાસ શર્મા ૩૨ વર્ષના છે, અને તેમણે ટીચર્સ ટ્રેનિંગ કોલેજમાં બીજું વર્ષ પાસ કર્યું છે. એમને ૪૦ થી ૮૦ રૂપિયાની ગ્રેડમાં પગાર ૬૫ રૂપિયા તથા મોંઘવારી રૂપિયા ૪૫ મળી દર માસે ૧૧૦ રૂપિયા મળે છે. શ્રી શર્મા ત્રીજું ધોરણ તથા પાંચમું ધોરણ ભણાવે છે, પોતે જ્ઞાતિએ વાળંદ છે, અને ભડકદના જ વતની છે.

૨ બીજા શિક્ષક શ્રી. ભાઈલાલભાઈ ખુશાલભાઈ ઠક્કર ૨૩ વર્ષના છે. જ્ઞાતિએ લોહાણા છે, અને હેરંજ તાલુકે માતરના વતની છે. એમણે સ્કૂલ ફાઈનલ પરીક્ષા પાસ કરી છે. ૩૫ થી ૪૦ રૂપિયાની ગ્રેડમાં પગાર ૩૫ રૂપિયા તથા મોંઘવારી ૩૫ રૂપિયા મળી દર માસે ૭૦ રૂપિયા એમને મળે છે. શ્રી. ઠક્કર પહેલું ધોરણ શીખવે છે.

૩ ત્રીજા શિક્ષક શ્રી. નાગરભાઈ ફુલાભાઈ વણકર ૨૦ વર્ષના છે. જ્ઞાતિએ ઢેડ-હરિજન છે, અને દાવોલ તાલુકે બોરસદના વતની છે. એમણે શાળાંત પરીક્ષા પાસ કરી છે. એમને પણ ૩૫ થી ૪૦ રૂપિયાની ગ્રેડમાં પગાર ૩૫ રૂપિયા તથા મોંઘવારી ૩૫ રૂપિયા મળી કુલ ૭૦ રૂપિયા દર માસે મળે છે. શ્રી. વણકર બીજું ધોરણ તથા ચોથું ધોરણ ભણાવે છે.

## વિદ્યાર્થીઓની સંખ્યા

આ શાળામાં ભણતાં વિદ્યાર્થીઓની કુલ સંખ્યા ૧૬૬ છે જે પૈકી ૧૦૩ બાલકો છે અને ૬૩ બાલિકાઓ છે. ધોરણવાર વિદ્યાર્થીઓની સંખ્યા નીચે પ્રમાણે છેઃ—

| ધોરણ | બાલક | બાલિકા | કુલ |
|---|---|---|---|
| ૧ | ૪૩ | ૨૪ | ૬૭ |
| ૨ | ૨૬ | ૧૮ | ૪૪ |
| ૩ | ૧૯ | ૯ | ૨૮ |
| ૪ | ૮ | ૧૦ | ૧૮ |
| ૫ | ૭ | ૨ | ૧૬૬ |
| કુલ— | ૧૦૩ | ૬૩ | ૧૬૬ |

ઉપસ્કર—ફર્નિચરમાં—ખુરશી ૫, ટેબલ ૪, પાટલી ૩૦, કબાટ ૧, નકશા પેટી ૧, દફતર પેટી ૧, કાંસાની ઝાલર ૭, ઘડિયાલ ૧, એ પ્રમાણે છે.

## પરીક્ષા

સન ૧૯૫૫ ના એપ્રિલ માસમાં વાર્ષિક પરીક્ષા થએલી, તેમાં કુલ ૧૨૧ વિદ્યાર્થીઓ બેઠેલા; જે પૈકી ૭૮ વિદ્યાર્થીઓ ઉત્તીર્ણ—પાસ થએલા: એટલે ૬૪ ટકા વિદ્યાર્થીઓ આ પરીક્ષામાં પાસ થએલા.

## બહારગામ ભણતા વિદ્યાર્થીઓ

ભડકદમાં રહેતા ૧૨ વિદ્યાર્થીઓ ભડકદથી દરરોજ બહાર ગામ જઈ ( ખાંધલી, દેથલી, ડભોઉ આશરે ૨ થી ૩ માઈલ ) ત્યાંની એંગ્લો વર્નાક્યુલર સ્કૂલમાં ભણે છે, અને સાંજે ભડકદ ઘેર પાછા આવે છે. આ ઉપરાંત ભડકદના ૧૨ વિદ્યાર્થીઓ દેવા, ખાંધલી અલિન્દ્રા, ચાંગા, સોજિત્રા, આણંદ તથા સુરતમાં સગાંસ્નેહીને ત્યાં કે છાત્રાલયમાં રહી ત્યાંની ગુજરાતી કે અંગ્રેજી શાળાઓમાં ભણે છે.

## પ્રકીર્ણ

શાળાને કે શાળામાં કોઈને શિષ્યવૃતિ—સ્કોલરશીપ, પુસ્તકો, ઈનામ, ભેટ કે દાન આપવામાં આવતું નથી. નવીન બાલક કે બાલિકાને શાળામાં દાખલ કરાવતી વેળા એનાં માબાપ સાધનવાળાં હોય અને ઈચ્છા હોય તો શાળામાં પતાસાં વહેંચે. ગામના સાર્વજનિક તથા સામાજિક કાર્યોમાં વિદ્યાર્થીઓ કે શિક્ષકોનો કંઈ ફાળો હોવાનું શાળા તરફથી જણાવવામાં આવ્યું નથી. શાળાના સમય બાદ શિક્ષકો શું કરે છે એ પ્રશ્નના ઉત્તરમાં તેઓ જરૂરી દફતરી કામ કરે છે, તથા વિશ્રાંતિ લે છે, એવો ખુલાસો કરવામાં આવ્યો છે. અર્થાત્ શાળાના સમય પછી શિક્ષકો કોઈ સાર્વજનિક કે લોકોપયોગી પ્રવૃત્તિ કે કાર્ય કરતા હોય અથવા એમાં ભાગ લેતા હોય એવું કંઈ જણાવ્યું કે દેખાયું નથી.

## શાળાનું પુસ્તકાલય

શાળાને પોતાનું પુસ્તકાલય છે, તેમાં ૧૯૫૫ ની સાલ આખરે ૨૨૭ પુસ્તકો છે, જેમાં જે તે સાલે મંજુર થએલાં પાઠ્યપુસ્તકો પણ છે. આમાં ઈસપની નીતિકથાઓ, જીવનચરિત્રો, કહેવત સંગ્રહો, વિનોદી ટુચકાઓ, ટુંકી વાર્તાઓ વગેરે બાલભોગ્ય સાહિત્ય છે. આ પૈકી ૫૩ પુસ્તકો તપાસની સાલમાં વિદ્યાર્થીઓએ વાંચ્યાં છે.

## પ્રથમ સમીક્ષા

હવે આપણે પ્રથમ સમીક્ષા વેળા ગામમાં શિક્ષણની શું સ્થિતિ હતી તે જોઈએ:—

ઘણા વર્ષો પૂર્વે જ્યારે ભારતમાં ઘણા ઓછા સ્થળોએ સરકારી શાળાઓ હતી ત્યારે વડોદરા રાજ્યના મહારાજા સયાજીરાવ ગાયકવાડે પોતાના રાજ્યના તમામ લોકોને કેળવણી મળે એ સ્તુત્ય ઉદ્દેશથી પોતાના રાજ્યમાં પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજિયાત કરેલું, અને રાજ્યના ઘણા ગામડાઓમાં મફત શાળાઓ સ્થાપેલી. આ ઉદાર નીતિ અનુસાર, ભડકદ એ પેટલાદ તાલુકામાં છેવાડું અને પછાત ગામ હોવા છતાં ત્યાં પણ સરકારે પોતાના ખર્ચે પ્રાથમિક શિક્ષણ શરૂ કરેલું.

કુલ સંખ્યા જોતાં શાળામાં જવા લાયક ઉમરના લગભગ ૪૦ બાલકો શાળામાં દાખલ થએલાં જણાતાં નથી. આ વર્ષની વિદ્યાર્થીઓની સરાસરી હાજરી ૧૧૬ છે.

ઉપરના આંકડાં જોતાં આ શાળામાં ભણનારાઓની કુલ સંખ્યાના ૬૨ ટકા છોકરાઓ છે, અને ૩૮ ટકા છોકરીઓ છે. એટલે છોકરાઓ કરતાં છોકરીઓ ઘણી ઓછી છે. પ્રત્યેક ધોરણમાં પણ છોકરીઓ ઘણી ઓછી છે. વળી જેમ જેમ ધોરણ ચઢે છે તેમ તેમ વિદ્યાર્થીઓની સંખ્યા ઘણી ઓછી થતી જાય છે. પાંચમા ધોરણમાં વિદ્યાર્થીઓની સંખ્યા માત્ર ૯ છે. આ બધા પરથી શિક્ષણનો લાભ લેવામાં મંદતા સ્પષ્ટ જણાય છે.

## શિક્ષણના વિષયો

શાળામાં ધોરણ પહેલાથી પાંચમા સુધીમાં ભાષા, ગણિત, તથા સામાન્ય જ્ઞાન શીખવવામાં આવે છે. અને પાંચમા ધોરણમાં આ વિષયો ઉપરાંત ઇતિહાસ, ભૂગોળ તથા હિન્દી શીખવાડે છે.

## અન્ય પ્રવૃત્તિઓ

વિદ્યાર્થીઓ પાસે દરરોજ શાળામાં સફાઈકામ કરાવવામાં આવે છે, અને કોઈ વાર બાગકામ કરાવવામાં આવે છે. વળી વિદ્યાર્થીઓને વર્ષમાં ૬ થી ૧૦ વાર પર્યટન માટે લેઈ જવામાં આવે છે. સન ૧૯૫૫ માં નીચે પ્રમાણે પર્યટન પર વિદ્યાર્થીઓને લઈ જવામાં આવ્યા હતા.

| | સ્થળ | માઈલ | કાર્યક્રમ |
|---|---|---|---|
| ૧ | દેથલી | ૨ | સર્વોદય શાળાની મુલાકાત |
| ૨ | દેવા | ૨ | સાત ધોરણની શાળાની મુલાકાત |
| ૩ | નાંદોલી | ૨ | નાની શાળાની મુલાકાત |
| ૪ | લવાલ | ૧ | સિનેમા સ્લાઈડ વગેરે |
| ૫ | બોચાસણ | ૧૮ | વલ્લભવિદ્યાલયની મુલાકાત |
| ૬ | અમદાવાદ | ૨૪ | ભમરીયો કુવો—ચાંદા સુરજનો મહેલ |
| ૬ | નડિઆદ | ૧૨ | પ્રદર્શન જોવા |

પર્યટનમાં બાલકો સાથે શિક્ષક હોય છે જ, જે દોરવણી આપે છે, તથા વ્યવસ્થા રાખે છે. નજીકનાં સ્થળોએ જવાનું થાય ત્યારે ત્યાંની શાળાના વિદ્યાર્થીઓ સાથે ભડકદના વિદ્યાર્થીઓને રમાડવામાં આવે છે. લાંબા પર્યટનમાં વિદ્યાર્થીઓ પોતાના ઘેરથી ખાવાનું સાથે લાવે છે, તે બધા ભેગા બેસી સમૂહભોજન કરે છે.

## શિક્ષણનાં સાધનો

શાળામાં શિક્ષણના સાધનો નીચે પ્રમાણે છેઃ—

નકશા ૩, ખેડા જિલ્લાનો ૧, હિંદુસ્થાનનો ૧, આફ્રિકાનો ૧, કાળાં પાટિઆં ૭, ઘોડી પર છૂટાં ૪, ભીંતમાં પ્લાસ્ટર પર ૩, સળિઆમાં પરોવેલા રંગીન લખોટા.

ઉપસ્કર-ફર્નિચરમાં-ખુરશી ૫, ટેબલ ૪, પાટલી ૩૦, કબાટ ૧, નકશા પેટી ૧, દફતર પેટી ૧, કાંસાની ઝાલર ૭, ઘડિયાલ ૧, એ પ્રમાણે છે.

## પરીક્ષા

સન ૧૯૫૫ ના એપ્રિલ માસમાં વાર્ષિક પરીક્ષા થએલી, તેમાં કુલ ૧૨૧ વિદ્યાર્થીઓ બેઠેલા; જે પૈકી ૭૮ વિદ્યાર્થીઓ ઉત્તીર્ણ-પાસ થએલા: એટલે ૬૪ ટકા વિદ્યાર્થીઓ આ પરીક્ષામાં પાસ થએલા.

## બહારગામ ભણતા વિદ્યાર્થીઓ

ભડકદમાં રહેતા ૧૨ વિદ્યાર્થીઓ ભડકદથી દરરોજ બહાર ગામ જઈ (ખાંધલી, દેથલી, ડભોઉ આશરે ૨ થી ૩ માઈલ) ત્યાંની એંગ્લો વર્નાક્યુલર સ્કૂલમાં ભણે છે, અને સાંજે ભડકદ ઘેર પાછા આવે છે. આ ઉપરાંત ભડકદના ૧૨ વિદ્યાર્થીઓ દેવા, ખાંધલી અલિન્દ્રા, ચાંગા, સોજિત્રા, આણંદ તથા સુરતમાં સગાંસ્નેહીને ત્યાં કે છાત્રાલયમાં રહી ત્યાંની ગુજરાતી કે અંગ્રેજી શાળાઓમાં ભણે છે.

## પ્રકીર્ણ

શાળાને કે શાળામાં કોઈને શિષ્યવૃતિ-સ્કોલરશીપ, પુસ્તકો, ઈનામ, ભેટ કે દાન આપવામાં આવતું નથી. નવીન બાલક કે બાલિકાને શાળામાં દાખલ કરાવતી વેળા એનાં માબાપ સાધનવાળાં હોય અને ઈચ્છા હોય તો શાળામાં પતાસાં વહેંચે. ગામના સાર્વજનિક તથા સામાજિક કાર્યોમાં વિદ્યાર્થીઓ કે શિક્ષકોનો કંઈ ફાળો હોવાનું શાળા તરફથી જણાવવામાં આવ્યું નથી. શાળાના સમય બાદ શિક્ષકો શું કરે છે એ પ્રશ્નના ઉત્તરમાં તેઓ જરૂરી દફતરી કામ કરે છે, તથા વિશ્રાંતિ લે છે, એવો ખુલાસો કરવામાં આવ્યો છે. અર્થાત્ શાળાના સમય પછી શિક્ષકો કોઈ સાર્વજનિક કે લોકોપયોગી પ્રવૃત્તિ કે કાર્ય કરતા હોય અથવા એમાં ભાગ લેતા હોય એવું કંઈ જણાવ્યું કે દેખાયું નથી.

## શાળાનું પુસ્તકાલય

શાળાને પોતાનું પુસ્તકાલય છે, તેમાં ૧૯૪૫ ની સાલ આખરે ૨૨૭ પુસ્તકો છે, જેમાં જે તે સાલે મંજુર થએલાં પાઠયપુસ્તકો પણ છે. આમાં ઈસપની નીતિકથાઓ, જીવનચરિત્રો, કહેવત સંગ્રહો, વિનોદી ટુચકાઓ, ટુંકી વાર્તાઓ વગેરે બાલભોગ્ય સાહિત્ય છે. આ પૈકી ૫૩ પુસ્તકો તપાસની સાલમાં વિદ્યાર્થીઓએ વાંચ્યાં છે.

## પ્રથમ સમીક્ષા

હવે આપણે પ્રથમ સમીક્ષા વેળા ગામમાં શિક્ષણની શું સ્થિતિ હતી તે જોઈએ:—

ઘણા વર્ષો પૂર્વે જ્યારે ભારતમાં ઘણા ઓછા સ્થળોએ સરકારી શાળાઓ હતી ત્યારે વડોદરા રાજ્યના મહારાજા સયાજીરાવ ગાયકવાડે પોતાના રાજ્યના તમામ લોકોને કેળવણી મળે એ સ્તુત્ય ઉદ્દેશથી પોતાના રાજ્યમાં પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજિયાત કરેલું, અને રાજ્યના ઘણા ગામડાઓમાં મફત શાળાઓ સ્થાપેલી. આ ઉદાર નીતિ અનુસાર, ભડકદ એ પેટલાદ તાલુકામાં છેવાડું અને પછાત ગામ હોવા છતાં ત્યાં પણ સરકારે પોતાના ખર્ચે પ્રાથમિક શિક્ષણ શરૂ કરેલું.

પ્રથમ સમીક્ષા વેળા ભડકદમાં ત્રણ શાળાઓ હતીઃ—

૧ છોકરાઓની ગુજરાતી શાળા

૨ ગુજરાતી કન્યાશાળા

૩ ઢેડભંગી—હરિજન માટે ગુજરાતી અંત્યજ શાળા

## છોકરાઓની શાળા

છોકરાઓની શાળામાં ૪ ધોરણ હતાં, જેમાં ૯૩ છોકરાઓ ભણતા હતા. આ પૈકી ૪૩ છોકરાઓ ઉજળિયાત જ્ઞાતિઓના હતા અને બાકીના ૫૦ પછાત જ્ઞાતિઓના હતા. આ શાળામાં ૪ શિક્ષકો હતા.

ફરજીયાત કેળવણીના કાયદાના ઉલ્લંઘન માટે પોતાના છોકરાઓને નિશાળે નહિ મોકલવા બાબત વાલીઓને ૪૦ રૂપિયા દંડ થએલો.

આ શાળામાં ધોરણવાર સંખ્યા નીચે પ્રમાણે હતીઃ—

| ધોરણ | સંખ્યા |
|---|---|
| ૧ | ૨૯ |
| ૨ | ૨૭ |
| ૩ | ૨૩ |
| ૪ | ૧૪ |
| કુલ— | ૯૩ |

અહીં પણ જેમ જેમ ધોરણ ચડે છે તેમ તેમ વિદ્યાર્થીઓની સંખ્યા ઘટે છે. પરીક્ષામાં કુલ ૬૦ વિદ્યાર્થીઓ બેઠેલા જેમાંથી ૩૬ પાસ થયેલા એટલે ૬૦ ટકા પરિણામ આવેલું. આ શાળામાં ૨૨૧ પુસ્તકો, ૧૪ નકશા તથા લાકડી સામાનની ચીજો ૩૬ હતાં.

## છોકરીઓની શાળા—કન્યાશાળા

કન્યાશાળામાં ૪ ધોરણ હતાં અને તેમાં ૩૪ છોકરીઓ ભણતી હતી. ધોરણવાર સંખ્યા નીચે પ્રમાણે :—

| ધોરણ | સંખ્યા |
|---|---|
| ૧ | ૧૨ |
| ૨ | ૧૦ |
| ૩ | ૯ |
| ૪ | ૩ |
| કુલ— | ૩૪ |

આમાં પણ જેમ જેમ ધોરણ ચડે તેમ તેમ છોકરીઓની સંખ્યા ઘટતી જાય છે. વાર્ષિક પરીક્ષામાં ૨૪ છોકરીઓ પાસ થએલી. એટલે ૬૦ ટકા છોકરીઓ પાસ થએલી. કન્યાશાળામાં ૮૨ પુસ્તકો, ૩ નકશા તથા લાકડી સામાનની ચીજો ૪૩ હતાં.

ફરજિયાત કેળવણીના કાયદાના ઉલ્લંઘન માટે છોકરીઓના માબાપને રૂપિયા પંડ૩ થએલો.

### અંત્યજ શાળા

ગામમાં ઢેડભંગી-અંત્યજ એટલે હરિજન માટે જુદી શાળા હતી, જેમાં ધોરણવાર હાજરી નીચે પ્રમાણે હતીઃ—

| ધોરણ | સંખ્યા |
|---|---|
| ૧ | ૨૨ |
| ૨ | ૩ |
| ૩ | ૪ |
| ૪ | ૧ |
| કુલ— | ૩૦ |

આ શાળામાં નકશા ૪ અને લાકડી સામાન નંગ ૭ હતાં, શાળાની વાર્ષિક પરીક્ષામાં ૧૮ વિદ્યાર્થીઓ બેઠેલા, જેમાં ૧૧ પાસ થએલા; એટલે પરિણામ ૬૧ ટકા આવેલું.

### શિક્ષકો

છોકરાઓની શાળામાં ૪ શિક્ષકો હતા, જેમાં ૧ સિનિઅર અને ૧ પહેલા વર્ગના હતા. કન્યાશાળાના શિક્ષક પણ પહેલા વર્ગના હતા. આ શિક્ષકો વસોના હોઈ વસોમાં રહેતા હતા, અને દરરોજ વસોથી ભડકદ આવી પાછા વસો જતા હતા.

ઉપરની ત્રણે શાળાઓના વિદ્યાર્થિઓની સંખ્યા ભેગી કરતાં ભડકદમાં શાળામાં ભણતા છોકરાછોકરીઓની કુલ સંખ્યા ૧૫૭ હતી.

### તુલના

પ્રથમ સમીક્ષા વેળા શિક્ષણની સ્થિતિની દ્વિતીય સમીક્ષા સમયની સ્થિતિ સાથે સરખામણી કરતાં નીચે પ્રમાણે તફાવત દેખાય છેઃ—

૧ પ્રથમ સમીક્ષા વેળા છોકરાઓ, છોકરીઓ તથા અંત્યજ-અવર્ણ-અસ્પર્શ વર્ગ માટે ત્રણ જુદી શાળાઓ હતી. બીજી સમીક્ષા વેળા આ ત્રણ શાળાઓને બદલે ગામમાં બધાજ છોકરાઓ તથા છોકરીઓ માટે ભેગી-મિશ્ર શાળા છે. એટલે શાળામાં છોકરાઓ તથા છોકરીઓનું સહશિક્ષણ ચાલે છે, જે સામાજિક દૃષ્ટિએ એક મોટો ફેરફાર છે.

૨ જુદી અંત્યજ શાળા બંધ કરી અંત્યજ-અવર્ણ છોકરાંઓને સવર્ણ છોકરાંઓની સાથે એકજ શાળામાં ભેગાં ભણાવવામાં આવે છે, એ પગલું અસ્પૃશ્યતા નિવારણ અંગે મોટો ફેરફાર છે.

અલબત આ બે ફેરફારોથી ગામડાઓમાં પ્રાથમિક શિક્ષણના ખર્ચમાં પણ ઘટાડો થાય છે, કેમકે છોકરીઓ તેમજ અંત્યજ છોકરાંઓ માટે જુદા શિક્ષકોની જરૂર રહેતી નથી.

૩ પ્રથમ બધા મળી ૬ શિક્ષકો હતા. હાલ માત્ર ૩ શિક્ષકો છે. શિક્ષકોને વધારવાને બદલે ઉલટ ૩ શિક્ષકો ઘટાડ્યા છે. એટલે શિક્ષકોમાં ૫૦ ટકાનો ઘટાડો કર્યો છે.

૪ પ્રથમ સમીક્ષા વેળા વિદ્યાર્થીઓની કુલ સંખ્યા ૧૫૭ હતી; બીજી સમીક્ષા વેળા ૧૬૬ છે. અર્થાત્ ૪૦ વર્ષ પછી વિદ્યાર્થીઓની કુલ સંખ્યામાં માત્ર ૯ નીજ વૃદ્ધિ થઈ છે. જ્યારે ગામની વસતિ ૧૨૧૮ની હતી તે વધીને ૧૫૧૬ની થઈ છે; એટલે જ્યારે વસતિમાં

૨૫ ટકાની વૃદ્ધિ થઈ છે ત્યારે શાળાના વિદ્યાર્થીઓમાં માત્ર ૫ ટકાની વૃદ્ધિ થઈ છે.

૫ પ્રથમ સમીક્ષા વેળા કુલ વિદ્યાર્થીઓના માત્ર ૧૫ ટકાજ છોકરીઓ હતી, જ્યારે બીજી સમીક્ષા વેળા કુલ વિદ્યાર્થીઓના ૩૮ ટકા છોકરીઓ છે; એટલે શાળામાં ભણતી છોકરીઓની સંખ્યા તેમજ ટકાવારીમાં ઘણો વધારો થયો છે.

૬ શિક્ષણના સાધનોમાં પ્રથમ ત્રણે શાળાના બધા મળીને નકશા ૨૧ તથા લાકડી સામાનની ચીજો ૮૬ હતાં, ત્યારે બીજી સમીક્ષા વેળા નકશા ૩ તથા લાકડી સામાનમાં માત્ર સળીઆમાં પરોવેલા રંગીન લખોટા છે.

૭ પ્રથમ શિક્ષકો બહાર ગામ રહેતા, હાલ ગામમાં રહે છે.

૮ પ્રથમ વિદ્યાર્થીઓને શારીરિક શિક્ષા થતી. હાલ શારીરિક શિક્ષા થતી નથી એમ કહે છે. પ્રથમ કરતાં એકંદરે શારીરિક શિક્ષા ઓછી થઈ છે એટલું તો ખરૂંજ.

૯ પ્રથમ મોટા ભાગના શિક્ષકો ઉજળિયાત જ્ઞાતિના હતા. મુખ્ય શિક્ષક વૈશ્ય હતા, હાલ વાળંદ છે. પ્રથમ સવર્ણ વિદ્યાર્થીઓના શિક્ષક સવર્ણજ હતા. હાલ શાળામાં ૩ શિક્ષકો પૈકી ૧ અવર્ણ–અંત્યજ–હરિજન જ્ઞાતિના શિક્ષક પણ છે.

૧૦ વડોદરા રાજ્યના વિલીનીકરણ પછી પણ ફરજીઆત શિક્ષણનું ધોરણ ચાલુ છે.

# સાક્ષરતા

ગામમાં કુલ ૧૫૧૬ મનુષ્યોમાં ૩૫૨ મનુષ્યો ભણેલાં છે. ભણેલાં એટલે સાધારણ પ્રમાણમાં લખી વાંચી શકે એવાં. એટલે કુલ વસતિના ૨૩ ટકા ભણેલાં છે.

આ કુલ ૧૫૧૬ પૈકી ૮૩૨ પુરુષો છે જેમાં ૨૯૮ ભણેલા છે; એટલે પુરુષોમાં ભણેલાની ટકાવારી ૩૫ છે. સ્ત્રીઓની વસતિ ૬૮૪ છે, જે પૈકી ૫૫ સ્ત્રીઓ ભણેલી છે. એટલે સ્ત્રીઓમાં ભણેલીની ટકાવારી ફક્ત ૮ છે.

પ્રત્યેક ગ્નાતિમાં ભણેલાઓની ટકાવારી નીચે પ્રમાણે છે:—

| ગ્નાતિ | ટકાવારી |
|---|---|
| બ્રાહ્મણ | ૩૧ |
| વૈશ્ય | ૪૭ |
| લોહાણા | ૪૪ |
| પાટીદાર | ૨૬ |
| ગરાસિયા | ૪૦ |
| સાધુ | ૫૦ |
| ગોસાંઈ | ૨૦ |
| રબારી | ૧૫ |
| કુંભાર | ૫૦ |
| લુહાર | ૨૮ |
| વાળંદ | ૩૭ |
| બારિયા | ૧૬ |
| ગોલા | ૫૦ |
| રાવળ | ૩૧ |
| ભોઈ | ૧૦ |
| મોચી | ૨૦ |
| વાઘરી | ૬ |
| ઢેડ | ૨૫ |
| ચમાર | ૫૦ |
| ભંગી | ૪ |
| મુસ્લિમ | ૩૦ |
| ફકીર | ૨૨ |
| વોરા | ૪૦ |
| મુસ્લિમ-ફકીર-વોરા | ૩૨ |

ઉપરનો કોઠો જોતાં ઉજળિયાત ગ્નાતિમાં બ્રાહ્મણ, વૈશ્ય તથા લોહાણાઓમાં ભણેલાઓની ટકાવારી વધારે છે, જ્યારે પાટીદારોમાં ઓછી છે. પછાત કોમમાં કુંભાર, લુહાર,

વાળંદ, રાવળ, ઢેડ, ચમાર વગેરેમાં ભણેલાઓનું પ્રમાણ સારું કે ઠીક છે; જ્યારે બારિયા, રબારી, તથા ભંગીમાં સાક્ષરતા ઘણી ઓછી છે. મુસ્લિમોમાં ભણેલાઓનું પ્રમાણ સારું છે.

પ્રથમ સમીક્ષા વેળા કુલ ૧૨૧૮ની વસતિમાં આસરે ૩૦૩ ભણેલા હતા, એવો સમીક્ષાના દફતરમાં ઉલ્લેખ છે. એટલે તે વેળા વસતિના ચોથા ભાગના લોકો આશરે ૨૫ ટકા ભણેલા હતા.

પ્રથમ સમીક્ષામાં ભણેલાઓની સંખ્યા ૩૦૩ ની જ બતાવી છે. તેમાં કદાચ તે વેળા શાળામાં ભણતા ૧૫૭ વિદ્યાર્થીઓનો સમાવેશ કર્યો હોય. જ્યારે બીજી સમીક્ષા વેળા જે ૩૫૨ ભણેલા મનુષ્યો છે, તેમાં શાળામાં ભણતાં ૩૬૬ વિદ્યાર્થીઓનો સમાવેશ કર્યો નથી. કેમકે શાળામાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને ભણેલા ગણવા જોઈએ નહિ; તેમ છતાં ૩૫૨ માં આ ૧૬૬ વિદ્યાર્થીઓને ઉમેરીએ તો ભણેલાની સંખ્યા ૫૧૮ થાય. એ પ્રમાણે બીજી સમીક્ષા વેળા ભણેલાની ટકાવારી ૨૩ ને બદલે ૩૪ થાય.

હાલ ગામના એક વતની બી. એ. ની ઉપાધિ ધરાવે છે. બીજા એલ. એલ. બી. થએલા છે. ત્રીજા ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ છે. ચોથાએ વડોદરાના કલાભવનમાં એંજિનીઅરિંગનો અભ્યાસ કર્યો છે. આ ઉપરાંત કેટલાકે કોલેજમાં ઉચ્ચ શિક્ષણ લીધું છે, અને કેટલાકે મેટ્રિક સુધી અભ્યાસ કર્યો છે. પરંતુ આમાનાં એક બે સિવાય બાકીના શિક્ષિત જનો ધંધા કે નોકરીના કારણે બહારગામ રહે છે.

# પુસ્તકાલય તથા વાચનાલય

ભડકદ ગામમાં ભડકદ મિત્ર મંડળ પુસ્તકાલય નામનું સાર્વજનિક પુસ્તકાલય છે. આ પુસ્તકાલયની સ્થાપના વડોદરા રાજ્યના સ્વર્ગસ્થ મહારાજા સયાજીરાવ ગાયકવાડના યશસ્વી રાજ્યશાસન દરમ્યાન સન ૧૯૧૨-૧૩ માં થએલી.

પુસ્તકાલયની વ્યવસ્થા માટે ૫ સભ્યોની એક કાયમની સમિતિ છે. આ સમિતિમાં જગા ખાલી પડતાં સમિતિના ચાલુ સભ્યો ગામના લોકોમાંથી કોઈને સભ્ય તરીકે નીમે છે. સન ૧૯૪૯થી આ સમિતિમાં નીચે પ્રમાણે સભ્યો ચાલુ છેઃ—

શ્રી પુરુષોત્તમભાઈ બાબરભાઈ પટેલ—પ્રમુખ
થી મોહનલાલ દ્વારકાદાસ શર્મા—મંત્રી
શ્રી અંબાલાલ ડાહ્યાભાઈ ઠક્કર
શ્રી અંબાલાલ કુબેરભાઈ પટેલ
શ્રી વલ્લભભાઈ લક્ષ્મીદાસ પટેલ

### ગ્રંથપાલ

શ્રી શશીકાંત વિઠ્ઠલભાઈ પટેલ મહેનતાણું-પગાર લીધા સિવાય આ પુસ્તકાલયના ગ્રંથપાલ લાઈબ્રેરિઅન તરીકે કામ કરે છે.

### મકાન

બજારમાંથી ચોરા તરફ જતાં રાજમાર્ગ પર ઉંચી સપાટ જમીન ઉપર પુસ્તકાલયનું મકાન તથા આંગણું—કમ્પાઉન્ડ છે. મકાનની ચારે બાજુ વંડો છે. મકાનની પૂર્વે પાટીદારનું મકાન છે, અને પશ્ચિમે શાળાનું આંગણું-ક્રીડાંગણ છે. ઉત્તરે રાજમાર્ગ છે, અને દક્ષિણે પાટીદારનું મકાન છે. મકાનમાં ૨ ખંડ તથા ૧ ઓસરી છે. મોટો ખંડ ૩૨૦ ચોરસ ફીટ છે, નાનો ખંડ ૧૨૦ ચોરસ ફીટ છે; અને ઓસરી ૨૩૧ ચોરસ ફીટ છે. મકાનનું છાપરૂં પતરાનું છે, જેના પર નળીઆં છે. કમ્પાઉન્ડનું ક્ષેત્રફળ ૧૫૯૭ ચોરસ ફીટ છે. આ મકાન સંવત ૧૯૮૫માં તૈયાર થએલું, અને તેમાં ૩૦૦૦ રૂપિયા ખર્ચ થયેલ, જે પૈકી ૧૦૦૦ રૂપિયા સરકારે મદદ આપેલી, ૧૦૦૦ રૂપિયા પંચાયતે આપેલા, અને ૧૦૦૦ રૂપિયા ગામ મદદના હતા. પુસ્તકાલયના મકાનની આગળની ભીંતની બહારની બાજુએ એક તકતી ચોઢેલી છે, જેમાં પણ આ પ્રમાણે રકમો લખેલી છે. અમે જ્યારે આ પુસ્તકાલયની મુલાકાત લીધી ત્યારે વાચનાલયના ખંડમાં હવડ મકાન હોય એવી વાસ મારતી હતી. વાચનાલયના ખંડમાં છાપરામાં અને ભીંતની વચ્ચે ૨૦-૨૫ ચામાચીડીઆં ભરાએલાં હતાં; જેનો મલ ખંડમાં પડેલો હતો. આથી આ ખંડમાં ખરાબ વાસ આવતી હતી. પુસ્તકાલયને વાળનાર-સાફ કરનાર નોકર કે બીજું કોઈ નહીં હોવાથી આ પ્રમાણે સ્થિતિ છે. મકાનનાં બારી બારણાં તથા ભીંતોનો રંગ ઉડી ગયો છે, અને બધું ઝાંખું સુરત દેખાય છે. મકાન ઘણાં વર્ષોથી ધોળાવ્યું નથી કે રંગાવ્યું નથી, એમ અમને કહેવામાં આવેલું. મુખ્ય ખંડમાં ભૂતપૂર્વ વડોદરા રાજ્યના સ્વર્ગસ્થ મહારાજા સયાજીરાવ ગાયકવાડના પૌત્ર મહારાજા પ્રતાપસિંહ

ગાયકવાડની છબી તથા પુસ્તકાલય ખાતાના અધિકારી સ્વર્ગસ્થ મોતીભાઈ નરસિંહભાઈ અમીનની છબી ભીંત પર લટકાવેલી છે.

### ઉપસ્કર—સાધનો

પુસ્તકાલયમાં ૪૦૫-૧૦-૦ રૂપિયાની કિંમતના નીચે પ્રમાણે ઉપસ્કર સાધનો છે:—

કબાટ ૭ : પૈકી કબાટ ૨ ભાંગેલી સ્થિતિમાં
ટેબલ ૨ : ગોળ ૧, ખાનાવાળું ૧
ખુરશી ૫
સ્ટૂલ ૧
બાંકડા ૨
ઘડિયાળ ૧
સિક્કો ૧
આ ઉપરાંત કબાટ ૧ સાર્વજનિક દવાખાનાને વાપરવા આપેલું છે.

### પુસ્તકો

પુસ્તકાલયમાં કુલ ૧૨૭૯ પુસ્તકો છે, જેમાંનાં ઘણાં ખરાં ગુજરાતી ભાષામાં છે. પુસ્તકોના વિષયોનું વર્ગીકરણ નીચે પ્રમાણે છે:—

| | | | |
|---|---|---|---|
| ૧ | સર્વ સાધારણ | ૧૦ | શિક્ષણ |
| ૨ | કોષ | ૧૧ | સાહિત્ય |
| ૩ | તત્વજ્ઞાન | ૧૨ | કાવ્ય |
| ૪ | નીતિ | ૧૩ | નાટકો |
| ૫ | ધર્મ | ૧૪ | નવલકથા |
| ૬ | વિજ્ઞાન | ૧૫ | ઇતિહાસ |
| ૭ | વૈદક | ૧૬ | ભૂગોળ |
| ૮ | સમાજશાસ્ત્ર | ૧૭ | ચરિત્રો |
| ૯ | હુન્નર કલા | ૧૮ | બાલસાહિત્ય |
| | | ૧૯ | સ્ત્રીસાહિત્ય |

ઠરેલા ધોરણે પુસ્તકોની નોંધ (રજિસ્ટર) રાખવામાં આવે છે, જેમાં તમામ પુસ્તકો નોંધવામાં આવે છે. આ ઉપરાંત પુસ્તકો વાંચવા માટે આપતી વેળા તેમજ લેતી વેળા ઇશ્યુબુકમાં નોંધવામાં આવે છે. દર મંગળવારે કે શુક્રવારે સાંજના ૫ થી ૬ કલાકની અંદર પુસ્તકો આપવા તથા લેવામાં આવે છે. સન ૧૯૫૪-૫૫ માં પુસ્તકો વાચનારની સંખ્યા ૧૪૭ હતી; જે પૈકી ૪૮ પુરુષો, ૭ સ્ત્રીઓ અને ૯૨ શાળામાંથી ભણી રહેલા વિદ્યાર્થીઓ હતા. આ પુસ્તકાલયમાંથી જે પુસ્તકો વાંચવા માટે લેઈ જવામાં આવે છે, તેમાં મુખ્યત્વે ટુંકી વાર્તાઓ, ઐતિહાસિક તથા સામાજિક નવલકથાઓ તથા ધાર્મિક પુસ્તકો હોય છે. રાજકિય વિષય સબંધી પુસ્તકો ઘણા ઓછા વાંચે છે. ઐતિહાસિક તથા સામાજિક નવલિકાઓ, વૈજ્ઞાનિક વાર્તાઓ, ધાર્મિક ગ્રંથો-આ પુસ્તકો સૌથી વિશેષ વંચાય છે,

## વાચનાલય

પુસ્તકાલયને અંગે વાચનાલય છે જેમાં નીચેનાં પત્રો તથા માસિકો આવે છેઃ—

પત્રો—દૈનિકમાં મુંબઈથી જન્મભૂમિ અને સાપ્તાહિકમાં ખેડાથી ખેડા વર્તમાન તથા નડિઆદથી લોકમત આવે છે.

માસિકો—પુસ્તકાલય, સર્વોદય, અખંડ આનંદ, બાળક, બાળમિત્ર તથા રમકડું એ ૬ માસિકો આવે છે.

વાચનાલયનો સમય રવિવાર સિવાય દરરોજ બપોરના ૧૧ થી ૫ નો ઠરાવેલો છે. વાચનાલયનાં વર્તમાનપત્રો કેટલીક વાર વાચનાલયની બહાર પણ વંચાય છે.

## ઉપજ

દર વર્ષે ગામ જેટલી રકમ પુસ્તકાલય માટે એકઠી કરે–કરી આપે છે, તેટલી રકમ સરકારી પુસ્તકાલય ખાતા મારફત સરકાર ગ્રાંટ–મદદ આપે છે. પણ પુસ્તકાલય ખાતાના નિયમ મુજબ સરકારમાંથી ૭૫ રૂપિયાથી વિશેષ ગ્રાંટ મળી શકતી નથી.

## સન ૧૯૫૪–૫૫ નાં આવક તથા ખર્ચ

સન ૧૯૫૪–૫૫ માં પુસ્તકાલયનાં આવક તથા ખર્ચ નીચે પ્રમાણે છેઃ—

| આવક | | ખર્ચ | |
|---|---|---|---|
| ૧૬૫–૧૦–૩ | સન ૧૯૫૩–૬૪ ની સિલક | ૯૭—૮–૦ | પત્રો, માસિકો |
| ૧૦૦—૦–૦ | લગ્નાદિ પ્રસંગે ભેટ | ૮૭—૮–૦ | પુસ્તકો |
| ૧૬–૧૩–૦ | કાયમ નિધિનું વ્યાજ | ૧—૦–૦ | નોકર ખર્ચ |
| ૭૫—૦–૦ | સરકાર મદદ | ૩—૮–૦ | ગુજરાત પુસ્તકાલય મંડળનું લવાજમ |
| ૧૫—૩–૩ | પસ્તી વેચાણ | ૫—૦–૦ | કન્ટીન્જન્ટ ખર્ચ |
| ૧—૮–૦ | પુસ્તકાલય સહાયક સહકારી મંડળીના શેર ૧ નું ડીવીડન્ડ | ૧૬–૧૩–૦ | કાયમ નિધિમાં મુકયા |
| | | ૯—૯–૯ | ઈતર ખર્ચ |
| | | ૨૨૦–૧૪–૯ | |
| | | ૧૫૩–૩—૯ | બાકી સિલક |
| ૩૭૪—૨–૬ | | ૩૭૪—૨–૬ | |

હાથ ઉપરની સિલક શ્રી અંબાલાલ ડાહ્યાભાઈ ઠક્કર પાસે રહે છે, એમ અમને મંત્રીએ કહેલું.

પુસ્તકાલયની તપાસણી કેળવણી ખાતાના ભાગ શિક્ષણ અધિકારી ભડકદમાં શાળાની મુલાકાતે આવે ત્યારે કરે છે. હિસાબની તપાસણી વર્ષમાં એકવાર થાય છે. પુસ્તકાલયની સમિતિના કામકાજની નોંધ રાખવામાં આવતી નથી.

## પ્રથમ સમીક્ષા

પ્રથમ સમીક્ષા વેળા ગામમાં પુસ્તકાલય હતું, અને વાચનાલય પણ હતું, પુસ્તકાલયમાં ૫૨૨ પુસ્તકો હતાં, અને પ્રત્યેક માસે આશરે ૫૦ પુસ્તકો વાંચવા માટે ઘેર લઈ જવામાં આવતાં.

વાચનાલયમાં નીચેનાં સામયિકો આવતાં:—

પત્રોમાં મુંબાઈથી હિન્દુસ્તાન દૈનિક તથા ગુજરાતી, વડોદરાથી સયાજી વિજય અને જૈન એમ ૧ દૈનિક તથા ૩ સાપ્તાહિકો મંગાવવામાં આવતાં.

માસિકોમાં નીચે પ્રમાણે ૭ માસિકો આવતાં:—

૧ નવજીવન અને સત્ય
૨ સત્સંગ
૩ કેળવણી
૪ વૈદ્ય કલ્પતરુ
૫ ધન્વન્તરી
૬ વીસમી સદી
૭ ચિત્રમય જગત

તે વેળા હિન્દુસ્તાન એ મુંબાઈનું આગળ પડતું પત્ર હતું; અને ગુજરાતી તથા સયાજી વિજય એ બંને પ્રતિષ્ઠિત પત્રો ગુજરાત તથા વડોદરા રાજ્યની ઘણી ખબરો આપતાં; એટલું જ નહીં પણ એ બંનેમાં અવારનવાર સારા લેખો આવતા—નવજીવન અને સત્ય એ ધ્યેયલક્ષી માસિક હતું. અને વૈદ્યકલ્પતરુ તથા ધન્વન્તરીમાં વૈદક સમ્બન્ધી સારું સાહિત્ય પ્રકટ થતું. વીસમી સદી એ ગુજરાતનું તે વેળાનું સાહિત્યનું ફેશનેબલ, આકર્ષક અને ભણેલાઓનું પ્રિય માસિક હતું. નવજીવન અને સત્ય તથા વીસમી સદી ઘણાં વર્ષોથી બંધ થઈ ગયાં છે, અને કેટલાંક વર્ષોથી ગુજરાત તથા સયાજીક વિજય પણ બંધ થયાં છે,

પ્રથમ સમીક્ષા વેળા પુસ્તકાલયને ૩૩ રૂપિયા ગામ મદદ, ૩૩ રૂપિયા પંચાયત મદદ તથા ૩૩ રૂપિયા સરકાર મદદ મળીને કુલ ૯૯ રૂપિયાની ઉપજ થયેલી. જ્યારે ૪૪ રૂપિયા માસિકો તથા પત્રો માટે, ૧૨ રૂપિયા પુસ્તકો માટે, ૧૨ રૂપિયા લાકડી સામાન માટે તથા ૫ રૂપિયા કંન્ટિન્જન્ટ માટે, એમ બધા મળી ૭૩ રૂપિયાના ખર્ચનો અંદાજ (બજેટ) મંજુર કરવામાં આવેલો.

## સરખામણી

૧ પ્રથમ સમીક્ષા વેળા પુસ્તકાલયને પોતાનું મકાન હતું નહિ; બીજી સમીક્ષા વેળા પોતાનું મકાન છે.

૨ પ્રથમ સમીક્ષા વેળા પુસ્તકોની સંખ્યા ૫૨૨ હતી; બીજી સમીક્ષા વેળા ૧૨૭૯ પુસ્તકો છે. એટલે પુસ્તકોમાં ૧૧૯ ટકા વધારો થયો છે.

૩ પ્રથમ સમીક્ષા વેળા ગામ મદદના ૩૩ રૂપિયા મળેલા; બીજી સમીક્ષા વેળા ગામમાંથી લગ્નાદિ પ્રસંગે ૧૦૦ રૂપિયા મળ્યા છે,

૪ પ્રથમ સરકાર ગ્રાન્ટ ૩૩ રૂપિયા મળેલી; બીજી સમીક્ષા વેળા સરકાર ગ્રાન્ટ ૭૫ રૂપિયા મળી છે. એટલે ગ્રાન્ટમાં અઢી ગણો વધારો થયો છે.

૫ પ્રથમ સમીક્ષા વેળા પત્રો, માસિકો તથા પુસ્તકો માટે બજેટમાં ૫૬ રૂપિયા મંજૂર કરેલા; જ્યારે બીજી સમીક્ષા વેળા ૧૮૫ રૂપિયાના પત્રો, માસિકો તથા પુસ્તકો ખરીદેલાં. એટલે સાહિત્ય ખરીદીમાં ત્રણ ગણાથી વિશેષ ખર્ચ કર્યો છે.

૬ પરંતુ ગ્રાન્ટ, મદદ, ઉત્પન્ન, ખર્ચ, ખરીદી, તથા પુસ્તકોની સંખ્યામાં જેટલા પ્રમાણમાં વધારો થયો છે તેટલા પ્રમાણમાં વંચાતાં પુસ્તકોની સંખ્યામાં તથા પુસ્તકો વાચનારની સંખ્યામાં વધારો થયો નથી.

# ધર્મ તથા ધર્મસ્થાન

## ધર્મ

આપણા દેશમાં જે પુરાતન સનાતન વૈદિક આર્ય ધર્મ ઘણા પ્રાચીન કાળથી પ્રસરેલો છે, તે અનુસાર મનુષ્યના સર્વ વિચારઆચાર, સર્વ કર્મ, કાર્ય તથા પ્રવૃત્તિઓને ધર્મ આવરી લે છે. મૂળ ૪ વેદ, ૪ ઉપવેદ, ૬ પદ્શાસ્ત્ર, બ્રાહ્મણ ગ્રંથો તથા ઉપનિષદોને અનુલક્ષીને સ્મૃતિઓ રચાઈ, અને ત્યાર પછી પુરાણો વગેરે રચાયાં. આ સર્વ મળીને ધર્મનો જે દેહ–આકાર બંધાયો તેને શ્રુતિસ્મૃતિપુરાણોક્ત ધર્મ કહે છે. આમાં શ્રીમદ્ આદ્ય શંકરાચાર્ય પ્રભૃતિ આચાર્યોએ ભાષ્યો વગેરે રચ્યાં; વળી મૂલ ધર્મના શૈવ, વૈષ્ણવ, રામાનુજ, રામાનંદી, શાક્ત, દેવી વગેરે સંપ્રદાયો તથા પંથો થયા, અને મૂલ ધર્મનાં નૈમિત્તિક કર્મકાંડનો વિસ્તૃત ભાગ વિવિધ સંપ્રદાયો વગેરેના કારણે ઘણો વિશાલ બન્યો તેમજ અનેક ધાર્મિક રૂઢિઓનો આવિર્ભાવ તથા વિસ્તાર થયો.

આ મૂલ સનાતન ધર્મ ઉપરાંત આપણા દેશમાં બીજા બે ધર્મો અસ્તિત્વમાં આવ્યા–એક ભગવાન સિદ્ધાર્થ ગૌતમ બુદ્ધ દ્વારા પ્રચલિત બૌદ્ધ ધર્મ; અને બીજો ઋષભદેવથી મહાવીર સ્વામી સુધીના ૨૪ તીર્થંકરોવાળો જૈનધર્મ. દેશમાં મુસ્લિમો આવતાં એઓએ રાજસત્તાથી બલપૂર્વક આ દેશમાં પરદેશી મુસ્લિમ–ઇસ્લામ ધર્મ દાખલ કર્યો. પારસીઓ ઇરાનથી આ દેશમાં આવતાં એઓ એમની સાથે ઝોરોસ્ટ્રિઅન ધર્મ લાવ્યા, જે પારસીઓ પુરતોજ રહ્યો. દેશના મૂલ સનાતન ધર્મ પર મુસ્લિમોનું આક્રમણ થતાં પ્રત્યાઘાતરૂપે પંજાબમાં શીખ ધર્મ શરૂ થયો, અને પછીથી ક્રિશ્ચિઅનો અહીં આવતાં એઓએ પોતાના ક્રિશ્ચિઅન ધર્મનો પ્રચાર કર્યો. આમ એક ધર્મ ઉપરાંત બીજા ૭ ધર્મ શરૂ થયા, એટલે કુલ સાત ધર્મો ભારતમાં પ્રવર્તમાન થયા, જેમાં સંખ્યાની દષ્ટિએ સનાતન ધર્મ પછી બીજું સ્થાન મુસ્લિમ ધર્મે મેળવ્યું. બૌદ્ધ ધર્મ આ દેશમાંથી ચીન, જાપાન વગેરે દેશોમાં ફેલાયો, પણ ભારતમાં તો તેના અનુયાયીઓની સંખ્યા ઘણી જ ઘટી ગઈ. શીખ ધર્મ તો મૂલ સનાતન ધર્મની એક શાખા સમાન જ છે, અને એ મુખ્યત્વે પંજાબમાં જ ફેલાયો, અને પારસી ધર્મ તો પારસીઓ પુરતો જ રહ્યો.

### ગુજરાતમાં

સનાતન ધર્મ તથા તેના સંપ્રદાયો એ ગુજરાતમાં મુખ્ય ધર્મ છે. આ ઉપરાંત જૈન ધર્મ કેટલાક વૈશ્યો તથા પાટીદારો વગેરેમાં છે. પારસી ધર્મ પારસીઓ પુરતો જ છે, અને ક્રિશ્ચિઅન ધર્મી પણ કેટલાક છે.

### ભડકદમાં

ભડકદ ગામની કુલ ૧૫૧૬ની વસતિમાં મુસ્લિમો ૪૬, ફકીર ૨૨ તથા વોરા ૧૮ મળી કુલ ૮૬ બાદ જતાં બીજા ૧૪૩૦ રહે છે; જેમાંથી જૈનો ૩૬ બાદ જતાં હિંદુઓ ૧૩૯૪ છે. બધા જ જૈનો જ્ઞાતિએ વૈશ્ય છે. આ ૧૩૯૪ હિન્દુઓમાં બ્રાહ્મણો ૨૮ મુખ્યત્વે શૈવ સંપ્રદાયના છે, છતાં તે વૈષ્ણવ સંપ્રદાયના દેવદેવીઓને પણ પૂજે–માને છે. બાકીના જે રહ્યા તે બધા પણ શૈવ, વૈષ્ણવ તથા દેવી સંપ્રદાયના દેવદેવીઓને પૂજે–માને છે; અર્થાત્

એઓ એકલા ચુસ્ત શૈવો, ચુસ્ત વૈષ્ણવો કે ચુસ્ત દેવીભક્તો નથી, પણ શિવ–શંકર તથા વિષ્ણુ ઉપરાન્ત રામકૃષ્ણાદિ અવતારોની તથા દેવીઓની પણ પૂજા–સેવા કરે છે. વળી ભડકદમાં કેટલાક પાટીદારો સ્વામીનારાયણ સંપ્રદાયના છે, અને કેટલાક પાટીદારો તથા ભંગીઓ કબીરપંથી છે. કબીરપંથીઓ મૂર્તિને માનતા નથી, અને કબીર સાહેબની વાણી એ એમનો મુખ્ય ગ્રંથ છે. ગામમાં કોઈ બૌદ્ધ, ક્રિશ્ચિઅન કે પારસી નથી.

## દેવસ્થાન–દેવમંદિર

ગામમાં મુખ્ય દેવસ્થાન–દેવમંદિરો ૫ છે. એમાં માતાનું–દેવીનું ૧, મહાદેવ શંકરના ૨, તથા ભગવાન શ્રી રામચંદ્રનાં ૨ છે. દેવીના મંદિરનું નામ ભડકદવાસિની માતાનું મંદિર છે. મહાદેવ શંકરના ૨ શિવાલયો પૈકી એકનું નામ કામનાથ મહાદેવનું મંદિર છે, અને બીજાનું નામ નીલકંઠ મહાદેવનું મંદિર છે. શ્રી રામ મંદિર ૨ છે, તેમાં એકને ચકલાસીઆ ભાગવાળું રામજી મંદિર કહે છે, અને બીજાને મુખીવાળા કે ટેકરાવાળા ભાગનું રામજી મંદિર કહે છે, આ ઉપરાંત સ્વામીનારાયણ મંદિર, ભાથુજીની દેરી, ચાવડ માતાનો ગોખ, અને ૧૧ માતાના મઠ તથા કેટલીક દેરીઓ છે.

## ભડકદવાસિની માતાનું મંદિર

ભડકદવાસિની માતાનું મંદિર ગામમાં મોટી બ્રહ્મપોળનાં આરંભ પાસે છે. આ મંદિરના માલિક ગામ સમસ્ત છે, એટલે આ સાર્વજનિક મંદિર છે. મંદિર પર પતરાંનું છાપરું છે. મંદિર મૂલ ક્યારે બંધાયું તેની કોઈને ખબર નથી, પણ એમાં જે ભડકદવાસિની માતાની પાષાણની મૂર્તિ છે, તેના મુકુટના ઉપરના પાષાણમાં આ પ્રમાણે કોતરેલું છેઃ—

संवत १४१२ वर्षे पूंष शुदि तरस
रा० वावन स्तप्त संक्षदः
सा० थरेरा० चिलोथीः

આ ઉપરથી એમ કહેવામાં આવે છે કે વિક્રમ સંવત ૧૪૧૨ ના પોષ શુક્લ અને ત્રયોદશીને દિને આ ભડકદવાસિની માતાની પ્રતિમાની ગામમાં સ્થાપના થએલી.

આ મન્દિરમાં જે દેવીની પ્રતિમા છે તેને ગામ લોકો સામાન્ય ભાષામાં ભડકવાસેણુ માતા કહે છે, પણ એ અશુદ્ધ શબ્દ છે. શુદ્ધ શબ્દ છે ભડકદવાસિની માતા–અર્થાત્ ભડકદ ગામમાં વસતાં–રહેતાં ભડકદવાસી માતા.

આ ભડકદવાસિની દેવીની પાષાણની જે અસલ પ્રતિમા છે તે ઘણી કમનીયરમણીય છે. નટાત્મક ત્રિભંગી આકૃતિવાળા દેહ પર સુન્દર વદન છે, જેના પર મનોહર મુકુટ શોભે છે. મુકુટમાં બીજનો ચન્દ્ર ચમકે છે. ભાલ પર બિંદુ આકૃતિનું તિલક છે. એની નીચે ભ્રુયુગ્મ; અને એની નીચે બે વિલસતાં નયનોની વચમાંથી નમણી નાસિકા સરકે છે, જેની નીચે પ્રફુલ્લિત પુષ્પ સમા રૂપાળા ઓષ્ટયુગલ છે; બે ચિબુકની પાસે બે કર્ણમાં ઝુલતાં ઝબુકતાં મોટાં કુંડલોની પાછળ અલકલટો લટકે છે, અને કંઠની બન્ને બાજુઓમાંથી સરકતા હારની બે સેરો ઉન્નતપીનપયોધરયુગલથી સંકુચિત થઈને વક્ષના કેન્દ્રમાં

પ્રોત- સંયુક્ત થાય છે. વક્ષની નીચે સુન્દર ઉર-ઉદર અને કટિ છે, અને તેના પર મનોહર મેખલા મલકે છે. આ કટિમેખલાના કેન્દ્રમાંથી પ્રસૃત થએલી વસ્ત્રની પાટલી બે સઘન જંઘાની મધ્યમાંથી અવતરીને નૂપુરવિભૂષિત બે પાદપદ્મોની મધ્યમાં ઝુલે-રમે છે. દેવીના બે કંકણયુક્ત કર-હસ્ત પૈકી વામ હસ્ત એમની વામ જંઘા પાસે છે, અને દક્ષિણ હસ્ત પોતાના દક્ષિણ સ્તનની નીચે ઉદરના દક્ષિણ ભાગ પાસે છે; આ દક્ષિણ કરની કોમલ અંગુલિઓમાં એક નાલી-દાંડી છે જે પણ આ ત્રિભંગી દેવીની જેમ ત્રિભંગી બનીને તેમના કંઠ સુધી પહોંચે-ચડે છે, અને એના ઉત્તુંગ ભાગમાંથી પ્રસૃત એક પૂર્ણ પ્રફુલ્લિત કમલ આ ભડકોદ્રવાસિની દેવીના પ્રફુલ્લ વદનકમલની સાથે ચમકે છે—વિલસે છે-વિલાસ કરે છે.

દેવીના દક્ષિણ પદ પાસે ગણપતિની મૂર્તિ છે. એટલે આ ભડકદવાસિની દેવી એ ભગવાન શિવ-શંકર-મહાદેવના પત્ની મહાદેવી અંબા-ભવાની-પાર્વતી થાય છે એવું અનુમાન થાય છે.

મૂલ પ્રતિમાને એના પ્રથમ મૂલ સ્થાનથી ઉથાપીને તેને બદલે તે સ્થળે પાષાણની બીજી પ્રતિમા સ્થાપી છે. મૂલ પ્રતિમા આ મંદિરમાં ભીંતના આધારે બીજે સ્થળે મૂકેલી છે, અને તે ખંડિત અવસ્થામાં છે. આ પ્રતિમા અશુદ્ધ, મલીન સ્થિતિમાં પડી છે, અને કોઈ એની પૂજાસેવા કરતું નથી કે કાળજી લેતું નથી.

આ ભડકદવાસિની દેવીની મૂલ ખંડિત પ્રતિમા હાલ જ્યાં છે ત્યાં તેની પાસે બીજી ૩ પાષાણની પુરુષ પ્રતિમાઓ ગોઠવેલી-મૂકેલી છે, જેમાં ૧ ભગવાન વિષ્ણુની છે. આ પ્રતિમાઓ પણ ખંડિત છે. આ સિવાય મંદિરમાં પાર્વતી, ગણપતિ, નંદી તથા હનુમાનજીની પાષાણની પ્રતિમાઓ, મહાદેવ શંકરનું લિંગ તથા કાચબાની પ્રતિમા પણ છે.

**પૂજારી :** બાલગિર રેવાગિર ગોસાંઈ નામના ગોસાંઈ આ મંદિરમાં પૂજારી છે. એમની વય ૫૫ વર્ષની છે; એમનું લગ્ન થયું નથી, અને પોતે નિરક્ષર છે.

**પૂજા-ઉત્સવ :** મંદિરમાં દરરોજ દીપ કરવામાં આવે છે, કાર્તિક શુક્લ પ્રતિપદાના દિને દીપમાળા-રોશની કરવામાં આવે છે, અને વૈશાખ શુક્લ સપ્તમીએ તથા આશ્વિન શુક્લ દશમીએ હોમહવન કરવામાં આવે છે. આ સિવાય બીજું કંઈ ખાસ કથા, કીર્તન કે પ્રવચન થતું નથી.

**મિલકત-ઉત્પન્ન-ખર્ચ :** મંદિરનું મકાન આસરે ૫૦૦૦ રૂપિયાની કિંમતનું ગણાય. વસ્ત્ર આભુષણ ૧૦-૧૫ રૂપિયાનાં થાય. જમીન-ખેતર ૪ વિંઘા છે તે પૈકી ૩ વિંઘા બાલગિર પૂજારી ખેડે છે, જેનું ઉત્પન્ન પોતે લે છે. બાકીનું બીજાને ખેડવા આપવામાં આવે છે, તેમાં જે ૧૦-૧૫ મણ દાણા થાય તેમાંથી કેટલોક ભાગ ખેડનાર બાલગિર પૂજારીને આપે છે. દીપ માટે ઘી જોઈએ તે બાલગિર ગામમાંથી ઉઘરાવી લાવે છે. હોમહવનનો ખર્ચ ગામના ફંડમાંથી અપાય છે. આ માતાનું મંદિર હવડ તથા અસ્વચ્છ છે, અંદર કચરો વગેરે પડેલાં છે; અને દરરોજ દર્શન કરવા જનારાની સંખ્યા ઘણી જ જૂજ-ઓછી છે.

## કામનાથ મહાદેવનું મંદિર

ગામના બજારના રસ્તા પર પુસ્તકાલય પ્રતિ જતાં જમણી બાજુ ઉંચી ટેકરી પર સાર્વજનિક ધર્મશાળાની પાછળ કામનાથ મહાદેવનું મંદિર—શિવાલય છે: આ મંદિર ચકલાસીઆ ભાગના પાટીદારોનું છે, અને ચકલાસી ગામથી કેટલાક પાટીદારો આ ગામમાં આવ્યા ત્યાર પછી તે બંધાએલું છે. મંદિરમાં શિવલિંગ છે, તે ઉપરાંત પાર્વતીમાતા, ગણપતિ, હનુમાનજી, તથા નંદિની મૂર્તિઓ છે. મંદિર ઘણું નાનું છે, પણ એની ઉપર ઘુમટ છે.

**પૂજારી :** બાલગિર રેવાગિર ગોસાઈ આ મંદિરમાં પૂજારી તરીકે કામ કરે છે.

**પૂજા—ઉત્સવ :** આ શિવાલયમાં શ્રાવણ માસમાં પ્રતિદિન સોમવારે રાત્રે દીપમાળા—રોશની તથા ભજન થાય છે. શ્રાવણ માસમાં આશ્વિન શુક્લ ત્રયોદશીથી કાર્તિક શુક્લ પ્રતિપદા પર્યન્ત અખંડ દીપ પ્રગટાવવામાં આવે છે. કોઈ કોઈ દિવસ ભજન પણ થાય છે. કિન્તુ સામાન્યતઃ કથા, વાર્તા, પ્રવચન વગેરે કંઈ થતું નથી.

**મિલકત ઉત્પન્ન ખર્ચ :** મંદિરના મકાનની કિંમત આશરે ૧૫૦૦ રૂપિયાની છે, અને લગભગ ૫૭ રૂપિયાના દેવનાં વસ્ત્ર, આભુષણ વગેરે છે. જમીન કે બીજી મિલકત નથી. ઉપજમાં ચકલાસીઆ ભાગવાળા ૧૦—૧૫ મણ દાણા પોતાના ખેતરમાંથી કે ઘરમાંથી બાલગિરને આપે છે. દીપ માટે આશરે ૩૦—૩૫ રૂપિયાનું ઘી બળે છે, તે ચકલાસીઆ ભાગના પાટીદારો આપે છે.

મંદિર સાધારણ રીતે સ્વચ્છ છે, અને કેટલાક લોકો—ખાસ કરીને લોહાણા નરનારીઓ દરરોજ દર્શન કરવા આવે છે. શ્રાવણ માસમાં સોમવારે ૧૦૦—૨૦૦ મનુષ્યો દર્શનાર્થે આવે છે.

## નીલકંઠ મહાદેવનું મંદિર

નીલકંઠ મહાદેવનું મંદિર મોટી ભાગોળ પાસેના તળાવના તટ પર છે. મંદિર આગળ ગર્ભદ્વાર છે, પછીના ખંડમાં શિવલિંગ છે, અને પાર્વતી દેવીની પ્રતિમા છે. આ ઉપરાંત ગણપતિની તથા હનુમાનજીની મૂર્તિઓ તથા પોઠીઓ પણ મંદિરમાં છે. વળી બહાર એક દેરીમાં હનુમાનજી છે; અને બીજી દેરીમાં વેરાઈ માતા છે, જેમાં પૂજારી દરરોજ દીવો કરે છે. આ મંદિર પુરાણા કાળથી છે, અને શિખરબંધી છે. મંદિર તળાવના તટ પર હોઈ નજીકમાં મોટાં વૃક્ષો છે અને આજુબાજુનો દેખાવ સુંદર છે.

**પૂજારી :** બાલગિર રેવાગિર ગોસાંઈ આ શિવાલયમાં પૂજારીનું કામ કરે છે. આ બાલગિરિ પ્રથમ કડવા પાટીદાર હતા, અને વીશેક વર્ષ પૂર્વે સોજિત્રા પાસે નિંબાળી ગામમાં ભીમનાથ મહાદેવમાં રહેતા હતા. ત્યાંથી તેમને ભડકદમાં બોલાવી નીલકંઠ મહાદેવ, કામનાથ મહાદેવ, તથા ભડકદવાસિની દેવીની પૂજા તેમને સોંપવામાં આવી છે.

**પ્રવૃત્તિઓ :** શ્રાવણ કૃષ્ણ અમાવાસ્યાના દિને આ મંદિરમાં હોમહવન, પૂજા આદિ થાય છે, દીપમાળા પ્રગટાવવામાં આવે છે, અને ગામ લોક ખાસ કરીને મુખીવાળા—વરોવાળા ભાગના લોક તે દિવસે સારી સંખ્યામાં પૂજા—દર્શનાર્થે આવે છે. આ સિવાય આ મંદિરમાં ભજન કીર્તન કે કથાવાર્તા વગેરે કંઈ થતું નથી.

**મિલકત–ઉત્પન્ન–ખર્ચ :** મંદિરનું મકાન–શિવાલય આશરે ૭૦૦૦ રૂપિયાનું છે. વસ્ત્ર આભુષણ આદિ લગભગ ૫૦ રૂપિયાનાં થાય. ઉપરાંત જમીનમાં ખેતર ૧૬ વિંઘા છે, તે ખેડવા આપવામાં આવે છે, જેનું વાર્ષિક ઉત્પન્ન આશરે ૨૧૫ રૂપિયા આવે છે. આશરે ૪ વિંઘા જમીન બાલગિરિને ખેડવા માટે આપી છે, તેમાંથી તેમના ભાગે તેમને સવાદોઢ કળશી દાણા વગેરે મળે છે. હોમહવન વગેરેનો ખર્ચ આશરે ૧૦૦–૧૨૫ રૂપિયા થાય છે.

## ચકલાસીઆ ભાગનું રામજી મંદિર

ચકલાસીઆ ભાગનું રામજી મંદિર ચકલાસીઆ ભાગમાં જવાની ખડકીની બાજુમાં રસ્તા પર છે, અને એની માલિકી તથા વહીવટ ચકલાસીઆ ભાગના પાટીદારોનાં છે. આ મંદિરનું સ્વરૂપ શિખરબંધી નથી, પણ ગૃહસ્થ કુટુંબના મકાન, હવેલી જેવું છે, અને મંદિરને છાપરૂં છે. ચકલાસીઆ ભાગના પાટીદારોએ ૮–૯ પેઢી પૂર્વે આ મંદિરનું મકાન બંધાવેલું. મકાનની બહારની બાજુએ લાકડાના થાંભલા, ચોકઠા વગેરેમાં કેટલુંક કોતરકામ છે. મંદિરમાં ભગવાન શ્રી રામચંદ્ર, સીતાદેવી તથા લક્ષ્મણજીની મૂર્તિઓ તથા શાલિગ્રામ છે.

**પૂજારી :** હરિરામ રામચરણ સાધુ નામના ગૃહસ્થ આ મંદિરના પૂજારી છે; અને પોતાનાં પત્ની, સાળી તથા સાસુ સાથે રહે છે. એમની ઉંમર આશરે ૫૫–૫૬ વર્ષની છે, અને પત્નીની વય આશરે ૩૦–૩૫ વર્ષની છે, એમ કહે છે. હરિરામ પૂર્વે પેટલાદ તાલુકાના પાલજ ગામના પાટીદાર હતા. પોતે ૧૦ વર્ષની વયે આ મંદિરમાં આવી મંદિરના તે વેળાના ત્યાગી રામચરણ ભાવદાસજીના ચેલા બન્યા. એમણે ૧૦–૧૨ વર્ષ પૂર્વે દરાન તાલુકે કડીનાં સાધુ સ્ત્રી બાઈ શાન્તા સાથે લગ્ન કર્યું. હરિરામ પૂજારી નિરક્ષર છે, અને એ 'સાધુ' કેમ થયા એમ પૂછતાં એમણે કોઈ કારણ કહ્યું નથી. બાઈ શાન્તા ગુજરાતી ચાર ચોપડી ભણેલાં છે.

**પ્રવૃત્તિઓ :** શ્રી કૃષ્ણજયંતિના દિને તથા શ્રી રામનવમી પર ગામના લોકો–ખાસ કરીને ચકલાસીઆ ભાગના પાટીદારો વગેરે આ મંદિરમાં ભજન કરે છે. ભાદ્રપદ શુક્લ એકાદશીના દિને જલભીલની એકાદશીએ વરઘોડો કાઢવામાં આવે છે, તળાવમાં ઠાકોરજીને સ્નાન કરાવવામાં આવે છે, અને મંદિરમાં પ્રસાદ વહેંચવામાં આવે છે. કાર્તિક શુક્લ પ્રતિપદાએ મંદિરમાં અન્નકૂટ ભરાય છે; ગામના લોકો મંદિરમાં આવી દેવોને પગે લાગે છે, અને પ્રસાદ વહેંચાય છે. મંદિરમાં કથા, પ્રવચન કે બીજો કોઈ ધાર્મિક કાર્યક્રમ થતો નથી.

**મિલકત–ઉત્પન્ન–ખર્ચ :** મંદિરનું મકાન આશરે ૭૦૦૦ રૂપિયાનું છે. ૧૦૦–૨૦૦ રૂપિયાનાં ચાંદીનાં આભુષણ તથા આશરે ૨૦૦ રૂપિયાના વસ્ત્રાદિ છે. જમીનમાં આશરે ૧ વિંઘાનું ખેતર છે. ઉત્પન્નમાં ખેતરનું ઉત્પન્ન ૫૦–૭૫ રૂપિયા આવે છે, અને પરચુરણ ભેટ વગેરેના આશરે ૨૫ રૂપિયા આવે છે. દિવસમાં ૨ વાર પૂજા–દીપ તથા થાળ થાય છે; તે તથા પરચુરણ બીજો ખર્ચ મળી આશરે ૧૫૦ રૂપિયા દર વર્ષે ખર્ચ થાય.

**પ્રકીર્ણ :** હરિરામ પૂજારીના પોતાના ખાતે આશરે ૨૮ એકર જમીન છે; અને

તેમનાં પત્ની બાઈ શાન્તાના નામે આશરે ૨ એકર જમીન છે. આ ઉપરાંત બાઈ શાન્તા પાસે ૫૦૦–૭૦૦ રૂપિયાનાં ઘરેણાં છે. આ બધી એમની બંનેની ખાનગી મિલકત છે. બાઈ શાન્તાના માનું પોતાની માલિકીનું મકાન છે તેમાં આ કુટુંબ રહે છે. આડેદાડે ૫–૧૦ પુરુષો તથા ૫–૧૦ સ્ત્રીઓ મંદિરમાં દર્શન કરવા આવે; અને કોઈ કોઈ ચપટી ચોખા મૂકે; પણ ઉપર જણાવેલ ઉત્સવોના દિનોએ ૨૦૦–૩૦૦ સ્ત્રીપુરુષો મંદિરમાં આવે. મંદિરનું આગળનું બારણું સામાન્યતઃ બંધ રાખવામાં આવે છે, તે પૂજા–સેવા વગેરે માટે કોઈ કોઈવાર ઉઘાડવામાં આવે છે.

## મુખી તથા ટેકરાવાળા ભાગનું રામજીમંદિર

તળજાભાઈ મુખીવાળી ખડકીની સામેની લાઈનમાં રસ્તા ઉપર એક બીજું રામજી મંદિર છે. એને મુખી તથા ટેકરાવાળા ભાગનું કિશોરદાસ રામજીદાસનું રામજી મંદિર કહે છે. આ મંદિરની પાસે પરબડી છે, જ્યાં ટેકરાવાળા ભાગમાંથી આવતો રસ્તો પુસ્તકાલય પાસેથી ચોરે તથા ચામુંડા માતાના ગોખ પ્રતિ જતા મુખ્ય રાજમાર્ગને મળે છે. આ મંદિર પણ પ્રાચીન છે, અને ગામ વસ્યું ત્યારથી છે, એમ કેટલાક કહે છે. મંદિરનું મકાન દેવળ ઘાટનું નથી પણ ગૃહસ્થ કુટુંબીના ઘરના આકારનું છે. મંદિર પર શિખર નથી, પણ છાપરું છે, અને એની આગળ કોટ–દિવાલવાળું મોટું આંગણું છે. મંદિરમાં શ્રીરામ, લક્ષ્મણ તથા સીતાજીની ૩ પાષાણની પ્રતિમા છે, અને શ્રીકૃષ્ણ–લાલજીની એક ધાતુની મૂર્તિ છે. આ મૂર્તિઓ પ્રાચીન છે, એમ કહે છે.

**પૂજારી :** રામદાસ મોહનદાસ સાધુ આ મંદિરના પૂજારી છે. એમની વય આશરે ૪૫ વર્ષની છે, અને હિન્દી બે ચોપડીઓ ભણેલા છે, ગુજરાતી ભણ્યા નથી. પૂર્વાશ્રમમાં પોતે ગ્વાલિઅર રાજ્યના બ્રાહ્મણ હતા; પણ સ્વરાજ્યની લડતમાં વિદેશી કાપડની દુકાન પર પિકેટિંગ–સત્યાગ્રહ કરતાં વિદેશી સરકારે કારાગૃહ–તુરંગમાં પુર્યા; જ્યાંથી છુટ્યા પછી દુઃખ સહન નહીં થવાથી ભડકદ આવીને આ મંદિરના ભૂતપૂર્વ સાધુ મોહનદાસ ચેતનદાસના ચેલા બન્યા, અને સાધુ–ત્યાગી–વિરાગી થયા. પરંતુ ૩ વર્ષ પૂર્વે ધંધુકા પાસે અડવાલ ગામનાં સાધુ બાઈ વસુમતી સાથે પોતે લગ્ન કર્યાં, અને સંસાર માંડ્યો, એટલે રામદાસ ફરી પાછા ત્યાગીવિરાગીના રાગી–સંસારી થયા. એમનાં પત્ની બાઈ વસુમતીની વય આશરે ૨૫ વર્ષની છે. બાઈ પોતાની સહી કરી શકે છે, તેમજ પત્ર પણ વાંચી શકે છે. આ દંપતીને સંતાનમાં કનૈયાલાલ નામનો એક ધાવણો બાલક છે.

**પ્રવૃત્તિ :** કાર્તિક શુકલ પ્રતિપદાએ અન્નકુટ ભરવામાં આવે છે. શ્રી રામનવમી પર ગામની ભજન મંડળી પાસે ભજન કરાવવામાં આવે છે, અને પ્રસાદ વહેંચાય છે. ગોકુલ-અષ્ટમી–શ્રીકૃષ્ણજયંતિ પ્રસંગે ભજન થાય છે; અને રાત્રે પ્રસાદ વહેંચાય છે. ભાદ્રપદ શુક્લ ૧૧ના દિને ભક્તજનો શ્રી કૃષ્ણલાલજીને પાલખીમાં બેસાડી પાલખી સાથે ગાતાવગાડતા વરઘોડા–સરઘસના–સ્વારીના સ્વરૂપમાં સરવર પર જાય છે, અને ત્યાં લાલજીને સ્નાન કરાવી પાછા મંદિરમાં લઈ આવે છે. આ સિવાય મંદિરમાં કથા, કીર્તન, પ્રવચન આદિ કંઈ થતું નથી.

**મિલકત–ઉત્પન્ન–ખર્ચ :** મંદિરનું મકાન આશરે ૨૫૦૦ રૂપિયાનું છે. મુકુટ આદિ આભુષણ આશરે ૨૫ રૂપિયાનાં થાય, આશરે ૨૦૦ રૂપિયાનાં દેવવસ્ત્રો છે. અને જમીન–

ખેતર આશરે ૭ એકર ૪૬૦૦ રૂપિયાની કિંમતનાં છે. ઉત્પન્ન આશરે ૨૦૦ રૂપિયા છે, અને દૂધઘી વગેરેનું ઉત્પન્ન આશરે ૨૫૦ રૂપિયા છે. ખર્ચમાં પૂજા, દીપ, નૈવેદ્ય, ઉત્સવ વગેરેના આશરે ૪૫૦ રૂપિયા ખર્ચ થાય છે.

પ્રકીર્ણ : બેસતું વર્ષ, રામનવમી, ગોકુલઅષ્ટમી, ઝલમીલની એકાદશી વગેરે પર્વના દિવસોએ કેટલાક લોકો દર્શનાર્થે આવે છે. બાકીના દિવસોમાં ખાસ કોઈ દર્શનાર્થે આવતું નથી. રામદાસજીને પોતાના ખાતે આશરે ૬ એકર જમીન છે. એ ઉપરાંત ભેંસ ૧, ૨૦૦ રૂપિયાની તથા પાડી ભાગની છે, અને પત્ની માટે સોનારૂપાનાં કેટલાંક ઘરેણાં તથા પગનાં ઝાંઝર છે.

## સ્વામીનારાયણ મંદિર

પરબડીની સામી લાઈનમાં ચોરા પાસે મુખ્ય રાજમાર્ગ ઉપર સ્વામીનારાયણ સહજાનંદજી શ્રીજી મહારાજનું મંદિર છે. આ મંદિર શ્રીજી મહારાજની વડતાલની ગાદીને તાબે છે. મંદિર શિખરબંધી કે દેવળ ઘાટનું નથી, પણ ગૃહસ્થના મકાનના ઘાટનું છે, મકાનમાં મુખ્ય દ્વારમાં પ્રવેશતાં પ્રથમ ખુલ્લો ભાગ–આંગણું છે, અને પછી મકાનનો બાંધેલો ભાગ છે. મકાનનો કેટલોક ભાગ બિસમાર હાલતમાં છે. મંદિરમાં શ્રીજી મહારાજની છબી છે; જ્યાં એક સત્સંગી પાટીદાર દરરોજ આવી ઘીનો દીવો કરે છે. એ સિવાય ત્યાં ખાસ કોઈ આવતુંરહેતું કે સૂતુંબેસતું નથી, અને આ સ્થાનનો કંઈ ઉપયોગ થતો નથી. મકાન હવડ છે, અને બંધ રહે છે.

## ચાવડ માતાનો ગોખ

મોટી ભાગોળ પાસે ખડિયાટ પર ચાવડ માતાનો ગોખ છે. ચાવડ એટલે ચામુંડા. અહીં ભાદ્રપદ શુક્લ ચતુર્દશીના દિને હોમહવન થાય છે; અને પછી કેટલાક લોકો ગામ–દેવતાઓને પ્રસન્ન કરવા દૂધ તથા પાણીની ધારા રેડતા રેડતા આખા ગામની પ્રદક્ષિણા કરે છે, જેને ધારાવાડી કહે છે. ગોખમાં કોઈ મૂર્તિ, ચિત્ર, મંત્ર કે યંત્ર નથી.

## ભાથુજીની દેરી

ગામમાંથી જાની ખાડ જતાં ભાથુજીની દેરી છે. આ દેરી ન્હાની છે, પણ શિખરબંધી દેવળ ઘાટની છે, જેમાં ભાથુજીની મૂર્તિ છે. કોઈને સાપ કે બીજું ઝેરી પ્રાણી કરડયું હોય તો અહીં ભુવો ઝેર ઉતારવા પ્રયત્ન કરે છે. કેટલાક લોકો આ ભાથુજીની માનતા પણ માને છે.

## પ્રકીર્ણ

આ સિવાય ગામમાં માતાના મઠ ૧૧ છે, જેમાં ૧ ખોડિયાર માતાનો છે, તથા ૧ શીકોતર માતાનો છે. કેટલાક મઠ વાળંદના છે, અને કેટલાક રબારી, બારિયા તથા ભોઈ વગેરેના છે. ગામ બહાર જાનીખાડ પાસે આતમારામજીની ઘુમટબંધી દેરી છે; અને દેવાથી ભડકદ આવતાં ભડકદ ગામની પાસે સતસ્વામીજીની દેરી છે, જેની બાજુમાં માતાજીની દેરી છે. આ દેરીઓની નજીકમાં રસ્તાની બાજુએ એક વૃક્ષ નીચે ખુલ્લામાં શિવલિંગ–શંકરનું બાણ વગેરે છે,

# હોમ–હવન

## ચામુંડા માતાનો હવન

ભડકદમાં ચોરા પાસે હોળી ચકલે ખડીઆટ પાસે ૧ ગોખ છે, તે ચામુંડા માતાનું સ્થાન છે. ગામડીઆ ભાષામાં એને ચાવડ માતા કહે છે, પણ એમનું ખરૂં નામ ચામુંડા માતા છે. આ ગોખમાં કોઈ મૂર્તિ, ચિત્ર કે યંત્ર નથી. ગોખની આગળ ૧ લાકડાનું થડીયું જમીનમાં છે. જ્યારથી ભડકદ બંધાયું ત્યારથી આ થડીયું જમીનમાં ધાલેલું છે એમ લોકો કહે છે, ભડકદમાં વરસાદનું પાણી ગમે તેટલું ભરાય છે તો પણ આ થડ પર પાણી ચઢતું નથી. એને ગામલોક ચમત્કાર માને છે.

ભાદ્રપદ શુક્લ ૧૪ ના દિને બપોરે આ ગોખ પાસે હવન થાય છે. તે વેળા ગામના જે મુખી પટેલ જે હોય તે હવન કરવા બેસે છે, અને ગામના બ્રાહ્મણ એમની પાસે હવન કરાવે છે. બ્રાહ્મણો મંત્રોચ્ચાર સાથે દેવતાનું આવાહન કરે છે, અને વેદિમાં અગ્નિ પર ઘી, અન્ન વગેરેની આહુતિ આપે છે. વેદિ પર શ્રીફળ મુકેલું હોય છે.

આશરે પાંચ વાગે બારિયા કોમનો ભુવો હાથમાં કટાર લઈને આવે છે. એની સાથે બીજો એક બારિયો હોય છે, જેના એક હાથમાં નળીઆમાં દેવતા પર ધૂપ બળતો હોય છે, અને બીજા હાથમાં સાંકળ (કોયડો) હોય છે; વળી ત્રીજો એક બારિયો ડાખલી વગાડતો વગાડતો સાથે ચાલે છે. આ ભુવા તથા બીજા બન્ને બારિયાઓની સાથે કે પાછળ બીજા કેટલાક ચાવડમામાં આસ્થાવાળા બારિયા પણ હોય છે. આ બધા ગોખ પાસે આવે છે, માતાને પ્રણામ કરે છે, અને પછી એક બ્રાહ્મણ સાથે બધા ગામની પ્રદક્ષિણા કરે છે. એમની સાથે મહાદેવના પૂજારી હોય છે, જેમની પાસે વાસણમાં દૂધપાણી ભેગાં હોય છે. આ પ્રદક્ષિણા કરતાં કરતાં ભૂમિ પર આ દૂધપાણીની ધારા કરવામાં આવે છે. હવન કરનાર બે બ્રાહ્મણ પૈકી એકની પાસે બોબિન પર સુતર હોય છે તે થોડું થોડું ઉકેલી તેના ટુકડા ધરતી પર નાખતા નાખતા પ્રદક્ષિણા કરે છે. આ પ્રમાણે દૂધની ધારા કરતા કરતા આખા ગામની પ્રદક્ષિણા કરવી તેને ધારાવાડી કહે છે. પ્રદક્ષિણા કરતાં આશરે ૨૦ મિનિટ થાય છે. વરસાદનું પાણી ભરાએલું હોય તો વિશેષ સમય થાય. આ પ્રમાણે પ્રદક્ષિણા કરી આ બધા હોમની વેદિ પાસે પાથરેલ જાજમ પાસે બેસે છે, જ્યાં ગામના કેટલાક પાટીદારો વગેરે બેઠેલા હોય છે. યક્ષ, કિન્નર વગેરે ગ્રામદેવતાઓને પ્રસન્ન કરવા માટે દૂધની ધારા કરવામાં આવે છે. જે સુતરના ટુકડા ભૂમિ પર ફેંકવામાં આવે છે તેનો અર્થ એ છે કે ગામને વસ્ત્રનું આચ્છાદાન કરવામાં આવે છે. ભુવા વગેરે આ પ્રમાણે પ્રદક્ષિણા પૂરી કરીને હોળી ચકલે આવે એટલે હોમ પુરો થયે આરતી કરવામાં આવે છે. પછી ત્યાં બેઠેલા કેટલાકને બ્રાહ્મણ કપાળમાં ચાંલ્લો કરે છે; અને પછી બધા વેરાઈ જાય છે. પછી રાત્રે માતાનો રથ ગામમાં ફરે છે, જેમાં એક હાથ લાંબા લાકડાના રથમાં એક દીવો હોય છે. રથને બાંધેલી દોરી કોઇ ખેંચે છે, એટલે રથનાં પૈડાં ફરે છે. રથની આગળ ભુવો ધુણતો હોય છે, અને એક પુરુષ ડાખલી વગાડે છે. આ દિવસે સૌ કોઈ પોતાની સ્થિતિ પ્રમાણે પોતાને ઘેર ધીતેલનું કંઇક ગળ્યું બનાવી પોતાના કુટુંબ સાથે ખાય છે. આજે આખા ગામમાં પ્રત્યેક ઘેર ઉજાણી હોય છે.

## સાર્વજનિક ધર્મશાળા

ગામમાં બજારમાં મુખ્ય રાજમાર્ગ પર સાર્વજનિક ધર્મશાળા છે. આ ધર્મશાળાના મકાનમાં નીચે ભોંય તળીયે ન્હાના ખંડો-ઓરડીઓ છે, તે ભાડે આપેલી છે; અને એમાં પાનબીડી વગેરેની દુકાનો છે. ઉપર કાટખુણા આકારનો એક ખંડ છે જેમાં રાજમાર્ગ ઉપર આવેલા ઓટલાના પગથીઆં ચઢીને જવાય છે. ખંડના ઉપર પતરાંનું છાપરું છે. આ ખંડની પાછળ થોડી ખુલ્લી જમીન છે અને જમીનની પાછળ કામનાથ મહાદેવનું શિવાલય છે. મકાનમાં હવા અજવાળું સારું છે. પ્રથમ સંવત ૧૯૮૫ પૂર્વે આ ધર્મશાળા ચકલાસીઆ ભાગની હતી, પણ જ્યારથી એને દુરસ્ત કરવામાં આવી ત્યારથી એ સાર્વજનિક બની છે. ધર્મશાળાની બહારની ભીંતમાં એક તકતી જડેલી છે જેમાં નીચે પ્રમાણે લખેલું છે:—

ભાડકદ સાર્વજનિક ધર્મશાળાને સં. ૧૯૮૩ની અતિવૃષ્ટિથી નુકશાન થયું હતું તેને દુરસ્ત કરાવતાં રૂ. ૩૦૦ મુંબઈ સેન્ટ્રલ ફ્લડ રીલીફ ફંડમાંથી રૂ. ૨૫૦ પેટલાદના શેઠ નારણભાઈ તરફથી રૂ. ૨૫૦ ગામ મદદના કુલ રૂા. ૮૦૦ નો ખર્ચ થયો છે. સંવત ૧૯૮૫.

ધર્મશાળામાં ગામના કેટલાક પુરુષો જાથુકના રાત્રે સુઈ રહે છે. અને કોઈ કોઈ વાર ભજન મંડળી ભજન ગાય છે. કોઈ કોઈ વાર કોઈ પુરાણ કે બીજું ધાર્મિક પુસ્તક પણ અહીં મોટેથી વંચાય છે.

## ભજન મંડળી

ગામમાં બે ભજન મંડળીઓ છે:—એક ભજન મંડળી મુખ્યત્વે સવર્ણની છે, અને એના આગેવાન ભાડકદની સહકારી મંડળીના પ્રમુખ મણિભાઈ હરિભાઈ પટેલ છે; આ મંડળીમાં બ્રાહ્મણ, પાટીદાર, તથા બીજી કેટલીક સવર્ણ જ્ઞાતિઓના લોકો છે. ભજન ગાતી વેળા કેટલાક ભજનીકો હાર્મોનિઅમ, નરઘાં, તબલા, મંજીરા, ભુંગળ વગેરે વાદ્યો વગાડે છે, અને બીજા કેટલીક વાર હાથથી તાળી પાડે છે. ભજનમાં ભગવાન વિષ્ણુ, શિવ, દેવી, શ્રીરામચંદ્ર, શ્રીકૃષ્ણ શ્રી રાધાકૃષ્ણ વગેરે દેવદેવીઓનાં ભજન ગવાય છે. કેટલીકવાર તત્વજ્ઞાનનાં પદ તથા રાષ્ટ્રીય ગીતો, દેશનેતાઓની પ્રસંશાનાં ગીતો પણ ગવાય છે. આ મંડળી કેટલાંક ભજનો સારી રીતે ગાય-લલકારે છે. મંડળીના આગેવાન મણિભાઈએ પોતે કેટલાંક ભજનો—પદો રચ્યાં છે. જેમાંના કેટલાંક—ખાસ કરીને રાધાકૃષ્ણના ગીત—રસમય તથા મસ્ત છે. મણિભાઈ પોતે કેટલાંક ગીતો ગાય છે. તેમજ બીજાને ગવડાવે-ઝીલાવે છે. ભજન રાત્રે નવના સુમારે શરૂ થઈ મધરાત સુધી કે પછી પણ કેટલોક સમય ચાલે છે. મંડળીમાં ઈષ્ટદેવની છબી પધરાવવામાં આવે છે. એ છબીને દીપ-આરતી વગેરે થાય છે, અને નૈવેદ્ય ધરાવવામાં આવે છે. ભજનના અંતે પ્રસાદ વહેંચવામાં આવે છે. કોઈ કોઈ વાર ભજનમાં ચ્હાપાણી પણ થાય છે. ભજનમાં તમાકુની બીડીઓ પણ છૂટથી પીવાય છે. આ મંડળીનાં ભજનના કેટલાક પ્રસંગોમાં હરિજન વગેરે અવર્ણ—અસ્પૃશ્ય ગણાતી જ્ઞાતિઓના લોકો આવે છે, તે સવર્ણોથી અલગ, દૂર બેસીને ભજન સાંભળે છે.

બીજી ભજન મંડળી ભંગીઓની છે. શ્રી. ખોડીદાસ રણછોડદાસ વાલંદે નામના ભંગી આ ભજન મંડળીના આગેવાન છે. ખોડીદાસ તથા મંડળીના બીજા ભંગીઓ કબીરપંથી હોઈ આ મંડળી મુખ્યત્વે કબીરપંથી ભજનો ગાય છે. આ મંડળી પણ ગાતી

વેળા હાર્મોનિયમ, નરઘાં, મંજિરાં વગેરે વગાડે છે, અને મુખ્યત્વે જ્ઞાનવૈરાગ્યના ઉપદેશાત્મક ભજનો ગાય છે. જેમાંનાં કેટલાંક ભજનો એકંદરે સારાં હોઈ સારી રીતે ગવાય છે.

## ભૂદેવ–ગોર

શ્રુતિસ્મૃતિપુરાણોક્ત આર્ય સનાતન ધર્મ જેને હિન્દુ ધર્મ કહે છે, એમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, તથા શુદ્ર એમ ૪ વર્ણની તથા બ્રહ્મચર્ય ( વિદ્યાર્થી ) ગાર્હસ્થ્ય, વાનપ્રસ્થ તથા સંન્યસ્ત એમ ૪ અવસ્થાઓની–આશ્રમોની સંકલના છે, જેને વર્ણાશ્રમ કહે છે. કેટલાક આ વર્ણાશ્રમને હિન્દુ ધર્મનો પાયો કહે છે, અને એથી જ હિન્દુ ધર્મને કેટલાક વર્ણાશ્રમ ધર્મ કહે છે. આ વર્ણાશ્રમ ધર્મ અનુસાર પ્રત્યેક વર્ણ, જ્ઞાતિ તથા આશ્રમના ગુણ તથા ધર્મ સનાતન ધર્મ શાસ્ત્રોમાં નક્કી થએલા છે, અને તે અનુસાર પ્રત્યેક વર્ણમાં તથા આશ્રમમાં વર્તવાનું હોય છે. સનાતન ધર્મમાં ગર્ભાધાનથી આરંભીને કેટલીક ધાર્મિક વિધિઓ કરવાની હોય છે, જેમાં સોળ સંસ્કાર મુખ્ય છે, જે આ પ્રમાણે છે:—

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | ગર્ભાધાન | ૬ | નિષ્ક્રમણ | ૧૧ | વેદવ્રત |
| ૨ | પુંસવન | ૭ | અન્નપ્રાશન | ૧૨ | વેદવ્રત |
| ૩ | સીમંત | ૮ | ચૌલ | ૧૩ | વેદવ્રત |
| ૪ | જાતકર્મ | ૯ | ઉપનયન | ૧૪ | કેશાન્ત |
| ૫ | નામકર્મ | ૧૦ | વેદવ્રત | ૧૫ | સમાવર્તન |
| | | | | ૧૬ | વિવાહ |

સનાતન ધર્મમાં ૪ વર્ણો પૈકી બ્રાહ્મણોને મુખ્ય ગણ્યા છે. એટલા માટે તો શાસ્ત્રમાં કહ્યું છે કે **वर्णानां ब्राह्मणो गुरुः।** અર્થાત્ ચારે વર્ણોમાં બ્રાહ્મણ ગુરુ છે :—

પઠનપાઠન, ભણવુંભણાવવું, યજ્ઞ કરવોકરાવવો અને દાન આપવું તથા લેવું એ બ્રાહ્મણનાં કર્મ છે. આ ઉપરાંત સર્વ ધાર્મિક ક્રિયાઓ તથા સોળે સંસ્કારો કાંતો પોતે બ્રાહ્મણોએ કરાવવાના હોય છે, અથવા બ્રાહ્મણોની સૂચના માર્ગદર્શન–અનુસાર બીજાઓએ કરવાના હોય છે. વિદ્યાભ્યાસ કરાવનાર તેમજ જ્ઞાન આપનાર બ્રાહ્મણ પરાપૂર્વથી ગુરુ કહેવાય છે, પણ પૂર્વે આ ગુરુઓ સોળ સંસ્કાર તથા બીજી ધાર્મિક વિધિઓ પણ કરાવતા. કેટલાક બ્રાહ્મણો વિદ્યાભ્યાસ કરાવવાનું કે જ્ઞાન આપવાનું કામ નહિ કરતા, પણ સોળ સંસ્કાર તથા બીજી ધાર્મિક વિધિઓ કરાવતા એ પણ ગુરુ કહેવાતા. કાળના વહન સાથે જે ગુરુઓ માત્ર સોળ સંસ્કાર તથા બીજી ધાર્મિક વિધિઓ કરાવતા હતા તે ગુરુને બદલે ગોર કહેવાયા. અને જે મનુષ્યો કે કુટુંબો પાસે આ ગુરુઓ–ગોર સંસ્કાર કે ધાર્મિક વિધિ કરાવે તે યજમાન કહેવાયા. યજમાનનો મૂલ અર્થ છે–ગુરુના આદેશ–આજ્ઞાનુસાર યજ્ઞ કરનાર; આ ગોરના કાર્યને ગોરપદ–ગોરપદું–યજમાનવૃત્તિ કહેવાય છે. અહીં વૃત્તિનો અર્થ વ્યવસાય થાય છે.

ભડકદમાં જે ૪ બ્રાહ્મણ કુટુંબો ગોરપદું–યજમાનવૃત્તિ કરે છે તેમના પ્રત્યેકનાં યજમાન કુટુંબોની સંખ્યા પરાપૂર્વથી નક્કી થએલી છે. શાસ્ત્રમાં જે ૧૬ સંસ્કારોનો અનુરોધ કર્યો છે, તે પૈકી સમાજમાં સામાન્ય રીતે ઉપનયન જનોઈ, વાગ્દાન, સગગણ તથા લગ્ન એટલાજ મુખ્ય સંસ્કારો પાળવામાં આવે છે અને ભડકદમાં પણ તેજ પરિસ્થિતિ છે.

ભડકદના આ ૪ ગોર કુટુંબો સગાઈ, લગ્ન, સીમંત, વગેરે પ્રસંગોએ ધાર્મિક વિધિ કરે–કરાવે છે. આ ઉપરાંત અન્તક્રિયા–શ્રાદ્ધ પણ કરાવે છે, અને મકાનનું વાસ્તુ, હોમહવન, પાઠ, પૂજા, કથા વગેરે ધાર્મિક કાર્યો પણ યજમાનો તરફથી કરે છે, જે બદલ યજમાનો તેમને દક્ષિણા–મહેનતાણું વગેરે આપે છે.

આ પ્રત્યેક ગોરની હકીકત ટુંકામાં નીચે પ્રમાણે છેઃ—

૧ વ્યાસ રમણલાલ રણછોડલાલ આશરે ૪૨ વર્ષની વયના ઔદિચ્ય બ્રાહ્મણ છે. ગુજરાતી ધોરણ ૬, અંગ્રેજી ધોરણ ૫ તથા મુંબાઈમાં વાલુકેશ્વર પાઠશાળામાં સંસ્કૃત તથા કર્મકાણ્ડનો અભ્યાસ કર્યો છે. વૈશ્ય ૫, પાટીદાર ૪૦, તથા લોહાણા ૩ મળી એમનાં યજમાનનાં ૪૮ કુટુંબ છે.

૨ દવે કનૈયાલાલ રેવાશંકર ઉંમર લગભગ ૪૨ વર્ષ, શ્રીગોડ માલવી બ્રાહ્મણ છે. ગુજરાતી ઉપરાંત અંગ્રેજી ધોરણ ૫ તથા પેટલાદ સંસ્કૃત પાઠશાળામાં સંસ્કૃતનો તથા રઘુવંશ મહાકાવ્યનો અભ્યાસ કર્યો છે. એમના યજમાન કુટુંબો કુલ ૪૯ છે, જેમાં વૈશ્ય ૧, લોહાણા ૩, તથા પાટીદાર ૪૫ છે.

૩ જોષી પુરુષોત્તમ પીતામ્બર–વય આસરે ૫૬ વર્ષ અને જ્ઞાતિએ ઔદિચ્ય ટોળકિયા બ્રાહ્મણ છે. ગુજરાતી, હિન્દી, સંસ્કૃત, પુરાણોક્ત કર્મકાણ્ડ તથા જ્યોતિષનો અભ્યાસ કર્યો છે. ઉપરાંત શિક્ષક અધ્યાપન મહાવિદ્યાલયમાં પ્રાથમિક શિક્ષકોની ટ્રેનિંગ કોલેજમાં ૩ વર્ષ અભ્યાસ કર્યો છે, અને કિંચિંત્ ઇંગ્લિશ જાણે છે. આ પુરૂષોત્તમભાઈ વિવાહ, લગ્ન, ગ્રહશાંતિ, ગંગાપૂજન, વતોદ્યાપન, શાંતિકર્મ, નવચંડી, હોમહવન વગેરે સંબંધી કાર્ય કરે–કરાવે છે. ઉપરાંત જન્માક્ષર, જન્મપત્રિકા, વર્ષફળ, પ્રશ્નપત્રિકા, મુહૂર્ત વગેરે જ્યોતિષને લગતું કામ કરે છે. ભડકદ ગામની બહાર પણ તેમના જ્યોતિષના ઘરાકો છે. વૈશ્યો ૨, લુહાર ૨, રબારી ૪, ગરાસિયા ૨ અને બારિયા ૫૦, મળી એમને કુલ ૬૦ યજમાન કુટુંબ છે.

૪ જોષી ચંદુલાલ મગનલાલ, ઉંમર લગભગ ૪૨, ઔદિચ્ય ટોળકિયા બ્રાહ્મણ છે. ગુજરાતી ધોરણ ૬ તથા અંગ્રેજી ધોરણ ૩ અભ્યાસ કર્યો છે. બારિયાના ૫૦ કુટુંબો એમનાં યજમાન છે.

# સામાજિક વર્તુલો તથા પ્રથાઓ
# જ્ઞાતિઓ તથા રીતરિવાજો

## આર્યજાતિ

આપણા દેશની મૂલ મુખ્ય જાતિનું નામ આર્ય છે; અને આર્ય જે દેશમાં વસે તે આર્યાવર્ત. દીર્ઘકાલ પછી ભરત નામના પ્રતાપી પુરુષના માનમાં આર્યાવર્તને ભરતખંડ-ભારત નામ આપવામાં આવ્યું. આ ભરત તે મહારાજા દુષ્યન્ત તથા મહારાણી શકુન્તલાના કુમાર સર્વદમન, એવું એક મંતવ્ય છે. કિન્તુ જડભરત નામના એક જ્ઞાની રાજર્ષિ પણ આપણા દેશમાં થઈ ગયા છે. વળી આર્યનાટ્યશાસ્ત્રના આદ્યપ્રણેતાનું-રચનારનું નામ પણ ભરત છે.

આ મૂલ નામથી અજ્ઞાત પરદેશીઓએ આપણા દેશના મૂલ લોકોને પંજાબમાંથી સિંધમાં વહીને સમુદ્રને મળતી મહાનદી સિંધુ પરથી હિન્દુ નામ આપ્યું, અને હિન્દુ જે દેશમાં વસે છે એને તેઓ હિન્દુસ્તાન-હિન્દુસ્થાન કહેવા લાગ્યા.

આર્યો પણ આ દેશના અસલ વતની નથી, પણ બહારથી આવ્યા છે; અને આ દેશના મૂલ વતનીઓને પરાજિત કરી અહીં વસ્યા છે, એવો કેટલાક આધુનિકોનો મત છે જ્યારે આર્યો પ્રથમથીજ-પરાપૂર્વથી આ દેશના વતની છે, એવું કેટલાક સમર્થ વિદ્વાનોનું અનુમાન-સંશોધન છે,

વળી આર્ય એ જાતિવાચક શબ્દ છે, એટલું જ નહીં પણ સંસ્કૃતિવાચક શબ્દ પણ છે. એટલે જે સંસ્કૃત-સંસ્કારી હોય-સભ્ય હોય તે આર્ય એવો અર્થ પણ કેટલાક કરે છે. અર્થાત્ એમના મંતવ્ય પ્રમાણે આર્ય શબ્દ જાતિવાચક તેમજ સભ્યતાવાચક એમ બન્ને છે. જ્યારે કેટલાક એમ માને છે કે આર્ય એ જાતિવાચક શબ્દ નથી, પણ સંસ્કૃતિ-સભ્યતાવાચક શબ્દ છે. એમના અભિપ્રાય અનુસાર જેમના વિચારઆચાર-રીતભાત સંસ્કૃત એટલે સંસ્કારી-સભ્ય હોય તે સર્વ આર્ય-

સંભવિત છે કે પ્રથમ જે મૂલ જાતિ હતી તે પોતાના વિચારઆચારને-રીતભાતને સંસ્કૃત-સભ્ય માનતી, તેથી તે પોતાને આર્ય કહેવડાવતી; અને કાલે કરીને આ જાતિ સિવાયની બીજી જાતિઓના જે લોકો આર્યોના વિચારઆચાર જેવા વિચારઆચાર પાળતા કે પાળવા લાગ્યા તે પણ આર્ય કહેવાયા-ગણાયા.

ગમે તેમ હો, આર્ય શબ્દનાં મહત્વ અને ગૌરવ એટલાં બધાં છે કે સંસ્કૃત નાટકોમાં નાયિકા નાયકને આર્યપુત્ર કહીને સમ્બોધે છે. આર્યપુત્ર એટલે આર્યનો-સંસ્કૃતનો-સભ્યનો પુત્ર. અર્થાત્ આર્યપુત્રનું સંબોધન વાપરીને પ્રિયતમા પોતાના પ્રિયતમને વારંવાર મધુર રસિક સૂક્ષ્મ રીતે સ્મરણ કરાવે છે કે એ સારા માબાપના દીકરા છે, જેથી એમણે કશું અનુચિત-અઘટિત-અયોગ્ય કરવું જોઈએ નહીં. આ છે આર્ય સંસ્કૃતિ તથા સાહિત્યની સર્વોત્તમ લીલા-કલા.

## ચતુર્વર્ણ-ચાર વર્ણ

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર એ આર્ય સમાજના ચાર વર્ણ.

ભણવું, ભણાવવું, યજ્ઞ કરવા-કરાવવા, દાન લેવું-આપવું એ બ્રાહ્મણનાં કર્તવ્ય-છે; ભૂમિ તથા સમાજનું રક્ષણ કરવું એ ક્ષત્રિયનું કર્તવ્ય. કૃષિ, ગોરક્ષા તથા વાણિજ્ય વ્યાપાર એ વૈશ્યનાં કર્તવ્ય; તથા વિશેષતઃ શારીરિક શ્રમદ્વારા સમાજની સેવા કરવી એ શૂદ્રનાં કર્તવ્ય. આમ આર્યોના સમાજમાં ચાર વર્ણ તથા તેનાં કર્તવ્ય નિશ્ચિત હતાં. આ વર્ણ એ આનુવંશીક હતો કે વ્યવસાયાત્મક, અર્થાત્ વર્ણ એ જન્મથી કે ગુણકર્મથી એ વિષયમાં મોટો વિવાદ છે.

## વર્ણસંકરતા

કિન્તુ આ આર્યોના રક્ત સાથે દેશમાં વસતા અનાર્યોનું તેમજ દ્રાવિડોનું રક્ત પણ મળ્યું છે, એમ કેટલાકનું પ્રતિપાદન છે. વળી. શક, હુણ આદિ પરદેશીઓએ આ દેશ પર આક્રમણ કર્યું. એઓ પણ આ દેશમાં વસ્યા અને આર્યોમાં ભળી ગયા. ત્યાર પછી મુસ્લિમો આ દેશમાં આવ્યા, અને રાજ સત્તા તથા શારીરિક બલાત્કારથી ઘણાને મુસ્લિમ બનાવ્યા.

## જ્ઞાતિ

આર્ય સમાજશાસ્ત્ર અનુસાર આ ચાર વર્ણોમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર એ પ્રમાણે સંસ્કાર તથા કર્મ દૃષ્ટિએ ક્રમ છે. આ ક્રમમાં ઉપલા વર્ણનો પુરુષ નીચેના વર્ણની સ્ત્રી સાથે લગ્ન કરે તેને અનુલોમ લગ્ન કહે છે, અને ઉપલા વર્ણની સ્ત્રી નીચેના વર્ણના પુરુષ સાથે લગ્ન કરે તેને પ્રતિલોમ લગ્ન કહે છે. અપવાદ તરીકે અનુલોમ લગ્નની છુટ છે; અને પ્રતિલોમ લગ્નનો સર્વથા નિષેધ છે. પરંતુ મૂલ આર્ય જાતિના રક્તમાં અસુર-દસ્યુ. દ્રવિડ, શક, હુણ વગેરેનાં રક્ત કાલાનુક્રમે ભળ્યાં; અને અનુલોમ તથા પ્રતિલોમ લગ્ન પણ થયાં. પરિણામે રાજકિય, આર્થિક તથા સામાજિક પરિબલોને લીધે મૂલ ચાર વર્ણમાં કેટલાક મોટા ફેરફારો થયા. ચાર વર્ણમાંથી અઢાર વર્ણ થયા, અને અઢારમાંથી પણ પાછા અનેક થયા. વળી પ્રત્યેક વર્ણમાં જ્ઞાતિઓ થઈ, જ્ઞાતિઓમાં ઉપજ્ઞાતિઓ થઈ, અને ઉપજ્ઞાતિઓમાં ગોળ, એકડા તથા તડ બંધાયાં.

## ગુર્જર દેશમાં વર્ણ તથા જ્ઞાતિ

હવે આ વર્ણ તથા જ્ઞાતિ સંબંધી આપણે ગુર્જર દેશ પૂરતો જ વિચાર કરીએ તો પરિસ્થિતિ આ પ્રમાણે છેઃ—

મૂલ ૪ વર્ણો પૈકી બ્રાહ્મણોની ૮૪ જ્ઞાતિઓ ગણાય છે. જ્યારે કોઈ આ બધીય જ્ઞાતિઓના બ્રાહ્મણોને જમાડે ત્યારે ચોરાશી કરી એમ કહેવાય છે. વૈશ્યોની પણ ૮૪ જ્ઞાતિઓ કહેવાય છે. બોમ્બે સ્ટેટ ગેઝેટીઅર અનુસાર ગુજરાતમાં બ્રાહ્મણોની ૭૫, તથા વૈશ્યોની ૨૯ જ્ઞાતિઓ છે, અને ક્ષત્રિય-રજપુતના ૧૦૯ ઓડક, પેટા જ્ઞાતિઓ તથા જુથ છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, તથા વૈશ્ય એ વર્ણો ઉપરાંત કેટલીક શતાબ્દિઓથી ગુજરાતમાં નીચે પ્રમાણે જ્ઞાતિઓ અસ્તિત્વમાં છેઃ—

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | બ્રહ્મક્ષત્રિય | ૧૫ | ખત્રી | ૨૯ | પખાલી | ૪૩ | ભાંડ |
| ૨ | કાયસ્થ | ૧૬ | સાળવી | ૩૦ | મોચી | ૪૪ | બજાણિયા |
| ૩ | પ્રભુ | ૧૭ | સુથાર | ૩૧ | રબારી | ૪૫ | રાવળિયા |
| ૪ | ભાટિયા | ૧૮ | લુહાર | ૩૨ | ભરવાડ | ૪૬ | ખવાસ |
| ૫ | લોહાણા | ૧૯ | કડિયા | ૩૩ | ચારણ | ૪૭ | ખારવા |
| ૬ | પાટીદાર-કણબી | ૨૦ | સલાટ | ૩૪ | સાધુ | ૪૮ | માછી |
| ૭ | બ્રહ્મભટ્ટ-બારોટ | ૨૧ | તંબોલી | ૩૫ | ગોસાંઈ | ૪૯ | ભોઈ |
| ૮ | સોની | ૨૨ | માલી | ૩૬ | ગરાસિયા | ૫૦ | ઢેડ |
| ૯ | કંસારા | ૨૩ | દરજી | ૩૭ | ઠાકરડા | ૫૧ | ચમાર |
| ૧૦ | ઘાંચી | ૨૪ | ગોલા | ૩૮ | બારિયા | ૫૨ | ખાલપા |
| ૧૧ | કાછિયા | ૨૫ | કુંભાર | ૩૯ | કોળી | ૫૩ | તૂરી |
| ૧૨ | આંજણા | ૨૬ | ઓડ | ૪૦ | ભીલ | ૫૪ | વણજારા |
| ૧૩ | ભાવસાર | ૨૭ | હજામ | ૪૧ | નાયકડા | ૫૫ | સિંધવા |
| ૧૪ | છીપા | ૨૮ | ધોબી | ૪૨ | વાઘરી | ૫૬ | શેનવા |
| | | | | | | ૫૭ | ભંગી |

## ભોજન તથા લગ્ન સમ્બન્ધ

પૂર્વે-પ્રાચીન સમયમાં ચાર વર્ણોમાં બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય સિવાયના સર્વ શુદ્ર ગણાતા. પણ હવે તો બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય એ ત્રણ વર્ણો ઉપરાંત ઘણી જ્ઞાતિઓ અસ્તિત્વમાં છે, અને એમાંની ઘણી ખરી પોતાને શુદ્ર ગણતી નથી, તેમજ ગણાવવા તૈયાર નથી. ઉલટ પોતે વૈશ્ય, ક્ષત્રિય કે બ્રાહ્મણ વર્ણની છે, એમ માને છે, અને બીજાની પાસે એમ મનાવવા પ્રયત્ન કરે છે. તેમ છતાં બ્રાહ્મણ એ સર્વ વર્ણમાં તથા જ્ઞાતિઓમાં ઉચ્ચ-શ્રેષ્ઠ ગણાય છે. બ્રાહ્મણ પછી વૈશ્યનું સ્થાન આવે છે, અને ત્યાર પછી બીજી જ્ઞાતિઓની ગણના છે.

બ્રાહ્મણ બીજી કોઈ જ્ઞાતિનું ખાય પીએ નહિં તેમજ બીજી જ્ઞાતિ સાથે લગ્ન પણ કરે નહીં. વૈશ્ય બ્રાહ્મણ સિવાય બીજા કોઈનું ખાય પીએ નહી તેમજ બીજી જ્ઞાતિ સાથે લગ્ન કરે નહીં.

નીચેની જ્ઞાતિ ઉપરની જ્ઞાતિનું ખાયપીએ ખરી પણ લગ્ન તો પોતાની જ્ઞાતિમાં જ કરે.

પરંતુ આ ખાવાપીવાની બાબતમાં ભણેલાઓ તેમજ સુધરેલા ગણાતા મનુષ્યોમાં હવે પહેલાં જેવી સખતાઈ રહી નથી, ખાસ કરીને શહેરોમાં ઘણી છુટ લેવાય છે, અને પ્રવાસમાં, ટ્રેનોમાં, સ્ટીમરોમાં, હોટેલોમાં, મેળાઓમાં, તથા કેટલાક સાર્વજનિક પ્રસંગોએ ઉપલી વર્ણના ઘણા નીચલી વર્ણનું કે નીચલી વર્ણ સાથે બેસીને ખાય પીએ છે.

લગ્ન જે તે જ્ઞાતિમાં થાય છે એટલું જ નહીં પણ જે જ્ઞાતિમાં ઉપજ્ઞાતિ, ગોળ, એકડો કે તડ હોય તો તે ઉપજ્ઞાતિ, ગોળ, એકડા કે તડમાં જ થાય છે. દૃષ્ટાંત તરીકે

બ્રાહ્મણ કે વૈશ્ય માત્ર પોતાના વર્ણમાં જ નહીં પણ પોતાના વર્ણની પોતાની જે જ્ઞાતિ હોય તેની ઉપજ્ઞાતિમાં પોતાના ગોળ, એકડા કે તડમાં જ લગ્ન કરશે. પોતાના ગોળ, એકડા કે ગોળ બહાર લગ્ન કરવું હોય તો પણ પોતાની જ્ઞાતિમાં જ કરવું પડે, અને તે માટે પોતાના પંચની પરવાનગી લેવી પડે. હવે શિક્ષણ, અછત, પરદેશવાસ વગેરે કારણોને લીધે તડ, એકડા કે ગોળ બહાર કેટલાંક લગ્ન થવા માંડ્યાં છે, એટલું જ નહીં પણ ઉપજ્ઞાતિ કે જ્ઞાતિ બહાર પણ કેટલાંક લગ્ન થયાં છે.

વળી ઉપરની જ્ઞાતિનાં પુરુષોએ નીચેની જ્ઞાતિની સ્ત્રીઓ સાથે અનુલોમ લગ્ન કર્યાં છે, એટલું જ નહિ પણ ઉપરની જ્ઞાતિની સ્ત્રીઓએ નીચેની જ્ઞાતિના પુરુષો સાથે પ્રતિલોમ લગ્ન પણ કર્યાં છે. છતાંય એટલું તો સ્પષ્ટ છે કે આવા પ્રસંગોની–સમ્બન્ધતી ટકાવારી ઘણીજ ઓછી છે. વળી કેટલાક હિન્દુ પુરુષોએ પારસી, મુસ્લીમ તેમજ ક્રિશ્ચિયન–દેશી કે પરદેશી યુરોપીઅન વગેરે સ્ત્રીઓ સાથે પણ લગ્ન કર્યાં છે. પણ આવા બનાવ ઘણાજ ઓછા છે.

## બાલલગ્ન તથા વિધવાવિવાહ

હવે નાની વયમાં લગ્ન બહુ ઓછાં થાય છે; અને કાયદાએ છુટ આપવાથી ઉજળિયાત જ્ઞાતિમાં ક્વચિત વિધવાઓ પણ ફરી લગ્ન કરે છે. પછાત જ્ઞાતિઓમાં તો લગનવિચ્છેદ –છુટાછેડા તથા સ્ત્રીઓને પુર્નલગ્નની પ્રથમથી જ છુટ છે.

## જ્ઞાતિનાં બંધારણ તથા પંચ

પ્રત્યેક જ્ઞાતિનું બંધારણ હોય છે, અને નિયમો હોય છે. આ બંધારણ તથા નિયમો પૈકી કેટલાક લેખી હોય છે, અને તેમાં વિવાહ, લગ્ન, સીમન્ત, પંક્તિ ભોજન વગેરે પ્રસંગોએ કોણે કોણે ક્યારે ક્યારે શું કરવું અને શું નહીં કરવું એ બાબત ધારા ધોરણ હોય છે. આ ધારાધોરણનો અમલ કરનારા આગેવાનોને શેઠીયા કે પટેલ કહે છે. કેટલીક જ્ઞાતિઓમાં આ આગેવાનો આનુવંશીક–વંશપરંપરાથી હોય છે; અને કેટલીક જ્ઞાતિઓમાં એમને નીમવામાં કે ચુંટવામાં આવે છે. જ્યારે આખી જ્ઞાતિનાં તમામ ગામોના કે કુટુંબોના પ્રતિનિધિઓ ભેગા થાય છે, ત્યારે પંચ કે સમસ્ત પંચ ભરાયું એમ કહેવાય છે. જ્ઞાતિના બંધારણમાં, નિયમોમાં કે ધારાધોરણમાં ફેરફાર કરવાનું કામ કે બીજું કોઈ પણ મહત્વનું કામ આ પંચમાં–સમસ્ત પંચમાં થાય છે. કેટલીક વાર આગેવાનો મળે તેને પણ પંચ કહે છે. આધુનિક ભાષામાં કહીએ તો પંચ–સમસ્ત પંચ એટલે હાલની આધુનિક ઢબની નવી સંસ્થાઓની સામાન્ય સભા–જનરલ મીટિંગ; અને આગેવાનોની–શેઠીઆઓની–પટેલીઆઓની બેઠક એટલે હાલની વ્યવસ્થાપક કે કાર્યવાહક સમિતિ.

જ્ઞાતિઓનાં પોતાનાં ફંડ હોય છે, જેમાંથી જ્ઞાતિજનોનાં શિક્ષણ અને ગરીબોને, ગરજુઓને આર્થિક સહાય વગેરે માટે ખર્ચ કરવામાં આવે છે. કેટલીક જ્ઞાતિઓ પત્રિકા, માસિક, વાર્ષિક વગેરે પોતાનાં પ્રકાશનો પ્રસિદ્ધ કરે છે; અને કેટલીક પોતાના વાર્ષિક નિવેદનો (રીપોર્ટ) પણ પ્રકટ કરે છે. કેટલીક જ્ઞાતિઓ પોતાનાં મંડળ ચલાવે છે, સભા–પરિષદ, સ્નેહસંમેલન ભરે છે, અને શિક્ષણ, ઉદ્યોગ, કલા વગેરે સંબંધી પ્રવૃત્તિઓ કરે છે.

જે જ્ઞાતિમાં કે ઉપજ્ઞાતિમાં ગોળ, એકડા કે તડ હોય છે ત્યાં એ ગોળ, એકડા કે તડનાં પોતાનાં બંધારણ, નિયમ, ધારાધોરણ તથા પંચ વગેરે હોય છે, જેમનાં કામકાજ તથા પ્રવૃત્તિઓ પણ ઉપર પ્રમાણે હોય છે. કેટલાક ગોળ, એકડા કે તડોને મોટા બનાવવા

કે એમને પરસ્પર જોડી દેવા કે નાનાનું મોટામાં વિલીનીકરણ કરવું–આવી આવી પ્રવૃત્તિ કે એની વિચારણા કોઈ કોઈ જ્ઞાતિમાં થઈ છે યા થવા માંડી છે.

## સોળ સંસ્કાર

સંસ્કારનો મૂલ અર્થ છે સંપૂર્ણ સર્વોત્તમ કાર્ય–ક્રિયા; પરંતુ મનુષ્યના તનમનને અથવા શરીર, મન તથા જીવને શુદ્ધ–સંસ્કૃત કરનાર આર્યધર્મશાસ્ત્રોક્ત કેટલીક ક્રિયાઓ–વિધિઓ એટલે સંસ્કાર–એ એનો પારિભાષિક અર્થ. શાસ્ત્રમાં કહ્યું છે કે **जन्मना जायते शूद्रः संस्कारात् द्विज उच्यते।** અર્થાત્ પ્રત્યેક જન્મથી શૂદ્ર છે અને સંસ્કાર કરવાથી દ્વિજ થાય છે–એટલે બે વાર–બીજીવાર જન્મે છે. મનુષ્ય જન્મથી પ્રાકૃત–અનઘડ હોય છે કિન્તુ સંસ્કારોદ્વારા એ સંસ્કૃત–સુધરેલો–કેળવાએલો–સભ્ય બને છે, એ આ વાક્યનો ભાવાર્થ છે. અહીં સંસ્કાર એટલે આર્યધર્મશાસ્ત્રે પ્રબોધેલા સંસ્કાર. આ સંસ્કાર ૧૬ છે, અને તે નીચે પ્રમાણે છે:—

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ગર્ભાધાન | ૫ | નામકર્મ | ૯ | ઉપનયન | ૧૩ | વેદ |
| ૨ | પુંસવન | ૬ | નિષ્ક્રમણ | ૧૦ | વેદ | ૧૪ | કેશાન્ત |
| ૩ | સીમન્ત | ૭ | અન્નપ્રાશન | ૧૧ | વેદ | ૧૫ | સમાવર્તન |
| ૪ | જાતકર્મ | ૮ | ચૌલ | ૧૨ | વેદ | ૧૬ | વિવાહ |

પરંતુ આ સંસ્કારો પૈકી કેટલાક હવે થતા નથી, અને કેટલાકમાં મૂલ સ્વરૂપમાં ઓછાવત્તા ફેરફાર થયા છે; એટલે એની મૂલ વિધિની વિગતોમાં નહિ જતાં એમના મૂલ અર્થ તથા વર્તમાન પાલનની આપણે ટુંકી સમીક્ષા કરીએઃ—

૧ **ગર્ભાધાન :** એટલે સંતાનપ્રાપ્તિ માટે પુરુષના વીર્યનો સ્ત્રીની રજ સાથેનો સંયોગ. આ સંસ્કાર માટે શાસ્ત્રમાં જે વિધિ છે તે ઘણા કાલથી કરવામાં આવતો નથી.

૨ **પુંસવન :** એટલે પુત્ર–પ્રજાની ઉત્પત્તિ માટે ગર્ભાધાન પછી ચોથે માસે કરવાનો સંસ્કાર. આ સંસ્કાર પણ થતો નથી.

૩ **સીમન્ત :** એટલે ગર્ભ રહ્યા પછી આશરે સાતમા માસે જે સંસ્કાર કરવામાં આવે છે તે. આમાં ગર્ભિણીના માથાની સેંથીમાં તથા કપાળે કુંકુમ લગાડવામાં આવે છે, તેના હાથમાં શ્રીફળ તથા ચોખા મુકવામાં આવે છે, અને તેના ખોળામાં ચોખાથી ભરેલ માટલી કે ઘડો મૂકવામાં આવે છે. આમાં ગોર ગર્ભિણી પાસે પૂજા કરાવે છે. આ સીમન્તને કેટલાક "ખોળો ભરવો" પણ કહે છે. આ પ્રસંગે સિમન્તિનીના મોસાળીઆં છાબમાં એને સારું ચણિયા, કબજા, સાડીઓ આભુષણ વગેરેથી ભરેલી એક મોટી છાબ સાથે વાજતે ગાજતે એના સાસરે આવે છે, અને ત્યાં પછી તે સર્વ તેને આપવામાં આવે છે. આને "મોળાણું ભરવું" કહે છે. સીમન્ત પ્રસંગે ગર્ભિણીનાં સાસરીઆં સગાંસ્નેહીઓને મિષ્ટાન્ન જમાડે છે. આ પ્રસંગે કેટલાક કુટુંબોમાં કુલદેવીનો વરઘોડો પણ કાઢે છે, અને ભેટ ચાંલ્લા પણ કેટલાક આપે છે. સીમન્ત પછી જુની રીત પાળનારા સાસરીયાં ગર્ભિણીને પ્રસૂતિ માટે એના પીએર મોકલે છે. આધુનીકોમાં તો જેવી સ્વેચ્છા અને સવડ. આ સીમન્ત પ્રસંગ પહેલાં બહુ ધામધુમથી ઉજવાતો

અને મોટી "ન્યાતો જમાડાતી"–એટલે બસો–ચારસો કે પાંચસો સાતસો જ્ઞાતિજનો વગેરેને જમાડવામાં આવતા. પણ હવે મોટે ભાગે આવા મોટા જમણવારો બંધ થયા છે, અને કેટલાક નજીકના સગાંઓને જમાડે છે, તથા ધાર્મિક વિધિ કરે છે. કેટલાક તો હવે આ સીમન્ત સંસ્કારનો ધાર્મિક ભાગ એટલે પૂજાવિધિ કરતા નથી, અને બીજો લૌકિક ભાગ એટલે ચાંલ્લો, ભેટ વગેરે આપવા લેવાનું કે જમાડવાનું પણ કરતા નથી. કેટલીક જ્ઞાતિઓએ પણ આ લૌકિક ભાગ ઉપર મર્યાદાઓ તથા પ્રતિબંધો મૂક્યા છે.

૪ **જાત કર્મ** : બાળકના જન્મ પછી ગર્ભસ્થાન સાથે બાળકને જોડનાર નાળને કાપી નાંખવામાં આવે છે, અને બાળકને સ્નાન કરાવવામાં આવે છે, અને ત્રણ દિવસ સુધી દિવેલ, ઘી તથા મધને મેળવીને એને પાવામાં આવે છે, અથવા પુમડાથી બાળકના મોંમાં એનાં ટીપાં મૂકવામાં આવે છે. જન્મ પછી છઠ્ઠા દિવસે મધરાતે વિધાત્રી બાળકનું ભવિષ્ય લખવા આવે છે, એવી માન્યતાના કારણે તે રાત્રીએ પ્રસૂતાના ખાટલા પાસે ખાટલો મુકી એના પર એક સફેદ કપડું પાથરવામાં આવે છે, અને એના પર ઘીનો દીવો, ફૂલ, કંકુ, ચોખા, ઘઉં, ગોળ, સોપારી, રૂપિયો, તાંબાનો સિક્કો, ખડિયો, કિત્તો, વગેરે મૂકે છે. બીજે દિવસે સહવારે આ બધું ઉપાડીને ગોર કે બ્રાહ્મણને આપવામાં આવે છે, અને કપડાનું ઝભલું સીવડાવી બાળકને પહેરાવે છે. આને જાત કર્મ સંસ્કાર કહે છે.

૫ **નામ કર્મ** : જન્મથી બારમે દિવસે, સવામાસે કે ત્યાર પછી બાળકનું નામ પાડવામાં આવે છે. આ પ્રસંગે પારણામાં કે સફેદ કકડામાં બાળકને સુવાડીને છોકરાંઓ પાસે ઝુલાવવામાં આવે છે, અને બાળકના ફોઈની હાજરીમાં બાળકના જન્મની રાશિ અનુસાર કે રાશિથી સ્વતંત્ર બાળકનું નામ પાડવામાં આવે છે. ફોઈ ને ભેટ આપવામાં આવે છે, અને કુટુંબીઓ વગેરે મિષ્ટાન્ન જમે છે.

૬ **નિષ્ક્રમણ** : એટલે ઘરની બહાર નીકળે તે વેળાની વિધિને નિષ્ક્રમણ કહે છે—આ સંસ્કાર થતો નથી.

૭ **અન્નપ્રાશન** : એટલે બાળક પ્રથમવાર રાંધેલું અન્ન જમવાનું શરૂ કરે છે એ પ્રસંગે જે વિધિ કરવાનો તેને અન્નપ્રાશન કહે છે. આ વિધિ પણ થતો નથી.

૮ **ચૌલ**–એટલે છોકરો ૩ કે ૫ વર્ષની વયનો થાય છે, ત્યારે એના માથાના વાળ કાપવામાં આવે છે જેને વાળ ઉતરાવવા કહે છે. આ વેળા જે પૂજા તથા વિધિ કરવામાં આવે છે તેને ચૌલ સંસ્કાર કહે છે. કેટલાક લોકો પોતાના ઘરમાં જ બાળકના વાળ ઉતરાવે છે, અને કેટલાક આ માટે ઠરેલા કુલદેવીના મંદિરે કે તીર્થક્ષેત્રમાં જાય છે. આ વેળા બાળકની ફોઈ ને રૂપિયા આપવામાં આવે છે, અને કુટુંબીઓ મિષ્ટાન્ન બનાવીને જમે છે. કેટલાકમાં ટોપલીઓમાં માટી નાંખી તેમાં ઘઉં, જવ, જુવાર, ડાંગર, તલ વાવે છે, જેને જુવારા વાવવા કહે છે. આ જુવારાની પૂજા ૮ દિવસ કરવામાં આવે છે, અને પછી તેનો વરઘોડો કાઢી જવારાનું વિસર્જન કરવામાં આવે છે.

૯ **ઉપનયન** : ઉપનયન એટલે શિષ્યને ગુરુની સમીપ લઈ જવો તે–નયન એટલે દોરી જવું–લઈ જવું. પ્રાચીન સમયમાં બાળકોને ખાસ કરીને બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યના બાળકોને વિદ્યાભ્યાસ માટે ગુરુકુલમાં એટલે ગુરુના આશ્રમ કે સ્થાનમાં મોકલવામાં

આવતા અને ત્યાં રહી વિદ્યાભ્યાસ પુરો કરી પાછા ઘેર આવતા. હવે તો વિદ્યા પ્રાપ્તિ માટે આવા ગુરુકુલો કે આશ્રમો પણ નથી, અને નવીન સ્વરૂપનાં શાળા, વિદ્યાલયો, તથા મહાવિદ્યાલયો થવાથી વિદ્યાર્થીઓને, બાળકોને ગુરુકુલોમાં કે આશ્રમોમાં મોકલવાનો પ્રસંગજ ઉપસ્થિત થતો નથી. કિન્તુ આ પ્રસંગે જે ધાર્મિક વિધિ થતી હતી તે ખાસ કરીને બ્રાહ્મણોમાં તેમજ બીજી કેટલીક જ્ઞાતિમાં હજુ ચાલુ રહી છે. આ પ્રસંગે ઉત્સવના પહેલા દિવસે શમીના ઝાડના ટુકડાની થાંભલી રોપે છે, જેને માંડવા મુહૂર્ત–મંડપ મુહૂર્ત કહે છે. બીજે દિવસે ગ્રહશાંતિ એટલે ગ્રહોની પૂજા કરવામાં આવે છે. ત્રીજે દિવસે બાળકને અગ્નિદેવતા સમક્ષ સુતરના ત્રણ તાર પહેરાવવામાં આવે છે, જેને સંસ્કૃતમાં ઉપવીત તથા ગુજરાતીમાં જનોઈ કહે છે. આ વખતે બાળકને "ગાયત્રી મંત્ર આપવામાં" આવે છે, એટલે એની પાસે ગાયત્રીમંત્ર ગ્રહણ કરાવવામાં આવે છે. ચોથા દિવસે બાલક જાણે ગુરુને ઘેર જાય છે એવા દેખાવનો–વાજતેગાજતે વરઘોડો કાઢવામાં આવે છે. આ વરઘોડો ચકલે કે ભાગોળે આવે ત્યારે બાલક દોડી જાય છે, અને એના મામા એની પાછળ દોડીને એને પકડી લાવે છે, એટલે આખો વરઘોડો પાછો ઘેર આવે છે. જનોઈ ગ્રહણ કરનાર બાલકને બટુક કે બડવો કહે છે. અને એ દોડી જાય તેને "બડવો દોડ્યો" એમ કહે છે. બ્રાહ્મણોમાં આ જનોઈનો પ્રસંગ બહુ ઉત્સાહપૂર્વક ઉમંગથી ઉજવાય છે, અને ઉપવીત સંસ્કાર એ બ્રાહ્મણને વિશિષ્ટતા આપતો હોવાથી બ્રાહ્મણો એમાં બહુ ગૌરવ લે છે. લગ્ન પ્રસંગની જેમ આ વેળા કંકોત્રીઓ–કુંકુમ પત્રિકા લખાય છે. મકાન વગેરે રંગાવાય છે. વાજાંઓ વગાડવામાં આવે છે; અને "નાતો" થાય છે, એટલે મોટી સંખ્યાને મિષ્ટાન્ન જમાડાય છે. આ વેળા લગ્નની જેમ ચાંલ્લા અને ભેટો પણ લેવાય છે, અપાય છે અને સ્ત્રીઓ ગીતો પણ ગાય છે.

૧૦ **વેદવ્રત** : વિદ્યાર્થી ગુરુકુલમાં કે ગુરુના આશ્રમમાં રહી ચાર વેદોનો અભ્યાસ કરે છે,
૧૧ એને વેદવ્રત કહે છે. આ પ્રમાણે ગુરુકુલમાં કે ગુરુના આશ્રમમાં રહી જે વિદ્યાર્થી
૧૨ વિદ્યાભ્યાસ કરે એને કેટલાક શારીરિક તથા માનસિક નિયમો પાળવા પડતા; આ
૧૩ નિયમોના પાલન સાથે વિદ્યાભ્યાસ કરનાર વિદ્યાર્થીને બ્રહ્મચારી કહેતા. પણ હવે તો વેદના અભ્યાસનોજ જ્યાં છેદ થઈ ગયો છે ત્યાં આ વેદવ્રતની વાતજ શી ? એટલે કેટલાક વેદપાઠી બ્રાહ્મણોની અતિ અલ્પ સંખ્યા સિવાય બીજા કોઈનામાં આ વેદવ્રત સંસ્કાર થતા જ નથી.

૧૪ **કેશાન્ત** : એટલે ગુરુકુલમાં રહીને વિદ્યાભ્યાસ કરતા બ્રહ્મચારીના મુખ કે શિરપરના કેશ સાદાઈ વગેરેના કારણે કાપવામાં આવતા નહીં તેમજ ક્ષૌરકર્મ–હજામત પણ કરવામાં આવતી નહી; કિન્તુ જ્યારે એનો અભ્યાસ પૂરો થાય ત્યારે એના કેશ–વાળ કાપવામાં આવતા. આ વેળાના વિધિને કેશાન્ત સંસ્કાર કહેતા. હવે તો નથી આવા ગુરુકુલો કે નથી ગુરુકુલ પદ્ધતિએ અભ્યાસ કરનારા બ્રહ્મચારીઓ ! કેટલાક સ્થળો અને સ્થાનોને બાદ કરતાં શું વિદ્યાર્થીઓ કે શું બીજાઓ–દર મહિને કે પખવાડીએ પોતાના કેશ કપાવે છે, અને એક દિનના આંતરે કે દરરોજ હજામત કરે–કરાવે છે. એટલે આ કેશાન્ત સંસ્કારનો સર્વથા લોપ થયો છે.

૧૫ **સમાવર્તન** : એટલે ગુરુના આશ્રમમાં બ્રહ્મચારી વિદ્યાભ્યાસ પુરો કરે ત્યારે એને

ઘેર જવા વિદાય આપવામાં આવે તે વેળાની વિધિને સમાવર્તન સંસ્કાર કહે છે. ગુરુકુલ કે ગુરુના આશ્રમનું સ્થાન જ્યારથી આધુનિક વિદ્યાસંસ્થાઓએ લીધું ત્યારથી આ સમાવર્તન સંસ્કાર નિરાકાર થઈ ગયા છે ! હવે યુનિવર્સિટીઓમાં ડીગ્રીઓ આપવાના સમારંભ થાય છે, જે વેળા કુલપતિનાં પ્રવચનો થાય છે. પરંતુ આ આધુનિક સમારંભ અને પ્રાચીન સમાવર્તન સંસ્કારનાં સ્વરૂપ તથા વિધિ કેવળ ભિન્ન છે.

૧૬ વિવાહ : પુરુષ તથા સ્ત્રીના લગ્નને સંસ્કૃતમાં વિવાહ કહે છે, અને આ પ્રસંગે ધર્મશાસ્ત્રમાં જે વિધિ ઠરાવી છે, તેને વિવાહ સંસ્કાર કહે છે. સમસ્ત સંસારમાં—ખાસ કરીને આ આર્ય સંસારમાં સર્વ આશ્રમોમાં ગૃહસ્થાશ્રમનું સ્થાન કેન્દ્રમાં છે; અને બ્રહ્મચર્ય વાનપ્રસ્થ તથા સન્યસ્ત એ ત્રણે આશ્રમો પણ ગૃહસ્થાશ્રમ પર આધાર રાખે છે. આવા મહત્વના ગૃહસ્થાશ્રમનો આરંભ લગ્નથી થાય છે. એટલે આર્યોના સમાજમાં વિવાહ સંસ્કારને અતિ ઉચ્ચ તથા ગૌરવભર્યું સ્થાન આપવામાં આવ્યું છે.

દેવતાઓનાં આવાહન તથા સ્થાપના કરી તેમની પૂજા કરવી, વેદિમાં અગ્નિ પ્રકટાવી અગ્નિદેવતા સમક્ષ કન્યાનો હસ્ત વરના હસ્તમાં આપવો, એટલે બંનેનો હસ્તમેળાપ કરવો, વધૂવર પાસે પરસ્પર પ્રેમ, સેવા તથા સહકારની પ્રતિજ્ઞાઓ લેવડાવવી, બંનેના વસ્ત્રના પ્રાન્તોને જોડી બાંધીને બંને પાસે સપ્તપદી કરાવવી એટલે સાત પગલાં ભરાવવાં, અને સગાં સ્નેહી સંબંધીઓ આદિની સાક્ષીમાં નવવધૂવરનાં દાંપત્યનાં સ્વીકાર તથા પ્રકાશન— આ સર્વ એટલે આ વિવાહ સંસ્કાર.

પરંતુ આ મૂલ વિવાહ સંસ્કારની આગળ પાછળ કાલાન્તરે કેટલીક રૂઢિઓ તથા રિવાજો ઉદ્‌ભવ્યા છે, જે મૌલિક નહીં હોવા છતાં લગ્ન પ્રસંગે કે વ્યવહારમાં આવશ્યક ગણાય છે. એટલે હવે આપણે બહુજ ટુંકાણમાં આ રૂઢિઓ તથા રિવાજોને જોઇએ—

સગપણ—સગાઇ—ચાંદલો : લગ્ન પહેલાં કન્યાપક્ષ તથા વરપક્ષ મળીને કન્યા તથા વરના લગ્નનો લેખી કે મૌખિક કરાર કરે છે, તેને સગપણ—સગાઈ—ચાંદલો કે વિવાહ કહે છે. આ માટે કન્યાપક્ષ વરપક્ષને ત્યાં જાય છે. કેટલીક જ્ઞાતિઓમાં બંને પક્ષ મંદિરમાં કે જ્ઞાતિની વાડીમાં મળે છે, અને બંને પક્ષની હાજરીમાં કન્યાના વડીલ કે ગોર વરના કપાલમાં ચાંદલો કરી એના હાથમાં શ્રીફળ તથા રૂપિયો મૂકે છે. આ પ્રસંગે ગોળધાણા વહેંચાય છે, અને કુટુંબીઓ તથા નજીકનાં સગાંઓ મિષ્ટાન્ન જમે છે.

લગ્ન પહેલાં ગમે ત્યારે ચાંલ્લો થાય છે. કેટલીકવાર ઘણાં વર્ષો પૂર્વે પણ થાય છે, અને કેટલીકવાર એકાદ બે વર્ષ કે કેટલાક માસ પૂર્વે પણ ચાંલ્લો થાય છે. ચાંલ્લો થયા પછી ખાસ કારણ સિવાય કરાર તોડવામાં આવતો નથી. કેટલાક વર્ષો પહેલાં વરકન્યાની ઘણી ન્હાની વયે સગાઈ થતી પણ હવે એવું બહુજ ઓછું થાય છે. સગાઈ કર્યા પછી વર પક્ષ તરફથી કન્યાને સાડી વગેરે કપડાં, ઘરેણાં, મીઠાઈ મોકલવામાં આવે છે. એને વસનની માટલી કહે છે.

લગનની તિથિ નક્કી થયા પછી વરપક્ષ તેમજ કન્યાપક્ષ પોતાના સબંધીઓને આ પ્રસંગની આમંત્રણ પત્રિકાઓ લખે છે. પ્રથમ આ પત્રિકાઓ હાથથી લખાતી, અને તેના પર કંકુના છાંટા નાંખવામાં આવતા. એટલે આ પત્રિકાને કંકોત્રી કે કુમકુમ પત્રિકા કહે છે : હવે આ પત્રિકા મોટા ભાગે છાપવામાં આવે છે. પ્રથમ જ્ઞાતિના ગોર ગામે ગામ જઈ આ પત્રિકાઓ જેને તેને આપતા, હવે ઘણુંખરું ટપાલમાં મોકલાય છે.

લગ્નના દિવસના કેટલાક દિવસ પહેલાં મકાનને રંગવામાં કે ધોળવામાં આવે છે. આ પ્રસંગે જરૂરી વસ્ત્ર, આભુષણ, સીધું સામાન વગેરે ખરીદવામાં તથા તૈયાર કરવામાં આવે છે, અને કુટુંબમાં વડી, પાપડ વગેરે બનાવાય છે.

પછી લગ્નના દિવસે કે તેના ત્રણેક દિન પહેલાં સમડાના વૃક્ષની ડાળી સાથે એક વાંસ રોપવામાં આવે છે, અને તેની પૂજા કરવામાં આવે છે. આને **મંડપ મુહૂર્ત** કહે છે. પછી માંડવો બાંધવામાં આવે છે. ભૂતપ્રેતના નિવારણાર્થે જ્યાં માંડવો બાંધવાનો હોય તેની બહાર એક ન્હાનો ખાડો ખોદીને તેમાં છાણાં, પૈસો, સોપારી તથા લોખંડનો ખીલો–ખૂંટી મૂકવામાં આવે છે, અને એક સ્ત્રી આ ખાડાની કંકુચોખા વડે પૂજા કરે છે. આને **ઉકરડી નોંતરવી** કહે છે.

મંડપ મુહૂર્ત પછી કુટુંબની સ્ત્રીઓ કુંભારને ત્યાંથી માટલીઓ લાવે છે, અને ગણેશની સમક્ષ મૂકે છે. આને **ગણેશ માટલી** કહે છે.

કેટલાક કુટુંબોમાં ગ્રહોની અશુભ અસર નિવારવા માટે ગ્રહોની પૂજા થાય છે. આ વિધિને **ગ્રહશાંતિ** કહે છે.

. લગ્નના આગલા દિવસે કન્યાપક્ષ વરપક્ષને ગોરની સાથે **લગ્ન પત્રિકા** તથા શ્રીફલ મોકલે છે. આ લગ્નપત્રિકામાં વરપક્ષને લગ્ન માટે કન્યાપક્ષને ત્યાં આવવાનું આમંત્રણ હોય છે.

લગ્નના દિને વર તથા કન્યાના શરીરને મગની–ચણાની દાળનો લોટ તથા હળદર ચોળવામાં આવે છે, અને પછી તેમને સ્નાન કરવામાં આવે છે. આને **પીઠી** ચોળવી કહે છે.

**જાન :** વરપક્ષ તથા કન્યાપક્ષ એક જ ગામમાં કે નગરમાં રહેતા હોય નહિ તો વરપક્ષ લગ્ન માટે કન્યાપક્ષને ગામ જાય છે, જેને જાન કહેવામાં આવે છે. જાનમાં વરના કુટુંબીઓ તથા સગાં, સ્નેહી, સબંધીઓ હોય છે. કન્યાપક્ષ કહે એટલી સંખ્યા જાનમાં લેઈ જવાય. કન્યાપક્ષ સાધનવાળા અને ઉમંગી હોય તો જાનમાં વધારે મનુષ્યોને બોલાવે. જ્યાં કન્યાપક્ષ ખમતો હોય ત્યાં પ્રથમ સો, બસો, ત્રણસો કે તેથી પણ વિશેષ મનુષ્યો જાનમાં જતા; અને હજુ પણ કોઈવાર આટલી સંખ્યા થાય છે. પરંતુ હવે મોંઘવારી, સુધારા વગેરે કારણોથી સાધારણ રીતે જાનમાં પચીસપચાસ મનુષ્યોને બોલાવવામાં કે લેઈ જવામાં આવે છે. પાટીદારમાં જાનમાં સ્ત્રીઓને લઈ જતા નથી.

**સામૈયું :** જાન કન્યાપક્ષના ગામે જાય એટલે કન્યાપક્ષના પુરુષો વાજતેગાજતે વરપક્ષના પુરુષોને જઈ મળે છે, તેમના હાથમાં હાથ મીલાવે છે, અને રામ રામ કહી સત્કાર કરે છે. પછી જાનને ધર્મશાળામાં, મંદિરમાં કે કોઈ સ્થળે ઉતારો આપવામાં આવે છે. આ ઉતારાને જાનિવાસ કહે છે.

**ભોજન :** જાન જેટલા દિવસ રહે તેટલા દિવસ કન્યા પક્ષ જાનને જમાડે છે, જેમાં સ્હવારે દાળભાત, શાક, શીરોપુરી કે એવું કંઈ હોય. કોઈ વાર વાલ, ભજીયાં પણ હોય. સાંજે દાળભાત કે કઢીભાત, શાક, કોળ, ભજીઆં સાથે મિષ્ટાન્ન–પકવાન હોય. વળી સાથે ચટણી, મઠા, રાયતાં, અથાણાં, પાપડ પણ હોય છે. એ તો જેવાં ખવડાવનારનાં હેત અને સાધન. વળી નવા જમાના પ્રમાણે એક કે બે વાર ન્હાપાણી પણ ખરાં જ. હવે તો કેટલીક વાર જાનને બીજે જ દિવસે વિદાય કરવામાં આવે છે.

**સોનું સમજવું** : વરપક્ષવાળા કન્યાપક્ષને ત્યાં જઈ કન્યાને વસ્ત્ર, આભુષણ વગેરે આપે એને સોનું સમજવું કહે છે. કેમકે આમાં દાગીનામાં જે સોનું આપવામાં આવે છે, તે જે તે જ્ઞાતિના રિવાજ પ્રમાણે બરાબર છે કે કેમ તે સમજવા–સમજાવવામાં આવે છે.

સોનું સમજ્યા પછી કન્યાપક્ષની સ્ત્રીઓ વરને કંસાર કે સુખડી ખવડાવવા જાય છે, જેને **કલેવો ખવડાવવો** કહે છે.

**વરઘોડો** : વર જાનૈયાઓ સાથે વાજતે ગાજતે લગ્ન માટે કન્યાના માંડવે જાય છે; તેને વરઘોડો કહે છે. વરપક્ષનાં સાધન તથા ઉમંગ પ્રમાણે આ વરઘોડામાં વાજાં ઘોડા, ગાડી, સુશોભનો, બત્તીઓ, વગેરે હોય છે. જે વરઘોડામાં ઘોડા તથા ગાડીઓ હોય તેમાં સૌથી આગળ ઘોડા તથા ગાડીઓ હોય છે. એની પાછળ વાજાં વગાડનારા વાજાં વગાડે છે. વાજાંની પાછળ સાજન ચાલતું હોય છે, અને સાજન પાછળ વરરાજા ઘોડા પર ગાડીમાં કે મોટરમાં હોય છે. વરરાજાની પાછળ વરપક્ષની સ્ત્રીઓ લગ્ન ગીત ગાતી ગાતી ચાલે છે. કેટલાક વરઘોડામાં બંદુકો તથા દારુખાનું ફોડવામાં આવે છે, કેટલાકમાં વિદેશી ઢબના બૅન્ડ-વાજાં વાગે છે. કેટલાકમાં દેશી ઢોલીઓ ઢોલ વગાડે છે, તથા રમે છે; અને કેટલાકમાં આ બન્ને હોય છે. પરંતુ ઘણા ગામડાંઓમાં અને ખાસ કરીને ગરીબ લોકોમાં વરઘોડામાં ફક્ત ઢોલીઓ જ હોય છે.

વરઘોડો કન્યાના માંડવે જાય છે એટલે કન્યાપક્ષ વરપક્ષને આવકારીને માંડવામાં બેસાડે છે. મંડપ પાસે આવીને વર ઉભો રહે એટલે કન્યાની મા કંકુ વગેરેથી વરનો સત્કાર કરે છે, જેને **પોંકવું** કહે છે.

જે સ્થળે લગ્નવિધિ કરવામાં આવે છે, ત્યાં ચાર બાજુ પૈકી દરેક બાજુએ એક ઉપર એક એમ સાત માટલીઓ ગોઠવવામાં આવે છે, અને આવી દરેક ઉતરડની, આજુ બાજુ ૩ વાંસ રોપવામાં આવે છે. આને **ચોરી** કે મહિયરું–માંયરું કહે છે. માંયરાના ઉપર કપડું બાંધવામાં આવે છે, જેને **ચંદરવો** કહે છે. કેટલેક ઠેકાણે માટીની માટલીઓને બદલે ધાતુની કે જર્મન સિલ્વરની માટલીઓ પણ એક ઉપર એક ગોઠવે છે, અને વાંસને બદલે લાકડાંની ફ્રેમો હોય છે. કેટલાક ધનિકોમાં તથા શહેરોમાં આ ચોરીને ફૂલો, વસ્ત્રો વગેરેથી ખૂબ શણગારે છે.

ચોરીની અંદર વરકન્યાને પધરાવવામાં આવે છે. વરને બાજઠ પર બેસાડે છે, અને કન્યાને માંચડા પર બેસાડે છે. કેટલાકમાં બંનેને ખુરસી પર બેસાડે છે, અને પછી દેવતાઓનાં આવાહન, પ્રતિષ્ઠા તથા પૂજા કરવામાં આવે છે. ત્યારપછી અગ્નિદેવતા સમીપ વરના હાથમાં કન્યાનો હાથ મૂકવામાં આવે છે, જેને **હસ્તમેળાપ** કે **પાણિગ્રહણ** કહે છે. વર કન્યા પાસે પોતપોતાનાં કર્તવ્યોનાં પાલનની પ્રતિજ્ઞાઓ લેવડાવવામાં આવે છે, અને તેમને સાત પગલાં સાથે ચલાવવામાં આવે છે જેને **સપ્તપદી** કે **મંગળફેરા** કહે છે. ત્યાર પછી વરવધૂ પરસ્પર કંસાર જમાડે છે. સૌભાગ્યવતી સ્ત્રીઓ આવીને ઉભયને આશીર્વાદ આપે છે, બંનેના સગાંસ્નેહીઓ વરવધૂને ભેટ આપે છે, અને તેમના વડીલોને ચાંદલા તરીકે રૂપિયા આપે છે. અત્યાર સુધી વધુવર બંને ઉપવાસી હોય છે તેમને કન્યાપક્ષ જમાડે છે. કેટલાક ઉચ્ચ ભણેલા સંસ્કારી કે સધન કુટુંબોમાં હસ્તમેળાપ સમયે આઠ ટુંકનું એક કાવ્ય ગવાય છે, જેમાં દેવોની સ્તુતિ, વધૂવર અને તેમનાં કુટુંબીઓની પ્રશંસા તથા આશિષ હોય છે.

આ કાવ્ય ઘણું કરીને શાર્દૂલ વિક્રિડિત છંદમાં મોટા ભાગે ગુજરાતી ભાષામાં રચેલું હોય છે, અને એને મંગલાષ્ટક કહે છે.

લગ્નવિધિ પુરો થયા પછી વર કન્યાને વળાવવામાં આવે છે.

વરપક્ષે કન્યાને જે કપડાં, ઘરેણાં તથા રોકડા રૂપિયા આપવાના હોય છે તેને પલ્લું કહે છે. આ પલ્લું હસ્તમેળાપ વેળાએ અપાય છે. કન્યાપક્ષ તરફથી વરને જે રોકડા રૂપિયા કે દાગીના વગેરે આપવાના હોય છે તે પણ બહુધા લગ્નવિધિ પ્રસંગે હોય છે; જેને પહેરામણી કહે છે. ત્યાર પછી કન્યાપક્ષ તરફથી વરના કુટુંબીઓ તથા કેટલાંક સગાંસ્નેહીઓને રોકડા રૂપિયા કે વસ્ત્ર વગેરે આપવામાં આવે છે જેને વહેંચણુ કહે છે. પલ્લું-પૈઠણુ તથા વહેંચણુ બાબત દરેક જ્ઞાતિનાં જુદાં જુદાં ધોરણુ હોય છે, અને પલ્લાં તથા પૈઠણુ બાબત સગપણુ કરતી વેળા જ નક્કી કરવામાં આવે છે.

લગ્નવિધિ તથા ભોજન વગેરે પછી કન્યાપક્ષ વરકન્યાને વળાવે છે, અને વરપક્ષ વરકન્યાને લઈ જાય છે. વરકન્યા બંને એકજ ગામમાં હોય તો વરપક્ષ વરકન્યાને પોતાને ઘેર લઈ જાય છે, બહાર ગામથી કન્યાને ગામ જાન આવી હોય તો વરકન્યા તથા જાનૈયા જાનીવાસે જાય છે. બહાર ગામથી જાન આવી હોય તો જાન આવે તે દિવસ અને બીજે દિવસ જાન કન્યાના ગામમાં જાનીવાસે રહે છે, અને મોટે ભાગે બીજે દિવસે કે ત્રીજે દિવસે વિદાય થાય છે. વધૂવર વરપક્ષને ઘેર આવે એટલે એમને વરતી મા વગેરે બંનેનો સત્કાર વિધિ કરે છે, જેને પોંકવું કહે છે. પછી બંને ગણપતિની, ગોત્રજ-કુલદેવી વગેરેની પૂજા કરે છે. કેટલાક જોડાં પાસે **એકી બેકીની રમત** રમાડે છે. અને બંનેના હાથે બાંધેલું મીંઢળ છોડવામાં આવે છે. પછી જે ઉકરડી નોતરી હોય છે, તે ઉઠાવી લેવામાં આવે છે, અને માંડવો પણ છોડી લે છે.

વડીઓ મૂકાય છે ત્યારથી માંડવો છોડવામાં આવે છે, ત્યાં સુધી કુટુંબની પડોશની તથા સગાંસ્નેહીઓની સ્ત્રીઓ ખૂબ ઉમળકાથી **લગ્ન ગીતો** ગાય છે. બન્ને પક્ષના નરનારીઓ પોતાની સ્થિતિ તથા રુચિ અનુસાર સુંદર સારાં વસ્ત્રાભુષણુ પહેરે છે. અને સૌ પોતપોતાની રીતે મ્હાલે છે. સમાજમાં વરનું પદ એટલું શ્રેષ્ઠ ગણાય છે કે પીઠી ચોળે ત્યારથી તે એનું મીંઢળ છોડે ત્યાં સુધી વર **વરરાજા** કહેવાય છે. પરંતુ આ પરમઆનંદમંગલ ઉત્સવમાં કન્યાને વળાવતી વેળા એનાં માતાપિતાનાં હૈયામાં જે થાય છે તે તો તેજ તેજ જાણે, કે જાણે કોઈ કરુણાર્દ્ર સમભાવી સંવેદનશીલ વીર ધીર સુધીર !

**આણું-જીઆણું** : લગ્ન પછી દીકરી જાન સાથે સાસરે જાય અને ત્યાં થોડા દિવસ રહે; પછી દીકરીનાં પિયેરીઆં એને પોતાને ઘેર લઈ જાય; પછી ફરી એનાં સાસરીઆં એને તેડવા માટે એના માબાપને ત્યાં આવે અને પોતાને ત્યાં લેઈ જાય. આને આણું કહે છે. કેટલીક જ્ઞાતિમાં એકથી વિશેષ આણાંનો પણ રિવાજ હોય છે. આ પ્રસંગે જે તેડવા આવ્યા હોય તેમની સારી રીતે ખાતરબરદાસ કરવામાં આવે છે. પહેલાં આણાં વખતે દીકરીને એના પિયરીઆં પોતાની શક્તિ તથા રિવાજ અનુસાર વસ્ત્ર, ઘરેણાં, કાંસકી, આયનો, ગોદડાં, વગેરે આપે છે. સ્ત્રી પ્રથમવાર ગર્ભ ધારણ કર્યા પછી સીમંત પછી પિયર જાય અને ત્યાં પ્રસુતિ થયા પછી શિશુ સાથે સાસરે જાય તે પ્રસંગને જીઆણું કહેવાય છે. જીઆણામાં પિયરીઆમાં દીકરીને તથા શિશુને વસ્ત્ર, ઘરેણાં વગેરે આપે છે. જીઆણાંને સૌથી મોટું આણું કહે છે. જીઆણું એટલે જીવ આણું-નવા જીવને આણવો-લાવવો.

ભણેલા–સુધરેલા વર્ગમાં, તેમજ બીજા કેટલાકમાં હવે લગ્ન મોટી ઉંમરે થાય છે, અને વહુ પરણીને સાસરે આવ્યા પછી સાસરામાં જ રહે છે. જ્યાં આમ બને છે ત્યાં આણાં અદશ્ય કે ઓછાં થઈ ગયાં છે. વળી જ્યા સીમન્તિનીને પ્રસુતિ માટે પિયેરમાં જવાનું જ થતું નથી, ત્યાં પણ છુઆણાં થતાં નથી.

### બાલલગ્ન : વૃદ્ધલગ્ન

પ્રથમ નાની વયના છોકરા છોકરીઓનાં લગ્ન થતાં; પરંતુ કેળવણી, સમાજ સુધારણા– તથા કાયદાને લીધે હવે બાળલગ્નો ઓછાં થઈ ગયાં છે. બાલા કે યુવતી સાથે વૃદ્ધ પુરુષનાં લગ્ન પણ ક્વચિત થતાં, તે પણ શિક્ષણના પ્રચાર તથા સુધારાઓને લીધે હવે ભાગ્યેજ થાય છે.

**એક પત્ની : વિશેષ પત્ની :**—પ્રથમ કેટલાક લોકો સંતાન પ્રાપ્તિ માટે, દ્રવ્ય પ્રાપ્તિ માટે કે મોજશોખ માટે એક પત્નીની હયાતીમાં જ ફરી લગ્ન કરતા; પણ મુંબાઈ રાજ્યમાં એક પત્નીની હયાતીમાં ફરી લગ્ન નહિ કરવાનો કાયદો પસાર થયો છે, અને લોકમત પણ આની વિરૂદ્ધ હોઈ મુંબાઈ રાજ્યમાં એક પત્નીની હયાતીમાં બીજી સ્ત્રી સાથે કાયદેસર લગ્ન થઈ શકતું નથી.

### વિધવાલગ્ન : પુનર્લગ્ન : લગ્નવિચ્છેદ

હિન્દુઓમાં પછાત જ્ઞાતિઓમાં વિધવાઓને પરાપૂર્વથી ફરી લગ્ન કરવાની છૂટ છે; એટલું જ નહીં પણ પતિ પત્ની પોતાની જ્ઞાતિના રિવાજ પ્રમાણે એક બીજાને લગ્ન જીવન-માંથી મુક્ત પણ કરી શકે છે, જેને ફારગતિ કહે છે. જે સ્ત્રીને આ પ્રમાણે ફારગતિ આપી હોય તે પોતાના પૂર્વપતિની હયાતિમાં જ બીજા પુરુષ સાથે લગ્ન કરી શકે છે. હવે નવા કાયદા પ્રમાણે ઉચ્ચ ગણાતી જ્ઞાતિઓમાં પણ પતિપત્ની ન્યાયની અદાલત મારફત કાયદામાં ઠર્યા પ્રમાણે એક બીજાને ફારગતિ આપી શકે છે; અને આ નર તેમજ નારી અન્યને પરણી શકે છે. ફારગતિને છુટા છેડા પણ કહે છે, અથવા સુધારેલી ભાષામાં લગ્ન વિચ્છેદ કહે છે. પ્રથમ પરણેલી સ્ત્રી વિધવા હોય અને તેની સાથે લગ્ન કરવામાં આવે તેને પણ સુધરેલી ભાષામાં એ સ્ત્રી પુરતું પુનર્લગ્ન કહેવાય, અને નીચલી વર્ણમાં એને નાતરૂં કહેવાય. બાકી વસ્તુતઃ તો બન્ને એક જ.

પતિ નાશ પામ્યો હોય, મરી ગયો હોય, ત્યાગી થયો હોય, કે નાશી ગયો હોય યા પતિત થયો હોય, એ પ્રસંગે પત્ની ફરી લગ્ન કરી શકે એવો આર્ય શાસ્ત્રમાં એક શ્લોક છે. પરંતુ હવે તો સુધારાને લીધે શાસ્ત્રપ્રમાણની પણ આવશ્યકતા રહી નથી, અને બ્રાહ્મણ, વૈશ્ય, આદિ ઉચ્ચ વર્ણની કેટલીક સ્ત્રીઓ પણ પતિના અવસાન પછી કે પતિથી છુટાછેડા લઈ ફરી લગ્ન એટલે પુનર્લગ્ન કરે છે. તેમ છતાં એક વિધવાના વૃત્તાંતમાં સાક્ષરશિરોમણિ ગોવર્ધનરામભાઈએ એક વિધવા પાસે ગવડાવ્યું છે કેઃ—

"પરદેશી સજ્જન હિન્દુઓ જીવન ગાળે ક્લેશમાં"

એ ઉક્તિ સમાજમાં અનેક વિધુરો, વિધવાઓ, સધવાઓ, સૌભાગ્યવતીઓ વગેરે માટે હજુ પણ ખરી છે!

### વરવિક્રય : કન્યાવિક્રય : સાટું : અવેજ

કન્યાપક્ષ પાસેથી વરપક્ષ પહેરામણીમાં મોટી રકમ લે અર્થાત્ વરને વેચે એને વરવિક્રય

કહે છે. ચરોતરના બાર મુખ્ય ગામના પાટીદારોમાં આ વરવિક્રયનો રિવાજ કેટલીક પેઢીઓથી ચાલુ છે, જેમાં વરપક્ષ કુલીનતાના નામે કન્યાપક્ષ પાસેથી હજારો રૂપિયા લે છે–પડાવે છે, આથી કેટલાંય કુટુંબોમાં પ્રથમ કન્યાને નાનપણમાં મારી નાંખતાં. આને દુધ પીતી કરી એમ કહેતા. આ વરવિક્રયના કારણે કેટલાંય પાટીદાર કુટુંબો દુઃખી તથા દેવાદાર બન્યાં છે, અને દીકરીઓ પિયરમાં અળખામણી બની છે, અને બને છે. કન્યાપક્ષ કન્યાના બદલામાં વરપક્ષ પાસેથી રોકડા રૂપિયા કે વસ્તુઓ લે અર્થાત્ કન્યાનો વિક્રય કરે એટલે કન્યાને વેચે એને કન્યાવિક્રય કહે છે. આ પ્રમાણે હજુ પણ કેટલીક જ્ઞાતિઓમાં બ્રાહ્મણ, વૈશ્ય, જેવી ઉચ્ચ જ્ઞાતિઓમાં પણ કેટલીક વાર કન્યાવિક્રય થાય છે. જો કે કન્યાની અછત, ગરીબી, પૈસાનો લોભ, વગેરે કારણોથી કેટલીક જ્ઞાતિઓમાં આ કન્યાવિક્રય હજુ પણ ચાલુ છે; પણ કુલીન કે સમજુ ગણાતા મનુષ્યો એની સખત વિરૂદ્ધ છે.

જે કુટુંબમાં કન્યા આપવામાં આવે તેજ કુટુંબમાંથી અથવા બીજા કુટુંબમાંથી કન્યા લેવાની શરતે કન્યાનું લગ્ન કરવામા આવે અને તે પ્રમાણે બદલામાં કન્યા લેવામાં આવે તેને સાટું કહે છે. કેટલીક જ્ઞાતિઓમાં કન્યાની અછત વગેરે કારણે આ સાટાં થાય છે.

કન્યાપક્ષવાળા, વરપક્ષવાળા પાસે લખાવી લે કે, પોતાની કન્યાના બદલામાં જ્યારે તેઓ માગે ત્યારે પોતાના સગાં સંબંધી માટે વરપક્ષવાળાએ કન્યા આપવી, એને **અવેજ** કહે છે. સ્ત્રીઓની અછતને લીધે કેટલીક જ્ઞાતિઓમાં કોઈ કોઈ વાર અવેજના પ્રકાર બને છે.

## મરણ

મરણ પ્રસંગે હિન્દુઓમાં તેમજ જૈનોમાં શબને બાળવામાં આવે છે. આ વેળા જે વિધિ કરવામાં આવે છે તેને **અગ્નિ સંસ્કાર** કહે છે, અને જે સ્થળે શબને બાળવામાં આવે છે તેને સ્મશાન કહે છે. અગ્નિ સંસ્કારના બીજે કે ત્રીજે દિવસે સ્મશાનમાં જ્યાં શબને બાળવામાં આવ્યું હોય ત્યાંથી બળેલાં અસ્થિ ભેગાં કરવામાં આવે છે, અને તે સ્થળે પાણી છાંટવામાં આવે છે. આને **તાઢી વાળવી** કહે છે; આ ભેગાં કરેલાં અસ્થિને ફૂલ કહે છે. પછી આ ફૂલને કોઈ તીર્થક્ષેત્રમાં કે બીજે નદીમાં કે જલાશયમાં પધરાવી દેવામાં આવે છે. ઘણી નાની ઉંમરના બાળકોના શબને દાટવામાં આવે છે, અને હરિજનો વગેરેમાં તમામ શબને દાટવામાં આવે છે. મુસલમાનોમાં તથા ક્રિશ્ચિઅનોમાં પણ શબને દાટવામાં આવે છે.

## શ્રાદ્ધ

મરણ પછી મરનાર તેમજ બીજા પિતૃઓ વગેરેના કલ્યાણ તથા શાંતિ માટે ધર્મશાસ્ત્રમાં કેટલીક વિધિ કરવાની ઠરાવી છે, તેને શ્રાદ્ધ કહે છે. મરણથી દશમા, બારમા તથા તેરમા દિવસ સુધી ખાસ કરીને શ્રાદ્ધ કરવામાં આવે છે. પછી જે તિથિએ મરણ થયું હોય તે ભાદ્રપદ માસની કૃષ્ણ પક્ષની તિથિએ પણ શ્રાદ્ધ કરવામાં આવે છે. દર માસે મરણની તિથિએ જે ક્રિયા કરવામાં આવે તેને **માસીઓ** કહે છે. અને મરણ પછી વર્ષની અંતે જે ક્રિયા કરવામાં આવે તેને વર્ષી કહે છે. કેટલાક વર્ષ પૂરું થતાં પહેલાં કે પછી પણ વર્ષી કરે છે. શ્રાદ્ધમાં ગોર કે બ્રાહ્મણ મરનારના મુખ્ય વારસ કે કુટુંબી પાસે દેવતાઓનું તથા પિતૃઓનું આવાહન અને પૂજા કરાવે છે, અને પછી એમને પિંડ આપવામાં આવે છે. પાણીમાં ચોખાના લોટના નાના ગોળા બનાવવામાં આવે છે, એને પિંડ કહે છે.

શ્રાદ્ધમાં દેવતાઓ તથા પિતૃઓને નૈવેદ્ય–ભોજન ધરાવવામાં આવે છે, અને ગોર–બ્રાહ્મણને દક્ષિણા આપવામાં આવે છે.

હિંદુઓમાં જેમ જ્ઞાતિ ઉચ્ચ તેમ આ વિધિ વધારે સારી રીતે થાય છે. પણ કેટલીક હિન્દુ પછાત જ્ઞાતિઓ, આર્ય સમાજીઓ તેમજ જૈનો શ્રાદ્ધ કરતા નથી.

મરણથી તેરમા દિવસે એક ખાટલામાં ગોદડાં, ચાદર વગેરે પાથરીને એના પર એમાં વસ્ત્ર, વાસણ, ફળફળાદિ તેમ જ મરનારને પ્રિય એવી કેટલીક વસ્તુઓ મૂકવામાં આવે છે; આને **સરવણી** કહે છે. આ તમામ વસ્તુઓ જ્ઞાતિના રિવાજ પ્રમાણે ગોરને, બ્રાહ્મણને, જમાઈને કે ભાણેજને આપવામાં આવે છે.

## મરણના જમણવાર

મરણના દિનથી બારમા દિનને **બારમું** કહે છે, અને તેરમા દિનને **તેરમું** કહે છે. બારમા તેરમા પર બ્રાહ્મણો તથા સગાસંબંધીઓને મિષ્ટાન્ન જમાડવામાં આવે છે; અને કેટલાક પોતાની આખી જ્ઞાતિને જમાડે છે. આ પ્રસંગે જમાડનાર કુટુંબની સ્થિતિ, રુચિ પ્રમાણે ૨૫–૫૦ થી ૫૦૦–૧૦૦૦–૨૦૦૦ મનુષ્યોને જમાડવામાં આવે છે. પ્રથમ જ્ઞાતિઓનાં રૂઢિરિવાજ પ્રમાણે આ જમણવાર ફરજિયાત કરવો પડતો, અને કેટલાક કુટુંબોએ પોતાની મિલકત ગીરો મૂકીને–દેવુ કરીને કે પાયમાલ થઈને પણ આ બારમાંતેરમાં જમાડવામાં ગજા બહારનો ખર્ચ કર્યો છે. પણ કેટલાક વર્ષોથી સુધારકોની ઝુંબેશથી બારમાં–તેરમાં વગેરે " મરણની મીજબાનીઓ " કેટલીક જ્ઞાતિમાં લગભગ બંધ થઈ છે, અથવા સંકુચિત થઈ છે, છતાં સમાજમાંથી આ અનિષ્ટ સર્વથા નષ્ટ તો થયું નથી જ.

## રડવાકુટવાનો રિવાજ–કાણ

મરણ પછી નવ કે દશ દિવસ સુધી મરનારની સંબંધી સ્ત્રીઓ ભેગી થઈને રડે છે: અને કેટલીકવાર પોતાની છાતી પર બન્ને હાથ પછાડતી પછાડતી રડે છે. આ પ્રમાણે છાતી પર હાથ પછાડીને રડે તેને કુટવાનું કહે છે, કુટતાં કુટતાં મરનારને યાદ કરીને સ્ત્રીઓ સમૂહમાં શોકગીતો ગાય છે, એને મરસીઆ કે રાજીયા કહે છે. આ પ્રમાણે જે સ્ત્રી બરાબર રડે –કુટે કે ગાય નહિ અથવા જે સ્ત્રીને એ આવડે નહિ તેની બીજી સ્ત્રીઓ નિંદા કરે છે. કેટલીય સ્ત્રીઓ ' વહેવાર ' ખાતર તણાઈને રડેકુટે છે, અને કેટલીય સ્ત્રીઓની આથી તબિયત પણ બગડી છે. ઘણાં વર્ષોથી આ ખરાબ રિવાજને બંધ કરવા ઘણા સુધારકોએ ખૂબ પ્રયત્ન કર્યા છે, જેથી કેટલાક સમજુ માણસોમાં રડવાકુટવાનું બંધ થયું છે. પણ હજુએ અનેક જ્ઞાતિઓમાં, શહેરોમાં તથા ગામડાઓમાં આ પ્રમાણે રડવાકુટવાનું ચાલુ જ છે. મરણ પ્રસંગે મરનારનાં સગાંસ્નેહીઓ બહાર ગામથી મરનારના ઘેર આવીને રડેકુટે એને કાણ કહે છે.

## સુતક

અમુક પ્રસંગોએ અન્ન, જલ, વસ્ત્ર વગેરેને સ્પર્શ કરવાના નિષેધને સુતક કહે છે, અને જેમને આ સુતક પાળવાનું હોય તેમને સુતકી કહે છે. સુતકીથી દેવપૂજા થાય નહીં, એટલું જ નહિ પણ એનાથી શુભ કાર્યમાં ભાગ પણ લેવાય નહિ, કે હાજર પણ રહેવાય નહિ. વળી સુતકી રસોડામાં જઈ શકે નહીં અને એની સાથે બીજા લોકો ખાયપીએ નહિ. તેમજ એનો સ્પર્શ પણ ના કરે. સ્ત્રી જ્યારે રજસ્વલા થાય ત્યારે એણે ત્રણ દિવસ

સુધી આ સુતક પાળવાનું હોય છે. અને માતાએ પ્રસૂતિવેળા ર૭ કે ૩૭ દિવસ પાળવાનું હોય છે. આ મુદત પછી તે રસોડામાં જઈ શકે છે, અને તેની બનાવેલી કે સ્પર્શેલી રસોઈ બીજાં જમી શકે છે. કેટલીક જ્ઞાતિઓમાં પ્રસૂતિ સુતકના આથી ઓછા દિવસ પણ હોય છે. મરણમાં આશરે દશ દિવસ સુતક પાળવાનું હોય છે.

## શોક

મરણ નિમિત્તે ખોરાક, કપડાં તથા પ્રવૃત્તિઓ વગેરેમાં કેટલાક પ્રતિબંધ તથા ફેરફારને શોક કહે છે. જુદી જુદી જ્ઞાતિઓમાં આ સંબંધી જુદા જુદા રિવાજ છે. પણ સાધારણ રીતે શોક પાળનારા સારું મિષ્ટાન વગેરે જમે કે જમાડે નહિ. સારા શુભ પ્રસંગોમાં કે ઉત્સવોમાં ભાગ લે નહિ, અને સારાં કિંમતી કપડાં પહેરે નહીં. વળી શોકમાં સ્ત્રીઓ ઘેરા, ભુરા, કાળા રંગનાં કે શ્યામ રંગનાં કબજા સાડીઓ પહેરે છે. આ પ્રમાણે કેટલાક દિવસો માસ કે વર્ષ સુધી શોક પાળવામાં આવે છે. પણ આ રિવાજનાં તિવ્રતા તથા સખતાઇ ઓછાં થવાં માંડયાં છે. શોકના સમયમાં ધાર્મિક શુભ કાર્યો પણ કરાય નહીં. મરણમાં તેરમા સુધી શોક પળાય છે, અને કુટુંબીઓ તથા નજીકનાં સગાંઓ કેટલાક માસ કે વર્ષ સુધી પણ શોક પાળે છે.

જાતિજ્ઞાતિ વિષયમાં આટલા નિરૂપણ પછી ભડકદ ગામમાં વસતી મુખ્ય જ્ઞાતિઓ તથા એમની પ્રથાઓ—રીતરિવાજો જોઈ એ—

## બ્રાહ્મણ

ભડકદમાં બ્રાહ્મણ કુટુંબ ૭ છે, જેમાં ૧ ઔદિચ્ય સહસ્ત્ર અને ૫ ઔદિચ્ય ટોળકિઆ જ્ઞાતિનાં છે, અને એક શ્રીગોડ જ્ઞાતિનું છે. બ્રાહ્મણોની કુલ વસતિ ૩ર છે જેમાં ૧૮ પુરુષો તથા ૧૪ સ્ત્રીઓ છે, અને શ્રીગોડ ૪ પૈકી ર પુરુષો તથા ર સ્ત્રીઓ છે.

**ઔદિચ્ય સહસ્ત્ર :**—ઔદિચ્ય સહસ્ત્રનું ૧ કુટુંબ છે; તે બહાર ગામનું છે અને તેના વડા ભડકદના દવાખાનામાં ડૉકટર છે.

**ઔદિચ્ય ટોળકિઆ :**—આજથી આસરે નવસો વર્ષો પૂર્વે સિદ્ધપુરમાં રુદ્રમહાલય નામનું સરસ્વતી નદીના તટે મહાન ભવ્ય શિવમંદિર બંધાવનાર ગુર્જર દેશના પ્રતાપી મહારાજા મૂલરાજ સોલંકીએ ઉત્તરમાંથી બ્રાહ્મણોને તેડાવી પોતાના રાજ્યમાં વસાવ્યા. આ બ્રાહ્મણો ઉદિચિ એટલે ઉત્તરમાંથી માલવા–પંજાબમાંથી આવ્યા માટે ઔદિચ્ય કહેવાયા. આ બ્રાહ્મણો પૈકી જે ૧૦૦૦ કુટુંબોએ ગુર્જર નરેશ પાસેથી ગામોનાં દાન સ્વીકાર્યાં તે ઔદિચ્ય–સહસ્ત્ર તરીકે ઓળખાયા; અને જે બ્રાહ્મણોએ પ્રથમ દાન લીધાં નહિ પણ પાછળથી દાન લીધાં તેઓએ પોતાની જુદી ટોળી બાંધી માટે એઓ ટોળકિઆ કહેવાયા. આ ઉપરાન્ત ઔદિચ્ય અગિઆરસો નામનો પણ એમનો એક ગોળ છે.

ટોળકિઆ બ્રાહ્મણમાં ૩ ગોળ છે. એકડીઆ, બેકડા અને ત્રેકડા. એકડીઆ પોતાની કન્યા બેકડામાં આપે, અને બેકડા ત્રેકડામાં આપે; પણ ત્રેકડા પોતાની કન્યાને ગોળ બહાર આપે નહીં. વળી ખંભાતનો ૩૬ ગામનો જથો, ચરોતરનો પર ગામનો જથો, તથા છ્ત્રોઈ નો એમ એમના ૩ જથા છે. ભડકદના ટોળકિઆ ચરોતરના જથામાં છે; આ જથામાં પ્રથમ પર ગામ હતાં તે હવે ર૭ છે અને ૪૦૦ કુટુંબ છે. આ જથામાં પટેલિઆ નથી પણ ચુંટણીથી પ્રમુખ, મંત્રી, સમિતિ વગેરે નીમાય છે, અને છાપેલા નિયમો છે. જથા બ*

કન્યા આપવાની નિયમથી બંધી છે. છતાં જ્યા બહાર પણ કન્યા અપાય છે. જ્યાનું ફંડ છે, તેમાંથી પરીક્ષામાં ઉત્તીર્ણ–પાસ થએલ વિદ્યાર્થીઓને પારિતોષિક–ઈનામ અપાય છે. નડિઆદમાં સંતરામના મંદિરમાં આ જ્યાનું પંચ ભરાય છે. જ્યાના મુખ્ય રીતરિવાજ નીચે પ્રમાણે છે :—

**સીમન્ત :** ગર્ભાધાનથી ૭ મા કે તે પછીના માસે ગર્ભિણી સ્ત્રીના સીમન્ત સંસ્કાર વિધિ થાય છે. જે પ્રસંગે ગર્ભિણીના માતુલપક્ષ–મોસાળપક્ષ મોસાળું ભરે છે. એટલે છાબમાં–ટોપલામાં વસ્ત્રો વગેરે મૂકી તેને ભાણીને આપે છે; વળી એનાં પિયરીઆં એના પતિને રેશમી પીતાંબર તથા સુવર્ણનું આભુષણ આપે છે, અને સાસુ, સસરા, દિયર કે જેઠ વગેરેને પણ રૂપિયા આપે છે. દીકરીને ૧ જોડ વસ્ત્ર આપે છે. સ્ત્રીનાં સાસરીઆં ગામમાંથી તથા પરગામથી સગાં, સ્નેહી, સંબંધીઓને બોલાવી મિષ્ટાન્ન જમાડે છે, અને એનાં પિયરીઆં સદ્ધર હોય તો આ પ્રમાણે જમાડવામાં જે ખર્ચ થાય તેમાં બને તેટલું આપે છે.

**ઉપનયન–ઉપવીત :** ભડકદના ટોળકિઓમાં ઉપવીત સંસ્કાર બાળકને ૭ વર્ષની વય પછી કરવામાં આવે છે, જે વેળા બટુકને એના મોસાળીઆં રેશમી પીતાંબર તથા ૧ જોડ વસ્ત્ર આપે છે, અને એના કુટુંબીઓમાં રૂ. ૨૫–૫૦ શક્તિરુચિ પ્રમાણે વહેંચે છે. બટુકના સગાંઓ પણ બટુકને ૧ થી ૫ રૂપિઆ સુધી ચાંલ્લો કરે છે. ઉપવીત આપ્યા પછી વરઘોડો કાઢવામાં આવે છે, જેમાં નાસી જતા બટુકને એના મામા પકડે છે; અને ઘેર લાવે છે. પછી ઉપર પ્રમાણે ચાંલ્લો તથા રૂપિયાની વહેંચણી થાય છે.

**સગપણ :** વરકન્યાના લગ્ન પૂર્વે એમના વડિલો બંનેનો સબંધ નકકી કરે તેને સગપણ કે સગાઈ કહે છે. કેટલાક એને વિવાહ પણ કહે છે. સંસ્કૃતમાં સગપણને વાગ્દાન કહે છે, અને લગ્નને વિવાહ કહે છે. વાગ્દાન એટલે વાણીથી દાન કરવું—લગ્નનું વચન આપવું. સગપણ વેળા વરના કપાળે ચાંલ્લો કરવામાં આવે છે. એથી એને ચાંલ્લો કરવો એમ પણ કહે છે.

ભડકદના ટોળકિઆઓમાં છોકરીનાં ૧૨–૧૫ વર્ષે તથા છોકરાના મોટી વયે સગપણ કરવામાં આવે છે. કન્યાપક્ષના ૫–૧૦ મનુષ્યો વરપક્ષને ત્યાં જાય છે, અને ત્યાં બંને પક્ષની હાજરીમાં કન્યાપક્ષ તરફથી શુકલ એટલે ગોર વરના ભાલમાં કુંકુમ–કંકુનો ચાંલ્લો કરે છે, અને શ્રીફળ સાથે ૧ રૂપિયો વરના હાથમાં આપે છે. પછી વરપક્ષ કન્યાપક્ષને પોતાને ત્યાં મિષ્ટાન્ન જમાડે છે, પણ કન્યાના વડિલો ત્યાં જમતા નથી.

**લગ્ન :** છોકરાની ૨૦ થી ૨૫ વર્ષની વયે અને છોકરીની ૧૬ થી ૨૦ વર્ષની વયે લગ્ન થાય છે. લગ્નના ૪ પ્રકાર છેઃ—

૧ કન્યાદાન, ૨ કન્યાવિક્રય ૩ સાટું અને ૪ અવેજ.

**કન્યાદાન :** આમાં કન્યાપક્ષવાળા વરપક્ષ પાસે પૈસા કે બીજું કંઈ લેતા નથી એટલે એને કન્યાનું દાન કર્યું કહેવાય છે. આ પ્રકારના લગ્નમાં વરપક્ષ કન્યાને ૩૦૦ રૂપિયાની કિંમતના કપડાં તથા દાગીના પલ્લા તરીકે આપે છે. પણ વરપક્ષ " જોરદાર " હોય કે નબળી સ્થિતિનો હોય તો રેશમી ચણિઓ, કબજો, સાડી મળી આશરે ૧૦૦ રૂપિયાનાં ૧ જોડ કપડાં અને સોનાનો એક દાગીનો આપે. આજે મોંઘવારી તથા ગરીબી બંને હોઈ, વરપક્ષ પોતાની સ્થિતિ અને ગરજ પ્રમાણે પલ્લું આપે છે. પરંતુ કોઈ કોઈ ધનિક કુટુંબ ૧, ૨, કે ૩ હજારનાં કપડાં તથા દાગીના પણ પલ્લામાં આપે છે. લગ્ન પછી પત્નીનું અવસાન થાય તો

કન્યાપક્ષે વરપક્ષને આ પલ્લું પાછું આપવાનું હોય છે. લગ્ન પ્રસંગે કન્યાપક્ષવાળા નીચે પ્રમાણે આપે છેઃ—

૧ વસ્ત્ર—૯ થી ૧૩ જોટા રેશમી તથા સુતરાઉ.

૨ પાત્ર—માયા માટલું એટલે માટી કે ધાતુની ગોળી, ઢાંકણું, બુઝારા સાથે, ઉપર રેંજો બાંધીને. આ ગોળીની અંદર પાપડ, વડી, ધઉં, દરેક સવાયા તથા સવા રૂપિયો અને અડદના લોટની વેગ્વાણુની મૂર્તિ બનાવીને મૂકવામાં આવે છે. આ ઉપરાંત ત્રાંબાનું બેડું, કથરોટ, તાંબાકુંડી, થાળી, વાટકો વગેરે ધાતુનાં પાત્રો આપવામાં આવે છે.

૩ આસન—લાકડાના પાટલા ૨.

૪ આભુષણ—હાથીદાંતની ચુડી, નાકની જડ, કાનના કાપ ૨. હાથની બંગડીઓ, કંઠનો અછોડો, હાર કે કંઠી અને વીંટી, એટલું શક્તિ અનુસાર સુવર્ણનું અને ચાંદીના પગનાં ઝાંઝર.

૫ વરને—રેશમી પીતાંબર, સોનાની વીંટી, થાળીવાટકો તથા લોટોપવાલું.

૬ બીજાઓને—આ સિવાય કન્યાપક્ષ પોતાની શક્તિરુચિ અનુસાર વરના સગાઓને બધા મળીને ૧૦૦ રૂપિયા સુધી આપે-વહેંચે છે. પોતાના પક્ષના કોને કોને શું શું રકમ આપવી તેની એક યાદી કરીને વરપક્ષવાળા કન્યાપક્ષને આપે છે, તે પ્રમાણે કે તેમાં પોતાને યોગ્ય લાગે તે ફેરફાર કરીને કન્યાપક્ષ ઉપર પ્રમાણે વરપક્ષના સગાઓમાં વહેંચે-આપે છે.

૭ જાન—જાન પ્રથમ ૪ દિવસ રહેતી, હવે બે દિવસ રહે છે. જાય તે દિવસ અને બીજે દિવસે બપોરે દાળભાત કે ખીચડી અને સાંજે મિષ્ટાંનવાળું પાકું ભોજન જમી જાન વિદાય થાય છે. જાનમાં આશરે ૫૦ થી ૭૫ મનુષ્યો હોય છે.

**કન્યાવિક્રય :** આ ગોળમાં કન્યાવિક્રય થાય છે, અને કન્યાના બદલામાં વરપક્ષ કન્યાપક્ષને ૧૫૦૦ રૂપિયા સુધી કે તેથી વિશેષ આપે છે. પણ આ જાહેરમાં થતું નથી. ફક્ત આપનાર જાણે અને લેનાર જાણે. આમાં બીજો વ્યવહાર કન્યાદાનના લગ્ન પ્રકાર પ્રમાણે હોય છે. સિવાય કે કન્યાપક્ષે વરપક્ષને જે આપવાનું તે કદાચ ઓછું આપે.

**સાટું :** સાટાં પણ થાય છે, અને કન્યા સાટે કન્યા અપાય છે. આપવા લેવામાં બંને પક્ષ પણ સરખું કે શક્તિ રૂચિ અનુસાર આપે પણ બંને પક્ષ "સમજી જાય" તો આપવા લેવાનું કંઈ નકી. એટલે કન્યાની કફોડી સ્થિતિ!

**અવેજ :** કન્યાના બદલામાં કન્યાપક્ષ માગે ત્યારે કન્યા આપવાનું વરપક્ષ પાસે લખાવી લેવાનું પણ કોઈ વાર બને છે.

આ ગોળમાં ઉપર દર્શાવેલ લગ્નના ૪ પ્રકારોમાં વિક્રયના બનાવો વિશેષ બને છે, સાટાના એથી ઓછા, દાનના એથી ઓછા, અને અવેજના પ્રકાર તો બહુજ ઓછા બને છે.

**મરણ :** આ ગોળમાં કોઈનું મૃત્યુ થાય ત્યાદ શબ ચોકે હોય ત્યારથી એનો અગ્નિ સંસ્કાર થતાં સુધી ૩ વાર પિંડદાન કરવું પડે છે. જવ કે મગના પિંડ શબ પાસે મૂકવામાં આવે અને તે શબ સાથે બાળી દેવામાં આવે છે. મૃત્યુથી દશમા તથા અગિઆરમા દિને નદી, તળાવ કે જલાશય પાસે શ્રાદ્ધ સરાવવામાં આવે છે. બારમા દિને ઘેર શ્રાદ્ધ સરાવવામાં આવે છે, અને તેરમા દિને મરનારના ઘરના આંગણામાં એક ખાટલા પર ગોદડાં, ચાદર,

વગેરે પાથરી એના પર મરનારને પ્રિય એવાં વસ્ત્ર, આભુષણ, ફળ, વગેરે મૂકવામાં આવે છે; અને એના શ્રેયાર્થે એના જમાઈ, ભાણેજ કે નિકટના કોઈ "પૂજ્ય" ને આ બધું આપવામાં આવે છે. આ વેળા જે સગા સંબંધીઓ ભેગા થયા હોય તે મરનારના કુટુંબને રૂપિયો, બે રૂપિયા આપે, અને આ કુટુંબ પણ સગા સબંધીઓને રૂપિયો બે રૂપિયા આપે. આ પ્રમાણે આપવાના રિવાજને **બારશ આપવી કે બારશ વહેંચવી** એમ કહે છે.

આ અશુભ પ્રસંગે સગાંસ્નેહીઓને મરણ પછી અગિયારમાથી પંદરમા સુધી મિષ્ટાન્ન જમાડવામાં આવે છે, જેમાં અગિઆરમાના દિને અંદર ઘીવાળો સાદો કંસાર, બારમાના દિને ઉપર ઘીનો કંસાર અને તેરમા, ચૌદમા અને પંદરમાના દિને લાડુનું જમણ હોય છે. જમવામાં ૫૦ થી ૧૦૦ મનુષ્યો નાના મોટા મળીને હોય. બાળક કે યુવાનના મરણમાં મોટી વયના મનુષ્યો જમે નહીં. મરણ પછી ૬ થી ૧૨ માસની અંદર અને કોઈ વાર ૧૫ દિન પછી પહેલા માસની અંદર જ શ્રાદ્ધ કરવામાં આવે છે, અને સગાં સ્નેહીઓને જમાડવામાં આવે છે. આને વર્ષી વાળવી એમ કહે છે.

આ બધા દિવસોમાં મુખ્ય દિવસ બારમાનો તથા તેરમાનો છે. બ્રાહ્મણોના કેટલાક ગોળમાં હજુ બારમાંતેરમાંનાં જમણ ખાસ ઘટ્યાં નથી, અને એની વિરૂદ્ધ કંઈ સૂગ કે અણગમો પણ નથી તો પછી વિરોધની તો વાતજ શી?

**શ્રાદ્ધ :** મરણ પછી મરનારની શાન્તિ તથા સદ્‌ગતિ માટે શાસ્ત્રમાં કેટલીક ક્રિયા કરવાનું ઠરાવ્યું છે, જેમાં કુટુંબમાં જે પ્રેત થયા હોય એટલે મરી ગયા હોય તેમનું તથા કેટલાક દેવતાઓનું આવાહન કરવામાં આવે છે. અને પછી તેમની પૂજા કરવામાં આવે છે. વળી ચોખાના લોટને કે રાંધેલા ભાતને પાણીમાં મેળવી એના ન્હાના ગોળા બનાવી આ ક્રિયામાં મૂકવામાં આવે છે. આને પિંડ કહે છે. પ્રેતો તથા દેવતાઓ આવ્યા છે એમ માની તેમને ભોજન વગેરે ધરાવવામાં આવે છે. પછી આ પિંડ વગેરેને તળાવ, નદી કે જળાશયમાં પધરાવી દેવામાં આવે છે, અને આ ક્રિયા કરાવનાર ગોર કે બ્રાહ્મણને યથાશ્રદ્ધા દાન દક્ષિણા આપવામાં આવે છે. આ આખીય ક્રિયાને શ્રાદ્ધ કહે છે, અને મરનારની સદ્‌ગતિ માટે આ આવશ્યક છે; એવું શાસ્ત્રોનું કથન છે. શ્રાદ્ધનો મૂળ અર્થ તો છે **श्रद्धया दियते यत्** શ્રદ્ધા પૂર્વક આપવામાં આવે તે; પણ શાસ્ત્રમાં સૂચવ્યા પ્રમાણે બ્રાહ્મણોને વગેરે જે દાનદક્ષિણા વગેરે આપવામાં આવે છે, તથા જમાડવામાં આવે છે, તેથી મરનારને એ જ્યાં હોય ત્યાં સુખ તથા સંતોષ થાય છે, અને એની સદ્‌ગતિ થાય છે એવું શાસ્ત્રોનું કથન છે, તથા ધર્મશાસ્ત્રમાં શ્રદ્ધા રાખનારનું દૃઢ મંતવ્ય છે.

## વૈશ્ય

ગામમાં વૈશ્યોના કુટુંબ ૮ છે, અને એમની કુલ વસતિ ૩૬ છે; જે પૈકી ૨૧ પુરુષ તથા ૧૫ સ્ત્રી છે. આ ૮ કુટુંબો પૈકી ૭ કુટુંબો વિસાશ્રીમાળી વૈશ્ય જ્ઞાતિનાં છે, જે પૈકી ૫ સોજિત્રાના ગોળના છે, અને ૨ ખંભાતના ગોળના છે. બાકીનું ૧ કુટુંબ મેવાડા વૈશ્ય જ્ઞાતિનું છે.

આ આઠે વૈશ્ય કુટુંબ ધર્મે જૈન છે; પણ શ્રાદ્ધ વગેરે કેટલીક બાબતો બાદ કરતાં સનાતની કે વૈષ્ણવ વૈશ્યોના રીતરિવાજો એજ એમના પણ રીતરિવાજો છે.

પૂર્વે રાજસ્થાનમાં મારવાડમાં શ્રીમાલ નામનું ઘણી [illegible]

મહાન સુંદર નગર હતું, અને શ્રી એટલે લક્ષ્મીદેવી એનાં અધિષ્ઠાત્રી હતાં. આજે પણ ભિન્નમાલ નામનું એક ગામ આ સ્થળે છેજ. આ શ્રીમાલ નગરમાં વૈશ્યોમાં શ્રીમાલી મુખ્ય હતા. દૈવવશાત્ આ નગરની અવનતિ શરૂ થઈ, અને શ્રીના આદેશ અનુસાર શ્રીમાલીઓ શ્રીની સાથે ગુર્જર દેશની પાટનગરી અણહિલપુર પાટણમાં આવીને વસ્યા. આ ભવ્ય શ્રીમાલ નગરનો ઈતિહાસ તથા વર્ણન શ્રીમાલપુરાણ નામના સંસ્કૃત ગ્રંથમાં છે. આજે પણ પાટણમાં એક મંદિરમાં શ્રી દેવીની—લક્ષ્મી દેવીની પ્રતિમા છે, જે શ્રીમાલથી આવેલ છે એમ કહે છે.

શ્રીમાલી વૈશ્યોમાં કેટલાક વૈષ્ણવ તથા કેટલાક જૈન હોય છે. વળી એમનામાં દશા તથા વીસા એવા બે મોટા વિભાગ છે. દશાશ્રીમાલીઓમાં કેટલાક વૈષ્ણવ તથા કેટલાક જૈન છે. જ્યારે વિસાશ્રીમાલીમાં બધા જૈન છે. કેટલાક દશાશ્રીમાલી વૈષ્ણવો તથા કેટલાક દશા શ્રીમાલી જૈનો વચ્ચે પરસ્પર લગ્નવ્યવહાર થાય છે, જ્યારે કેટલાકમાં નથી થતો; પણ હવે આ જૈનવૈષ્ણવના વાડાઓ કેટલાક ભણેલાઓમાં કે સુધરેલાઓમાં તુટવા માંડ્યાં છે, અને જૈનવૈષ્ણવ લગ્નોની ભરતી વધવા માંડી છે.

સોજિત્રાના તડના વિસાશ્રીમાલીઓ ૫૪ ના એકડાના ગોળમાં છે. આ ગોળમાં ૫૪ ગામ છે, જેમાં સોજિત્રા, બોરસદ, માતર, દેવા, આંતરોલી, કપડવંજ વગેરે મુખ્ય ગામ છે. ગોળમાં આશરે ૩૬૦ કુટુંબ અને ૬ જથા છે, અને દરેક જથામાં કેટલાંક ગામ છે. દરેક જથાના બેત્રણ આગેવાન એમ બધા થઈને પંદરેક આગેવાન છે. ગોળમાં જ કન્યા આપવા લેવાનું ઠરેલું છે. ગોળ બહાર કન્યા આપવી હોય તો આગેવાનોની પરવાનગી લેવી પડે, અને ગોળના કેળવણી મંડળમાં કન્યાના વડિલે ૨૦૦૦ રૂપિયા આપવા પડે, જે ગોળના લોકોની કેળવણીમાં વપરાય છે. ગોળનું કેળવણી ફંડ છે તેમાંથી ગોળના વિદ્યાર્થીઓને મદદ આપવામાં આવે છે.

વિસાશ્રીમાલી વૈશ્યોના જથાના મુખ્ય રિવાજ આ પ્રમાણે છેઃ—

**સીમંત : આણું** : સીમંત પ્રસંગે ખાસ ધાર્મિક વિધિ કરવામાં આવતી નથી. પણ બેઠી ખોળો ભરવામાં આવે છે; અને કુટુંબીઓ વગેરે કંસાર બનાવીને ખાય છે. પહેલા આણા વખતે ખાસ ખર્ચ કરવામાં આવતો નથી, પણ છઆણામાં દીકરીના વડીલ ૧૦૦ થી ૫૦૦ રૂપિયા સુધીનાં કપડાં, દાગીના વગેરે દીકરીને આપે છે.

**સગપણ** : છોકરાનું સગપણ એની ૧૦ થી ૨૦ વર્ષની આસપાસ તથા છોકરીનું સગપણ એના ૮-૯ વર્ષ પછી વડીલો કરે છે. આ પ્રસંગે કન્યાના વડીલ પાંચેક મનુષ્યો સાથે વરને ત્યાં જાય છે, અને વરને ચાંલ્લો કરી શ્રીફળ તથા એક રૂપિયો આપે છે. વરપક્ષ પોતાને ત્યાં આવેલાને મિષ્ટાન્ન જમાડે છે. સગપણ પછી અને લગ્ન પહેલાં વરપક્ષ કન્યાને સોનાની જણસ ૫ તોલા અને કપડાં જોડ ૧ આપે છે. આને સમુરત–સુમુહૂર્ત કહે છે. લગ્ન પ્રસંગે ૫૫૧ રૂપિયાનું પલ્લું આપવાનું ઠર્યું છે. પણ હવે સોનાના દાગીના તોલા ૨૦ તથા રેશમી કપડાં જોડ ૧ આપે છે, જે બધાં મળીને આશરે ૩૦૦૦ રૂપિયાનું થાય. લગ્ન વિધિ પછી કન્યાપક્ષે વરપક્ષને ઓછામાં ઓછી ૫૦ રૂપિયાની મતા આપવાની હોય છે, પણ કોઈને વિશેષ આપવું હોય તો આપી શકે છે. વેવાઈની પરવાનગી વિના જાનમાં ૬૦થી વિશેષ મનુષ્યો લઈ જવામાં આવતા નથી. વરવિક્રય કે કન્યાવિક્રય થતો નથી.

લગ્ન પ્રસંગે નીચે પ્રમાણે ખર્ચ થાય છે :—

| વરપક્ષ | | કન્યાપક્ષ |
|---|---|---|
| વસ્ત્ર, ઘરેણાં. | ૨૦૦ થી ૭૦૦ | ૫૦૦ — ૩૦૦૦ |
| ભોજન | ૩૦૦ થી ૫૦૦ | ૧૦૦૦ — ૧૫૦૦ |
| પરચુરણ | ૫૦૦ થી ૧૦૦૦ | ૫૦૦ — ૧૦૦૦ |
| | ૧૦૦૦ થી ૨૨૦૦ | ૨૦૦૦ — ૫૫૦૦ |
| આ ઉપરાંત | | |
| પલ્લાના | ૩૦૦૦ — ૩૦૦૦ | |
| | ૪૦૦૦ — ૫૨૦૦ | |

ગોળમાં વરકન્યાની છત છે.

ગામમાં વિસાશ્રીમાલી ખંભાતીનાં જે ૨ કુટુંબ છે તેમનો પણ ૭૦ કુટુંબોનો ગોળ છે. જેમાં ભડકદ, કાસોદ, બોરસદ, સોજિત્રા, પેટલાદ, વગેરે ગામો છે. ગોળ બહાર કન્યા અપાતી નથી. જો કોઈ આપે તો ગોળના આગેવાન ઠરાવે તે રૂ. ૨૦૦૦ સુધી કન્યાના વડીલે ગોળમાં આપવા પડે. આ જ્ઞાતિના કેટલાક રિવાજો સોજિત્રાના વિસાશ્રીમાલીઓના રિવાજને લગભગ મળતા છે.

ભડકદના મેવાડા વૈશ્ય ૬૦૦ કુટુંબના ગોળમાં છે. આ ગોળ અમદાવાદથી સુરત સુધી છે, જેમાં ૨ જથા છે. એકને એકડો કહે છે, અને તેમાં ૫૦ કુટુંબો છે. બીજાને નકરો કહે છે જેમા ૫૫૦ કુટુંબો છે. કન્યા જથામાં જ આપવા લેવાની હોય છે. પલ્લું ૩૨૫ રૂપિયાનું ઠર્યું છે. પણ એ પેટે પાંચેક તોલા સોનાના દાગીના અપાય છે.

ભડકદના તમામ વૈશ્યો જૈન છે. જૈન મરણ પાછળ શૈવ કે વૈષ્ણવની જેમ શ્રાદ્ધવિધિ કરતા નથી.

## લોહાણા

લોહાણા કુટુંબ ૫ છે, અને એમની વસતિ ૨૫ ની છે; જેમાં ૧૧ પુરુષ તથા ૧૪ સ્રી છે. લોહાણાને ઠક્કર પણ કહે છે, અને એમની અટક પણ મોટાભાગે ઠક્કર હોય છે. ભડકદના લોહાણા શ્રી દશકોશી, શ્રી ચરોતર, શ્રી દંઢાવ્ય તથા શ્રી દહેગામ લોહાણા જ્ઞાતિના જથામાં છે. આ જથો આસરે ૭૦૦ કુટુંબોનો છે, અને તે દહેગામ, અમદાવાદ, મહેમદાવાદ, નડિયાદ, ખંભાત, પેટલાદ વગેરે શહેરો તથા તેમની આજુબાજુનાં ગામોમાં છે. તલ અમદાવાદમાં જ આ જથાના આસરે ૩૦૦ કુટુંબ છે, અને ત્યાં શ્રી દેશી લોહાણા વિદ્યાર્થી ભવન નામનું આ જથાનું એક છાત્રાલય પણ છે; જેમાં લોહાણા જ્ઞાતિના આશરે ૧૦૦ વિદ્યાર્થીઓ રહે છે. આ છાત્રાલયને પોતાનું મકાન છે. (લોહાણાઓનું એક મોટું વિદ્યાર્થી વસતિગૃહ વડોદરામાં છે, પણ તે બીજા જથામાં છે.)

**સીમન્ત :** સીમન્ત પ્રસંગે ઘરમાં જ ખોળો ભરે છે, અને પૂજા થાય છે. બહારની કોઈ વિધિ થતી નથી, તેમજ કુટુંબીઓ અને નજીકનાં સગાં સિવાય બીજા કોઈને જમાડવામાં આવતાં નથી. મોસાળું ભરવામાં આવતું નથી.

**ઉપવીત :** આશરે ૯ થી ૧૧ વર્ષની વયે છોકરાને જનોઈ આપવામાં આવે છે. આ પ્રસંગે બકરો દોડે ત્યારે બટુકના મોસાળીઆં એને ખમીસ, કોટ, પાટલુન કે ધોતી, ટોપી, મોજાં જોડા વગેરે આપે છે. ઘરેણામાં સોનાનાં બટન કે વીંટી આપે છે, અને પચીસેક રૂપિયા સુધી રોકડા આપે છે. વળી બટુકના કુટુંબમાં જે ન્હાનાં છોકરાં હોય તે દરેકને બેએક રૂપિયા આપે છે. આ વખતે જેઓ ચાંલ્લો કરે તેમને પણ બટુકના વડિલો રૂપિયા કે વસ્ત્ર આપે છે. ઉપવીત પ્રસંગે બટુકના વડિલો "ન્યાત" પણ કરે છે. આ ન્યાત શહેરમાં થાય તો એમાં ૨૦૦–૩૦૦ માણસો જમે, ગામડામાં થાય તો ઓછા એટલે વસતિના પ્રમાણમાં.

**સગપણ :** છોકરાછોકરીઓની સગાઈ એમની ૫ થી ૧૫ વર્ષની ઉમરે એમના વડીલો કરે છે. સગપણ સામાન્યતઃ ફોક થવા દેવામાં આવતું નથી.

આ જથાએ સંવત ૨૦૦૮ ના આશ્વિન શુક્લ વિજયા દશમીના દિને એક 'બંધારણ' છપાવ્યું છે, જેમાં સીમન્ત, સગપણ, વસન, લગ્ન, વિધવાવિવાહ વગેરે બાબતના કેટલાક ઠરાવો છે. આ જથાના કેટલાક રિવાજો અને સુધારાઓનો તાદૃશ ખ્યાલ આવે તે માટે આ આખુંય બંધારણ અહીં મુકીએ છીએ :—

શ્રી ગણેશાય નમઃ

શ્રી દશકોશી, શ્રી ચરોતર, શ્રી દંઢાવ્ય તથા શ્રી દહેગામ લોહાણા જ્ઞાતીનું બંધારણ.

સંવત ૨૦૦૮ના આસો સુદ ૧૦.

**નમ્ર નિવેદન**

સુજ્ઞ જ્ઞાતિ બંધુઓ,

આપ સમક્ષ આ બંધારણ રજુ કરતાં પહેલાં તે વિષે કંઈક લખવા પ્રેરણા થવાથી લખવા પ્રેરાયો છું, તો તે વાંચી સમજી આપ સંપૂર્ણ સહકાર આપશો એવી આશા રાખું છું.

હાલનો સમય તો આપ દરેક જ્ઞાતિ બંધુને સુવિદીતજ છે. એટલે તે માટે કંઈ લખવાનું રહેતું જ નથી. પરંતુ આ સંજોગોમાં આપણા જ્ઞાતિ બંધુઓ તો એક બીજાની સ્પર્ધા કરવામાં આપણા વડીલોએ જે કંઈ નિયમો કરેલા તે વિસરવા લાગ્યા અને તેથી આપણા જ્ઞાતી બંધુઓને એક બીજાની દેખાદેખી વ્યવહારોમાં બને કે ના બને અગર મને કમને પણ ખેંચાવું પડે તે સંજોગોમાં જેને ખેંચાવું પડે તેની મુશીબતોનો આપ શાન્ત ચિત્તે વિચાર કરી જોશો તો આપ દરેકને એમજ થશે કે આપણાં ચારે પરગણાંનું એક સરખુંજ બંધારણ હોય તો કોઈને પણ ખોટી રીતે મુશીબતમાં મુકાવું પડે નહીં તે માટે કંઈક એક સરખુ ચારે પરગણાંનું બંધારણ હોવું જરૂરી છે તેમ લાગ્યા વિના રહેશે નહીં.

ઉપરના સંજોગોમાં નડીઆદ મુકામે શ્રી સંતરામ મહારાજશ્રીના મંદીરમાં સં. ૨૦૦૮ના જેઠ સુદ ૨ ના રોજ શ્રી દશકોશી લોહાણા પંચ સમસ્તના આમંત્રણથી શ્રી દશકોશી શ્રી ચરોતર, શ્રી દંઢાવ્ય અને શ્રી દહેગામ પરગણાના નિયુક્ત થયેલા સભ્યો ભેગા થયેલા અને તે વખતે આપણાં ચારે પરગણાં એક બીજા સાથે સંકળાયેલ હોઈને એક બીજાને વ્યવહાર, વિવાહ તેમજ લગ્ન પ્રસંગે અગર અન્ય પ્રસંગોએ દરેકને અનુકુળ પડે તેમજ

વ્યવહાર ચારે પરગણાંમાં ચાલે, તે માટે સમય અને સંજોગાનુસાર આ બંધારણ ઘડી તૈયાર કરવામાં આવ્યું છે. અને તેનો ઉદ્દેશ એક બીજાની સ્પર્ધા નહી કરતાં શ્રીમંત તેમજ મધ્યમ વર્ગના જ્ઞાતિ બંધુઓ વ્યવહારના પ્રમાણમાં એક સરખી રીતે રહે અને નાના મોટાના ભેદ ના જણાય તેમજ શ્રીમંતોની પાછળ સાધારણ માણસને ખેંચાવું પડે નહીં, એ છે.

જેથી આપ દરેક જ્ઞાતિ બંધુને મારી નમ્ર વિનંતી છે કે આપ દરેક જ્ઞાતિ બંધુ આ બંધારણને સફળ બનાવવા પુરતો સહકાર આપશો એવી આશા રાખું છું.

૬૩, પુનિત આશ્રમ પાસે
મણિનગર
અમદાવાદ-૮

લી.
અંબાલાલ રઘનાથદાસ ઠક્કર

શ્રી.

શ્રી ગણેશાય નમ :

શ્રી દશકોશી, ચરોતર, દંઢાવ્ય તથા દહેગામ પરગણાંની કમીટીના સભ્યો સંવત ૨૦૦૮ના જેઠ સુદી ૨ના રોજ નડીયાદ મુકામે શ્રી. સંતરામ મહારાજના મંદીરમાં ભેગા થયા તેમાં નીચે મુજબ ઠરાવ કરવામાં આવે છે કે :—

ઠરાવ ૧ લો

(એ) છોકરાની સગાઈ કરવા માટે વરપક્ષ તરફથી કન્યાના બાપને ત્યાં સગાઈ કરવા જવામાં એકથી સાત માણસો જઈ શકશે. અને સાત માણસે જ ચપટી લેવી [ કન્યાપક્ષવાળા વરપક્ષવાળાને ખાંડની ચપટી આપે-એકાદ રૂપિયાભાર, તેને ચપટી આપવી એમ કહે છે. ] અને વહેંચણી સાત માણસોમાં જ કરવી અને ઓછા હોય તો જેટલા માણસો ચપટી લે તેટલા જ માણસોમાં વહેંચણી કરવી.

(બી) સગાઈ કરવા જવામાં કન્યા માટે વર પક્ષ તરફથી ઓઢણી અગર સાડી લઈ જવી અને તેની કિંમત ૧૫ રૂપિયાથી વધુ હોવી જોઈએ નહિ.

(સી) સગાઈમાં કન્યા પક્ષ તરફથી વરપક્ષવાળાને વહેંચણીમાં વધુમાં વધુ રૂ. ૨૫ પચીસ વહેંચવા.

(ડી) સગપણ વખતે જમાઈને માટે કન્યા પક્ષ તરફથી સાકર શેર ૧૧ મોકલાવવી.

(ઇ) જમાઈનો ચાંલ્લો મોકલવા બાબતમાં એવું ઠરાવવામાં આવે છે કે રૂ. ૪ અંકે રૂ. ચાર જમાઈને ચાંલ્લાના ટાઈમની અનુકુળતાએ મોકલવા.

(એફ) આપણી જ્ઞાતિમાં સગાઈ પછી વેવાંણો બોલાવવાનો રિવાજ બંધ કરવામાં આવે છે.

ઠરાવ ૨ જો

આપણી જ્ઞાતિમાં સગાઈ પછી કન્યાને વસન મોકલવા સંબંધી નિચે મુજબ ઠરાવવામાં આવે છેઃ—

(એ) હીમના દાગીના વધુમાં વધુ સાત તોલા સુધીના લઈ જવા.

(બી) પગનાં સાંકળાં ચાંદીનાં જોડી ૧ લઈ જવાં.

(સી) સાડી એક લઈ જવી હોય તો તે લઈ જવાની છુટ છે.

ઠરાવ ૩ જો

લગ્ન વખતે નીચે મુજબના નિયમો ઠરાવવામાં આવે છેઃ—

(એ) પલ્લામાં હીમના દાગીના તોલા ૧૫ પંદરના વધુમાં વધુ લઈ જવા. તેથી ઓછું લઈ જવું હોય તેને છુટ છે.

(બી) કપડાં બે જોડી રેશમી તથા ત્રણ જોડી સુતરાઉ લઈ જવાં.

(સી) લગ્ન પ્રસંગે જાનને ત્રણ ટંક જમાડવી તેમાં બે ટંક જમણ અને એક ટંક હાજરીનું એટલે કે સાદું ભોજન રાખવું.

(ડી) પહેરામણી બાબત એવું ઠરાવવામાં આવે છે કે વાસણ, ગાદલાં જે આપવામાં આવે તે મુજબ આપવાં તથા વરરાજાને પાઘડી ૧ કોટ ૧ તથા વેવાઈને એક પાઘડી તથા વેવાણને સાલ્લો ૧ તથા કબજો ૧ તથા લુણારીને ઉમરના પ્રમાણમાં ઓઢણી અગર સાલ્લો તથા વધુમાં વધુ રૂ. ૨૫૧ અંકે રૂ. બસોએકાવન વરપક્ષ તરફથી લીસ્ટ આપે તે પ્રમાણે કન્યાના બાપે વહેંચવા. કોટ શીવેલો ના હોય તો કોટનું કપડું અને સીલાઈના રૂ. ૫ પાંચ રૂપિયા રોકડા આપે.

(ઈ) વરરાજા પરણવા બેસે ત્યારે કન્યાપક્ષ તરફથી જે કપડાં અપાય છે તે સહુની શક્તિ મુજબ આપે.

(એફ) કંસાર જમાડતી વખતે વરરાજાને રૂ. ૫ પાંચ રૂપિયા રોકડા આપવા.

(જી) કન્યા સાસુને પગે લાગવા પહેરામણી વખતે આવે તે વખતે રૂ. ૫ પાંચ રોકડા આપવા અને તે રકમ કન્યા પાસેથી પાછી લેવી નહીં.

(એચ) અણુવર બેસાડવા બાબત એવું ઠરાવવામાં આવે છે કે અણુવરને રૂ. ૫ પાંચ રૂપિયાથી વધુ આપવા નહીં

ઠરાવ ૪ થો

મામેરું છુટું વહેંચવું નહીં પરંતુ છોડી જમાઇ અને ભાણેજ્યાંને પોતપોતાની શક્તિ અનુસાર આપવાની છુટ છે.

ઠરાવ ૫ મો

સીમન્ત સબંધી એવું ઠરાવવમાં આવે છે કે બેઠો ખોળો ભરવો.

ઠરાવ ૬ ઠો

(એ) આપણી જ્ઞાતિના દરેક જ્ઞાતિબંધુઓ પોતાના પરગણામાં પોતાનું નામ સભ્ય તરીકે નોંધાવે અને સભ્ય તરીકેની દાખલ ફી રૂ. ૧ એક રાખવામાં આવી છે.

(બી) દરેક જ્ઞાતિ બંધુએ ઘરદીઠ સભ્ય તરીકેનું નામ તા. ૨૫. ૭. ૫૨ સુધીમાં પોતાના પરગણામાં નોંધાવવું.

(સી) સભ્ય તરીકેનું નામ નોંધાવવા માટે નીચે મુજબ સભ્યો પરગણા દીઠ નક્કી કરવામાં આવ્યા છે.

દસક્રોશી-(૧) અંબાલાલ રૂઘનાથદાસ. (૨) ભાઈલાલ નાથાલાલ

ચરોતર-(૧) ધુરચંદ શામજી. (૨) દામોદરદાસ ઝવેરદાસ

દંઢાવ્યા-(૧) બળદેવદાસ છોટાલાલ. (૨) ચેલદાસ મગનલાલ.

નંદુગામ-(૧) અંબાલાલ વનમાળીદાસ. (૨) અંબાલાલ મંગળદાસ.

ઠરાવ ૭ મો

વિધવા બાઈને ખોરાકી ના મળતી હોય તો પોતાના પરગણામાં અરજી કરવી અને તેવી અરજી આવેથી પરગણાંએ યોગ્ય કરવું.

ઠરાવ ૮ મો

વિધવા વિવાહ સબંથી એવું ઠરાવવામાં આવે છે કે લુગડાં તથા દરદાગીના વિગેરે જે હોય તે આગલા ઘરવાળાને સોંપ્યા સિવાય વળાવી શકે નહીં.

ઠરાવ ૯ મો

સારસ્વત ગોરને ચોરીના રૂ. ૧૫ પુરા આપવા. આમાંથી ગોરને આપવાની રકમ કાપવાની નથી. ખીરના રૂ. ૭-૮-૦ તથા ગુજરનાં રૂા. ૯-૦-૦ આપવા.

ઠરાવ ૧૦ મો

ઉપર મુજબના ઠરાવો સંવત ૨૦૦૮ ના આસો સુદ ૧૦ થી અમલમાં આવશે.

ઉપરના ઠરાવો સર્વાનુમતે પસાર કરવામાં આવે છે.

| | |
|---|---|
| ૧ અંબાલાલ રૂઘનાથદાસ | ૫ ભુલાભાઈ શંકરલાલ |
| ૨ કેશવલાલ વાલજીભાઈ ઠક્કર | ૬ ઠક્કર કેશવલાલ પરસોતમદાસ |
| ૩ ચુનીલાલ ગીરધરભાઈ સહી | ૭ ભુલાખીદાસ છગનલાલ |
| ૪ ભાઈલાલ નાથાલાલ ઠક્કર | ૮ મંગળદાસ જીવણલાલ |

વગેરે વગેરે ૩૫ ગૃહસ્થો.

આ બંધારણમાં નથી એવી કેટલીક બાબતો નીચે પ્રમાણે છે.

પહેલું આણું : વરપક્ષ તરફથી વહુને તેડવા માટે એના પિયરમાં ૪-૫ મનુષ્યો જાય છે, તેમને દરેકને ૩ થી ૫ રૂપિયા વહુનાં પિયરીઆ આપે છે.

જીયાણાં : પ્રથમ પ્રસુતિ પછી દીકરી બાળકને લઈને સાસરે જાય ત્યારે એનાં પિયરીઆં એને આશરે રૂ. ૧૦૦ની કિંમતનાં વસ્ત્ર ૫ થી ૭ જોટા આશરે રૂ. ૨૦૦ થી ૩૦૦ સુધીનાં સુવર્ણનાં આભુષણ અને પારણું આપે છે.

મરણ : મરણ પ્રસંગે, દશમું, અગિયારમું, બારમું સરાવવામાં આવે છે. તેરમાના દિવસે સરવણી ભરવામાં આવે છે, અને તે ગોરને અપાય છે. તેરમાની નાત કરવામાં આવતી નથી પણ તે દિવસે બ્રાહ્મણો તથા સગાંઓને મિષ્ટાન્ન જમાડવામાં આવે છે.

રડવાકુટવાનું-કાણ : મરણ પછી ૭ થી ૧૦ દિવસની અંદર કાણ કરાવવામાં આવે છે, એટલે મરનારને ત્યાં બહારગામથી સગાઓ રડવાકુટવા માટે આવે છે. યુવાનના મરણમાં રડવાકુટવાનું થાય છે, પણ વૃદ્ધના મરણમાં તે પ્રમાણે થતું નથી.

## પાટીદાર

પાટીદારના કુટુંબ ૯૫ છે અને એમની વસતિની સંખ્યા ૪૪૪ છે જેમાં ૨૫૩ પુરુષ અને ૧૯૧ સ્ત્રી છે.

સંવત ૧૯૫૭માં ચકલાશી ગામમાં ગંગનાથ મહાદેવના મંદિરમાં પાટીદારોનો એક ગોળ બંધાયો, જેનું નામ સત્તાવીસ ગામ પાટીદાર પંચ. ભડકદના પાટીદારો આ ગોળમાં જોડાએલા, પણ પાછળથી ભડકદને આ ગોળમાંથી છુટું કરી નાંખેલું. સંવત ૨૦૧૦ના માઘ શુક્લ ૧૧ને શનિવારે (તા. ૧૩ ફેબ્રુઆરી ૧૯૫૪) ચકલાસી મુકામે એજ ગંગનાથ મહાદેવના

મંદિરમાં આ પંચ ભરાયું અને એમાં કેટલાક મહત્વના ઠરાવ થયા, આ વેળા ભડકદના પાટીદારોના આગેવાનો પણ આ પંચમાં ગયા હતા અને એમને ફરીથી આ ગોળમાં દાખલ કરવામાં આવ્યા. આ પ્રમાણે ફરી આ ગોળમાં દાખલ થયા પછી ભડકદના પાટીદારોએ આ ગોળમાં પોતાની ૭ કન્યાઓ ઉતારી છે, એટલે આપી છે. પણ આ ગોળમાંથી કોઈએ ભડકદમાં કન્યા ઉતારી નથી. આ પ્રમાણે સત્તાવીશ ગામ પાટીદારના ગોળમાં બીજીવાર દાખલ થતાં પહેલાં ભડકદના પાટીદારોના ખાસ રિવાજો નીચે પ્રમાણેઃ—

**સીમન્ત** : સીમન્તિનીને સાતમે કે આઠમે માસે ખોળો ભરે તે વેળા વહુનાં સાસરીઆં પોતાને ત્યાં જે સ્ત્રીઓ ગાવા આવી હોય તેમને ૫ થી ૧૦ શેર પતાસાં વહેંચે છે, અને ઘરમાં કંસાર કરીને ખાય. આ સિવાય કોઈને જમાડવાનું કે આપવા લેવાનું નહિ. પૂજા વિધિ કરાવે કે ના પણ કરાવે.

**સગપણ** : કન્યાના વડીલ વરને ત્યાં સગાઈ કરવા આવે ત્યારે વરને ચાંલ્લો કરી શ્રીફળ તથા રૂપિયો ૧ આપે, પછી લગ્ન પહેલાં કન્યાપક્ષ તરફથી ગોર તથા વાળંદ એ ચાર મનુષ્યો સાથે વરને ત્યાં આવે, સાકર શેર સવાપાંચ તથા સવા રૂપિયો તાંબાની માટલીમાં મૂકીને તેના ઉપર રેશમી કપડું સવાગજ વીંટીને બધાની વચમાં વરને આપે, અને વરને ચાંલ્લો કરી શ્રીફળ તથા રૂપિયા ૧૧ આપે, પછી વેવાઈઓ પરસ્પર ગોળધાણા ખવડાવે અને બીજાઓને ગોળધાણા વહેંચવામાં આવે, અને પછી કન્યાપક્ષના મનુષ્યો, વરને ત્યાં મિષ્ટાન્ન જમીને વિદાય થાય, આ વેળા વરપક્ષ ગોરને રૂપિયા ૭ તથા વાળંદને રૂપિયા ૧૧ આપે.

**લગ્નનો પડો** : લગ્નના બે દિવસ પહેલાં કન્યાપક્ષ તરફથી વરને ત્યાં ગોર લગ્નનો પડો લઈને આવે અને વરપક્ષને આપે એટલે વરપક્ષ એને ઘરમાં મૂકે, આ પડામાં સવા પાશેર કંકુ તથા સવા રૂપિયો મૂકવામાં આવે છે.

**મંડપ મુહૂર્ત** : લગ્નનો પડો આવે તેજ દિવસે વરપક્ષ પોતાના આંગણામાં થાંભલી રોપે, એટલે મંડપ મુહૂર્ત થયું. અહીંથીજ લગ્નોત્સવની શરૂઆત થાય, અને સ્ત્રીઓ સાંજ —સવાર ગીતો ગાય. લગ્નના આગલા દિવસે વરને પીઠી ચોળવામાં આવે અને એને બીજે દિને વરપક્ષ જાન "સુંઢાડી" (કાઢી) કન્યાના ગામે જાય. જાનમાં આશરે ૨૫ થી ૧૦૦ જાનૈયા હોય. જાન કન્યાના ગામે પહોંચે એટલે કન્યાપક્ષ તરફથી સમૈયું થાય અને જાનને ઉતારે લઈ જવામાં આવે, પછી જાનને જમાડવામાં આવે અને કન્યાપક્ષ તરફથી વાળંદ આવીને વરને કસંબો ખવડાવી જાય. દરમ્યાન વરપક્ષના આગેવાન કન્યાને ત્યાં જઈ કન્યાને કપડાં, જણસ, રૂપિયા વગેરે જે આપવાનું હોય તે આપે, અને "ખાનગીમાં" જે આપવાનું કર્યું હોય તે પણ "ખાનગીમાં" આપી "સમજાવી" આવે. આ સમજુતી થઈ જાય એટલે કન્યાપક્ષ તરફથી વાળંદ વરપક્ષને તેડુ કરવા આવે અને કહે કે—"વર ઉઘલાવી લાવો" એટલે જાનીવાસેથી વરઘોડો નીકળી વાજતે ગાજતે કન્યાના માંડવે જાય, જ્યાં લગ્નવિધિ થયા પછી જાનૈયા વરવહુને જાનીવાસે તેડી લાવે. લગ્નના બીજે દિવસે કન્યાપક્ષ જાનને જમાડી વરકન્યા તથા જાનને વિદાયગીરી આપે. જાન જાય તે પહેલાં વરપક્ષ તથા કન્યાપક્ષ એક બીજાને રૂપિયા આપે, જેને દાપાં કહે છે. દાપામાં વરપક્ષ આશરે ૧૦૦ રૂપિયા આપે તો કન્યાપક્ષ આશરે ૬૦ રૂપિયા આપે. આ દાપાંની રકમ મહાદેવ, મંદિર, ગોર, બ્રાહ્મણ—રસોઈયા, સુથાર, કુંભાર, વાળંદ, દરજી, ભાટ, ભોઈ વગેરેને આપવાની હોય છે. જાન ઘેર

આવ્યા પછી કોઈ કોઈ જમણવાર કરે છે, જેમાં ગામના તેમજ પરગામથી આવેલ પોતાનાં સગાંસ્નેહીઓ વગેરેને જમાડે છે. આ જમણવારને **વરાંઠી** કહે છે.

કન્યા લાવવામાં ભડકદના પાટીદારો કન્યાપક્ષને આશરે રૂ. ૧૫૦૦ થી ૩૫૦૦ આપે. ભડકદની કન્યા બહાર ગામ આપવામાં આવે ત્યારે પણ વરપક્ષ તરફથી કન્યાપક્ષ રૂ. ૧૫૦૦ થી ૩૦૦૦ લે. કેટલાંક કુટુંબોએ પોતાની કન્યા બહારગામ આપતી વેળા વરપક્ષને રૂ. ૨૦૦–૫૦૦ પૈંઠણ પણ આપી છે, એમ કહેવામાં આવ્યું છે. આ સિવાય લગ્ન પ્રસંગે નીચે પ્રમાણે ખર્ચ થાય છે–

| | વરપક્ષને | કન્યાપક્ષને |
|---|---|---|
| આભુષણ | ૫૦૦ થી ૧૦૦૦ | ૩૦૦—૫૦૦ |
| વસ્ત્ર | ૨૦૦ થી ૬૦૦ | ૫૦૦–૧૦૦૦ |
| ભોજન | ૩૦૦ થી ૬૦૦ | ૩૦૦—૭૦૦ |
| વાજાં વગેરે | ૨૦૦ થી ૩૦૦ | ૨૦૦—૩૦૦ |
| પરચુરણ | ૩૦૦ થી ૫૦૦ | ૨૦૦—૫૦૦ |
| કુલ— | ૧૫૦૦— ૩૦૦૦ | ૧૫૦૦–૩૦૦૦ |

**આણું–જીઆણું :** દીકરીના પહેલાં આણાં વેળા એને કપડાં, ઘરેણાં, વગેરે આપવામાં રૂ. ૧૦૦ થી ૫૦૦ ખર્ચ થાય છે. અને પહેલી વારની વારની પ્રસૃતિ પછી એને સાસરે વળાવતી વખતે એટલે જીઆણામાં પણ ઘરેણાં, કપડાં, વાસણ, વહેંચણ વગેરેમાં પણ રૂ. ૧૦૦ થી ૫૦૦ પિયરીઆંને ખર્ચ થાય છે. આ વેળા જમાઈના વડીલોએ જે યાદી કરીને વાળંદ સાથે મોકલી હોય તે પ્રમાણે દીકરીના પિયરીઆં વાસણ તથા વહેંચણીના રોકડા રૂપિયા વાળંદ સાથે મોકલે છે.

**લાજનો રિવાજ**—સ્ત્રીઓ સાસરાના પક્ષના વડિલોની લાજ કાઢે છે.

**મરણ :** મરણ પ્રસંગે દશમું, અગીઆરમું, બારમું, તેરમું, સરાવવામાં આવે છે. આ વેળા છોકરાં જમે છે, પણ મોટાં જમતાં નથી. પ્રથમ ૨૦–૨૫ વર્ષ પૂર્વે મોટાં પણ જમતાં તે બંધ કરવામાં આવ્યુ છે. હવે તો મોટાં જમે પણ નહીં અને એમને કોઈ જમાડે પણ નહીં. મરનારની પાછળ કેટલાક માસ પછી કોઈ શાળાના વિદ્યાર્થીઓને જમાડે તો નજીકનાં સગાંસ્નેહીસબંધીઓને પણ જમાડે; આમાં આશરે ૨૦૦–૪૦૦–૫૦૦ રૂપિયા ખર્ચના થાય પણ બે ચાર વર્ષે આવું ક્વચિત્ થાય છે.

**રડવા કુટવાનો રિવાજ–કાણ :** મરણના ૬ થી ૧૦ મા દિનની અંદર બહારગામના મનુષ્યો કાણે આવે છે. પણ વૃદ્ધના મરણમાં હવે કાણ બંધ થઈ છે. જો કે યુવાનના મરણમાં કાણ અને રડવા કુટવાનો રિવાજ હજુ ચાલુ છે પણ પહેલાં જેટલો નથી.

## સત્તાવીશ ગામના પાટીદારોના પંચના નિયમો

સત્તાવીસ ગામના પાટીદારોના જે ગોળમાં ભડકદના પાટીદારો ફરી દાખલ થયા છે તે ગોળના પંચે ચકલાસી મુકામે ગંગનાથ મહાદેવના મંદિરમાં સમાજસુધારા માટે ભેગા થઈ જે

ઠરાવો વગેરે કર્યા છે તે સમાજ સુધારણાની દૃષ્ટિએ નોંધવા યોગ્ય હોવાથી અહીં અક્ષરશઃ આપ્યા છે. જે ઉપરથી પાટીદારોના આ ગોળના મુખ્ય રિતરિવાજનો પણ ખ્યાલ આવે છે. આ ઉપરાંત આ ગોળના જ્ઞાતિજનોએ લેવાની પ્રતિજ્ઞાઓનું પ્રતિજ્ઞાપત્ર અને એમના પંચના બંધારણનો ખરડો પણ આ ઠરાવો પછી આપીએ છીએ જેથી આ ગોળનાં સુધારાઓ તથા બંધારણ પ્રતિના વલણની પણ પાઠકને ઝાંખી થાયઃ—

શ્રી હરિ ૐ

## સત્તાવીશ ગામ પાટીદાર પંચ

સંવત ૨૦૧૦ ના મહા સુદ ૧૧ ને શનિવાર તા. ૧૩–૨–૫૪ ના રોજ ચકલાસી મુકામે સત્તાવીશ ગામના પાટીદારોનું પંચ સમાજ સુધારા કરવા ભેગું થયું હતું. તેમાં પંચનાં અજરાપુરા, અલીંદ્રા ( મહોલેલ ), અલીંદ્રા ( વસો ), આણંદ–નાનું અડધ, આણંદ–મોટું અડધ, કણજરી, ખાંધલી, ગાડા, ચકલાશી, ચાંગા, ડભાણ, ડભોઉ, ડુમરાલ, ડેમોલ, ત્રાજ, દેવા, નરસંડા, નાપાડ, પણસોરા, પલાણા, પલોલ, પાળજ, પીપલગ, બાકરોલ, બોરીઆળી, બાંધણી, મલાતજ, મહમદપુરા, મહુધા, મહેળાવ, મહોલેલ, મોગરી, રામોલ, લીંબાશી, વડતાલ, વાલવોડ, વાંસવાળી, સલુણ અને સંજાયાના કુલ ૨૫૦ પાટીદાર ભાઈઓ પંચમાં આવ્યા હતાઃ—

નોંધઃ—૧ પંચનાં બહુમતિ ગામોની સંમતિથી પંચ બોલાવ્યું હતું.
૨ પંચનાં કુલ ૪૧ ગામો પૈકી થામણા સિવાયના ૪૦ ગામોના પાટીદારો પંચમાં આવ્યા હતા.

પંચે નીચે મુજબના સમાજ સુધારા કરવાનું ઠરાવ્યું છેઃ—

૧ વિવાહના શુકનમાં સાકરના રૂ. ૧૧ અંકે રૂપીયા અગીયારથી વધુ આપવા, લેવા, માગવા, કે મંગાવવા નહીં.

૨ દીકરી જોવાના પ્રસંગે છોકરાના પક્ષે કુલ ચાર જણથી વધુ જણે જવું નહીં. તેમાં માણસોએ દીકરીને રૂ. ૫ અંકે રૂપિયા પાંચથી વધુ આપવા, અપાવવા નહીં. ને દીકરીના પક્ષે છોકરાને તથા તેના મુખ્ય માણસોને રૂા. ૧૧ અંકે રૂપીયા અગીઆર અને સાથેનાઓને રૂ. ૫ અંકે રૂપિયા પાંચથી વધુ ઉમેરીને આપવા. તેથી વધુ લેવા કે માગવા, મંગાવવા નહીં કે કંઈ જણસ વિગેરે લેવું આપવું કે માગવું, મંગાવવું નહીં.

૩ વિવાહ કરતી વખતે દીકરીને જણસો કરાવવાની અગર બીજી કોઈ માગણીની શરત કરવી કે કરાવવી નહીં.

૪ દીકરીના પક્ષે, છોકરાના પક્ષને ત્યાં વિવાહના રૂપિયા આપવા જવાનું સદંતર બંધ કરવું, ને તે નિમિત્તે કંઈ જણસ વિગેરે લેવું, આપવું કે માગવું, મંગાવવું નહીં. અને લેવડ દેવડની કાંઈ પણ શરત કરાવવી નહીં.

૫ વિવાહની માટલી ત્રાંબાની [illegible] કરવી ને તેમાં [illegible] શેરથી વધુ પુરવી નહીં. ને તેમાં ૫૧ રૂપિયા અંકે રૂપિયા એકાવનથી વધુ [illegible] તે રકમ પરઠણમાં મજરે ગણવી. ટ [illegible] માટલીમાં કંઈ જણસ [illegible]

માટલીને સવા વારનો સાદો કડકો અને નાડું બાંધવું. આથી વધુ આપવું લેવું કે માગવું નહીં.

૬ ગોળ, વાળંદ સાથે ચાંલ્લાના (ખરચ સિવાય) ૧૧ રૂપિયા અંકે રૂપિયા અગીઆરથી વધુ મોકલવા કે લેવા નહીં કે માગવા મંગાવવા નહીં.

૭ જાનમાં ૧૦૦ (સો) માણસોથી વધુ લઈ જવા નહીં. ને જાન એક દિવસથી વધુ રાખવી નહીં કે રહેવું નહીં.

૭ લગ્ન વિધિ પ્રસંગે મંગળફેરા અને કન્યાદાનમાં મળીને રૂ. ૫૧) અંકે રૂપિયા એકાવનથી વધુ તેમજ કંઈ જણસ, વાસણ, વિગેરે આપવું, લેવું કે માગવું નહીં. સૌભાગ્યવતીમાં વાસણ લઈ જવાં નહીં પણ વરપક્ષે માત્ર શ્રીફળ જ લઈ જવાં–આપવાં. મંગળફેરા ફર્યા પછી સ્ત્રીઓ કન્યાને સૌભાગ્યના આર્શીવાદ આપે એને સૌભાગ્યવતી કહે છે.

૯ માંડવામાં વરને ચાંલ્લાના અને વહેંચણાના દરેકના રૂ. ૫૧) અંકે એકાવનથી વધુ આપવા, લેવા કે માગવા, મંગાવવા નહીં. તે રકમો પરઠણમાં મજરે ગણવી.

૧૦ વસનની જણસ લાવવી જ અને વસનના રૂ. ૫૧) અંકે રૂપિયા એકાવન આપવા.

૧૧ માંયા માટલાના રૂ. ૫૧) અંકે રૂપિયા એકાવન પરઠણમાં મજરે ગણવા.

૧૨ વરસલામીમાં વાસણ આપવાં નહીં. પણ રૂપિયા જ આપવા. વરના ગામની જે દીકરીઓ કન્યાના પિયેરમાં પરણાવી હોય તે દીકરીઓને વરપક્ષ જે આપે તેને વરસલામી કહે છે.

૧૩ પહેલા આણાની પહેરામણીમાં રૂ. ૫૧) અંકે રૂપિયા એકાવનથી વધુ કન્યાપક્ષે વરપક્ષને આપવા નહીં અને તે સિવાય વાસણ, કપડાં આપવું, લેવું કે માગવું મંગાવવું નહીં.

**નોંધઃ**—આ સુધારાઓ આપણા જ્ઞાતિ પંચમાં ભળેલા કુટુંબોના હિતને માટે હોઈ આ સુધારા સ્વીકારે એનેજ જ્ઞાતિના કન્યા વ્યવહારના સમૂહમાં સામેલ ગણી શકાય માટે આ સુધારાનો અમલ આજથીજ કરવો.

ઉપર મુજબના સમાજ સુધારાના નિયમોને પ્રતિજ્ઞારૂપે પાળવા ચકલાશીના શ્રી ગંગનાથ મહાદેવ સમક્ષ પ્રતિજ્ઞા લઈ નીચે મુજબના ભાઈઓએ સહી કરી છે.

સહીઓ ૪૦ ગામના પાટીદારોની

ઉપરાંત પંચે નીચે મુજબના મહત્વના ઠરાવો કર્યા છેઃ—

૧ સત્તાવીસ ગામ પાટીદાર પંચનું બંધારણ ઘડવાનું મંજુર કરવામાં આવે છે. ને તે માટે ગામ દીઠ એક જણ મુજબની એક સમિતિ નીમવામાં આવે છે. તે સમિતિએ એક પેટા કમિટિ નીમી છે. તેમણે બંધારણ ઘડી તે ઉપરના પંચનાં ગામોના અભિપ્રાય મંગાવી તે પંચ રૂબરૂ મંજુરી માટે મુકવું.

૨ ૨૭ ગામ પાટીદાર પંચમાં સમાજ સુધારા કરવા માટે યુવક મંડળ રચવાનું મંજુર કરવામાં આવે છે. તે યુવક મંડળ રચવાનું આણંદના પા. ચીમનભાઈ મણીભાઈએ સ્વીકાર્યું છે. તે મંડળના ધારાધોરણ, બંધારણ સમિતિમાં મુકી મંજુર કરાવવા.

૩ રઢુ અને ભાડકદ ગામોના પાટીદાર ભાઈઓની ૨૭ ગામોના જૂથમાં ભળવાની માંગણી આવ્યાથી તે બંને ગામોને આપણા જૂથમાં દાખલ કરવા ઠરાવ કરવામાં આવે છે.

અને તે ગામો આપણા ગોળના હિતાર્થે વાપરવા રૂ. ૨૦૦) દરેકે આપવાનું પંચ રૂબરૂ જાહેર કરે છે, અને આપણા જૂથના બંધારણ અને પંચના ઠરાવોને અનુસરીને વર્તવાનું પણ જાહેર કરે છે, જેથી તેમને આપણા જૂથમાં દાખલ કરવા ઠરાવ્યું છે. અને તેઓ આપણા પંચમાં કન્યા ઉતારે ત્યાર પછી એ ગામોમાં કન્યા આપવાનો વહેવાર ચાલુ કરવો.

નોંધ—૨૭ ગામ પાટીદાર પંચની સંસ્થા સરકારમાં સાર્વજનિક ફંડોની નોંધણીના કાયદા મુજબ નોંધાઈ છે. ને તેમાં આણંદના પા. વહેરીભાઈ ઝવેરભાઈ, ચકલાશીના પા. આવજી દેવાઈભાઈ, ડભાણના પા. મણીભાઈ, ને મહેળાવના પા. કુલાભાઈ સવદાસ એ ચાર જણને ટ્રસ્ટીઓ નોંધાવ્યા છે. પંચની સિલક આણંદના શુક્લ ચીમનલાલ હરીપ્રસાદને ત્યાં જમા છે.

પંડ્યા મોતીલાલ છગનલાલ મહોસેલના
સત્તાવીશ ગામના પંચગોર

આ પછી ભડકદમાંથી આ જૂથમાં ૬ કન્યા ઉતારી છે પણ આ જૂથમાંથી ભડકદમાં કોઈએ કન્યા ઉતારી નથી, આપી નથી—આ પ્રમાણે ભડકદ ગામના પાટીદારોએ કુટુંબ દીઠ રૂપિયા ૩પ) ઉઘરાવી તેમાંથી રૂપિયા ૨૦૦૦) રોકડા આ પંચને આપ્યા છે. અને વધ્યા તેમાંથી રૂપિયા ૫૦૦) ચકલાશીના ગંગનાથ મહાદેવમાં અખંડ દીવો બળે છે, તેના ખર્ચ પેટે આપ્યા છે. બાકીના આસરે રૂપિયા ૪૦૦) ગામમાં ભાગવાર જ્ઞાતિ માટે જુદા રાખ્યા છે.

સત્તાવીસ ગામ પાટીદાર પંચ

## પ્રતિજ્ઞા પત્ર

પંચે કરેલા ઠરાવ પાળનારજ જ્ઞાતિપંચને વફાદાર ગણાય.

સંવત ૨૦૧૦ના મહા સુદી ૧૧ ને શનિવાર તા. ૧૩–૨–૫૪ ના રોજ પંચે જ્ઞાતિહિત માટે કરેલા નીચેના ઠરાવો પાળવા હું પ્રતિજ્ઞા પૂર્વક બંધાઉં છું અને તે બદલ મારી સહી કરી આપું છું :—

૧ વિવાહના શુકનમાં સાકરના રૂ. ૧૧) અંગે રૂપિયા અગીઆરથી વધુ આપવા, લેવા, માંગવા કે મંગાવવા નહિં.

૨ દીકરી જોવાના પ્રસંગે છોકરાના પક્ષે કુલ ચાર જણથી વધુ જણે જવું નહીં. તેમાં મુખ્ય માણસોએ દીકરીને રૂ. ૫) અંકે રૂપિયા પાંચથી વધુ આપવા, અપાવવા નહીં. ને દીકરીના પક્ષે છોકરાને તથા તેના મુખ્ય માણસોને રૂા. ૧૧) અંકે રૂપીયા અગીઆર અને સાથેનાઓને રૂ. ૫) અંકે રૂપિયા પાંચથી વધુ ઉમેરીને આપવા. તેથી વધુ લેવા કે માગવા, મંગાવવા નહીં કે કંઇ જણસ, વિગેરે લેવું આપવું કે માંગવું, મંગાવવું નહીં.

૩ વિવાહ કરતી વખતે દીકરીને જણસો કરાવવાની અગર બીજી કોઈ માગણીની શરત કરવી કે કરાવવી નહીં.

૪ દીકરીના પક્ષે, છોકરાના પક્ષને ત્યાં વિવાહના રૂપીયા આપવા જવાનું સદંતર બંધ કરવું, ને તે નિમિત્તે કંઈ જણસ વિગેરે લેવું, આપવું કે માગવું, મંગાવવું નહીં. અને લેવડ દેવડની કાંઈ પણ શરત કરવી કરાવવી નહીં.

૫ વિવાહની માટલી ત્રાંબાની ફક્ત એકજ કરવી ને તેમાં સાકર સવા પચીસ શેરથી વધુ પુરવી નહીં, ને તેમાં રૂ. ૫૧) અંકે રૂપિયા એકાવનથી વધુ મુકવા નહીં, ને તે રકમ પરઠણમાં મજરે ગણવી. તે સિવાય માટલીમાં કંઈ જણુસ વિગેરે મુકવું નહીં. માટલીને સવા વારનો સાદો કકડો અને નાડું બાંધવું. આથી વધુ આપવું, લેવું કે માંગવું, મંગાવવું નહીં.

૬ ગોર-વાળંદ સાથે ચાંલ્લાના (ખરચ સિવાય) રૂ. ૧૧) અંકે રૂપિયા અગીઆરથી વધુ મોકલવા કે લેવા નહીં કે માગવા-મંગાવવા નહીં.

૭ જાનમાં ૧૦૦ (સો) માણસોથી વધુ લઈ જવાં નહીં ને જાન એક દિવસથી વધુ રાખવી નહીં કે રહેવું નહીં.

૮ લગ્નવિધિ પ્રસંગે મંગળ ફેરા અને કન્યાદાનમાં મળીને રૂ. ૫૧) અંકે રૂપિયા એકાવનથી વધુ. તેમ જ કંઈ જણુસ, વાસણ વગેરે આપવું, લેવું, મંગાવવું નહીં. સૌભાગ્ય વતીમાં વાસણ લઈ જવા નહીં પણ માત્ર શ્રીફળ જ લઈ જવાં.

૯ માંડવામાં વરને ચાંલ્લાના અને વહેંચણના દરેકના રૂ. ૫૧) અંકે એકાવનથી વધુ આપવા, લેવા કે માગવા, મંગાવવા નહીં. તે રકમો પરઠણમાં મજરે ગણવી.

૧૦ વસનની જણુસ લાવવી જ અને વસનના રૂ. ૫૧) અંકે રૂપિયા એકાવન આપવા.

૧૧ માંચા-માટલાના રૂ. ૫૧) અંકે રૂપિયા એકાવન પરઠણમાં મજરે ગણવા.

૧૨ વરસલામીમાં વાસણ આપવાં નહીં પણ રૂપિયા જ આપવા.

૧૩ પહેલા આંણાની પહેરામણીમાં રૂ. ૫૧) અંકે રૂપિયા એકાવનથી વધુ આપવા નહિ; અને તે સિવાય વાસણ, કપડાં આપવું, લેવું કે માગવું, મંગાવવું નહિ.

પંડ્યા મોતીલાલ છગનલાલ મહેલેલના
સત્તાવીસ ગામના પંચ ગોર

ચકલાસી મુકામે સત્તાવીશ ગામ પાટીદાર પંચે સંવત ૨૦૧૦ ના મહા સુદી ૧૧ ને શનિવાર તા. ૧૩-૨-૫૪ ના રોજ ઠરાવ કરી પંચનું બંધારણ ઘડવા બંધારણ સમિતિ નીમેલી તે સમિતિની સભા તા. ૨૭-૨-૫૪ ના રોજ ડભાણ મુકામે મળેલી તેમાં કુલ ૪૩ પૈકી ૪૨ ગામના પ્રતિનિધિઓ હાજર હતા. તે સમિતિએ ચર્ચા વિચારણા માટે તૈયાર કરેલો—

સત્તાવીસ ગામ પાટીદાર પંચના
બંધારણનો ખરડો

| નામઃ—" સત્તાવીશ ગામ લેઉઆ પાટીદાર મંડળ " રહેશે. | હા કે ના અગર સુધારો આપેલા ખાનામાં લખો. |
|---|---|
| સ્થળ :—" ચકલાસી " રહેશે. | |
| હેતુ :—(૧) મંડળમાં જોડાએલાં ગામોમાં પાટીદાર કુટુંબો પરસ્પર સમાનતા અને સુગમતાથી લગ્ન વ્યવહાર કરે તે.<br>(૨) મંડળમાં જોડાએલાં ગામોમાં પાટીદાર કુટુંબોની સામાજિક ઉન્નતિ સાધવી તે. | |

કાર્યક્ષેત્ર :—

મંડળનું કાર્યક્ષેત્ર મંડળમાં જોડાયેલાં નીચે મુજબના ગામો પુરતું જ છે :—

ગામોની યાદી :—

અજરપુરા, અલીંદ્રા (મહેળેલ) અલીંદ્રા (વસો), આણંદ-નાનું અડધ, આણંદ-મોટું અડધ, કણજરી, ખાંધલી, ગાડા, ચકલાસી, ચાંગા, ડભાણ-ડભોઉ, ડુમરાલ, ડેમોલ, ત્રાજ, થામણા, દેવા, નરસંડા, નાપાડ, પણસોરા, પલાણા, પલોણ, પાળજ, પીપલગ, પીપળાવ, બાકરોલ, બોરીઆવી, બાંધણી, ભડકદ, મલાતજ, મહમદપુરા, મહુધા, મેહળાવ, મહેળેલ, મોગરી, રઢુ, રામોલ, લીંબાસી, વડતાલ, વાલવોડ, વાંદવાળી, સલુણ ને સંજાયા સાથે કુલ ૪૩ ગામો.

શબ્દાર્થ :—

આસપાસનો સબંધ જોતા કાંઈ પણ વિરોધાભાસ ના હોત તો આ બંધારણ અને તેના નિયમોના અર્થ નીચે જણાવેલા પ્રમાણે રહેશે :—

(૧) "મંડળ" એટલે સત્તાવીસ ગામના લેઉવા પાટીદારનું મંડળ
(૨) "કુટુંબ" એટલે એકજ રસોડે જમનાર વ્યક્તિઓનો સમૂહ.
(૩) "ભંડોળ" એટલે ભેટ અને મદદથી મેળવેલી રકમ.
(૪) "વરસ" એટલે કારતક સુદ ૧ થી આસો ૦)) વચ્ચેનો સમય.
(૫) "ધારા ધોરણ" એટલે આ મંડળના નિયમો અને તા. ૧૩-૨-૫૪ના રોજ ચકલાસી મુકામે સત્તાવીસ ગામ પાટીદાર પંચે કરેલા સુધારાના ઠરાવો અને નિયમો.
(૬) "પંચગોર" એટલે મંડળે પંચગોર તંત્રી કે કામ કરવા નીમેલી વ્યક્તિ.

સભાસદ :—

(૧) મંડળના ધારા ધોરણ સ્વીકારનાર અને પાળનાર કુટુંબનો માણસ મંડળમાં દાખલ થયે મંડળનો સભાસદ ગણાશે.

સભાસદમાંથી કમી :—

(૧) મંડળના ધારા ધોરણનો ભંગ કરનાર સભાસદને મંડળની સંમતિથી મંડળના સભ્યપદેથી કમી કરવામાં આવશે.

કારોબારી મંડળ :—

મંડળમાં જોડાયેલાં ગામોના સભાસદોમાંથી નીચે મુજબની સંખ્યામાં જે તે ગામેથી મોકલેલા સભ્યોનું બનશે.

(૧) એકથી સો સુધીના સભાસદ દીઠ એક સભ્ય અને તે ઉપરાંત દર સો અને તેના સોના ભાગ સુધીના સભાસદ દીઠ એક વધુ સભ્ય મુજબ સભ્યો લેવાશે.

કારોબારીની ફરજો :—

(૧) મંડળના ધારા ધોરણ અને નિયમો તેમજ ઠરાવોનો અમલ કરશે અને કરાવશે.

(૨) મંડળનો હેતુ સધાય તે માટે જરૂરી ઠરાવો કરવા અને તેના પ્રચાર માટે જરૂરી ખર્ચ કરશે.

(૩) મંડળના ભંડોળનો હિસાબ રાખશે અને જાહેર કરશે.

(૪) મંડળના કામકાજને વ્યવસ્થિત ચલાવવા પંચગોર મારફતે કામ લેશે.

(૫) મંડળની મિલકત, અને મંડળની વ્યવસ્થા નીચેના ટ્રસ્ટના કાયદા- એ માન્ય કરેલી જામીનગીરીઓ મંડળના નામે અથવા કારોબારી મંડળે ઠરાવેલા ટ્રસ્ટીઓને નામે કારોબારી મંડળ રોકી શકશે. એક જાતની જામીનગીરીઓમાંથી બીજીમાં ફેરવી શકશે.

(૬) મંડળના ઉદ્દેશો ધ્યાનમાં રાખીને તેમજ તેના નિયમો અને હેતુ- ઓને અનુકૂળ સખાવતો અને ટ્રસ્ટ ફંડો રોકડમાં અગર તો કોઈપણ સ્થાવર તથા જંગમ મિલકતના રૂપમાં સ્વીકારશે.

(૭) દરેક ટ્રસ્ટ ફંડની આવકમાંથી મંડળના ઉદ્દેશોને બર લાવવા માટે તમામ ખર્ચ કરી શકશે.

(૮) મંડળના કોઈપણ પ્રશ્નનો મંડળના હિતની દૃષ્ટિએ ઉકેલ લાવી શકાશે.

મહામંડળ :—

દરેક ગામેથી મોકલેલા કારોબારી મંડળના સભ્યોથી બેવડી સંખ્યાના સભ્યોનું બનશે.

મહામંડળની ફરજો :—

(૧) મંડળના બંધારણમાં સુધારો કે ફેરફાર કરશે.

(૨) કારોબારી મંડળ નિકાલ ન કરી શક્યું હોય તેવા ખાસ પ્રશ્નોનો નિકાલ કરશે.

સભાની ખબર :—

સભા બોલાવવાના ઓછામાં ઓછા સાત દિવસ અગાઉ અને ખાસ સભા બોલાવવાના ઓછામાં ઓછા ચાર દિવસ અગાઉ સભા મળવાનો દિવસ, સ્થળ અને સભામાં કરવાનાં કામો લખી ખબર આપવામાં આવશે.

ખાસ સભા બોલાવવા :—

જરૂર પડે જે તે સભાના કુલ સભ્યોમાંથી ૫૦ ટકા સભ્યોની લેખિત માગણી મળેથી બોલાવાશે.

| | |
|---|---|
| કાર્યસાધક સંખ્યા :—<br>જે તે મંડળના કુલ સભ્યોની ૫૦ ટકા હાજરી સભાનું કામ-કાજ કરવા માટે પુરતી ગણાશે.<br>સભ્યોની ઓછી હાજરીના કારણે સભા મુલતવી રહેશે. તે મુલતવી રહેલી સભા એક કલાક પછી તેજ દિવસે અને સ્થળે મળશે, અને સભાનું કામકાજ કરશે. પણ તેમાં વધારાનાં નવાં કામો થઈ શકશે નહીં. | |
| સભામાં નિર્ણય :—<br>સભામાં હાજર રહેલા સભ્યોની બહુમતિથી દરેક કામનો નિર્ણય કરવામાં આવશે. | |
| વાર્ષિક સભા :—<br>કારોબારી મંડળની વાર્ષિક સભા દર વરસે માગસર સુદમાં બોલાવાશે. તે સભા બોલાવવાનું કોઈ ગામનું આમંત્રણ ન હોય તો મંડળના ખર્ચે તે સભા બોલાવાશે. | |
| પંચગોર :—<br>મંડળનું કામકાજ કરવા માટે મંડળ પંચગોર નીમશે. | |
| પંચગોરની ફરજો :—<br>(૧) મંડળના દરેક ગામના સભાસદોની યાદી રાખવી.<br>(૨) સભાઓ બોલાવવી.<br>(૩) મંડળના ધારા ધોરણનો ભંગ કરનારની નોંધ રાખવી અને તે કારોબારી મંડળમાં રજુ કરવી.<br>(૪) સભાઓના કામકાજની નોંધ અને તે અંગેનું દફતર રાખવું.<br>(૫) મંડળનો હિસાબ રાખવો.<br>(૬) મંડળ અંગે જરૂરી પત્રવ્યવહાર કરવો. | |
| બંધારણ અંગે વધારાની સૂચના :— | |

સૂચના :—(૧) બંધારણના આ ખરડા ઉપર ગામપંચનો અભિપ્રાય દરેક બાબત વાર લખીને જવાબદાર પાંચ સાત વ્યક્તિઓની સહીઓ કરી એપ્રીલ માસની આખર તારીખ સુધીમાં આ ખરડો પાછો મોકલી આપવો.

(૨) પંચે સુધારાના કરેલા ઠરાવોનાં પ્રતિજ્ઞાપત્રો ઉપર ઘર દીઠ મુખ્ય માણસની સહીઓ કરાવી તે ચોપડીનાં અડધીયાં ગામ પંચ પાસે રાખી તેમાં સહી કરનારની યાદી અને સહીઓ કરનારાની યાદી એપ્રિલ માસની આખર સુધીમાં પંચગોરને મોકલી આપવી.

પંડયા મોતીલાલ છગનલાલ મહોળેલના

તા. ૬–૩–૫૪ પંચગોર

મુઃ મહોળેલ તા. નડિઆદ

| સહીઓ ગામ | સહીઓ ગામ |
|---|---|
| ૧ પા. પરસોતમ જીવાભાઈ | ૪ પા. પરસોતમ બાબરભાઈ |
| ૨ પા. અંબાલાલ કુબેરભાઈ | ૫ પા. ગોરધનભાઈ છોટાભાઈ |
| ૩ પા. અંબાલાલ ડાહ્યાભાઈ | ૬ પા. ડાહ્યાભાઈ ધનજીભાઈ |

૭ પા. પરસોતમ લલ્લુભાઈ

હજુ પંચ ભરાયું નથી એટલે આ ખરડો મંજુર થવો બાકી છે.

### વહીવંચા

ભડકદના પાટીદારોના વહીવંચા વડોદરામાં રહે છે તે ગામમાં આવે ત્યારે તેમના ઘરાકો તેમની મહેમાનગીરી કરે છે અને દરેક ઘરાક તેમને રિવાજ મુજબ રૂપિયા આપે છે.

### રબારી

ગામમાં રબારીના ૪ કુટુંબ છે, જેમની વસતિ ૨૬ છે. આ પૈકી ૧૧ પુરુષ અને ૧૫ સ્ત્રી છે.

રબારીનાં મુખ્ય રીતરિવાજ એમની ભાષામાં " પ્રથમ પુરુષ બહુવચન " સ્વરૂપમાં નીચે પ્રમાણે છે:—

અમે રબારી–ગાયોના ગોપાલ–ગોવાળ. ગાય, સાંઢ, વાછરડા, વાછરડી ઉછેરીએ, પાળીએ, ચારીએ અને વધારીએ. વળી ગાયોનાં દૂધઘી બનાવી વેચીએ, પણ અમે ભરવાડથી જુદા. ભરવાડ ઝાઝું ઘેટાં, બકરાં રાખે, વેચે; એમનું ઉન કાતરી–કતરાવી વેચે. ભરવાડ અમારૂં રાંધેલું જમે. અમે કેટલાક ભરવાડનું જમીએ અને ના પણ જમીએ. અમે વાણિયા, બ્રાહ્મણ, પાટીદારનું ખાઈએ; પણ સુથાર, લુહાર, દરજી બારિયા, ભોઈ, મોચી, હરિજન, ચમાર, વગેરેનું ના ખાઈએ. ઉત્તરે પાટણથી માંડીને મહેસાણા જિલ્લો, અમદાવાદ જિલ્લો, અને ખેડા જિલ્લો, ખંભાત, પેટલાદથી ડાકોર સુધી–ઉત્તરમાં સરસ્વતી નદીથી દક્ષિણમાં મહી નદી સુધીના પ્રદેશમાં અમારો જથો છે. એમાં અમે ભડકદના રબારી છીએ. અમારા જથામાં કોઈ રબારી ભાઈને નાત બાબત કે સગાં વહાલાં બાબત કંઈ " દખ " હોય તો તે અમારા જથાના પંચને બોલાવે. સારા માઠા પ્રસંગે પણ કોઈ પંચ તેડાવે. એમાં અમે ગામ દીઠ ૧–૨ જણા જઈએ અને બધા ભેગા મળી જે ઠરાવ કરીએ તે મુજબ સરવે ભાઈઓએ વર્તવાનું. તે પ્રમાણે કોઈ ના વર્તે તો એનો " દાણો પાણી " વેવાર બંધ કરીએ. કામના પ્રમાણમાં અમારૂં પંચ ૧–૨ કે ૩ દન ચાલે અને જે પંચ ભરે તે જમાડે. દાળભાત, ખીચડી કે રોટલા ખાઈએ. કોઈને સંપત હોય અને હોંશ હોય તો વળી ગળ્યું મોઢું કરાવે.

**સીમન્ત :** અમારામાં વહુ પહેલી વાર બેજીસોતી થાય ત્યારે એને સાતમે કે આઠમે માસે એનો ખોળો ભરીએ, અને એના ખોળામાં ચોખા, શ્રીફળ, વગેરે મૂકીએ. સગાં–વહાલાંને ગળ્યું ખવડાવીને પછી વહુને લેવા આવેલ એનાં પિયરીઆં સાથે વિદાય કરીએ.

**છીઆણું :** દીકરીની પેલી સુવાવડ પછી એનાં સાસરીઆં તેડવા આવે તેમને હારી પેઠે " ઘી ગોળ " ખવડાવીને તેમની સાથે દીકરી તથા ભાણેજને વિદાય કરીએ. તે વેળા ૨–૪ જોટા વસ્ત્ર દીકરીભાણેજને આપીએ. વાળી વગેરે જણસ પણ આપીએ. અને સંપત હોય તો વળી બીજું કપડું, ઘરેણું પણ આપીએ,

સગપણુ : અમારામાં લગન કરતાં પહેલાં સગપણ કરીએ છીએ. ચાર પાંચ વર્ષ પછી છોકરાછોકરીનાં સગપણ કરીએ. આ પ્રસંગે દીકરીનો બાપ દીકરાના બાપને પોતાને ત્યાં તેડાવે એટલે દીકરાનો બાપ ૨–૪ નાતીલા સાથે દીકરીના બાપને ત્યાં જાય. ત્યાં સગપણ જાહેર કરવામાં આવે. અને દીકરીનો બાપ પરોણાઓને લાડુ, કંસાર કે જે મળે તે ખવડાવીને "ફાળીયાં બંધાવીને" વિદાય કરે.

લગન : દીકરીનો બાપ ગૉર સાથે દીકરાના બાપને લગ્નનું 'મુરત' કહેવડાવે. દીકરાનો બાપ આ 'મુરત' સ્વીકારે એને અમે "લગન ઝીલ્યું" એમ કહીએ. પછી અમે જાન કાઢી કન્યાના બાપના ગામે જઈએ. ત્યાં સામૈયું થાય એટલે પછી વર ઉઘલાવો કરી અમે કન્યાના માંડવે જઈએ ત્યાં લગન થાય. અમે જઈએ તે દન વેવાઈ ખાંડ ચોખા ખવડાવે. બીજે દન કંસાર ખવડાવે અને ત્રીજે દને સુખડી કે ચુરમું ખવડાવી અમને વદાય કરે. લગન પરસંગે મામો મામેરું કરે. ભાણીનું લગન હોય તો ભાણીને પાનેતર વગેરે વસ્ત્ર અને જણુસ આપે. ભાણાનું હોય તો પણ વસ્ત્ર ઘરેણું આપે. આ પરસંગે મામાને સો બસો રૂપિયાનો વળી ખરચ થાયરતો.

લગનમાં વરપક્ષ કન્યાને ૧ સાડી અને એક સોનારૂપાનો દાગીનો કે રોકડા ૨૦૦ રૂપિયા સુધી આપે અને કન્યાપક્ષ વરને જણુસ રોકડા મળી રૂા. ૨૫–૫૦ આપે, વળી રૂ. ૧૦૦–૨૦૦ નાં દરેક પક્ષને કપડાં થાય. અને રૂ. ૨૦૦–૩૦૦ જમણવારમાં જોઈએ. ગૉર, વગેરેને દાન, દખણા, વાજાં, પૂજાપો વગેરે પરચુરણ ખર્ચ મળીને પણ રૂ..૧૦૦–૨૦૦ થાય. વરપક્ષને બધો મળી રૂ. ૫૦૦–૭૦૦ ખર્ચ થાય. જ્યારે કન્યાપક્ષને રૂ. ૮૦૦–૧૦૦૦ થાય.

આણું : તમો સુધરેલાની જેમ અમો લગન પછી દીકરીને સાસરે તુર્ત વળાવી ના દઈએ. અમો તો એ ૧૮–૨૦ વર્ષની થાય એટલે જમાઈના બાપને કહેવડાવીએ કે હવે દીકરી ઉમર લાયક થઈ છે, તો તમારે ઘેર તેડી જાવ. એટલે જમાઈનો બાપ દીકરીને તેડી જવા ૨–૫ માણસને અમારે ત્યાં મોકલે. અમે તેમને હારું હારું ખવડાવીએ અને પછી દરેક મેમાનને રૂ. ૨, ૫ આપીએ. દીકરીને ૫, ૭ જોડા સુતરેલ કપડાં અને ૧૦૦, ૨૦૦, ૩૦૦ ના સંપત પ્રમાણે સોના રૂપાના દાગીના આપીએ અને પછી "પરોણા પધારજો" કહી એમની સાથે અમારા "રતન" ને સાસરે મોકલીએ. કોઈ બાપ દીકરી, જમાઈને ૨, ૫ ગાયો આપે અને જમાઈ પધાર્યા હોય તો એમને પણ ૨૫, ૫૦ની મતા અને ખેસ કે ફાળીઉં આપીએ.

મરણ : માઠું થાય ત્યારે અમારામાં બારમા સુધી રડવા કુટવાનું થાય છે, અને બહાર ગામથી લોકો કાણે આવે છે. દસમું, અગીઆરમું, બારમું, સરાવીએ છીએ. અને તેરમા પર હરવણી ભરીએ જેમાં ખાટલામાં ગોદડાં, કપડાં, અનાજ વગેરે મૂકીએ અને આ બધું ગોરમા'રાજને આપીએ. વૃદ્ધના મરણમાં બારમું, તેરમું જમીએજમાડીએ. બારમામાં શીરો અને તેરમામાં લાડુ થાય છે. અમારે દૂધ ઘીનો વાપર મ'સ.

અમારામાં જેઠ, સસરા તથા વેવાઈની લાજ કાઢવાનો રિવાજ છે; અને વેપારી કે કસાઈને "ગાયું" વેચવાની મનાઈ છે,

## બારિયા

બારિયાના ૧૩૨ કુટુંબ છે. અને એમની કુલ વસતિ ૫૫૪ છે. જેમાં પુરુષ ૩૦૦ તથા સ્ત્રી ૨૫૪ છે.

આ બારિયા ૨૭ ગામના બારિયાના ગોળમાં છે. આ ગામ ચરોતરમાં છે. ગોળના માણસો ગોળ બહારથી કન્યા લાવી શકે પણ ગોળ બહાર કન્યા આપી શકે નહીં. કોઈ ગોળ બહાર કન્યા આપે તો ગોળનું પંચ દંડ કરે. પણ હજુ સુધી ગોળ બહાર કન્યા આપ્યાનું જાણમાં નથી.

ગોળનું પંચ ભરાય તેમાં દરેક ગામમાંથી બારિયાના પાંચેક પ્રતિનિધિઓ જાય. પંચના પટેલ કાયમના નીમાએલા છે. જ્યારે પંચ ભરાય ત્યારે એમાં આવેલા પ્રતિનિધિઓની સંમતિથી ઠરાવો થાય તથા કામનો નિકાલ થાય. પંચના પટેલ પંચના ઠરાવોનો અમલ કરે છે.

કોઈ ગોળના નિયમની વિરૂદ્ધ વર્તે તો તેની સાથે રોટીબેટી વ્યવહાર બંધ થાય. કોઈ એને ત્યાં જાય નહીં, અને કોઈ એને બોલાવે નહીં. પછી આ માણસને ગોળ સાથે વ્યવહાર ચાલુ કરવો હોય તો એ પંચ બોલાવવા પટેલને અરજ કરે. એટલે પટેલ એમના ૨૭ ગામ પૈકી દરેક ગામે બારિયા આગેવાનોને પત્ર લખે કે આપણું પંચ ભરાવવાનું છે, તે તેમાં જરૂર પધારજો. આ આમંત્રણ પત્રિકાને કંકોત્રી કહે છે. એટલે ઠરેલા દિવસે તથા સ્થળે ગામે ગામથી પ્રતિનિધિઓ ભેગા થાય; અને બધા ભેગા મળીને પેલા માણસે જે અપરાધ કર્યો હોય તે બાબત વિચાર કરી નિકાલ કરે. પંચમાં સો દોઢસો માણસો આવે, અને ૧–૨ દિવસ પંચની બેઠક ચાલે. ભોજનમાં એક ટંક ખીચડીશાક બને. પંચ બોલાવનાર સાધનવાળો હોય તો એક ટંક દાળભાત શાક અને લાડુ પણ ખવડાવે. એટલે જમણનો કુલ ખર્ચ રૂ. ૧૦૦–૨૦૦–૩૦૦ થાય. જે પંચ બોલાવે તે આ ખર્ચ આપે.

આ ગોળના મુખ્ય રિવાજ નીચે પ્રમાણે છે:—

**સીમન્ત:** સીમન્તમાં ગોર સીમન્તિની વહુને ચાંલ્લો કરે, એની પાસે પૂજા કરાવે, અને એના ખોળામાં શ્રીફળ તથા અક્ષત મૂકે–આ વેળા વહુના પિયરથી પાંચેક માણસો આવ્યા હોય તેમને દરેકને વહુના સાસરીઆં ધોતીયું આપે; એમને તથા બીજાં સગાંવહાલાંને દાળભાત ને શાક અને કંસાર કે લાડુ જમાડે; અને વહુને ૧ જોટો કપડાં આપે. આ ઉપરાંત ગોરને સવા રુપિઓ અને વાળંદને સવા રૂપિયો આપે.

**જીઆણું:** જીઆણાં પ્રસંગે વહુને સાસરે તેડવા માટે એના પિયરમાંથી જે ૫–૧૦ મનુષ્યો આવે તેમને દરેકને પિયરીઆં ધોતીયું આપે, દેરાણીજેઠાણી, સાસુ વગેરેને સાડી આપે, અને દીકરીને ૫–૭ જોટા કપડાં તથા સોના કે ચાંદીની જણસ રૂ. ૫૦–૭૫ ની આપે. આ ઉપરાંત ગોરને ૨ રૂપિયા, વાળંદને ૨ થી ૫ રૂપિયા અને વાળંદની વહુને સાડી આપે.

**સગપણ:** સગપણ પ્રસંગે દીકરીના વડીલ પાંચેક માણસો સાથે દીકરાના વડીલને ત્યાં જાય અને વરને ચાંલ્લો કરી એને શ્રીફળ આપે. આ વેળા દીકરાના વડીલ પોતાની સ્થિતિ તથા ઉમંગ પ્રમાણે વરના હાથમાં રૂ. ૧ થી ૨૫ સુધી મૂકે, અને ગોર–વાળંદ વગેરેને રૂપિયો રૂપિયો આપે. વરના વડીલ સૌને કંસાર જમાડે. સગપણ થયા પછી ફોક થવા દેવાતું

નથી. કોઈ ફોક કરે તો પંચ એને વહેવાર બહાર મૂકી દે. સગપણ પછી ૧૦–૧૫ દિનની અંદર દીકરીના વડીલ ૨૫–૫૦ માણસો સાથે દીકરાના વડીલને ઘેર જાય, અને વરને નીચે પ્રમાણે આપેઃ—

ફેંટો ૧ સુતરેલ, ધોતિયું ૧ હીરકોરી, રેશમી કોરનું, ખેસ ૧ રાતો ૪ હાથ, લાલ દુપટ્ટો ૧, કંદોરો ૧ રૂપાનો, દેગડી ૧ ત્રાંબાની, શ્રીફળ ૧, રૂ. ૫ થી ૨૫ વરની પોશમાં. આ ઉપરાંત વરની માને ૧૦–૧૫–૨૦ રૂપિયાની આર્ટ સિલ્કની–બનાવટી રેશમની સાડી આપે.

દીકરાના વડીલ આ મહેમાનોને ૨ ટંક મિષ્ટાન્ન જમાડે, આવે એવા કંસાર અને ત્યાર પછી દાળ, ભાત, શાક તથા લાડુ.

લગ્ન : વર તથા કન્યાના વડીલો લગ્નની તિથિ નક્કી કરે એટલે બન્ને પક્ષ પોતાના હાથે કંકોત્રી લખી સગાં વહાલાંને મોકલે, અને વરપક્ષ જાન લઈ ને કન્યાને ત્યાં જાય. જાનમાં આસરે ૫૦–૭૫ મનુષ્યો હોય. જે દિવસે જાન કન્યાને ત્યાં પહોંચે તે જ દિવસે રાત્રે બનતા સુધી લગ્ન વિધિ થાય અને બીજે દિવસે જાનને જમાડીને વરકન્યા સાથે વિદાય કરવામાં આવે. આ પ્રસંગે વરપક્ષ કન્યાપક્ષને નીચે પ્રમાણે આપેઃ—

હાંસડી ગળાની સોનાની ૧ તોલાની, કડું સોનાનું ૦।। તોલાનું, સાંકળાં રૂપાનાં ૧૦૦ તોલાનાં, કલ્લાં રૂપાનાં ૫૦ તોલાનાં.

કેટલાંક કુટુંબો કન્યાના બદલામાં વરપક્ષ પાસેથી ૧૦૦ થી ૨૦૦ રૂપિયા લે છે.

કન્યાપક્ષ નીચે પ્રમાણે આપે છેઃ—કન્યાનેઃ-કપડાં ૫ થી ૭ જોટા, વાસણ, ત્રાંબાકુંડી, ત્રાંબાનું બેડું, ઝુઝારું, થાળીલોટો, વાટકો, કથરોટ, ગોદડું, ઓશિકું.

આ ઉપરાંત લગ્ન વિધિ વેળા જમાઈ સાસુનો છેડો ઝાલે તે વેળા જમાઈને કોઈ સાસુ ભેંસ આપે કે ૨૦–૨૫–૩૦ રૂપિયાની જણસ આપે.

કન્યાપક્ષ જાનમાં આવેલા પુરુષોને ધોતીયાં તથા સ્ત્રીઓને સાડીઓ આપે છે.

આ પ્રસંગે બન્ને પક્ષ મળીને ગોર, વાળંદ તથા દેવદેવીનાં મંદિરમાં બધા થઇ આસરે ૬૦–૭૦ રૂપિયા આપે છે.

લગ્ન પ્રસંગે આ ઉપરાંત બન્ને પક્ષને નીચે પ્રમાણે ખર્ચ થાય છેઃ—

| | | |
|---|---|---|
| કપડાં | રૂ. | ૫૦ થી ૧૦૦ |
| ભોજનખર્ચ | રૂ. | ૨૦૦ થી ૩૦૦ |
| પરચુરણ | રૂ. | ૪૦ થી ૧૦૦ |
| કુલ | રૂ. | ૩૦૦ થી ૫૦૦ |

આ ઉપરાંત વરકન્યાનાં કપડાંઘરેણાંમાં રૂ. ૨૦૦–૪૦૦ થાય એટલે દરેક પક્ષને બધા મળીને આસરે રૂ. ૫૦૦ થી ૯૦૦ ખર્ચ થાય.

આણું : દીકરીના પહેલા આણાના પ્રસંગે એના સાસરેથી ૧૦–૨૦ માણસો એના પિયર આવેઃ તે વેળા એનાં પિયરીઆં દીકરીને રૂ. ૫૦ થી ૨૦૦ સુધીનાં કપડાં આપે અને તેડવા આવેલા દરેકને ધોતિયું આપે. આ ઉપરાંત ગોરને ૨ રૂપિયા અને વાળંદને રૂ. ૫ તથા સાડી આપે.

ફારગતિ : લગ્ન પછી ધણી કે ધણીયાણીને ના ફાવે તો જેને ના ફાવે તે ગે

૫ માણસોને ભેગા કરે, અને તે જે રકમ નક્કી કરે તે વહુનો બાપ વરના બાપને આપે. આ રકમ રૂ. ૨૦૦ થી ૫૦૦ સુધીની હોય છે. પણ વરને વહુ ગમતી ના હોય તો કંઈ આપવા લેવાનું નહિ.

**ઠામ બેસાડવી :** ફારગતી પછી દીકરીનો બાપ દીકરીને બીજાને આપે તેને ઠામ બેસાડવી કહે છે. આ વેળા બન્ને પક્ષે આપવા લેવાનું તે લગભગ પ્રથમ લગ્ન પ્રસંગ જેવું જ હોય છે.

**નાતરૂં :** પ્રથમ ધણીના મરણ પછી વિધવા બીજીવાર પરણે તેને નાતરૂં કહે છે, આ વેળા પણ પ્રથમ લગ્ન પ્રમાણે ખર્ચ થાય છે. પણ આમાં જાન હોતી નથી. વરનો બાપ થોડાંક માણસો સાથે વિધવાના પિયર જાય, ત્યાં થોડીક વિધિ થયા પછી વરપક્ષ નાતરાના જોડાને પોતાને ઘેર લેઈ જાય છે. આમાં વાજાં વગાડવાનાં નહિ; પણ ગીતાં ગવાય છે. અને વિધવાના વડીલ વરપક્ષના માણસોને થેપાડાં ધોતીયાં આપે છે.

**મરણ :** મૃત્યુ પ્રસંગે દશમાથી બારમા સુધી સરાવવામાં આવે છે; અને સરાવનારને દરરોજ સીધું આપવામાં આવે છે. તેરમાના દિવસે સરાવનાર બ્રાહ્મણને સહકુટુંબ જમાડવામાં આવે છે. ચૌદમાના દહાડે સરવણીમાં ખાટલામાં ગોદડાં તથા કપડાં વગેરે મૂકવામાં આવે છે. તે બધું બ્રાહ્મણને દાન કરવામાં આવે છે. કોઈ વખત આ વસ્તુઓને બદલે ઉચક રૂપિયા આસરે પચીસેક આપવામાં આવે છે, અને આ વેળા જે આવ્યા હોય તેમને દાળ, ભાત, શાક જમાડીને વિદાય કરવામાં આવે છે. આ વેળા મરનારનું કુટુંબ સગાં વહાલાંને ધોતિયાં આપે છે, અને ગોર તથા વાળંદને દરેકને રૂ. ૫ આપે છે.

બારમા, તેરમા પર યુવાનના મરણમાં કોઈ જમે જમાડે નહીં, પણ વૃદ્ધના મરણમાં બહાર ગામથી ૧૦–૧૫ ગામોમાંથી કાગળ લખીને સગાંવહાલાંને બોલાવવામાં આવે છે, અને નાતીલા બ્રાહ્મણ વગેરે મળીને ૧૦૦, ૨૦૦, ૩૦૦ માણસોને મરનારનું કુટુંબ દાળ, ભાત, શાક તથા લાડુનું મિષ્ટાન જમાડે છે.

### રડવાકુટવાનું–કાણ

યુવાન કે વૃદ્ધ દરેકના મરણમાં આશરે ૨૦૦–૩૦૦ માણસો મરનારને ત્યાં કાણે આવે છે. તે આવીને ૨–૩ કલાકમાં પાછા જાય. આવનારા મરનારને ઘેર જમે તો નહિ પણ ચ્હા પીએ અને હુક્કા પાણી પણ થાય. ચૌદમા સુધી રડવાકુટવાનું ચાલે છે.

### લાજ

સ્ત્રીઓ સાસરાના પક્ષના મોટાઓની લાજ કાઢે છે,

આ ગોળમાં નીચે પ્રમાણે નિયમ ઠરેલા છેઃ—

૧ માંસમદ્ય ખાવાં પીવાં નહીં.

૨ જે ગામમાં કન્યા આપીએ તે ગામમાંથી કન્યા લેવી નહીં.

દરેક બારિયા કુટુંબ એમના ગોરને પોતાના ખળામાંથી ૧૦–૨૦ શેર દાણા આપે છે, અને લગ્ન પ્રસંગે બન્ને પક્ષ મળીને ગોરને રૂ. ૨૫ આપે છે. આ સિવાય ગોરને સીધું આપે કે સહકુટુંબ જમાડે તે જુદું. વળી દરેક કુટુંબ વાળંદને હજામત કરવા બદલ દર વર્ષે માથા દીઠ અનાજ મણ ૧ આપે છે, અને લગ્ન પ્રસંગે બન્ને પક્ષ મળીને એને ૨૫ રૂપિયા આપે છે, ઉપરાંત સીધું આપે કે [illegible] જમાડે

## વહીવંચા

આ બારિયાના વહીવંચા વડોદરામાં રહે છે, તે એમના કુટુંબની નોંધ પોતાની વહી –ચોપડામાં રાખે છે. વર્ષે બે વર્ષે આ વહીવંચા ભડકદમાં આવે અને ૧૦–૧૫ દિવસ રહે, ત્યારે દરેક કુટુંબ એમને રૂપિયો રૂપિયો આપે અને વારાફરતી દાળ, ભાત, શાક તથા લોટનું સીધું આપે, જેમાંથી એમનો માણસ રસોઈ બનાવે તે વહીવંચા જમે. કોઈ કુટુંબને આ વહીમાં પોતાના કુટુંબમાં કોઈનું નામ લખાવવું હોય અથવા કંઈ મહત્વનો બનાવ લખાવવો હોય તો આ વહીવંચાને રૂ. ૫—૨૫ ની મતા આપે ત્યારે એ વહીમાં લખે.

## વાળંદ—હજામ

ગામમાં વાળંદ એટલે હજામના ૮ કુટુંબ છે અને એમની વસતિ ૪૮ છે જેમાં ૩૦ પુરુષ અને ૧૯ સ્ત્રી છે. વાળંદને હજામ, નાઈ અને ગાંયઝા પણ કહે છે.

વાળંદની ત્રણ પેટા જ્ઞાતિઓ છે. (૧) લીમચીઆ (૨) ભાટીયા અને (૩) બાબર. લીમચીઆ, ભાટીઆ અને બાબરનું ખાય નહિ. ભાટીયા બાબર એક બીજાનું ખાય અને લીમચીઆનું પણ ખાય. વળી આ દરેક પેટા જ્ઞાતિ પોતાના વર્તુલમાંજ કન્યા આપે લે. આ સિવાય મુસલમાન વાળંદ હોય છે જે ટર્કી કહેવાય છે. આ ટર્કી સાથે ઉપરના હિન્દુ વાળંદો ખાય પીએ નહિં અને કન્યા વહેવાર પણ કરે નહિં.

ભડકદના વાળંદ લીમચીઆ છે, અને ખેડા, માતર, લીંબાસી, ડભોઉ, પેટલી વગેરે ૨૭ ગામના ગોળમાં છે. આ ગોળનું નવું બંધારણ ઘડાઈ રહ્યું છે, અને તે માટે એનું પંચ વખતો વખત મળે છે. પહેલાં આ ગોળના આગેવાનો જેમ નક્કી કરે તેમ થતું પણ હવે એમ નથી, અને જેને ફાવે તેમ કરે.

માતર, ઉંટઈ, ઉઢેરા તથા સોખડા એ ૪ ગામના સીમાડા જ્યાં ભેગા થાય છે ત્યાં જોરાતલાવડી નામનું સરોવર છે. ત્યાં આ ગોળની જમીન ૧૨ વિંઘા છે. એમાં કૂવો, ધર્મશાળા, અને માતા, મહાદેવ, તથા હનુમાનની મૂર્તિઓ છે. સીતારામ નામના સાધુ આ જગામાં રહે છે, અને આ મૂર્તિઓની પૂજા કરે છે. જ્યારે આ ગોળનું પંચ ભરાવાનું હોય ત્યારે આ સીતારામ ગોળના દરેક ગામ જઈ ત્યાંના લીમચીઆઓને ખબર આપે છે, એટલે ઠરેલા દિવસે આ દરેક ગામમાંથી એક એક વાળંદ પંચમાં જાય છે. પંચનું કામ એકાદ દિવસ ચાલે અને જમણમાં દાળ, ભાત, શાક થાય. પંચમાં આવનાર દરેક વાળંદ જમવા બદલ એક રૂપિયો આપે છે. ભડકદમાં આતમારામ મહારાજનું જે રામજી મંદિર છે એ ભડકદના વાળંદોનું ગુરુદ્વાર છે.

આ ગોળના મુખ્ય રિવાજ નીચે પ્રમાણે છેઃ—

**સીમન્ત :** સીમન્તમાં વહુનાં સાસરીઆં વહુનો ખોળો ભરે છે. ખોળામાં શ્રીફળ ૧, અક્ષત–ચોખા શેર ૫।, સોપારી ૫ તથા ત્રાંબાના પૈસા ૭ મૂકવામાં આવે છે. આ પ્રસંગે વહુના પિયરનાં ૫–૭ મનુષ્યો આવે તે વરને ૫ થી ૧૧ રૂપિયા આપે અને સાસરીઆં સગાંવહાલાંને કંસાર જમાડે.

**છુઆણું :** છુઆણામાં વહુનાં પિયરીઆં એની સાસરીમાંથી જે ૫–૭ માણસો આવે તે દરેકને રૂપિયો રૂપિયો આપે, અને દીકરીને કપડાં સુતરેલ ૫ જોટા, ઘોડીયું વગેરે આપે. વળી સંપત હોય તો ઘરેણું રૂ. ૨૫–૩૦ નું આપે અને પરોણાઓને જમાડી એમની સાથે દીકરીને વિદાય કરે.

**સગપણ** : કન્યાના વડીલ ૮–૧૦ માણસો સાથે એક સાંજે વરના વડીલને ત્યાં આવે, અને દાળ, ભાત, શાક તથા કંસાર જમે, બીજા દિવસે વરને ચાંલ્લો કરી શ્રીફળ તથા રૂપિયો આપે. કોઈ પાંચ રૂપિયા સુધી પણ આપે. સાથે આવેલા પણ વરને રૂપિયો રૂપિયો આપે. પછી બ્રાહ્મણને બોલાવી લગ્નનું મુહૂર્ત નક્કી કરવામાં આવે અને વરના વડીલ મેંમાનોને દાળ, ભાત, શાક, સુરમું જમાડીને વિદાય કરે.

**લગ્ન** : લગ્નના દિવસે વરને ત્યાંથી કન્યાના ગામ જાન જાય, જેમાં ૨૫–૫૦ માણસો હોય. ૫૦ થી વધારે લેઈ જવાય નહીં. જાન કન્યાના ગામે પહોંચે એટલે કન્યાપક્ષ સમૈયું કરે; અને જાનૈયાઓને દાળ, ભાત, તથા કંસાર જમાડે. પછી લગ્ન વિધિ થાય. કન્યાપક્ષ જાનને બીજે દિવસે સ્હવારે દાળ, ભાત, શાક અને સાંજે દાળ, ભાત, શાક, લાડુ જમાડે, અને ત્રીજે દિવસે સ્હવારે વરકન્યા સાથે જાનને વિદાય કરે. લગ્ન પ્રસંગે વરપક્ષ કન્યાપક્ષને નીચે પ્રમાણે આપે એટલે પછી કન્યાના મામા એને મોંયરામાં પધરાવે:—

કપડાં રેશમી જોટા ૧, કડું સોનાનું ૧ તોલો ૧, અછોડો કોટનો સોનાનો ૧ તોલા ૨।, ઝાંઝર ચાંદીના તોલા ૪૦, અને રોકડા રૂ. ૨૦૦; વળી જાનને વિદાય આપતાં પહેલાં કન્યાના વડીલ વરને તથા વરના સગાંઓને મળી આશરે રૂ. ૧૦૦ આપે.

**આણું** : વહુના સાસરીઆં તરફથી ૨–૫ માણસો એના પિયરમાં આવે તે દરેકને પિયરીઆં રૂપિયો રૂપિયો આપે, અને દીકરીને ૨–૪ જોટા કપડાં આપે; પછી આવેલાઓને કંસાર જમાડી દીકરી સાથે વિદાય કરે.

**ફારગતિ** : ધણીની હયાતિમાં વહુને ફારગતિ મળતી નથી. વહુને ધણી કે સાસરીઆં સાથે ફાવતું ના હોય તો એ ધણીનું ઘર છોડીને પોતાના પિયેરમાં જઈને રહે છે. પણ ફારગતિ તો નહિ, નહિ અને નહિજ.

**નાતરું** : ધણી મરી જાય અને વહુને નાતરું કરવું હોય તો સાસરાનો ત્યાગ કરીને બીજા સાથે નાતરું કરી શકે. પણ નવો ધણી ગોળનોજ હોવો જોઈએ. નાતરા વખતે વહુનો બાપ નવા ધણી કે તેના વડીલ પાસે આશરે ૧૫૦ રૂપિયા લે, જે પોતાના "ગજવામાં મૂકે" નાતરામાં ૫–૧૦ માણસ વહુના પિયર જાય, જ્યાં થોડી વિધિ થાય. અને વહુના પિયરીઆં આવેલા માણસોને કંસાર જમાડી દીકરીજમાઈ સાથે વિદાય કરે. નાતરામાં આપવા લેવાનું લગ્ન પ્રમાણે, પણ વહુનો બાપ બેડું, બુઝારું વગેરે પૂરતાં ના આપે. ઉપર જે ૧૫૦ રૂપિયા કન્યાના પિતાને આપવાના લખ્યા છે, તે કન્યાનો બાપ "સારો માણસ" હોય તો દીકરીને તેમાંથી જણસ કરાવી આપે, નહિ તો "ખાઈ જાય". લગ્ન પછી દીકરીનું અવસાન થાય તો વરપક્ષે કન્યાપક્ષને આપેલી ચીજો કન્યાપક્ષે વરપક્ષને પાછી આપવાની, અને કન્યાપક્ષે કન્યાને જે દાગીના આપ્યા હોય તે વરપક્ષે કન્યાપક્ષને પાછા આપવાના. આ તો વહેવારની વાત છે!

ગામડાંની સમાજવ્યવસ્થામાં વાળંદો માત્ર હજામતનું જ કે વાળકાપવાનુંજ કામ કરે છે, એમ નથી; પણ એમાનાં કેટલાક બીજાં કેટલાંક કામ પણ કરે છે, જેવાં કે, કેટલાક પ્રસંગો પર સાફસૂફીનું, દીપ સાફ કરવાપ્રકટાવવાનું, મશાલ–દીપ ધરવાનું, તેડાં કરવાનું, સંદેશા, પત્ર ભેટ વગેરે લાવવાલેઈ જવાનું, ચંપી, માલિશ કરવાનું વગેરે, વગેરે. કેટલાક તો અર્ધા ગોર જેવા હોય છે; અને કેટલીક વાળંદ સ્ત્રીઓ તો ગામડી મિડવાઈફ–દાયણ તરીકેનું અગત્યનું કામ કરે છે.

લગ્ન પ્રસંગે નીચે પ્રમાણે ખર્ચ થાયઃ—

| બાબત | વરપક્ષને રૂ. | કન્યાપક્ષને રૂ. |
|---|---|---|
| કપડાં | ૧૦૦ | ૧૦૦ |
| ભોજન | ૨૦૦ | ૪૦૦ |
| પરચુરણ ખર્ચ | ૨૦૦ | ૨૦૦ |
| કન્યા માટે કપડાં, ઘરેણાં વગેરે | ૫૦૦ | ૩૦૦ |
| કન્યાપક્ષ વરપક્ષને આપે તે | — | ૧૦૦ |
| કુલ— | ૧૦૦૦ | ૧૧૦૦ |

**મરણ :** મોટા પ્રસંગે દશમાંથી પંદરમાં સુધી બ્રાહ્મણ પાસે સરાવાય છે. વૃદ્ધ હોય તો તેરમાના દિવસે સરવણી ભરવામાં આવે છે. જેમાં ખાટલા પર ગોદડાં, કપડાં જોડી ૧, થાળી, વાટકો, લોટો, પવાલું, સીધું તથા ફળફળાદિ મૂકવામાં આવે છે, અને એ બધું ગોરને આપવામાં આવે છે.

મરનારની ઉંમર ઘણી મોટી હોય તો મરનારના કુટુંબીઓ અગીયારમું, બારમું, તથા તેરમું કરે છે. એટલે આ દિવસોએ સગાંસ્નેહીઓને મિષ્ટાન્ન જમાડે છે. સંપત હોય તો કોઈ સત્તાવીસે ગામના જાતભાઈઓને નોંતરે છે, અને કંસાર કે લાડુ જમાડે. આમાં બહારગામથી "દાઢીઆ" અને છોકરાંઓએ જ આવવાનું, સ્ત્રીઓએ નહિ. આ પ્રમાણે બહારગામથી આવેલાઓને રૂ. ૮૦૦–૧૦૦૦નો ખર્ચ થાય. મરનારની વય ૨૫–૫૦ની આસપાસ હોય તો નજીકનાં સગાં જમે. એથી નાની ઉંમર હોય તો છોકરાં છોકરાં.

રડવાકુટવાનું–કાણ : મરનારની ઉમર ૩૦, ૩૫ સુધીની હોય તો તેની પાછળ રડવા કુટવાનું થાય છે. જેમાં સત્તાવીસે ગામના વાળંદ સ્ત્રીપુરૂષો વારાફરતી આવે છે, અને રડે કુટે છે, અને કાણ પણ થાય છે. બહારગામથી જે કાણે આવે તે પોતાની સાથે ઢેબરાં લાવ્યા હોય તે ગામ બહાર બેસીને ખાય, પણ ગામના મરનારને ત્યાં કે બીજે કોઈ ઠેકાણે ખાય નહીં.

ભડકદના વાળંદોના ૮ કુટુંબો પૈકી ૪ હજામતનો ધંધો કરે છે. બાકીના ૪ પૈકી ૧ અંધ વૃદ્ધ સ્ત્રી છે, ૧ ખેતી કરાવે છે, ૧ દરજીનું કામ કરે છે, અને ૧ ગામની પ્રાથમિક શાળાના મુખ્ય શિક્ષક છે. લાજનો રિવાજ છે. આ ૪ કુટુમ્બો વચ્ચે ગામના કુટુંબોને વહેંચવામાં આવ્યાં છે, અને પ્રત્યેક કુટુંબ તેમના વાળંદને દાઢી દીઠ દીવાળી પર અનાજ મણ એક આપે છે, આ ઉપરાંત બેસતા વર્ષે રૂપિયો રોકડો બહોણીનો આપે, અને લગ્ન પ્રસંગે દીકરીનું લગ્ન હોય તો રૂા. ૩૦, ૪૦ અને દીકરાનું હોય તો રૂા. ૧૦, ૧૫ આપે, વળી પુરુષને ધોતીયું, સ્ત્રીને ૧, ૨ સાડી અને બધાંને જમવાનું આપે. મોટા પ્રસંગે પણ દરેક કુટુંબ રૂ. ૫, ૧૦ આપે અને જમવાનું પણ આપે.

આના બદલામાં વાળંદ અઠવાડીયામાં એક્વાર દરેક દાઢીઆની હજામત કરવાની અને કોઈ કોઈ વાર વાળ કાપવાના, લગ્ન પ્રસંગે ગોદડાં, વાસણ, પાટલા, વગેરે ઉઘરાણી લાવવાનાં

અને પાછાં આપી આવવાનાં, નોતરાં દેવાનાં, અને ધડોધુણી ખાવાનો; વળી સગપણ, લગ્ન, આણાં, જીઆણાં વગેરે પ્રસંગે સાથે જવાનું તેમજ તેડવા, મૂકવા પણ જવાનું.

માઠા પ્રસંગે વાળંદે કોગળા કરાવવાના અને ધડોધુણી ખાવાનો હોય છે.

## ઢેડ

ગામમાં ઢેડ–હરિજન–વણકરના કુંટુબ ૨૧ છે અને વસતિ ૧૦૫ છે. આ પૈકી ૫૨ પુરુષ છે, અને ૫૩ સ્ત્રી છે.

ગુજરાતમાં ૪૫૦ ગામનો ઢેડનો વણકર હરિજનનો એક સમૂહ છે, તેમાં ૪૨ ગામનો ગોળ છે.

ભડકદના ઢેડ આ સમૂહમાં તથા ગોળમાં છે. આ સમૂહને પરગણું કહે છે. આજથી નવ વર્ષ પૂર્વે પેટલાદ તાલુકામાં પાળજ ગામે આ પરગણાનું પંચ મળેલું.

જ્યારે આ પરગણાનું પંચ ભરવાનું હોય ત્યારે પરગણાના દરેક ગામે પંચના સ્થળ તથા સમયની પત્ર દ્વારા ખબર મોકલવામાં આવે, અને દરેક ગામમાંથી ૧–૨ ઢેડ–વણકર પ્રતિનિધિઓ આ પંચમાં જાય, અને ત્યાં જે નક્કી થાય તે પ્રમાણે પંચના આગેવાનો અમલ કરે. આજ પ્રમાણે ૪૨ ગામોનું ગોળનું પંચ જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે ભરાય છે, અને તેની ઉપર પ્રમાણે અગાઉથી પત્રથી ખબર આપવામાં આવે છે. એટલે દરેક ગામથી ૧–૨ ઢેડ (વણકર) પ્રતિનિધિઓ જાય છે. કોઈ કોઈ વાર ગોળના બધાજ કુટુંબોને પંચમાં આવવા ખબર મોકલાય છે. આ પંચ ૨–૩ દિવસ ચાલે છે. ભોજનમાં એક દિવસ કંસાર થાય છે. એક દિવસ ખીચડી થાય છે; અને છેલ્લા દિવસે દાળ, ભાત, શાક, લાડું ખાઈ સૌ વેરાઈ જાય છે. જે માણસે ગોળના કોઈ નિયમનું ઉલ્લંઘન કર્યું હોય અને તે બદલ તેને "પ્રાયશ્ચિત" કરવું હોત તો તે પંચને બોલાવે છે. કોઈ વૃદ્ધના મરણ પ્રસંગે પણ એના વારસદારોને ઇચ્છા થાય તો પંચ ભરે છે. પંચમાં જે ભોજનનો ખર્ચ થાય તે પંચ ભરનારને આપવાનો હોય છે. નિયમના ઉલ્લંઘન માટે પંચ ભરાય તો આસરે ૧૦૦—૧૨૫ માણસો ભેગા થાય અને પંચનું જે કામ હોય તે કરે. મરણ પ્રસંગે કોઈ પંચ બોલાવે તો ૫૦૦–૭૦૦ માણસો ભેગા થાય. આવે તે દિવસે લાડુ જમે, બીજે દિવસે ખીચડી જમે અને ત્રીજે દિવસે કંસાર જમી સૌ વિખરાઈ જાય. ગોળમાં વર કે કન્યાની અછત નથી. કન્યાની આપલે ગોળમાં જ થાય.

આ ગોળના મુખ્ય રિવાજ આ પ્રમાણે છેઃ—

**સીમન્ત:** અધરણી પ્રસંગે વહુનાં સાસરીયાં એનો ખોળો ભરે, જેમાં શ્રીફળ ૧, ચોખા શેર ૧।, કંકુ, ફૂલ, અને સોપારી ૭ મૂકે, અને વહુના પિયરમાંથી જે કોઈ આવ્યા હોય તે એને કપડાં જોડ ૧, તથા દાગીનામાં સોનાનું કડું કે કાનના કાપ કે ઝાંઝર આપે. આ વેળા વહુના સાસરીયાં સગાંવહાલાં મળીને ૨૫–૫૦ માણસોને મિષ્ટાન્ન જમાડે.

**જીઆણું:** જીઆણામાં વહુનાં પિયરીઆં દીકરીને કપડાં બે જોટા, ભાણા કે ભાણી માટે રૂપાનો કંદોરો કે ઝાંઝર, પારણું વગેરે આપે, જેઠ, સસરો કે બીજું જે કોઈ તેડવા આવ્યું હોય તેને શાલ આપે, અને કંસાર જમાડી દીકરી તથા ભાણેજને તેડવા આવનાર સાથે વિદાય કરે.

**સગપણ :** સગપણમાં કન્યાપક્ષ તરફથી ૧–૨ માણુસ ગોર સાથે વરપક્ષને ત્યાં આવી વરને ચાંલ્લો કરી શ્રીફલ, સવાશેર સાકર તથા એક રૂપિયો આપે. વરપક્ષ આ લોકોને કંસાર જમાડે, અને પછી બંને પક્ષ લગ્નનો દિવસ નક્કી કરે, એટલે કન્યાપક્ષના માણુસ ત્યાંથી પોતાને ગામ જાય.

**લગ્ન :** જાનમાં ૨૫ થી વધારે માણુસોએ જવાનું નહીં; સ્ત્રીઓએ પણ જવાનું નહિ. જાન કન્યાના ગામે પહોંચે એટલે સામૈયું તથા વર ઉઘલાનો થાય અને પછી લગ્ન વિધિ થાય. કન્યા પક્ષ જાનને પહેલા દિવસે કંસાર ખવડાવે અને બીજા દિવસે ખીચડી ખવડાવી વરકન્યા સાથે વિદાય કરે.

લગ્ન પ્રસંગે વરપક્ષ કન્યાપક્ષને નીચે પ્રમાણે આપે છેઃ—

| કન્યાને— | કિંમત રૂ. |
|---|---|
| કપડાં સુતરેલ કે રેશમી જોટા ૨ | ૫૦ |
| હાથનાં અડધીયાં હાથી દાંતના સોને મઢેલાં | ૫૦ |
| કડું સોને મઢેલું | ૫૦ |
| કોટનો અછોડો સોનાનો | ૧૫૦ |
| પગનાં ઝાંઝર ચાંદીનાં | ૫૦ |
| કાનનાં કાપ–એરિંગ, જડ, સોનાનાં | ૫૦ |
| | ૪૦૦ |
| કન્યાના બાપને | ૫૦૦ |

કન્યાપક્ષ તરફથી વરપક્ષને કશુંજ આપવાનું નહિં. પણુ લગ્ન પછી પંદર દિવસે કે મહિને દીકરીના વડીલો, દીકરી તથા જમાઈને પોતાને ઘેર તેડે અને પાંચ–સાત દિવસ ઘેર રાખી સારું ખવડાવે–પીવડાવે, અને સારી મહેમાનગીરી કરે. પછી એમને વિદાય આપતી વેળા પોતાને હરખ અને સંપત હોય તો દીકરીને સોનારૂપાનો દાગીનો ૫૦–૭૫ રૂપિયાનો આપે અને જમાઈને સોનાની વીંટી કે રૂપાનો કંદોરો આપે. જે ૨૫–૫૦ રૂપિયાનું થાય. પણુ જો દાગીનો ના આપે તો આશરે રોકડા ૨૫ કલદાર આપે.

લગ્ન પ્રસંગે ખર્ચ નીચે પ્રમાણે થાય છેઃ—

| બાબત | વરપક્ષને રૂ. | કન્યાપક્ષને રૂ. |
|---|---|---|
| કપડાં દાગીના કન્યાને | ૪૦૦ | ૧૦૦ |
| કપડાં બીજાઓ માટે | ૧૦૦ | ૧૦૦ |
| ભોજન | ૧૫૦ | ૨૦૦ |
| વાજાં ઢોલી, રોશની, દક્ષિણા વગેરે | ૧૦૦ | ૧૦૦ |
| કુલ | ૭૫૦ | ૫૦૦ |
| આ ઉપરાન્ત કન્યાના બાપને | ૫૦૦ | |
| | ૧૨૫૦ | |

આણું : આણા વખતે કંઈ આપવા લેવાનું નહિ. દીકરીને તેડવા આવ્યા હોય તેમને ગળ્યું જમાડી દીકરી સાથે વિદાય કરે.

ફારગતિ : ધણી ધણીધણીયાને બને નહિ તો સ્ત્રીનાં પિયરનાં ગામનાં અને સાસરાના ગામનાં ૨૦-૨૫ માણસો પિયરમાં કે સાસરામાં ભેગાં થાય, અને આ જોડાને ફારગતિ આપે. આ વેળા ફારગતિનો લેખ થાય. જેના પર ધણી સહી કરે અને બન્ને પક્ષનાં પં-૧૦ માણસો સાક્ષી કરે. વરપક્ષે વહુને જે દાગીના આપ્યા હોય તે વહુએ પાછા આપવાના અને "નછોરી" હોય તો તેનો બાપ વરપક્ષને ૩૫૦ રૂપિયા રોકડા આપે, પણ વહુ છોકરાંવાળી હોય તો ૨૫૦ રૂપિયા રોકડા આપે. આ રકમમાંથી આશરે ૨૫ રૂપિયા જે "ભાંજગડીઆ" ભેગા થયા હોય તે અંદર અંદર વહેંચી લે. વહુને ફારગતિ આપ્યા સિવાય ધણી બીજું લગ્ન કે નાતરું કરી શકે નહિ.

નાતરું : ફારગતિ બાદ કે ધણીના મરણ બાદ બાઈ ફરી પરણી શકે છે એટલે નાતરું કરી શકે છે. નાતરાં વખતે બાઈ "નછોરી" હોય તો વરપક્ષે બાઈના વડીલને રૂ. ૫૫૦ આપવાના અને છૈયાંવાળી હોય તો રૂ. ૪૫૦ આપવાના. બીજું બધું લગ્ન પ્રસંગ પ્રમાણે આપવા લેવાનું.

## ભંગી

ભંગીના ૧૦ કુટુંબ છે. અને ૫૨ માણસોની વતિ છે જેમાં પુરુષ ૨૬ તથા સ્ત્રી પણ ૨૬ છે.

## ઢેડ તથા ભંગીમાં તફાવત

ઢેડ રસ્તો વાળે કે સાફ કરે નહીં, જાજરૂ પણ સાફ ન કરે, અને મેલું પણ લઈ ના જાય. ભંગી રસ્તો, જાજરૂ વાળે, સાફ કરે અને મેલું પણ લઈ જાય. ઢેડ મરેલાં ઢોરને તાણી જાય, પણ મરેલાં કૂતરાંને તાણે નહીં. ભંગી મરેલાં કૂતરાં તાણી જાય, ઢેડ-વણકર ભંગીને અડે નહીં, એનું ખાય-પીએ નહીં અને એની સાથે કન્યા વ્યવહાર પણ કરે નહીં. ઢેડ પોતાનાથી ભંગીને નીચા, હલકા, અસ્પર્શ્ય ગણે છે.

આ ભંગીઓના ઘેડીયા પૂર્વે માંસ, દારૂ ખાતાપીતા, પણ ૨૫-૩૦ વર્ષથી જંબુસર ગામમાં તેમના ગુરુ બાલકદાસજી રહે છે, તેમના ઉપદેશથી આ લોકોએ માંસમદિરાનો ત્યાગ કર્યો છે.

આ ભંગીઓનો ૨૪૨ ગામનો જથો છે. આ ગામો ચરોતરમાં છે. જથામાં ખરેખર ગામ ૪૭૬ છે. જથો બંધાયેલો ત્યારે ૨૪૨ હતાં માટે ૨૪૨ નો જથો કહેવાય છે. જથા બહાર કન્યાની આપ લે થઈ શકે નહીં. કોઈ જથા બહાર કન્યા આપે તો તેનો વહેવાર બંધ કરવામાં આવે. આ જથાના મુખ્ય આગેવાનનું નામ ભઈજીભાઈ ઉકાભાઈ વાઘેલા છે અને તે ખેડામાં રહે છે. જથાના ધારાને કોઈ તોડે એને "પ્રાયશ્ચિત" કરવું હોય તો તે મુખ્ય આગેવાનની પરવાનગીથી પંચ ભરે. ન્હાની બાબત હોય તો પંચમાં ૫-૨૫ ગામના આગેવાન ભેગા થાય. મોટી બાબત હોય તો ૨૪૨ ગામના આગેવાનો આવે અને ઘણી મોટી બાબત હોય તો ૪૭૬ ગામના આગેવાનો આવે, અને પંચમાં જે નક્કી થાય તે સૌને કબુલ કરવું પડે. આ મુખ્ય આગેવાનના હાથ નીચે બીજા આગેવાનો છે. પંચમાં

પહેલે દિવસે દાળ, ભાત થાય અને બીજે દિવસે કંસાર ખાઈ વેરાઈ જવાનું. જે પંચ ભરે તે પંચને જમાડે.

**સીમન્ત :** અધરણીમાં કોઈ ખોળો ભરે અને કોઈ ના ભરે. ભરે તો વહુનાં પિયરીઆં આવે તે દીકરીને સાડી અને જમાઈને ધોતીયું આપે; અને વળી સંપત હોય તો દીકરી–જમાઈને ૧૦૦–૨૦૦ રૂપિયાનાં કપડાં, દાગીના, વાસણો આપે. વહુના સાસરીઆં સગાં વહાલાંને ગળ્યું ખવરાવે અને સ્ત્રીઓ "ગીતો" ગાય. ખોળો ભરે તો વહુના ખોળામાં શ્રીફળ ૧, ચોખા શેર ૧।, કંકુ તથા સોપારી ૭ મૂકે અને ગોર પૂજા કરાવે.

**છીઆણું :** છીઆણામાં દીકરીને કપડાં ૧ જોટો, ભાણા કે ભાણીને ચાંદીનો દાગીનો રૂ. ૫, ૧૦ નો, અને સાસરેથી તેડવા આવનારને ધોતીયું આપવામાં આવે છે.

**સગપણ :** સગાઈ કરવા કન્યાપક્ષ વરપક્ષને ત્યાં જાય કે વરપક્ષ કન્યાપક્ષને ત્યાં જાય, અને વરને ચાંલ્લો કરી તેના હાથમાં શ્રીફળ, ગોળ તથા રૂપિયો એક કન્યાપક્ષ આપે. સગાઈ કરવા આવનારને કંસાર જમાડીને વિદાય કરવામાં આવે છે.

**લગ્ન :** વરપક્ષ જાન જોડીને કન્યાના ગામ જાય. જાનમાં આસરે ૫૦ માણસો હોય, સ્ત્રીઓ પણ ખરી. સમૈયાં તથા વર ઉઘલાવા પછી લગ્નવિધિ થાય. બીજે દિવસે વેવાઈ જાનને કંસાર જમાડી વધૂવર સાથે વિદાય કરે.

**દાપાં :** દાપામાં વરપક્ષ કન્યાપક્ષને રૂ. ૭૧ રોકડા તથા વહુ માટે કપડાં જોડ ૧ આપે, વહુના પિયરીઆં કપડાં જોડ ૧, ૨, કથરોટ ૨, લોટા ૨, ખાજટ લાકડાનો ૧ વગેરે વહુને આપે. પરણ્યા પછી મહિને બે મહિને કોઈ દીકરી, જમાઈને બોલાવે તો સારું સારું જમાડે અને દીકરીને કપડાં જોડ ૧, અને જમાઈને ધોતીયું ૧ આપે, અને વળી હોંશ હોય તો જમાઈને કંઈ સોના રૂપાનો દાગીનો આપે.

લગ્ન પ્રસંગે નીચે પ્રમાણે ખર્ચ થાય છે :—

| બાબત | વરપક્ષને રૂ. | કન્યાપક્ષને રૂ. |
|---|---|---|
| કન્યાને—વસ્ત્ર | ૭૧ કન્યાને | ૨૫ કપડાં |
| કપડાં | ૨૯ વસ્ત્ર | ૭૫ વાસણ |
| ભોજન | ૧૦૦ | ૧૦૦ |
| ઢોલી, લાઈટ, પૂજામાં | ૫૦ | ૨૫૦ |
| દક્ષિણા વગેરે પરચુરણ | ૫૦ | ૫૦ |
| કુલ— | ૩૦૦ | ૫૦૦ |

**આણું :** આણાં વખતે વરનો બાપ વહુના બાપને રૂપિયા ૫ મોકલાવે અને વહુના માટે સાડી ૧ મોકલાવે. વહુનો બાપ તેડવા આવેલાઓને ગળ્યું જમાડીને દીકરી સાથે વિદાય કરે અને સંપત હોય તો દીકરીને કપડાં જોડ ૨ તથા રૂપિયા ૨૫, ૫૦ નો સોનારૂપાનો દાગીનો આપે, અને તેડવા આવનારને ચેપાડું આપે.

**ફારગતિ :** ધણી ધણીયાણીને અણબનાવ થાય તો તેમના વડીલો અને બીજા ૫, ૧૦ નાતીલાઓ ભેગા થાય. અને કાગળ પર ફારગતિનું લખાણ કરે જેમાં ધણી સહી કરે અને બીજા સાક્ષી કરે. આ વખતે વહુનો બાપ ધણીને રૂપિયા ૫૫ આપે. ફારગતિ લીધા સિવાય ધણી કે ધણીયાણી ફરી લગ્ન કરી શકે નહિ.

**નાતરૂં :** જે પુરુષ નાતરૂં કરે તે વહુના બાપને રૂ. ૧૨૫ આપે, વહુને કપડાં જોડી આપે અને મળે તો રૂ. ૨૫–૫૦ રૂપિયાના દાગીના પણ આપે.

**મરણ :** મોટા બનાવમાં બારમા સુધી રડવાકુટવાનું ચાલે છે, અને ઘરડું ગયું હોય તો નાતના માણસોને તેરમા પર કંસાર જમાડવામાં આવે છે; પણ સરવણી ભરવામાં આવતી નથી. મરણમાં ગોરને ૨–૫ રૂપિયા આપવામાં આવે છે. બારમા સુધી કાણ થાય છે. જેમાં પરગામથી સગાંવહાલાં કાણે આવે છે, તે કાણ કરીને ચાલ્યાં જાય પણ ગામમાં કોઈને ત્યાં ખાય નહિ. મરનારના શરીરને બાળવામાં આવતું નથી પણ દાટવામાં આવે છે.

ખળાં વખતે દરેક ખાતેદાર ભંગી કુટુંબને ૧–૨ શેર દાણા આપે છે.

આ ભંગી કુટુંબોને ચોમાસામાં ખેતીની મજુરી મળે છે. તેમાં માથાદીઠ દિવસનાં આશરે ૧૨ આના તથા બપોરે રોટલાશાક મળે. પછીના માસમાં કામ મળતું નથી. શિયાળા–ઉન્હાળામાં કામ-મજુરી નહિ મળવાથી દરેક કુટુંબને ૧૦૦–૨૦૦ રૂપિયાનું ચાલુ દેવું થાય, પણ એ દેવું મોસમમાં વાળી દેવામાં આવે છે.

વડોદરા રાજ્યનું ગાયકવાડી રાજ્ય હતું ત્યારે ૪ ભંગી કુટુંબો પૈકી દરેકને દર માસે અઢી રૂપિયા પગાર મળતો તે બંધ થયો છે. આ પગાર મળતો ત્યારે આ કુટુંબો દર અઠવાડિયે ગામના રસ્તા વાળતા; પણ પગાર બંધ થયો એટલે હવે દર અઠવાડિયે વાળતા નથી. એટલા પૂરતી ગામની અસ્વચ્છતા વધી છે.

ગામની ભાગોળે તળાવ નજીક સવર્ણોના કૂવા પાસે ભંગીઓનો કૂવો છે, જેમાં ઉનાળામાં પૂરતું પાણી રહેતું નથી એટલે સવર્ણો પાસેથી કે તળાવમાંથી ભંગી લોકો પાણી પીએ–વાપરે છે. કૂવામાં કુંડી ઉતારવામાં આવે તો પાણી વિશેષ થાય; પણ સાધનના અભાવે કુંડી ઉતારવામાં આવી નથી. એટલે આ લોકોને તાપના દિવસોમાં પાણીનું દુઃખ ચાલુ રહ્યું છેઃ–

## મુસલમાન

ગામમાં મુસ્લિમ કુટુંબો ૧૩ છે, અને એમની વસતિ ૪૬ છે જેમાં ૨૮ પુરુષ અને ૧૮ સ્ત્રીઓ છે. આ ઉપરાંત ફકીરનાં કુટુંબ ૬ છે, અને વહોરાનાં ૨ છે. ફકીરની વસતિ ૩૨ છે અને વહોરાની ૧૮ છે. અહીં જે હકીકત લખીએ છીએ તે મુસલમાનો પુરતી છેઃ—

ભડકદના મુસલમાનોનો કોઈ જથો ગોળ કે એકડો નથી, અને ૨૫–૫૦ ગાઉથી દૂર તેમને ઓળખાણ પણ નથી; એટલે એઓ પેટલાદ તાલુકામાં તથા ચરોતરમાં કન્યાની આપલે કરે છે. આ લોકોમાં મામા ફોઈનાં છોકરાં પરસ્પર પરણે અને મોટાભાઈનો દીકરો નાના ભાઈની દીકરી સાથે પણ પરણે, પણ નાના ભાઈનો દીકરો મોટાભાઈની દીકરી સાથે પરણે નહિ. આ લોકોમાં કન્યાની અછત છે.

**સીમન્ત :** સીમન્ત વેળા કુંભારને ત્યાંથી ૭ નવા ઘડા લાવી એમાં પાણી ભરવામાં આવે છે. પછી ઘડા પર આપણુ–ઢાંકણું મૂકી એના પર કુલડીમાં ભાત મૂકે છે, અને "મીયાં" "ફાતમા" ભણે છે. મીઆં એટલે એમના ગુરુ કે ગોર, અને ફાતમા એટલે

પ્રાર્થના-મંત્ર. ત્યાર પછી એ ધડાકુલડીઓને સગાંઓ લઈ જાય છે. આ વેળા વહુના સ રીઆં સગાંવહાલાંને જમાડે અને વહુના પિયરમાંથી જે આવ્યા હોય તે વહુને l લઈ જાય.

જીઆણું : વહુના સાસરેથી જે તેડવા આવ્યા હોય તેમને વહુના પિયરી ખાંડ, ચોખા જમાડી એક એક થેપાડું આપે, અને ભાણેજને ઝભલાં, ઝાંઝરીઆં, ક વગેરે આપે.

સુન્નત : મુસલમાનોમાં છોકરાની જનનેંદ્રિયને રહેજ કાપવામાં આવે છે, આને સુન્નત છે. આ પ્રસંગે વાજાં, વરઘોડો, જમણ વગેરેમાં રૂ. ૨૦૦–૩૦૦–૪૦૦ ખર્ચ થાય છે.

સગપણ : સગપણ કરતી વેળા વરના વડીલ ૮–૧૦ માણસો સાથે કન્યાના વડી ત્યાં જાય છે. અને ત્યાં પાંચ રૂપિયા રોકડા, સાંકળા પગનાં, ૫૦ રૂપિયાભાર, ઇજાર, કુડ ઓઢણું વગેરે રેશમી કપડાં તથા શ્રીફળ ૫ કન્યાના વડીલને આપે છે, અને પતાસાં ૫ વહેંચે છે. કન્યાના વડીલ આ મહેમાનોને ખાંડ, ચોખા ખવડાવે, તથા ગોળનું સર પાય છે; અને બીજે દિવસે ખીચડીને ઘી ખવડાવીને વેવાઈને વિદાય કરે છે.

લગ્ન : લગ્નના આઠેક દિવસ પહેલાં વરના વડીલ કન્યાના વડીલને ત્યાં જઈ લગ્ન મુહૂર્ત નક્કી કરે અને પછી પાછા પોતાને ઘેર જાય. આને "વિવાહ માગવો કહે છે.

લગ્ના ત્રણ દિવસ પહેલાં "**થાંભલી રોપવામાં**" આવે છે. થાંભલી રોપાય દિવસે માંડવે જેટલા આવે તે બધાને ગોળ આપવામાં આવે છે; અને સગાંસ્નેહીઓને પણ ગોળ મોકલાય છે. બીજે દિવસે ઘંઉ ચણાની ઘુઘરી એજ પ્રમાણે માંડવે વહેંચાય અને ઘેર ઘેર મોકલાય છે. ત્રીજે દિવસે આજ પ્રમાણે પતાસાં વહેંચાય છે, : અને ઘેર પણ મોકલાય છે. ચોથે દિવસે વર તથા જાન કન્યાના ગામ જાય, જ્યાં સામૈયું થાય. જા ઉતારો આપે એટલે વરપક્ષ વાળંદની સાથે કન્યાના માંડવે જઈ નીચે પ્રમાણે ચીજો આપેઃ-

કપડાં-જોડ ૪, ૨ સુતરેલ, ૨ રેશમી; જણસો-એરિંગ કાનનાં સોનાનાં, ગળાની કં સોનાની, વીંટી સોનાની, બંગડીઓ ૪ રૂપાની, મોજડીઓ અને કાંસકી વગેરે.

આને "બરી" કહે છે. કન્યાપક્ષ આ બરી પાસ કરે એટલે પછી કન્યાપક્ષ જાનીવા જઈ વરપક્ષને નીચે પ્રમાણે વસ્તુઓ આપે છે–

ફેંટો, કોટ, શેલું, પાટલુન, ખમીસ, બુટ વગેરે; આ ઉપરાંત બરીમાં વરપક્ષ કન્ય પક્ષને રૂ. ૨૦૦, ૫૦૦ અગાઉથી નક્કી કર્યા પ્રમાણે આપે છે. પણ આ પ્રમાણે આપતું ફરજિયા નથી. એ તો જેવી બન્ને પક્ષની સ્થિતિ તથા ગરજ.

આ આપલે થયા પછી વાળંદ વરને ન્હવડાવે છે, નવાં કપડાં પહેરાવે છે, અને વરન જૂનાં કપડાં પોતે લેઈ જાય છે.

પછી વર ઘોડે ચઢી, સાજનમાજન સાથે કન્યાને માંડવે જાય છે, ત્યાં કાજી વરને નક્ક કલમો પઢાવે છે, અને કન્યાપક્ષના વકીલ તથા વરપક્ષના ૨ સાહેદોની હાજરીમાં કાજીસાહે વર તથા કન્યાના વડીલોની લગ્ન બાબત સંમતિ લે છે, અને લગ્ન કર્યાના લખાણ પર વર કન્યાના વડીલો પોતાની સહીઓ કરે છે, જેના પર પેલા વકીલ સાહેબ તથા બે સાહેદે સાક્ષી કરે છે.

બીજે દિવસે વહુના પિયેરીઆં શીરો તથા પુલાવ જમાડીને વરકન્યા સાથે જાનને

વિદાય કરે છે. વરપક્ષ કાજીને ૫ રૂપિયા આપે છે. વળાવતી વેળા વહુનાં પિયરીઆં વહુને ખાટલો, ગોદડાં, બેડું, થાળી, તાંસરી, ઝુઝારું વગેરે આપે છે.

લગ્નના પ્રસંગે નીચે પ્રમાણે ખર્ચ થાય છે:—

| બાબત | વરપક્ષને રૂ. | કન્યાપક્ષને રૂ. |
| --- | --- | --- |
| કન્યાને કપડાં—દાગીના | ૩૦૦ | ૫૦ |
| વર માટે કપડાં | — | ૫૦ |
| કપડાં | ૧૦૦ | ૧૦૦ |
| ભોજન | ૧૦૦ | ૨૦૦ |
| પરચુરણ ખર્ચ–ઢોલી, વાજાં વગેરે | ૧૦૦ | ૧૦૦ |
| કુલ | ૬૦૦ | ૫૦૦ |

આ ઉપરાંત વરપક્ષ રોકડા આપે તે જુદા. વધૂવર તથા જાનને વિદાય કર્યા પછી વહુના વડીલ ૫–૧૦ છોકરાંને દીકરીજમાઈને તેડવા મોકલે, સાથે ખાંડ શેર ૧૦, ચોખા શેર ૨૦, તથા ઘીના રૂપિયા પાંચ મોકલે પછી દીકરીજમાઈ પોતાના ઘેર આવે એટલે એમને દશેક દિવસ રાખે અને સારું સારું ગળ્યું ગળ્યું ખવડાવે, અને પછી ૨૫–૫૦ રૂપિયાની જણસ, વીંટી કે એવું બીજું કંઈ જમાઈને આપીને દીકરીજમાઈને વિદાય આપે.

**મરણ :** મરનારના શબને દાટવામાં આવે છે, અને ખાંપણમાં સફેદ કાપડ વાર ૪૦ તથા કપૂર, ફૂલ વગેરે જોઈએ. પછી જ્યાં દાટવામાં આવે ત્યાં બીજા દિને ઈંટથી કબર ચણવામાં આવે છે અને મીયાંને પાંચ રૂપિયા આપવામાં આવે છે. ત્રીજા દિને ૨૫–૫૦ સગાંવહાલાંને જમાડવામાં આવે છે. જેમાં મરનાર જુવાન હોય તો પુલાવ અને ઘરડું હોય તો શીરો કરવામાં આવે છે. મરણ પછી સવા મહિના સુધી કાજી પાસે કુરાન પઢાવવામાં આવે છે જે બદલ કાજીને ૧૦–૧૨ રૂપિયા અપાય છે.

**રડવાકુટવાનો રિવાજ–કાણ :** મરણ પછી ૩ દિન સુધી રડવાનું ચાલે છે, અને કાણ રખાય છે.

લાજનો રિવાજ છે, કન્યાની અછત છે.

## કુંવારા : પરણેલા : વિધુર :

ગામમાં કુલ ૧૪૯૮ મનુષ્યોની તપાસ કરતાં ૬૪૦ કુંવારા, ૭૧૧ પરણેલા અને ૧૪૭ વિધુર છે, એમ જણાયું હતું. ટકાવારી પ્રમાણે આ જોઈએ તો કુંવારા ૪૩ ટકા, પરણેલા ૪૭ ટકા અને વિધુર ૧૦ ટકા થાય છે; આ પૈકી ૮૨૦ પુરુષ છે જેમાં ૪૧૦ કુંવારા, ૩૫૩ પરણેલા અને ૫૭ વિધુર છે; એમની ટકાવારી અનુક્રમે ૫૦ ટકા, ૪૩ ટકા. અને ૭ ટકા આવે છે. બાકીની ૬૭૮ સ્ત્રીઓ પૈકી ૨૩૦ કુંવારી, ૩૫૮ પરણેલી અને ૮૦ વિધવા છે; એટલે સ્ત્રીઓમાં ૩૪ ટકા કુંવારી, ૫૩ ટકા પરણેલી અને ૧૩ ટકા વિધવા છે.

સન ૧૯૫૫ માં ભડકદવાસીઓમાં કુલ ૩૫ લગ્ન થયાં છે, જેમાં ૨૩ પુરુષનાં છે, અને ૧૨ સ્ત્રીનાં છે. આની જ્ઞાતિવાર વિગત નીચે પ્રમાણે છે:—

| જ્ઞાતિ | પુરુષ | સ્ત્રી | કુલ |
|---|---|---|---|
| બ્રાહ્મણ | — | ૧ | ૧ |
| વૈશ્ય | ૧ | ૧ | ૨ |
| લોહાણા | ૧ | — | ૧ |
| પાટીદાર | ૩ | — | ૩ |
| રબારી | ૧ | — | ૧ |
| બારિયા | ૧૭ | ૬ | ૨૩ |
| વાઘરી | — | ૧ | ૧ |
| ઢેડ | — | ૨ | ૨ |
| ભંગી | — | ૧ | ૧ |
| કુલ | ૨૩ | ૧૨ | ૩૫ |

## પ્રથમ સમીક્ષા

સન ૧૯૧૫ થી ૧૯૧૮ સુધી ભડકદની પ્રથમ સમીક્ષા થએલી તેમાં લગ્ન તથા મરણ સંબંધી હકીકત નીચે પ્રમાણે છેઃ—

બ્રાહ્મણમાં કન્યા આપવા લેવામાં ૧૦૦૦–૨૦૦૦ રૂપિયા સુધી ખર્ચ થતો, અને ૫૦૦ રૂપિયા સુધી પલ્લું આપવું પડતું. કન્યાનું સાટું કરે તો પલ્લું નહિ. કેટલાક કન્યાવિક્રય પણ કરતા. કન્યાની અછત હતી.

વૈશ્યમાં કન્યાની અછત હતી, અને કેટલાક કન્યા વિક્રય કરતા. કન્યા માટે વરપક્ષે કન્યાપક્ષને ૧૦૦૦ થી ૨૦૦૦ રૂપિયા આપવા પડતા. અને પલ્લું રૂ. ૫૦૦ સુધીનું આપવું પડતું. કન્યા પરણાવવામાં ૫૦૦ થી ૧૦૦૦ સુધી ખર્ચ થતો.

પાટીદારોમાં કન્યાની અછત હતી અને નાતરાં થતાં. આ લોકો ખાંધલી, ગાડા, વલાણી, વસો, નાર, સોજિત્રા, મહેલાવ, તારાપુર, ચાંગા, સુણાવ, આ ગામમાં કન્યા આપતા; અને પાલડી, અસામલી, સાથળ, સેંજ, ખડા, હીંગોલી, દેવા, રૂણ, લવાલ એ ગામોમાંથી કન્યા લાવતા. આ ગામો ભડકદથી આશરે ૧૩ ગાઉની અંદર છે. કન્યા પરણાવવામાં વરને પહેરામણીમાં આશરે ૫૦૦ રૂપિયા સુધી આપતા અને લગનમાં બીજો ૪૦૦–૫૦૦ રૂપિયાનો ખર્ચ થતો, પણ કેટલાક પહેરામણી નહિ પણ આપતા, અને વળી કેટલાક કન્યાના બદલામાં ૧૦૦૦–૧૫૦૦ રૂપિયા લેતા, એટલે કન્યાવિક્રય કરતા. કન્યા લાવવામાં એટલે છોકરો પરણાવવામાં વરપક્ષે ૪૦૦ થી ૧૦૦૦ રૂપિયા સુધી આપવા પડતા અને વળી પલ્લાના ૧૦૦ થી ૨૦૦ રૂપિયા પણ આપતા. કેટલાક કુટુમ્બોમાં 'દિયરવટું' પણ થતું; જેનું એક કારણ એમનામાં કન્યાની–સ્ત્રીઓની અછત, એ હતું.

બારિયામાં કન્યાની છત હતી. કન્યા પરણાવે તેમાં ખાસ ખર્ચ નહિ, પણ કન્યા લાવે તેમાં આશરે ૧૫૦ રૂપિયા સુધી આપવા પડતા. આ લોકો ગમે તે ગામથી કન્યા લાવતા, પણ જ્યાં કન્યા આપતા ત્યાંથી લાવતા નહી.

ટેક લોકોમાં કન્યાની અછત હતી નહિ; અને કન્યા આપવામાં આપવું પડતું નહિ. પણ કન્યા લાવવામાં ૫૦૦ રૂપિયા ખર્ચ થતો. દીકરી હોય તો એના વડીલ આશરે રૂ. ૧૨૫ અને વિધવા હોય કે મોટી હોય તથા વળનાં આવડતું હોય તો રૂ. ૫૦૦ સુધી લેતા. આ લોકો ૨૭ ગામના સંબામાં—જ્યામાં કન્યાની આપ લે કરતા.

મુસલમાનમાં કન્યાની અછત હતી. કન્યા લાવવામાં ૧૫૦ થી ૨૦૦ રૂપિયા સુધી આપવા પડતા. પણ કન્યા આપવામાં કંઈ આપવું પડતું નહીં.

ઉપરની દરેક જ્ઞાતિમાં જ્ઞાતિના રિવાજ પ્રમાણે તેમજ કુટુંબની સ્થિતિ પ્રમાણે લગ્ન પ્રસંગે કપડાં, ઘરેણાં, ભોજન તથા બીજી પરચુરણ બાબતોમાં તો ખર્ચ થતો જ.

મરણ : મરણ નિમિત્તે મરનારના બારમા-તેરમા વગેરે પર જમણવાર થતા. આમાં બ્રાહ્મણને આખી જ્ઞાતિ જમાડવામાં ૫૦૦ રૂપિયા સુધી ખર્ચ થતો, વૈશ્યને પણ લગભગ એટલો જ ખર્ચ થતો; જ્યારે પાટીદારમાં ૧૦૦ થી ૩૦૦ રૂપિયા સુધી ખર્ચ થતો. બીજી જ્ઞાતિઓમાં સામાન્ય રીતે આથી ઓછો ખર્ચ થતો.

કેટલાક લોકો દેવું કરીને, મિલકત ગીરો વેચાણ કરીને પણ આ ખર્ચ કરતા, પણ નાણાં નહીં મળવાથી કેટલાંક બારમાં બંધ રહેલાં.

## સંકલના—તુલના

સામાજિક સંસ્થાઓ તથા પ્રથાઓ સબંધી પૂર્વ સમીક્ષા તેમજ ઉત્તર સમીક્ષા એમ બન્ને સમીક્ષાઓની હવે આપણે સંકલના તથા તુલના કરીએ તો નીચે પ્રમાણે સામાન્યતઃ ફલિતાર્થ થાય છે:—

૧ જ્ઞાતિઓના, ઉપજ્ઞાતિઓના જ્થા, ગોળ, તડ કે એકડા ઘટયા નથી; તેમજ કેટલાક અપવાદ સિવાય એમનાં વર્તુલો વિસ્તૃત, બહોળાં થયાં નથી.

૧ પંચની પ્રથા ચાલુ છે. પંચનાં પ્રભુત્વ, સત્તા, પકડ કેટલીક બાબતમાં ઓછાં થયાં છે; પણ હજુ એમનાં ઉપયોગિતા તથા પ્રભાવ ચાલુ છે,

૩ કેટલાક જ્થામાં લેખી બંધારણો તથા નિયમો છે. જ્યારે કેટલાક જ્થામાં લેખી ધારા—ધોરણ નથી. લેખી બંધારણ તથા નિયમો પ્રતિ ઝોક વધતો જાય છે,

૪ સારા માઠા પ્રસંગે આપવા લેવાની રકમો ઓછી કરવા કેટલાક પ્રયત્નો થયા છે; અને સામાજિક ખર્ચ ઓછા કરવા તેમજ તેમનું નિયમન કરવાના પ્રયત્નો પણ થયા છે. તો પણ એકંદરે આ ખર્ચ ઓછા થયા નથી. લગ્નાદિ કેટલાક પ્રસંગોમા ખર્ચ વધ્યા છે.

૫ ભોજન વ્યવહારમાં પ્રથમ કરતાં વિશેષ છુટ થઈ છે. પરંતુ પંક્તિભોજન એટલે જ્ઞાતિના જમણવાર થાય ત્યારે ઉપલી જ્ઞાતિના મનુષ્યો નીચલી જ્ઞાતિના મનુષ્યો સાથે બેસીને જમતા નથી. હજુ પણ બ્રાહ્મણો સામાન્યતઃ જાહેરમાં બીજી જ્ઞાતિનું ખાશે—પીશે નહીં. વૈશ્યો અને પાટીદારો પણ પોતાનાથી ઉતરતી જ્ઞાતિનું જમશે નહિ; જો કે આમાં ઉત્તરોત્તર છુટ લેવાઈ રહી છે.

૬ દરેક જ્થો પોતાના જ્થામાં જ કન્યાની આપ લે કરે છે. બહાર કન્યા આપવી હોય તો પંચની પરવાનગી લેવી પડે, જે ભાગ્યે જ મળે.

૭ બ્રાહ્મણ તથા પાટીદારમાં અને કેટલાક વૈશ્યોમાં હજુ પણ કન્યાની અછત છે,

૮ સીમન્ત પ્રસંગે ખોળો ભરાય છે; પણ કેટલાક બ્રાહ્મણ સિવાય બીજામાં મોસાળું ભરવામાં આવતું નથી. વળી આ પ્રસંગે મોટા જમણવાર થતા હતા તે બંધ થયા છે; પણ નજીકના સગાંસ્નેહીઓને વહુનાં સાસરીઆં મિષ્ટાન્ન જમાડે ખરા.

૯ જ્યાં સીમન્તિની પ્રસૂતિ માટે પિયર જાય છે ત્યાં જીઆણા પ્રસંગે આપવાનો રિવાજ ચાલુ છે.

૧૦ સગપણનો રિવાજ ચાલુ છે; પણ હવે સગાઈ જેમ બને તેમ મોટી ઉંમરે કરવામાં આવે છે. આ પ્રસંગે ખર્ચ પણ ઓછો કરવા કેટલીક જ્ઞાતિઓમાં ઠરાવ થયા છે.

૧૧ પલ્લાનો રિવાજ ચાલુ છે, અને કેટલાક અપવાદો સિવાય કેટલીક જ્ઞાતિઓમાં પલ્લામાં પ્રથમથી વિશેષ મૂલ્યનાં દાગીના, વસ્ત્ર વગેરે અપાય છે.

૧૨ પ્રથમ જે ઉંમરે લગ્ન થતાં તેથી વિશેષ મોટી ઉંમરે હવે લગ્ન થાય છે. લગ્ન જે તે જ્ઞાતિમાં ઠરેલ વિધિ પ્રમાણે થાય છે, અને કન્યાનું "દાન" આપવામાં આવે છે.

૧૩ ભડકદમાં વરવિક્રય નથી, એટલે ભડકદનો પુરુષ બહારગામ પરણે તો તેને કન્યાપક્ષ ખાસ પહેરામણી આપતા નથી. ઉલટ પાટીદાર, બારિયા વગેરે જ્ઞાતિઓના મનુષ્યો બહારથી કન્યા લાવે તો તેના બદલામાં તેમણે કન્યાપક્ષને રૂપિયા આપવા પડે છે. કેટલાક પાટીદારો બહારથી કન્યાઓ લાવ્યા છે, તેના બદલામાં રૂ. ૧૦૦૦ થી ૩૦૦૦ સુધીની કે તેથી પણ વિશેષ રકમો તેમણે કન્યાપક્ષને આપી છે.

૧૪ ભડકદના કેટલાક પાટીદારો કન્યાવિક્રય કરે છે, અને કન્યાના બદલામાં વરપક્ષ પાસેથી રૂ. ૧૦૦૦ થી ૩૦૦૦ સુધી લેવાયાનું કહેવાય છે, આવી રકમ જાહેરમાં નહિ પણ ખાનગીમાં લેવાયઅપાય છે; અને એતો કન્યાને ત્યાં માંડવાખર્ચ વગેરે માટે લીધી છે, એમ કન્યાપક્ષ તરફથી જરૂર પડે કહેવાય છે.

૧૫ લગ્ન પ્રસંગે વસ્ત્ર, ભોજન, આપવું, લેવું, વાજાં, રોશની, શોભા વગેરે બાબતના ખર્ચ પણ પ્રથમ કરતાં વધ્યા છે; જો કે અનેક ગણી મોંઘવારી એ પણ વધારે ખર્ચનું મુખ્ય કારણ છે.

૧૬ બ્રાહ્મણ, વૈશ્ય તથા બીજી કેટલીક જ્ઞાતિઓ સિવાય, પાટીદાર, બારિયા, વાળંદ, ઢેડ, ભંગી વગેરેમાં નાતરાં, વિધવાવિવાહ થાય છે.

૧૭ મરણ પ્રસંગે, બ્રાહ્મણ વગેરે જે જ્ઞાતિઓમાં શ્રાદ્ધ થતાં તે હજુ ચાલુ છે.

૧૮ મરણના જમણવારો—બારમાંતેરમાં વગેરે ઓછાં થયાં છે; પણ હજુ નિર્મૂલ થયાં નથી.

૧૯ રડવાકુટવાનું તથા કાણનું ભારણ ઓછું થયું છે; પણ હજુ આ ખરાબ રિવાજ બંધ થયો નથી.

૨૦ લાજનો રિવાજ શિથિલ થયો છે; છતાં હજુ પણ સ્ત્રીઓ સાસરાના વડિલોની તેમજ સાસરીના ગામના બીજા કેટલાક મોટાઓની લાજ કાઢે છે.

## કૃષિ

### જમીનનો રકબો

ભડકદ ગામ ખાલસા વહીવટનું છે. ગામની જમીનના રકબાની વિગત નીચે પ્રમાણે છેઃ–

#### ખાતાં

આ જમીનમાં ખાતાંની કુલ સંખ્યા ૪૪૯ છે, પ્રથમ સમીક્ષાવેળા સન ૧૯૧૩ માં ૨૮૮ ખાતાં હતાં. એટલે ત્યાર પછી ૧૬૧ ખાતાં વધ્યાં છે. ખાતાદીઠ વાવેતર લાયક સરેરાશ જમીન પ્રથમ આશરે ૬ એકર થતી, અને હાલ આશરે ૪ એકર થાય છે. વળી પ્રથમ ગામની વસતિ ૧૨૧૮ હતી, અને આજે ૧૫૧૬ છે. આ પ્રમાણે માથાદીઠ વાવેતર લાયક સરેરાશ જમીન પ્રથમ આશરે ૬ એકર થતી અને હાલ આશરે ૪ એકર થાય છે. વળી પ્રથમ ગામની વસતિ ૧૨૧૮ હતી, અને આજે ૧૫૧૬ છે. આ પ્રમાણે માથાદીઠ વાવેતર લાયક સરેરાશ જમીન પ્રથમ આશરે દોઢ એકર આવતી, ત્યારે હવે આશરે સવા એકર આવે છે. એટલે ખાતાં તેમજ વસતિ વધવાથી ખાતાદીઠ તેમજ માથાદીઠ વાવેતર લાયક જમીનની સરાસરી ઘટી છે.

| | એકર | ગુંઠા |
|---|---|---|
| કુલ રકબો | ૨૦૯૩ | ૨૬ |
| વાવેતર લાયક | ૧૯૫૦ | ૬ |
| સરકારી | ૧૨૯૨ | ૧૭ |
| બારખલી | ૬૫૭ | ૨૯ |

જમીનના જથાના પ્રમાણમાં આ ૪૪૯ ખાતાંઓનું વર્ગીકરણ નીચે પ્રમાણે છેઃ—

| જથો | સંખ્યા |
|---|---|
| ૧ થી ૫ એકર | ૩૧૬ |
| ૫ થી ૨૫ ,, | ૧૨૩ |
| ૨૫ થી ૧૦૦ ,, | ૧૦ |
| ૧૦૦ થી ૫૦૦ ,, | — |
| કુલ... | ૪૪૯ |

પ્રથમ સમીક્ષાવેળા આ વર્ગીકરણ નીચે પ્રમાણે હતું:—

| જથો | સંખ્યા : સન ૧૯૧૩ |
|---|---|
| ૧ થી ૨૫ વિંઘાં | ૧૩૨ |
| ૫ થી ૨૫ ,, | ૧૪૧ |
| ૨૫ થી ૧૦૦ ,, | ૧૪ |
| ૧૦૦ થી ૫૦૦ ,, | ૧ |
| કુલ— | ૨૮૮ |

આ વર્ગીકરણ પ્રમાણે હાલ ૧ થી ૫ એકરનાં ખાતાં ૭૦ ટકા છે, ૫ થી ૨૫ એકરનાં ૨૭ ટકા છે અને ૨૫ થી ૧૦૦ એકરનાં ફક્ત આશરે ૩ ટકા છે, જ્યારે ૧૦૦ ઉપરનાં બિલકુલ નથી. નાના ખાતેદારોની સંખ્યા વધી છે; મોટાની કમી થઈ છે. એટલે ભડકદ એ ન્હાના ન્હાના તેમજ ઘણાં ન્હાના ખાતેદારોનું નાનકડું ગામ છે. વળી પ્રથમ ખાતાદીઠ જમીનની સરેરાશ આસરે ૬ એકર હતી ત્યારે હવે આશરે ૪ એકર છે.

જમીન મહેસુલની દૃષ્ટિએ બંને સમીક્ષાનાં વર્ગીકરણ નીચે પ્રમાણે છે:—

| મહેસુલ રૂપીયા | ખાતાંની સંખ્યા | |
|---|---|---|
| | સન ૧૯૧૩ | સન ૧૯૫૫ |
| ૫ સુધી | ૫૨ | ૧૩૩ |
| ૫ થી ૨૦ ,, | ૧૦૭ | ૨૬૮ |
| ૨૦ થી ૧૦૦ ,, | ૧૦૮ | ૪૩ |
| ૧૦૦ થી ૫૦૦ ,, | ૨૧ | ૫ |
| કુલ— | ૨૮૮ | ૪૪૯ |

એટલે ૫ રૂપિયા સુધીનાં ખાતાં લગભગ બે ગણું વધ્યાં છે. ૫ થી ૨૦ રૂપિયા સુધીનાં ખાતાં બે ગણાંથી પણ વિશેષ વધ્યાં છે; અને ૨૦ થી ૧૦૦ રૂપિયા સુધીનાં ખાતામાં આશરે અડધો ઘટાડો થયો છે, જ્યારે ૧૦૦ થી ૫૦૦ રૂપિયા સુધીના ખાતામાં આશરે પોણોસો ટકા ઘટાડો થયો છે. અર્થાત્ મોટી રકમનાં મહેસુલનાં ખાતાં ઓછાં થયાં છે, અને નાની રકમનાં મહેસુલનાં ખાતાં વધ્યાં છે. એટલે ખાતાંઓની કુલ સંખ્યા વધી છે, પણ ખાતાદીઠ સરેરાશ ક્ષેત્રફળમાં—એકરમાં ઘટાડો થયો છે.

જ્ઞાતિવાર ખાતાં નીચે પ્રમાણે છે :—

| અંક | જ્ઞાતિ | સન ૧૯૧૩ | સન ૧૯૫૫ |
|---|---|---|---|
| ૧ | બ્રાહ્મણ | ૨૧ | ૮ |
| ૨ | તપોધન | ૧ | ૧ |
| ૩ | બારોટ | ૩ | ૧ |
| ૪ | વૈશ્ય | ૫ | ૩ |
| ૫ | લોહાણા | ૨ | ૫ |
| ૬ | પાટીદાર | ૧૩૮ | ૨૨૦ |
| ૭ | ગરાસિયા | ૨૯ | ૨૮ |
| ૮ | બારિયા | ૬૦ | ૧૨૮ |
| ૯ | રબારી | ૧ | ૨ |
| ૧૦ | લુહાર | ૧ | ૪ |
| ૧૧ | સલાટ | ૧ | — |
| ૧૨ | કુંભાર | ૧ | ૧ |
| ૧૩ | માળી | — | — |
| ૧૪ | વાળંદ | ૪ | ૫ |
| ૧૫ | રાવળિયા | ૨ | ૩ |
| ૧૬ | સાધુ–વેરાગી | ૨ | ૨ |
| ૧૭ | ગોસાંઈ | ૧ | ૨ |
| ૧૮ | ભોઈ | — | ૩ |
| ૧૯ | ઢેડ (વણકર) | ૧ | ૧૦ |
| ૨૦ | ભંગી | ૩ | ૩ |
| ૨૧ | મોચી | ૧ | ૨ |
| ૨૨ | ખાલપા–ચમાર | — | — |
| ૨૩ | મુસલમાન | ૯ | ૧૪ |
| ૨૪ | ફકીર | ૧ | ૩ |
| ૨૫ | વોરા | ૧ | ૧ |
| | કુલ | ૨૮૮ | ૪૪૯ |

ઉપરના આંકડા પ્રમાણે પાટીદાર તથા બારિયાના ખાતામાં ઘણો વધારો થયો છે; જ્યારે બ્રાહ્મણોના ખાતામાં અડધાથી વધારે ઘટાડો થયો છે, અને બીજી કેટલીક જ્ઞાતિઓના ખાતામાં રહેજ રહાજ વધારો કે ઘટાડો થયો છે.

## સ્ત્રીઓનાં ખાતાં

૪૪૯ ખાતાં પૈકી આશરે ૩૧ ખાતાં સ્ત્રીઓનાં નામે ચાલે છે.

## પરહદનાં ખાતાં તથા ખાતેદારો

કુલ ખેડાણ જમીન ૧૯૫૦ એકર પૈકી આશરે ૪૪૨ એકર જમીનના ખાતેદારો બહાર ગામના—ઉપરવાડીઆ ખાતેદારો હોઈ, બહાર ગામ રહે છે, અને એમનાં ખાતાં ૧૨૫ છે. એટલે ભડકદમાં રહેનારાઓનાં ખાતાં ૩૨૪ છે, અને એમની જમીન ૧૫૧૮ એકર છે. આ પ્રમાણે ભડકદમાં રહેનારાઓની સરેરાસ જમીન ખાતાદીઠ આશરે ૪ એકર થાય છે, અને માથાદીઠ આશરે ૧ એકર થાય છે.

પરહદના ખાતેદારો ત્રાંણુજ, લવાલ, ખાંધલી, દેવા, બાંટવા, ડભોઉ, સોજિત્રા, વસો, તારાપુર, ગાડા, પલાણા, રામોલ, દેથળી, ધર્મજ, કાસોર અને વડતાલના છે.

## પરહદના ખેડુતો

ગામની જમીનમાં આશરે ૨૮૫ એકર જમીન ભડકદની બહાર રહેતા—પરહદમાં રહેતા આશરે ૬૫ ખેડુતો—ગણોતિયાઓ ખેડે છે. આ ખેડુતો—ગણોતિયા બાંટવા, દેવા, ખાંધલી તથા લવાલમાં રહે છે.

## પરહદની જમીન ખેડતા ભડકદના રહીશો

ભડકદમાં રહેતા આશરે ૧૦ માણસો લગભગ ૧૫ એકર પરહદની જમીન ખેડે છે.

## જાતખેડ તથા ભાગે

કુલ ૧૯૫૦ એકર પૈકી આશરે ૧૩૩૦ એકર જમીન ખાતેદારો જાતે ખેડે છે. અને આશરે ૫૨૦ એકર જમીન ભાગે ખેડાય છે, જ્યારે સાંથે—દાણે અપાયેલી જમીન ફક્ત આશરે ૯ એકર છે. એટલે જાતે ખેડાતી જમીન આશરે ૭૩ ટકા છે, અને ભાગે—સાંથે ખેડાતી જમીન આશરે ૨૭ ટકા છે. પ્રથમ સમીક્ષા વેળા એની ટકાવારી અનુક્રમે ૫૮ ટકા તથા ૪૨ ટકા આવતી હતી. એટલે જાતે ખેડાતી જમીનનું પ્રમાણ વધ્યું છે, અને ભાગે ખેડાતી જમીનનું પ્રમાણ એટલા દરજ્જે ઘટ્યું છે.

ભાગે જમીન આપવામાં આવે છે તેમાં ચોમાસુ પાકનો અડધો ભાગ અને શિયાળુ પાકનો ત્રીજો ભાગ ખાતેદાર ખેડનાર પાસેથી લે છે. સાધનવાળા ખાતેદાર પોતાની જમીનમાં પોતાના ખર્ચે સવડ પ્રમાણે ખાતર નાંખે છે, જમીન મહેસુલ પણ સરકારમાં પોતે ભરે છે, અને ખેતીનો બધો ખર્ચ ખેડનાર કરે છે. ચોમાસુ પાક આસો—કાર્તિકમાં તથા શિયાળુ પાક હોળી આસપાસ કે તે પછી તૈયાર થાય છે. જે તે પાક જ્યારે થાય ત્યારે તેમાંનો ખાતેદારનો ભાગ ખેડનાર ખાતેદારને આપે છે. આ પ્રમાણે ભાગે આપવા બાબત કોઈ લેખ—લખાણુ—પટો કરવામાં આવતો નથી; પણ મોઢાના વ્યવહારથી બધું થાય—ચાલે છે આ દાણુ માટે સરકારમાં દાવા પણ ભાગ્યે જ કરવા પડે છે.

મોટે ભાગે સને ૧૯૪૬ થી મોંઘવારી થઈ ત્યારથી જમીન રોકડ દાણે આપવાનું

જ્ઞાતિવાર ખાતાં નીચે પ્રમાણે છે:—

| અંક | જ્ઞાતિ | સન ૧૯૧૩ | સન ૧૯૫૫ |
|---|---|---|---|
| ૧ | બ્રાહ્મણ | ૨૧ | ૮ |
| ૨ | તપોધન | ૧ | ૧ |
| ૩ | બારોટ | ૩ | ૧ |
| ૪ | વૈશ્ય | ૫ | ૩ |
| ૫ | લોહાણા | ૨ | ૫ |
| ૬ | પાટીદાર | ૧૩૮ | ૨૨૦ |
| ૭ | ગરાસિયા | ૨૯ | ૨૮ |
| ૮ | બારિયા | ૬૦ | ૧૨૮ |
| ૯ | રબારી | ૧ | ૨ |
| ૧૦ | લુહાર | ૧ | ૪ |
| ૧૧ | સલાટ | ૧ | — |
| ૧૨ | કુંભાર | ૧ | ૧ |
| ૧૩ | માળી | — | — |
| ૧૪ | વાળંદ | ૪ | ૫ |
| ૧૫ | રાવળિયા | ૨ | ૩ |
| ૧૬ | સાધુ-વેરાગી | ૨ | ૨ |
| ૧૭ | ગોસાંઈ | ૧ | ૨ |
| ૧૮ | ભોઈ | — | ૩ |
| ૧૯ | ઢેડ (વણકર) | ૧ | ૧૦ |
| ૨૦ | ભંગી | ૩ | ૩ |
| ૨૧ | મોચી | ૧ | ૨ |
| ૨૨ | ખાલપા—ચમાર | — | — |
| ૨૩ | મુસલમાન | ૯ | ૧૪ |
| ૨૪ | ફકીર | ૧ | ૩ |
| ૨૫ | વોરા | ૧ | ૧ |
| | કુલ | ૨૮૮ | ૪૪૯ |

ઉપરના આંકડા પ્રમાણે પાટીદાર તથા બારિયાના ખાતામાં ઘણો વધારો થયો છે; જ્યારે બ્રાહ્મણોના ખાતામાં અડધાથી વધારે ઘટાડો થયો છે, અને બીજી કેટલીક જ્ઞાતિઓના ખાતામાં સ્હેજ સ્હાજ વધારો કે ઘટાડો થયો છે.

## સ્ત્રીઓનાં ખાતાં

૪૪૯ ખાતાં પૈકી આશરે ૩૧ ખાતાં સ્ત્રીઓનાં નામે ચાલે છે.

## પરહદનાં ખાતાં તથા ખાતેદારો

કુલ ખેડાણ જમીન ૧૯૫૦ એકર પૈકી આશરે ૪૪૨ એકર જમીનના ખાતેદારો બહાર ગામના–ઉપરવાડીઆ ખાતેદારો હોઈ, બહાર ગામ રહે છે, અને એમનાં ખાતાં ૧૨૫ છે. એટલે ભડકદમાં રહેનારાઓનાં ખાતાં ૩૨૪ છે, અને એમની જમીન ૧૫૧૮ એકર છે. આ પ્રમાણે ભડકદમાં રહેનારાઓની સરેરાસ જમીન ખાતાદીઠ આશરે ૪ એકર થાય છે, અને માથાદીઠ આશરે ૧ એકર થાય છે.

પરહદના ખાતેદારો ત્રાંણજા, લવાલ, ખાંધલી, દેવા, બાંટવા, ડભોઉ, સોજિત્રા, વસો, તારાપુર, ગાડા, પલાણા, રામોલ, દેથળી, ધર્મજ, કાસોર અને વડતાલના છે.

## પરહદના ખેડુતો

ગામની જમીનમાં આશરે ૨૮૫ એકર જમીન ભડકદની બહાર રહેતા–પરહદમાં રહેતા આશરે ૬૫ ખેડુતો–ગણોતિયાઓ ખેડે છે. આ ખેડુતો–ગણોતિયા બાંટવા, દેવા, ખાંધલી તથા લવાલમાં રહે છે.

## પરહદની જમીન ખેડતા ભડકદના રહીશો

ભડકદમાં રહેતા આશરે ૧૦ માણસો લગભગ ૧૫ એકર પરહદની જમીન ખેડે છે.

## જાતખેડ તથા ભાગે

કુલ ૧૯૫૦ એકર પૈકી આશરે ૧૩૩૦ એકર જમીન ખાતેદારો જાતે ખેડે છે. અને આશરે ૫૨૦ એકર જમીન ભાગે ખેડાય છે, જ્યારે સાંથે–દાણે અપાયેલી જમીન ફક્ત આશરે ૯ એકર છે. એટલે જાતે ખેડાતી જમીન આશરે ૭૩ ટકા છે, અને ભાગે–સાંથે ખેડાતી જમીન આશરે ૨૭ ટકા છે. પ્રથમ સમીક્ષા વેળા એની ટકાવારી અનુક્રમે ૫૮ ટકા તથા ૪૨ ટકા આવતી હતી. એટલે જાતે ખેડાતી જમીનનું પ્રમાણ વધ્યું છે, અને ભાગે ખેડાતી જમીનનું પ્રમાણ એટલા દરજ્જે ઘટયું છે.

ભાગે જમીન આપવામાં આવે છે તેમાં ચોમાસુ પાકનો અડધો ભાગ અને શિયાળુ પાકનો ત્રીજો ભાગ ખાતેદાર ખેડનાર પાસેથી લે છે. સાધનવાળા ખાતેદાર પોતાની જમીનમાં પોતાના ખર્ચે સવડ પ્રમાણે ખાતર નાંખે છે, જમીન મહેસુલ પણ સરકારમાં પોતે ભરે છે, અને ખેતીનો બધો ખર્ચ ખેડનાર કરે છે. ચોમાસુ પાક આસો–કાર્તિકમાં તથા શિયાળુ પાક હોળી આસપાસ કે તે પછી તૈયાર થાય છે. જે તે પાક જ્યારે થાય ત્યારે તેમાંનો ખાતેદારનો ભાગ ખેડનાર ખાતેદારને આપે છે. આ પ્રમાણે ભાગે આપવા બાબત કોઈ લેખ–લખાણ–પટો કરવામાં આવતો નથી; પણ મોઢાના વ્યવહારથી બધું થાય–ચાલે છે આ દાણ માટે સરકારમાં દાવા પણ ભાગ્યે જ કરવા પડે છે.

મોટે ભાગે સને ૧૯૪૬ થી મોંઘવારી થઈ ત્યારથી જમીન રોકડ દાણે આપવાનું

ઘટતું ગયું છે, અને હાલ ફક્ત આશરે ૯ એકર જમીન રોકડ-દાણે અપાય છે. જમીનના પ્રમાણમાં રોકડ દાણ એકરે આશરે રૂ. ૩૦ થી ૫૦ આપવા લેવામાં આવે છે. પ્રથમ સમીક્ષા વેળા એકરે નીચે પ્રમાણે ધોરણ હતું:—

| જમીનનો પ્રકાર | રોકડ–દાણ રૂપિયા આશરે |
|---|---|
| જરાયત | ૭ |
| ક્યારી | ૧૭ |
| કૂવાવાળી | ૨૭ |

## જમીન મહેસુલ

હાલ ભડકદની જમીનનું સરકારી મહેસુલ નીચે પ્રમાણે છે:—

| | રૂ. આ. પા. |
|---|---|
| સરકારી જમીનનું | ૬૦૨૬–૧૨—૦ |
| બારખલી જમીનનું | ૧૭૪૧—૭—૩ |
| કુલ— | ૭૭૬૮—૩—૨ |

આ રકમો પ્રમાણે દર એકરે સરાસરી જમીન મહેસુલ આશરે આ પ્રમાણે આવે છે:—

| | રૂ. આ. પા. |
|---|---|
| સરકારી જમીનનું | ૪—૫—૭ |
| બારખલી જમીનનું | ૨—૧૧—૦ |

પ્રથમ સમીક્ષા વેળા જમીન મહેસુલ નીચે પ્રમાણે હતું:—

| | રૂ. આ. પા. |
|---|---|
| સરકારી જમીનનું | ૪૯૯૭—૦—૦ |
| બારખલી જમીનનું | ૫૨૮૪—૦—૦ |
| કુલ— | ૧૦,૨૮૨—૦—૦ |

## લોકલ ફંડ સેસ

આ ઉપરાંત રૂ. ૧૪૪૭–૬–૯ ની રકમ સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ વગેરે માટે

સરકાર ભડકદના ખાતેદારો પાસેથી દર રૂપિયે ત્રણ આના મુજબ લે છે. એટલે ખાતેદારોએ ખાતાં પેટે સરકારમાં કુલ રકમ નીચે પ્રમાણે આપવાની થાય છે.

| | રૂ. | આ | પાઈ |
|---|---|---|---|
| જમીન મહેસુલ | ૭૭૬૮ — | ૩ — | ૩ |
| લોકલ સેસ | ૧૪૪૭ — | ૬ — | ૯ |
| કુલ— | ૯૨૧૫ — | ૧૦ — | ૦ |

## જમીન મહેસુલ બાકી

પ્રથમ સમીક્ષા વેળા જમીન મહેસુલની બાકી રૂ. ૩૯૫૧ હતી, જ્યારે બીજી સમીક્ષા વેળા ફક્ત રૂ. ૫૪–૧૧–૬ બાકી નીકળે છે. વળી રૂ. ૩૩૧૫–૯–૧૧ પાછલી સાલોની બાકી નીકળતી-હતી તે પણ વસુલ કરવામાં આવી હતી.

## જમીનની પ્રત તથા તત્વો

ભડકદ ગામની ખાતે ચઢેલી જમીનના આશરે ૪૩ ટકા ગોરાડુ છે; આશરે ૪૫ ટકા રેતાળ છે, આશરે ૧૧ ટકા બેસર છે અને આશરે ૧ ટકો કાળી જમીન છે.

પ્રથમ સમીક્ષા વેળા મુંબાઈ સરકારના કેમિસ્ટ પાસે ભડકદની આ જમીનોનું પૃથક્કરણ -એનેલિસિસ કરાવેલું. આનું પરિણામ નીચે પ્રમાણે આવેલું:—

| અ અંક | તત્વનું નામ | ટકા | | | |
|---|---|---|---|---|---|
| | | ગોરાડુ | રેતાળ | બેસર | કાળી |
| ૧ | ફાઇનેસ્ટ સિલ્ટ | ૫·૩૫ | ૨·૯૧ | ૪·૧૦ | ૯·૬૦ |
| ૨ | ફાઈન સિલ્ટ | ૫·૨૭ | ૩·૫૦ | ૫·૧૦ | ૪·૭૪ |
| ૩ | મિડિયમ સિલ્ટ | ૩·૫૬ | ૨·૨૦ | ૩·૧૮ | ૫·૧૬ |
| ૪ | કોર્સ સિલ્ટ | ૧૪·૪૮ | ૧૦·૭૧ | ૧૫ ૯૮ | ૧૭·૧૯ |
| ૫ | ફાઈન સેન્ડ | ૬૦·૮૪ | ૬·૮૪ | ૬૪·૪૮ | ૫૪·૫૨ |
| ૬ | કોર્સ સેન્ડ | ૧૦·૫૦ | ૧૨·૮૪ | ૭·૨૬ | ૮·૮૯ |
| ૭ | લોસ ઑન ઈગ્નિશન | ૫·૭૬ | ૩·૮૮ | ૪·૪૦ | ૧૧·૧૨ |
| ૮ | સેન્ડ | ૮૬·૦૬ | ૮૯·૭૬ | ૭·૬૮ | ૭૫·૬૪ |
| ૯ | લાઈમ | ૦·૩૩ | ૦·૩૩ | ૦·૨૮ | ૦·૬૭ |
| ૧૦ | નાઈટ્રોજન | ૦·૦૪ | ૦·૦૪ | ૦·૦૪ | ૦·૦૫ |
| ૧૧ | પોટાશ | ૦·૫૦ | ૦·૪૪ | ૩·૩૪ | ૦·૭૩ |
| ૧૨ | ફોસ્ફેરિક ઍસિડ | ૦·૧૩ | ૦·૦૯ | ૦·૧૧ | ૦·૧૪ |

ગોરાડુ જમીનમાં માટીનું પ્રમાણ માફકસર હોવાથી તેમાં ગરમ દેશના તમામ જીરાયત તથા બાગાયત પાક થઈ શકે છે; જેવા કે કોદરા, બાવટો, તુવેર, કપાસ, શેરડી, ઘઉં વગેરે. આ જમીન કિંમતી હોઈ એને ક્યારીના રૂપમાં ફેરવવામાં આવે તો તેમાં ડાંગર પણ સારી પાકે.

રેતાળ જમીનમાં રેતીનો ભાગ વિશેષ હોવાથી તે ઘણા હલકા પ્રકારની ગણાય છે. વળી આમાંની ઘણીખરી જમીન ગામના શીમાડે હોવાથી એના પર પુરતું લક્ષ પણ આપી શકાતું નથી. આ જમીનમાં ખાસ કરીને જુવાર, બાવટો, પંચરાઉ અનાજ વગેરે થાય છે. આવી જમીનમાં કૂવો કે પાણીનું બીજું સાધન ભાગ્યે જ હોય છે.

બેસર જમીનમાં માટીનો ભાગ, ગોરાડુથી વધારે હોય છે, અને એની ધારણા શક્તિ (રીટેન્ટિવનેસ) પણ વધારે હોય છે. આવી જમીન ઘણુંખરું તળાવ કે તળાવડીની નજીક હોય છે, અને એમાં કોદરા, તુવેર, બાવટો, ડાંગર, કપાસ વગેરે થઈ શકે છે.

કાળી જમીન કાળા રંગની હોઈ એમાં માટીનો ભાગ ઘણો જ હોય છે. આ જમીન તળાવડીની આસપાસ છાછર જગાની બનેલી હોય છે, અને ત્યાં લગભગ આખું ચોમાસું કાદવ કીચ્ચડ રહે છે. ચોમાસામાં એમાં ઘણો ચીકણો કાદવ હોય છે. એટલે તે ઋતુમાં એમાં કામ કરવામાં મુશ્કેલી પડે છે. એમાં પાણી જલદી સુકાય તો ડાંગર વાવી શકાય. એ જમીનમાં ઘઉં, ચણા વગેરે શિયાળુ પાક વાવી શકાય.

## જમીનની કિંમત

પ્રથમ સમીક્ષા વેળા ભડકદ ગામની જમીન પૈકી કૂવાવાળી સારી જમીનના એકરે ૨૦૦ થી ૪૦૦ રૂપિયા ઉપજતા, અને એથી ઉતરતી જાતની ગોરાડુ જમીનના એકરે ૭૫ થી ૨૦૦ રૂપિયા સુધી મલતા. રેતાળ જમીનની કિંમત આસરે ૫૦ થી ૭૫ રૂપિયા હતી. કૂવો કે બીજાં પાણીના સાધનના અભાવે રેતાળ જમીનના એકરે આશરે ૭૫ રૂપિયાથી વધારે ઉપજતા નહિ. બેસર જમીનની કિંમત દર એકરે આશરે ૭૫ થી ૨૨૫ રૂપિયા સુધીની હતી, અને કાળી જમીનનો ભાવ દર એકરે આસરે ૨૦ થી ૭૦ રૂપિયા સુધીનો હતો.

બીજી સમીક્ષા વેળા ભડકદની જમીનોના અંદાજી ભાવ દર એકરે નીચે પ્રમાણે ગણાય:—

| | |
|---|---|
| કૂવાવાળી સારી ગોરાડુ | રૂ. ૮૦૦ થી ૧૦૦૦ |
| કૂવા વિનાની ગોરાડુ | રૂ. ૫૦૦ થી ૭૦૦ |
| રેતાળ જમીન | રૂ. ૧૫૦ થી ૨૦૦ |
| બેસર જમીન | રૂ. ૨૦૦ થી ૪૦૦ |
| કાળી જમીન | રૂ. ૧૦૦ થી ૧૫૦ |

વળી જીરાયત જમીન કરતાં ક્યારીના એકરે રૂ. ૨૦૦–૩૦૦ વધારે ઉપજે.

## પાણી

ખેતી માટે જમીન પછી બીજી જરૂરિયાત પૂરતા, સમયસરના માફકસર પાણીની છે. પાણી કાંતો વરસાદનું હોય કે પછી કૂવાતળાવમાંથી કે નદીની નહેરમાંથી હોય. પણ ગુજરાતમાં

મોટા ભાગની ખેતી વરસાદના પાણીથી જ થાય છે, અને નહેરો તો ઘણી ઓછી, નહિ જેવી છે. ચરોતરમાં કૂવાની સંખ્યા સારી છે, અને જ્યાં કૂવાની સવડ હોય ત્યાં વર્ષા ઋતુમાં વરસાદ ના હોય ત્યારે અને વરસાદ સિવાયની ઋતુમાં, સાધનવાળા ખેડુતો કૂવાનું પાણી ખેતી માટે લે છે.

ભડકદમાં વરસાદ માપવાનું યંત્ર નથી. ગામડામાં આવું યંત્ર ભાગ્યે જ હોય છે. પેટલાદ તાલુકામાં સન ૧૯૦૬ થી ૧૯૧૩ સુધી વધારેમાં વધારે વરસાદ ૪૪ ઈંચ અને ઓછામાં ઓછો ૨૫ ઈંચ થએલો. સન ૧૯૪૫ થી ૧૯૫૩ સુધી ઓછામાં ઓછો વરસાદ આશરે ૧૫ ઈંચ થએલો, અને વધારેમાં વધારે ૪૯ ઇંચ થયો છે. એટલે સરાસરી વરસાદ આશરે ૨૯ ઈંચ ગણાય. ભડકદ ગામ પેટલાદ તાલુકામાં આવેલું હોઈ એના વરસાદની સરાસરી પણ અન્ય માપના અભાવે આજ ગણાય. સામાન્યત: જેઠ માસ અધવારતાં કે અષાડના આરંભમાં વરસાદ શરૂ થાય છે; અને ધરતીને પાણીથી ભીંજવીને ભાદ્રપદના અંતમાં કે આશ્વિન શુક્લ શરદ્ પૂર્ણિમાના પૂર્વે વરસાદ વિદાય થાય છે. દરમ્યાન આરંભમાં, મધ્યમાં કે અંતમાં કોઈ કોઈ વાર વરસાદ લાંબા ગાળા સુધી થતો નથી. ત્યારે ચોમાસુ તુલો ઉપર માઠી અસર થાય છે, અને એવા વર્ષને પાક માટે નબળું વર્ષ કહે છે.

## કૂવા

પ્રથમ સમીક્ષા વેળા ભડકદની સીમમાં આશરે ૬૧ કૂવા હતા. જેમાં ૪૪ પાકા, તથા ૧૭ કાચા હતા. આ કૂવાઓના મથાળેથી પાણીની સપાટી સુધીની ઉંડાઈ આશરે ૩૦ થી ૪૦ ફીટ હતી અને અંદર પાણી આશરે ૧૦ થી ૨૦ ફીટ રહેતું. આમાંના ઘણા ખરા કૂવાનું પાણી ખારૂં કે ભાંભરૂં હતું. આ પૈકી ૩ કૂવાના પાણીનું પૃથક્કરણ મુંબાઈ સરકારના કેમિસ્ટ પાસે કરાવેલું, જેનું પરિણામ આ પ્રમાણે હતું—પૃથક્કરણ ૧૦૦,૦૦૦ ભાગે છે.

| | મીઠા પાણીનો | ખારા પાણીનો | ભાંભરા પાણીનો |
|---|---|---|---|
| ટોટલ સોલ્ટ | ૬૮·૦૦ | ૨૩૬·૦૦ | ૧૯૨·૦૦ |
| કેલ્સિયમ કારબોનેટ | ૪·૦૦ | ૪·૦૦ | ૨·૦૦ |
| મેગ્નેસિયમ ,, | ૧૯·૮૯ | ૩૦·૪૪ | ૧૫·૨૬ |
| સોડિયમ ,, | — | — | ૧·૦૪ |
| ,, બાય કારબોનેટ | ૧૧·૬૬ | ૨·૮૦ | ૬૪·૪૨ |
| ,, સલ્ફેટ | ૩·૬૬ | ૭૯૦·૦૪ | ૩૦·૫૦ |
| ,, ક્લોરાઈડ | ૨૫·૪૧ | ૧૩૨·૮૨ | ૫૨·૧૩ |

આશરે ૧૫ કૂવામાં બોરિંગ કરાવેલું જેમાં ૫ સફળ થએલા કૂવાના પાણીથી ઘઉં, જવ, લસણ, મરચાં, શાકભાજી વગેરેનો પાક કરેલો.

પ્રથમ સમીક્ષા વેળા કોઈ કુવા પર પાણી કાઢવા માટે મશીન પંપ મૂકેલ નહીં. પ્રથમ સમીક્ષા વેળાના કૂવાના પત્રકમાં આપેલા આંકડા જોતાં આ કૂવાઓના પાણીથી આશરે ૫૫ વીઘાં જમીનને પાણી પાવામાં આવતું.

બીજી સમીક્ષા વેળા કુલ ૭૨ કૂવા છે, જેમાં ૨૬ ઈંટેરી તથા ૪૬ કાચા છે. કાચા કૂવા કાંતો પડી ગયા છે, કે ઘણી ખરાબ હાલતમાં છે. પાકા ૨૬ કૂવા પૈકી ૭ સારી સ્થિતિમાં વપરાશમાં છે; અને બીજા ૧૯ ખરાબ સ્થિતિમાં છે. એમનો વ્યાસ આશરે ૬ થી ૯ ફીટ છે; અને મથાળેથી પાણીની સપાટી આશરે ૪૫ ફીટ છે. કૂવાની અંદર શિયાળામાં આશરે ૧૦—૧૫ ફીટ પાણી રહે છે. અને ઉનાળામાં એથી નીચું જાય છે. આ પૈકી ૫ કૂવા ૧ કોસના છે. મીઠા પાણીના કૂવા ૨ છે; અને ભાંભરા પાણીનાં ૫ છે. ૨ કૂવા પર ઑઈલ ઍંજીન પંપ મૂકેલાં છે જેથી કૂવામાંથી પાણી કાઢી ખેતરોને પાવામાં આવે છે. બાકીના ૫ કૂવામાં માંડ માંડ અડધા કે એક કોસનું પાણી નીકળે અને પુરતા પાણીના અભાવે એના પર કોસ ચલાવતા નથી. બોરિંગ કરવામાં આવે તો આ તેમજ બીજા ખરાબ સ્થિતિમાં જે ૧૯ કૂવા છે તે દરેકમાં એકથી બે કોસનું પાણી થાય. પણ નાણાંના અભાવે કોઈ કૂવાવાળા બોરિંગ કરાવી શકતા નથી એમ અમને કહેવામાં આવ્યું છે.

બન્ને સમયની સરખામણી કરતાં કુલ કૂવામાં આશરે ૧૮ ટકાનો વધારો થયો છે; પણ પાકા કૂવામાં ૪૦ ટકાનો ઘટાડો થયો છે; અને કાચા કૂવામાં આશરે ૬૦ ટકાનો વધારો થયો છે, વળી પાકા કૂવામાં ફક્ત ૭ જ સારી સ્થિતિમાં છે. એટલે કૂવાઓની સંખ્યા દેખીતી રીતે વધી છે. પણ સારી સ્થિતિ અને વપરાશની દૃષ્ટિએ ઘણી ઘટી છે.

## કૂવા પર ઑઇલ ઍંજીન પંપ

ભડકદની ભાગોળે બે કૂવા પૈકી દરેક કૂવા પર પાણી કાઢવા માટે ઑઈલ ઍંજીન પંપ ગોઠવેલા છે. આ પૈકી એક પંપ સોજિત્રાના પટેલ પ્રહલાદભાઈ એન્ડ દાદુભાઈની કંપનીનો છે; અને બીજો વસોના પટેલ હર્ષદભાઈ અંબાલાલનો છે. પહેલાનો વહીવટ પ્રહલાદભાઈના પિતા દાદુભાઈ નરસીંભાઈ કરે છે, અને બીજાનો વહીવટ હર્ષદભાઈના પિતા અંબાલાલ છગનભાઈ કરે છે. પંપના પાણીથી ખાસ કરીને ઘંઉ તથા તમાકુનો પાક લેવામાં આવે છે.

પ્રહલાદભાઈ દાદુભાઈની કંપનીના ઑઈલ ઍંજિન પંપની હકીકત નીચે પ્રમાણે છેઃ—

જે કૂવા પર આ પંપ બેસાડ્યો છે, તે સર્વે નંબર ૧૪૧૬ માં છે. જમીનની સપાટીથી કૂવાના તળીયા સુધીની ઉંડાઈ આશરે ૭૦–૭૫ ફીટ છે, અને એમાં આશરે ૧૬ ફીટ પાણી રહે છે; પણ વરસાદ પછી પાણી ૨–૪ ફીટ વધે છે. કૂવાની અસલ કિંમત રૂ. ૫૫૦ રૂપિયા છે, પણ પાછળથી એની દુરસ્તીમાં આશરે રૂ. ૬૦૦૦ ખર્ચ થયો છે. સંવત ૨૦૦૩ માં કૂવામાં ૭ તથા ચાર ઈંચની પાઈપો વડે આસરે ૫૫૦ ફીટ બોરીંગ કર્યું હતું. રસ્ટનનું ૪૦–૪૪ હૉર્સ પાવરનું ૧૬૦૦૦ રૂપિયાની કિંમતનું ઍંજિન આ કૂવા પર મુકેલું છે; અને સી. પી. એસ. ટાઈપનાં ચાર-પાંચના પંપ નંગ ૨ ૧૦૦૦ રૂપિયાની કિંમતના એને જોડ્યા છે. ઍંજિન રૂમના ૭૦૦૦ રૂપિયા સ્ટોર રૂમના ૧૫૦૦ રૂપિયા તથા હોજના રૂપિયા ૫૦૦ એમ બધા મળી બીજા ૯૦૦૦ રૂપિયાનો ખર્ચ થયો છે. વળી ૧૦,૦૦૦ ફીટ જમીનમાં અંડર ગ્રાઉન્ડ પાઈપના કુંડીઓ સાથે ૨૯,૦૦૦ રૂપિયા, ઢાળીઆ બનાવવાના રૂ. ૨૦૦૦, પટા પાઈપોના રૂ. ૧૦૦૦, તથા પરચુરણ ખર્ચ રૂ. ૫૦૦૦ મળીને રૂ. ૪૭,૦૦૦ બીજો ખર્ચ થયો છે. એટલે શ્રી. દાદુભાઈએ રજુઆત કર્યા પ્રમાણે આ ઑઈલ ઍંજિન પંપ પાછળ બધો મળીને આશરે રૂ. ૭૬૦૦૦ ખર્ચ થયો છે. આ ઉપરાંત ૧૮૦૦ રૂપિયાના હલર ઘંટી તથા ૩૦૦૦ રૂપિયાનો કાઉન્ટર તથા પૂલીઓ આ કૂવા પર સદર કંપનીએ મૂક્યાં છે. આ પંપના પાણીથી વર્ષમાં આસરે ૩૦૦ વીઘાં

પાણી પાવામાં આવે છે. એક વીઘું પાણી પાતાં આસરે દોઢથી બે કલાક થાય છે. અને કલાકે ૫ રૂપિયા પાણી આપવાનું ભાડું પાણી લેનાર પાસેથી લેવામાં આવે છે. શિયાળા, ઉનાળામાં પાંચેક માસ પાણી આપવામાં આવે છે; અને ચોમાસામાં પણ વરસાદ ના હોય અને ખેતરવાળાને પાણીની જરૂર હોય તો પાણી અપાય છે.

એંજીન પંપ માટે દર વર્ષે આશરે ૬૦ પીપ ક્રુડ ઑઈલ જોઈએ છે. પરચુરણ ખર્ચ રૂપિયા ૧૦૦૦ થાય છે. અને આસરે રૂપિયા ૨૦૦૦ પગાર ખર્ચ થાય છે. એ ઉપરાંત આસરે ૨૫૦ રૂપિયા વ્યાજના આપે છે, ખર્ચ બાદ જતાં દર વર્ષે આશરે ૧૦૦૦ રૂપિયાનો નફો થાય છે, એમ સદર કંપનીએ રજુ કર્યું છે. પંપથી પાણી આપ્યા પેટે દર સાલ આસરે ૩૦૦૦–૪૦૦૦ રૂપિયાની ઉઘરાણી અવાર નવાર બાકી રહે છે, જે સીધી રીતે પતે નહીં તો તે માટે સરકારમાં દાવા કરવામાં આવે છે. આ ઑઈલ એંજીન પંપમાં કંપનીએ પોતાના ૭૩૦૦૦ રૂપિયા રોક્યા છે, અને આસરે ૪–૫ હજારનું કરજ કર્યું છે. સહકારી મંડળીનું કે સરકારનું કરજ નથી. ક્રુડ ઑઈલ તથા પાઈપો વગેરેના ભાવ ઘણાં ઉંચા હોવાથી પાણી લેનારને પાણી મોંઘું પડે છે. એટલે પંપ આખો પુરતો– વધારે વખત ચલાવાતો નથી એમ સદર કંપની જણાવે છે.

પટેલ હર્ષદભાઈ અંબાલાલના પંપની વિગત નીચે પ્રમાણે છેઃ—

સર્વે નંબર ૫૦૨ના કૂવા પર ઑઈલ એંજીન પંપ બેસાડેલાં છે. કૂવાની ઉંડાઈ આશરે ૫૦ ફીટ છે. અને એમાં શિયાળામાં ૧૦ ફીટ તથા ઉનાળામાં ૩–૪ ફીટ પાણી રહે છે. કૂવો ઘણો જુનો છે, અને એની દુરસ્તીમાં તથા બોરિંગ કરવામાં આસરે ૧૧૦૦ રૂપિયા ખર્ચ થયો છે. ૪૦૦૦ રૂપિયાની કિંમતનું યાનમાર માર્કનું ૧૬ હોર્સ પાવરનું એંજીન છે; અને ૩–૪ ઇંચનો નડીયાદના ચીમનલાલ પંચાલે બનાવેલ ૫૫૦ રૂપિયાની કિંમતનો પંપ છે. આ અંગે નીચે પ્રમાણે બીજો ખર્ચ થયો છેઃ—

| | | | |
|---|---|---|---|
| એંજીન પંપ ગોઠવવાનો | રૂ. ૨૫૦ | હોજ | રૂ. ૨૦૦ |
| એંજીન રૂમ | રૂ. ૫૦૦ | અંડર ગ્રાઉન્ડ પાઈપ ફીટ ૨૯૦૦ | રૂ. ૫૮૦૦ |
| સ્ટોર રૂમ | રૂ. ૧૦૦ | પટી પાઈપો વગેરે | રૂ. ૧૦૦૦ |
| | | કુલ– | રૂ. ૭૮૫૦ |

એટલે બોરિંગ એંજીન પંપ વગેરે બધો મળીને આસરે રૂ. ૧૩,૫૦૦ ખર્ચ થયો છે. સન ૧૯૪૯ માં આ એંજીન–પંપ કૂવા પર ગોઠવ્યાં છે.

એક વીંઘું જમીન પાતાં બે થી અઢી કલાક થાય છે, અને કલાકના રૂ. સાડા ત્રણના દરે પાણી આપવામાં આવે છે.

પટેલ અંબાલાલ છગનભાઈ પોતે પંપ ચલાવે છે. સરકારમાંથી તગાવી લીધી છે, તેના વ્યાજના રૂ. ૨૬૨–૮–૦ તથા બીજાને વ્યાજના રૂ. ૧૧૦ દર વર્ષે આપવાના હોય છે.

સન ૧૯૫૧ થી ૧૯૫૫ સુધી ઊત્પન્ન ખર્ચ તથા નફા નુકસાનના આંકડા નીચે પ્રમાણે છેઃ—

| સન | ઉત્પન્ન | ખર્ચ | નફો | નુકસાન |
|---|---|---|---|---|
| ૧૯૫૧ | ૨૦૦૦ | ૧૦૦૦ | ૧૦૦૦ | — |
| ૧૯૫૨ | ૪૦૦૦ | ૨૦૦૦ | ૨૦૦૦ | — |
| ૧૯૫૩ | ૬૦૦૦ | ૩૦૦૦ | ૩૦૦૦ | — |
| ૧૯૫૪ | ૧૦૦૦ | ૫૦૦ | ૫૦૦ | — |
| ૧૯૫૫ | ૧૫૦૦ | ૭૫૦ | ૭૫૦ | — |

પરંતુ સન ૧૯૫૪ તથા સન ૧૯૫૫ માં એંજીન પંપની પાઈપો, પટા તથા કેટલોક સરસામાન આસરે રૂ. ૬૦૦ની કિંમતનો કૂવા પરથી ચોરાઈ ગએલો એમ અંબાલાલ પટેલ જણાવે છે.

પાણી લેનારને પહેલી વખત ઉધાર આપવામાં આવે છે; પણ બીજી વાર પાણી લે ત્યારે પહેલી વારની બાકી લેવામાં આવે છે, અને બીજી વારની રકમ બાકી રાખવામાં આવે છે. આમ ઉત્તરોત્તર એક વાર પાણી આપ્યાની રકમ બાકી રહે છે.

છેલ્લા પાંચ વર્ષમાં પાણી આપ્યા પેટે નીચે પ્રમાણે બાકી હતી.

| સન | રૂપિયા |
|---|---|
| ૧૯૫૧ | ૫૦૦ |
| ૧૯૫૨ | ૧૫૦૦ |
| ૧૯૫૩ | ૨૫૦૦ |
| ૧૯૫૪ | ૩૦૦ |
| ૧૯૫૫ | ૧૦૦ |

કેટલાક પાણી લેનારા આખી ઋતુ પુરી થાય તો પણ પાણી લીધાના પૈસા આપતા નથી. દાવા કરવા છતાં કેટલાક દાવા પતતા નથી, અને કેટલીક રકમ ભયના કારણે પણ માંડી વાળવી પડે છે. પાણી આપ્યાના બાકી નીકળતા પૈસા સારા પ્રમાણમાં પતતા નહીં હોવાથી, પંપ પુરતો ચલાવી શકાતો નથી, અને ધંધો બરાબર ચાલતો નથી, એમ શ્રી અંબાલાલ પટેલ જણાવે છે. સદર એંજીન પંપ પાછળ મૂળ રોકાણ, હાલ બાકી તથા વ્યાજની હકીકત નીચે પ્રમાણે છેઃ—

| | મૂળ રોકાણ | બાકી | વ્યાજનો દર ટકા |
|---|---|---|---|
| ૧ પોતાનું | રૂ. ૬૦૦૦ | ૬૦૦૦ | — |
| ૨ બીજાનું | રૂ. ૨૦૦૦ | ૨૦૦૦ | ૬ |
| ૩ સરકારી તગાવી | રૂ. ૭૫૦૦ | ૬૦૦૦ | ૩—૮—૦ |
| કુલ | ૧૫૫૦૦ | ૧૪૦૦૦ | — |

નીચે પ્રમાણે બીજાનું દેવું છેઃ—

| | |
|---|---|
| ૧ વસો સહકારી બેન્ક | રૂ. ૫૦૦ |
| ૨ વિદ્યાર્થી સહાયક સહકારી મંડળી | રૂ. ૭૫૦ |
| ૩ નારણભાઈ ખુશાલભાઈ | રૂ. ૬૦૦ |
| ૪ પરચુરણ | રૂ. ૧૫૦ |
| કુલ... | રૂ. ૨૦૦૦ |

## તગાવીની વિગત

સરકારે જે રૂ. ૭૫૦૦ તગાવીના આપ્યા છે તે પેટે દર વર્ષે રૂ. ૭૫૦ મુદ્દલ તથા રૂ. ૨૬૨–૮–૦ વ્યાજ એ પ્રમાણે દશ હપ્તા સરકારે ઠરાવેલા છે એ અનુસાર રૂ. ૮૦૦ સરકારમાં ભર્યા છે. પણ વરસાદના અભાવ કે કમીપણું, કૂવામાં પાણીની ટાંચ, બેરિંગ-પટા વગેરેનો ખર્ચ, લહેણી રકમોની બાકી, ખાસ સામાનની ચોરી, પુરતા ઉત્પન્નનો અભાવ વગેરે કારણોથી હપ્તાઓ વખતસર ભરી શકાયા નથી, એમ શ્રી. અંબાલાલ પટેલ જણાવે છે; અને વિશેષમાં નીચે પ્રમાણે પોતાની મુશ્કેલીઓ રજૂ કરે છે—

૧ ક્રૂડ ઓઈલના ભાવ ઘણા ઉંચા છે; એટલે પંપ ચલાવવો પરવડતો નથી.

૨ ઘંઉ વગેરે અનાજના ભાવ સરખામણીમાં નીચા હોવાથી ખેડૂતોને પાણી લેવું પોષાતું નથી.

૩ પંપ માટે કૂવામાં પૂરતું પાણી નથી. પૂરતું પાણી કરવા કુંડી ઉતારવા માટે જે નાણાં જોઈએ તેની સવડ નથી અને કોઈ ધીરવા તૈયાર નથી.

૪ પાણી આપ્યા પેટે કેટલાક પાણી લેનારા બાકી આપતા નથી. દાવા–હુકમનામાં થયાં છતાં લહેણાં પૂરતાં પતતાં નથી.

૫ ઘંઉમાં ગેરૂનો રોગ થાય છે; તેથી ઘંઉના પાકને ઘણું નુકશાન થાય છે; એટલે ખેડૂતો પાણી લેતા નાસીપાસ થાય છે.

૬ ગામમાં જે બીજો પંપ છે, એની હરિફાઈ પણ નડે છે.

૭ ગામમાં કેટલાક લોકોએ પોતાને માર મારી હેરાન કર્યા છે, ગાળો દીધી છે, અને ઈજા–નુકશાન કરવાની ધમકી આપી છે. કૂવા પરથી પોતાનો કેટલોક માલ સામાન ચોરાઈ ગયો છે, એમ પણ શ્રી. અંબાલાલ જણાવે છે.

અંતમાં શ્રી અંબાલાલ છગનભાઈ પટેલ નીચે પ્રમાણે માંગણી કરે છેઃ—

૧ આપેલી તગાવીની રકમના ૧૦ વર્ષના ૧૦ હપ્તા સરકારે કર્યા છે, તેના બદલે ૨૦ વર્ષના ૨૦ હપ્તા સરકારે મને કરી આપવા જેથી હું તગાવીની બાકી ભરી શકું.

૨ કૂવામાં કુંડી ઉતારવા માટે આશરે રૂ. ૧૫૦૦ની મારે જરૂર છે, તો સરકારે આ રકમ મને કરજે આપવી અથવા પોતાના ખર્ચે આ કૂવામાં પાણી કરી આપવું.

## ખેતી માટે મજૂર

ભડકદમાં પ્રથમ સમીક્ષા વેળા બારિયા, ભોઇ, વાઘરી, ઢેડ, ભંગી વગેરે ખેતીની મજૂરી કરતા, અને તેમને માથાદીઠ રોજના ૪ થી ૬ આના મળતા. પરંતુ પ્રથમ સમીક્ષાના ૫ વર્ષ પૂર્વે તો એમને રોજના ૨–૪ આના આપવામાં આવતા. આ રોકડ રોજી ઉપરાંત મજૂરને સ્હવારે તથા બપોરે રોટલા અને દાળ કે શાક પણ ખાવા માટે આપતા. આ મજૂર પૈકી કેટલાક સાંથે કે ભાગે જમીન પણ ખેડતા. મજૂરી ના મળે ત્યારે બારિયા બીજું કંઈ કામ કરતા નહીં, પણ ઢેડ હરિજન (વણકર) વણવાનું કામ કરતા. સ્હવારના આશરે ૮ થી ૧૨ કલાક અને બપોરે એકથી પાંચ વાગતા સુધી સાધારણ રીતે મજૂરો કામ કરતા; પણ મજૂરોની તંગી રહેતી એટલે કૂવા પર રામીયાને બદલે સુંઢીયાકોસ ચલાવતા, જેથી ૧ મજૂર ઓછો જોઈએ.

બળદની જોડ સાથે ૧ મજૂર આવે તો તેના રોજના રૂ. ૧–૮–૦ આપવા પડતા.

બીજી સમીક્ષા વેળા પણ બારિયા, વાઘરી, ઢેડ હરિજન, (વણકર) ભંગી એ લોકો ખેતીની મજૂરીએ જાય છે. એમને માથાદીઠ શિયાળામાં તથા ઉનાળામાં ૧૨ આનાથી ૧ રૂપિયો તથા ચોમાસામાં ૧ થી ૧–૮–૭ રૂપિયાની મજૂરી આપવામાં આવે છે. આ મજૂરો સામાન્યતઃ સ્હવારના ૮ થી ૧૨ અને બપોરના ૨ થી ૬ સુધી કામ કરે છે. મજૂરીએ રાખનાર ધણી કાયમના મજૂરને સ્હવારમાં રોટલા, ગોળ કે અથાણું ખાવા માટે આપે છે, અને પછી ચા, બીડી, તમાકુ આપીને ખેતરમાં મોકલે છે. પછી બપોરે બાજરી કે બાવટાના રોટલા, શાક કે કઢોળ ખેતરમાં ખવડાવે છે. અને ત્યાર પછી બે ત્રણ કલાક પછી ચ્હા આપે છે. વળી સાંજે ખેતર પરથી મજૂર ઘેર આવે ત્યારે ખીચડી શાક કે દાળભાત ખવડાવે છે. છુટક મજૂરને બપોરે ખેતર પર રોટલા, શાક કે કઢોળ આપવામાં આવે છે. વાર તહેવારે મિષ્ટાન્ન કર્યું હોય તો તે પણ કાયમના મજૂરને જમાડવામાં આવે છે. આ ઉપરાંત બળદની જોડ સાથે એક માણસ આવે તો તેના શિયાળા–ઉન્હાળામાં આશરે રૂા. ૮ તથા ચોમાસામાં આશરે રૂ. ૧૨ પડે છે. કૂવામાં પાણી ઉંડાં જવાથી કોસથી એક વીઘું પાતાં આશરે ૩ દિવસ લાગે છે. જ્યારે પ્રથમ એક વિઘું પાતાં આશરે ૨ દિવસ થતા.

ચોમાસામાં તથા ખેતીની મોસમમાં મજૂરોની અછત–તંગી રહે છે, તેથી કેટલાક મજૂરોને અગાઉથી મજૂરી પેટે પૈસા આપી રાખે છે, અને સ્હવારમાં તેમને ઘેર જઈ મજૂરીએ આવવા માટે નોરા–આગ્રહ–ખેંચતાણ કરે છે. મોસમના કેટલાક દિવસોમાં જ્યારે ખેતરોમાં સામટું કામ નીકળે છે—ખાસ કરીને લણવાનું—ત્યારે આવી તાણખેંચ થાય છે. બાકી પછી તો આવી હોળી અને પરવાર્યો કોળી જેવી સ્થિતિ પ્રવર્તે છે. મજૂરો પૈકી કેટલાક ખાતેદાર પણ છે અને કેટલાક બીજાની જમીન ભાગે ખેડે છે.

## ખેતી માટે ઢોર–બળદ

ભડકદમાં જે બળદો છે, તે બે જાતના છે. એક તળપદા અને બીજા સિન્ધી. ખેડૂતો જે જાતે ઉછેરે છે તે તળપદા અને સિન્ધ–થરપારકરમાંથી સિન્ધીઓ ગુજરાતમાં લાવીને વેચે છે તે સિન્ધી. ત્રણેક વર્ષની ઉંમરે બળદ ખેતી માટે લાયક થાય છે, અને પછી આશરે ૧૨ થી ૧૫ વર્ષ સુધી ખેતીમાં કામ આપી શકે છે. ત્રણેક વર્ષના વગર પલોટાએલા તળપદા બળદની કિંમત આશરે રૂ. ૩૦૦ હોય છે. અને ચારેક વર્ષના તળપદાના આશરે રૂ.

૪૦૦–૫૦૦ લે છે; જ્યારે સિન્ધી બળદ આશરે રૂ. ૩૦૦માં મળે છે. સિન્ધી બળદ ખરીદતી વખતે એની કિંમતની અડધી રકમ ખરીદનારે સિન્ધી વેચનારને આપવાની હોય છે; અને બાકીની રકમ બીજી હોળી પર એટલે એકાદ વર્ષ પછી આપવાની હોય છે. પણ ખરીદનાર કાચો પોચો માણસ હોય અને બાકીની રકમ ઠરાવેલા વખતે ના આપી શકે તો પેલો પરગામી સિન્ધી તોડજોડથી વેચેલો બળદ ખરીદનાર પાસેથી પાછો લઈ જાય છે, અને ખરીદનાર ખેડૂતને ઘણું નુકશાન થાય છે. દર વર્ષે ભડકદમાં આવા બનાવ બને છે.

પ્રથમ સમીક્ષા વેળા તળપદો બળદ જો ૩ વર્ષનો હોય તો એ આશરે રૂ. ૭૫ માં મળતો; અને જો એ ૪ વર્ષનો પાકટ હોય તો એના આશરે રૂ. ૧૨૫ ઉપજતા. એટલે હાલ બળદની કિંમત પ્રથમથી ચાર ગણી વધી છે. પ્રથમ સમીક્ષા વેળા ૧૨૫ બળદ હતા. આ સંખ્યા પ્રમાણે બળદની એક જોડે ૫૩ વીઘાં સરેરાશ જમીન આવે, જે સરેરાશ ઘણી વધારે કહેવાય.

બીજી સમીક્ષા વેળા ૧૫૯ બળદ છે, અને પ્રથમ કરતાં ૩૪ બળદ વધારે છે. એટલે બળદની સંખ્યા આશરે ૨૩ ટકા વધી છે. આ હિસાબે બળદની દરેક જોડે સરાસરી જમીન ૪૨ વીઘાં થાય છે. એટલે બીજી સમીક્ષા વેળા બળદની સંખ્યા વધારે હોવાથી સરાસરી જમીનનું પ્રમાણ પ્રથમ સમીક્ષા વેળા ૫૩ વીઘાં હતું તે ઘટીને ૪૨ વીઘાં થયું છે. પરંતુ સારી ખેડ–ખેતી કરવાં હોય અને બળદને ભાગી નાખવા ના હોય તો આ પ્રમાણનો આંકડો ૪૨ થી હજુ પણ ઘટીને ૨૫ થવો જોઈએ. આ હિસાબે ભડકદમાં ખેતી માટે આશરે ૨૬૬ બળદ જોઈએ, જ્યારે હાલ ૧૫૯ છે; એટલે હજુ બીજા ૧૦૭ બળદ જોઈએ.

## બળદને ખોરાક

બળદને ખોરાકમાં એપ્રિલથી ઓક્ટોબર સુધી એટલે કે ચૈત્રથી ભાદરવા સુધી દરરોજ ગવાર શેર ૪ અને સુકો ઘાસ પુળા ૧૦ ખવડાવવામાં આવે છે. આ પુળાનું વજન આશરે ૮–૧૦ શેર થાય. પછી ભાદરવાની શરૂઆતથી માગશર સુધી સુકા ઘાસને બદલે લીલું ઘાસ આપવામાં આવે છે. આ ઉપરાંત શિયાળામાં તલ મણ ૨, અડદ મણ ૦॥, તથા ગોળ મણ ૧ એને ખવડાવવામાં આવે છે. તલ પીલાવતી વખતે ગોળ અને અડદનો લોટ તલમાં નાંખે છે; અને આ બધું ભેગું કરીને એમાંથી પાંચ શેર ભાર દરરોજ દરેક બળદને ખવડાવે છે.

સામાન્ય વર્ષોમાં ભડકદના ખેતરો અને સીમમાં જે ઘાસ થાય છે, તે ગામના બળદો માટે પૂરતું હોય છે; પણ દુષ્કાળમાં કે અછતના પ્રસંગે પરગામથી ઘાસ ખરીદી લાવવામાં આવે છે.

## ખેતીનાં ઓજાર

ગામમાં હળ ૧૨૭ છે, અને ગાડાં ૭૨ છે; જ્યારે પ્રથમ સમીક્ષા વેળા અનુક્રમે ૭૧ અને ૪૨ હતાં એટલે ૫૬ હળ વધ્યાં છે, અને ૩૦ ગાડાં વધ્યાં છે, જેની ટકાવારી અનુક્રમે ૮૦ તથા ૭૪ આવે છે. પરંતુ સારી ખેતી માટે દરેક ખેડૂતને પોતાનું હળ તથા પોતાનું ગાડું જોઈએ; જેથી એને ખરા વખતે બીજાના ઓશીઆરા થવું ના પડે કે તકાસી રહેવું ના પડે, અને એની ખેતી બગડે નહિ.

આ સિવાય ખેતીનાં કામે જે ઓજારો વપરાય છે, તે દરેકનાં નામ, ઉપયોગ, તથા કિંમત પત્રકના રૂપમાં આ સાથે આપ્યાં છે. દરેક ઓજાર ક્યાં બને છે કે મળે છે તે પણ આ પત્રકમાં દર્શાવ્યું છે :—

| અંક | નામ | ઉપયોગ | કયાં બને મળે છે તે | કિંમત | |
|---|---|---|---|---|---|
| | | | | સન ૧૯૫૫ રૂ. આ. પા. | સન ૧૯૧૫ રૂ. આ. પા. |
| ૧ | વાવણીઓ | બી વાવવા સારુ | ભડકદ | ૧૮–૦–૦ | ૫–૦–૦ |
| ૨ | ઓરણી | બી ઓરવા સારુ | બહારથી ગામમાં વેચાવા આવે છે. | ૫–૦–૦ | ૧–૦–૦ |
| ૩ | સમાર | જમીન સપાટ કરવા, ઓરેલું બી ઢાંકવા, રાંપડીઓ કાઢી વાવેલું કરસણુ વાટવા | ભડકદ | ૧૫–૦–૦ | ૫–૦–૦ |
| ૪ | કરબડી | વાવેતર વચ્ચે ઘાસ ઉગ્યું હોય તો તે કાઢી નાખવા | ,, | ૮–૮–૦ | ૨–૦–૦ |
| ૫ | ખરપડી | નીંદવા સારુ | વસો | ૦–૫–૦ | ૦–૨–૦ |
| ૬ | દાતરડું | વાઢવા સારુ | પીજ | ૧–૮–૦ | ૦–૪–૦ |
| ૭ | દંતાલ | ઉગાવો એટલે ઉગતું ઘાસ વાઢવા અને કરસણુ સજ્જડ હોય તો તે આછું કરવા તથા વાવેલાને કપોટું હોય તો તે ઉખેડવા. | ભડકદ | ૧૪–૦–૦ | ૩–૨–૦ |
| ૮ | હળ | જમીન ખેડવા | ભડકદ | ૨૧–૦–૦ | ૮–૦–૦ |
| ૯ | ધાણીઓ | કયારડામાં ભરાએલા પાણીમાં ઉગેલું ઘાસ પાડીને કોહવડાવવા માટે | ભડકદ | ૧૩–૦–૦ | ૪–૦–૦ |
| ૧૦ | કુહાડી | લાકડાં વગેરે ફાડવા માટે | વસો | ૩–૦–૦ | ૧–૦–૦ |
| ૧૧ | પાવડો | જમીન ખોદી માટી ભરવા માટે વાડ સોરવા | વસો | ૩–૦–૦ | ૧–૦–૦ |
| ૧૨ | કોદાળો | જમીન ખોદવા માટે | ,, | ૩–૦–૦ | ૧–૦–૦ |
| ૧૩ | ધારિયું | વાડ સોરવા | ,, | ૫–૦–૦ | ૧–૦–૦ |
| ૧૪ | વાંસી | થોરીઆ, ઝરડાં કાપવા સારુ | વસો | ૩–૦–૦ | ૧–૦–૦ |
| ૧૫ | પંજેટી | ચારા બાંધવા, કાંટા મેડવા, ભેગા કરી લાવવા, | ભડકદ | ૧–૮–૦ | ૦–૮–૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૬ | કોસ ચામડાના | કૂવામાંથી પાણી ખેંચવા, | ,, | ૪૦–૦–૦ | ૭–૦–૦ |
| ૧૭ | કાંબી | ,, | વસો | ૫–૦–૦ | ૨–૦–૦ |
| ૧૮ | વરત | ,, | ભડકદ | ૨૦–૦–૦ | ૧૦–૦–૦ |
| ૧૯ | રાસડી | ,, | ,, | ૬–૦–૦ | ૨–૦–૦ |
| ૨૦ | ગરગડી | ,, | ,, | ૪–૦–૦ | ૧–૦–૦ |
| ૨૧ | ચાકળો | ,, | ,, | ૨૦–૦–૦ | ૩–૦–૦ |
| ૨૨ | ડામરા –ડામરીઓ | | ,, | ૨–૦–૦ | ૧–૦–૦ |
| ૨૩ | તરીલુ | | ,, | ૬–૦–૦ | ૨–૦–૦ |
| ૨૪ | મોભ ૩ | | ,, | ૩૦–૦–૦ | ૧૦–૦–૦ |
| ૨૫ | રાંપ | જમીન ઉખેડવા માટે | ,, | ૨૬–૦–૦ | ૧૦–૦–૦ |
| ૨૬ | સમારીયું | ઘાસ સુકવવા માટે | ,, | ૨–૦–૦ | ૦–૮–૦ |
| ૨૭ | જોતરાં સુતરનાં | બળદ માટે | ,, | ૨–૦–૦ | ૦–૮–૦ |
| ૨૮ | રાશ | | | ૨–૦–૦ | ૦–૮–૦ |
| ૨૯ | અછોડા | | | ૨–૦–૦ | ૦–૮–૦ |
| ૩૦ | ઝુંસરી | બળદને બાંધે મૂકવા | ,, | ૫–૦–૦. | ૧–૦–૦ |
| ૩૧ | પરોણો | બળદને હાંકવા | વસો | ૦–૪–૦ | ૦–૧–૦ |
| ૩૨ | નાંગર-દોરડું | | ભડકદ | ૨–૦–૦ | ૦–૮–૦ |
| ૩૩ | ટોપલો વાંસનો | | ,, | ૧–૮–૦ | ૦–૪–૦ |
| ૩૪ | ગાડું બાવળનું | | ,, | ૨૦૦–૦–૦ | ૭૫–૦–૦ |
| ૩૫ | ગાડું સીસમનું | | ,, | ૫૦૦–૦–૦ | ૨૫૦–૦–૦ |

ખેતીનાં ઓજારો જોતાં બન્ને સમીક્ષાઓ વેળા લગભગ સરખાંજ ઓજારો જોવામાં આવે છે; અને એમાં કંઈ ખાસ ફેરફાર થયો નથી. પરંતુ એમની કિંમત જોતાં, કેટલાંકની કિંમતમાં દોઢો, બમણો વધારો થયો છે. અને કેટલાકમાં ત્રણ ઘણો કે ચાર ઘણો વધારો પણ થયો છે. બધાં જ ઓજારોની ભેગી કિંમત ગણીએ તો એમાં આશરે ચાર ઘણો વધારો થયો છે. કેટલાક ઓજારો ભડકદમાં જ બને છે, કે મળે છે, કેટલાક બહાર ગામ બને છે, કે મળે છે, અને કેટલાક ભડકદમાં વેચાવા આવે છે. ગામમાં પ્રથમ લુહારી કામ સારા પ્રમાણમાં ચાલતું, પરંતુ હવે એ મંદ થઈ જવાથી, પરોણો, ખરપડી, દાતરડું જેવી નાની સરતી વસ્તુઓ માટે પણ વસો, પીજ વગેરે બહાર ગામ લેવા જવું પડે છે.

### ખાતર

ધરતીને પણ ધાન—ખોરાક જોઈએ છે. ખાતર એટલે ધરતીનું ધાન. જે જમીનમાં એને માફક આવતું ખાતર નાંખવામાં આવે છે તે જમીનમાં પાક વધારે ઉતરે છે. ઢોરના છાણમાંથી જે ખાતર થાય છે તેને છાણીયું ખાતર કહે છે. ભડકદમાં છાણીયું ખાતર ખેતરોમાં નાંખવામાં આવે છે. રસાયણિક ખાતરમાં સલ્ફેટ ઓફ એમોનિઆ થોડીક કયારી જમીનમાં ડાંગરના વાવેતરમાં નાંખવામાં આવે છે. આ ખાતર દર એકરે આશરે ૪૦ પૌંડ નાંખે છે, એથી દર એકરે ૫ કાચા મણ એટલે ૨૦૦ પૌંડ ડાંગર વધારે પાકે છે. આથી ડાંગરનું જડીયું જોરદાર અને પુષ્ટ થાય છે, અને નીંગલ સારૂં આવે છે; પણ એમાંથી જે ચોખા થાય છે, તેને રાંધતાં થોડા જ કલાકમાં તે બેસ્વાદ થઈ જાય છે, અને લાળઈ જાય છે. આ ભાત મોંમાં મૂકી ગળે ઉતારવો ભારે અપ્રિય થઈ પડે છે. વળી આ ચોખો રાંધ્યા પછી કેટલાક કલાક બાદ રતુમડો થઈ જાય છે. ગામમાંથી પાંચ-સાત ખાતેદારો પેટલાદ વસો, નડિયાદ વગેરે પાસેના બજારોમાંથી આ સલ્ફેટ આફ એમોનિઆ ખરીદી ખેતરમાં નાંખે છે.

જે છાણીયું ખાતર જમીનમાં નાંખવામાં આવે છે, તે મોટા ભાગે ગામનુંજ—ગામના ઢોરનુંજ હોય છે. એક ભેંસ દીઠ આશરે ૭ થી ૧૦ ગાડાં છાણીયું ખાતર થાય છે. ગાય—બળદનું ભેંસ કરતાં ઘણું ઓછું થાય. આ ધોરણે ગામમાં દર વર્ષે ૪૫૦૦ થી ૬૦૦૦ ગાડાં ખાતર થાય છે. પણ સારી ખેતી માટે એકરે દશેક ગાડાં ખાતર નાંખવું જોઈએ. છતાં એકરે પાંચ ગાડાં ખાતર ઓછામાં ઓછું ગણીએ તો પણ આશરે ૧૨૦૦ એકરમાંજ આટલું ખાતર ખલાસ થઈ જાય. એટલે બીજાં આસરે ૭૦૦ એકર માટે ખાતર ખૂટે, અને બીજું આશરે ત્રણ—ચાર હજાર મણ છાણીયું ખાતર જોઈએ. પ્રથમ સમીક્ષા વેળા ત્રણથી ચાર હજાર મણ ખાતર થતું, એટલે હાલ એમાં દોઢો વધારો થયો ગણાય. જેની પાસે ખાતર હોય તે પ્રથમ ડાંગરની જમીનમાં ખાતર નાંખે છે, અને પછી વધે તો બીજામાં નાંખે છે. કેટલાક પોતાના ખેતરમાં દર સાલ ખાતર નાંખે છે. કેટલાક એક એક સાલને આંતરે નાંખે છે. ગામમાં કેટલાક અંદર અંદર પણ ખાતર ખરીદે—વેચે છે.

વળી બહારના ભરવાડો સીમમાં આવી બકરાં—ઘેટાં ચારે છે, જેનાં બદલામાં ખેડૂતો એમને આશરે રૂ. ૨૦૦—૩૦૦ ની કિંમતનું અનાજ, ઘઉં, બાવટો, બાજરી, વગેરે આપે છે. આ બકરાં, ઘેટાં પણ ખાતરમાં વધારો કરે છે.

પ્રથમ સમીક્ષા વેળા છાણીયા ખાતરનો ભાવ ગાડાનો રૂ. ૧ હતો, સન ૧૯૫૧ થી ૧૯૫૩ સુધી એ વધીને ગાડે રૂ. ૩ થી ૪ થયો હતો; પણ હાલ એનો ભાવ ગાડાના આશરે રૂ. ૨ છે.

## બી

ભડકદમાં ડાંગર, કોદરા, બાવટો, બાજરી, ઘઉં, કઠોર, તલ, દિવેલ, કપાસ, તમાકુ વગેરેનું મુખ્ય વાવેતર થાય છે. આ બધાનું બી જે તે ખેડૂત પોતાના ખેતરમાં થએલ પાકમાંથી સંઘરે છે. પોતાની પાસે ના હોય તો ગામમાં બીજા કોઈ પાસેથી લે; પણ બહાર ગામથી ભાગ્યે લાવે.

જ્યારે ખેતરમાં નવો પાક તૈયાર થાય છે, ત્યારે તેમાંથી સારાં સારાં ભરાવદાર મજબુત કણસલાં વીણી કાઢી તેમાંથી દાણા કાઢીને તેને રાખોડીમાં કે ધૂળમાં મેળવી–દબાવી માટીના માટલાં વગેરે વાસણમાં સાચવી રાખવામાં આવે છે, અને પછી મોસમની શરૂઆતમાં સારા સારા દાણા જોઈને ઓરવામાં આવે છે.

પંખાળી, સ્વદેશી કુમુદ, દીલ્લી કુમુદ, ઈલાયચી, ઝીણી ડાંગર, સાઠી, અમેરિકન, આંકલો આટલા પ્રકારની ડાંગર સીમમાં પાકતી હોઈ એનાં બી ચીવટપૂર્વક સાચવવામાં આવે છે, અને મોસમમાં એનું વાવેતર કરવામાં આવે છે.

સન ૧૯૫૫મા કેટલાક ખેડૂતો વિજય કપાસનું બી બહારથી લાવ્યા છે, અને વાવ્યું છે. આ સિવાય બીજું કોઈ ખાસ બી બહારથી લાવવામાં આવ્યું નથી. અમેરિકન કપાસનો અખતરો પણ શરૂ થયો છે :

## બીનું પૃથક્કરણ

પ્રથમ સમીક્ષા વેળા ગામમાંથી બીના નમુના મેળવી ખેતીવાડી ખાતામાં મોકલ્યાં હતા. એ ખાતાએ કરેલ પૃથકકરણ નીચે પ્રમાણે હતું:—

| બીજનું નામ | અંદર ફુટવાની શક્તિના ટકા | બીજનું વર્ણન |
|---|---|---|
| કોદરા | ૯૫ | મિશ્રણ સિવાયનું શુદ્ધ, ચોખ્ખું નિરામય–નિરોગી સમાન, પરિપક્વ, ઘણું સારું |
| બાવટો | ૭૮ | શુદ્ધ, નિરામય, અસમાન, પરિપક્વ, સ્વચ્છ, સારું |
| ડાંગર | ૯૫ | સંપૂર્ણ શુદ્ધ નથી. ૧ ટકા જેટલું કાળી જાતનું મિશ્રણ, સ્વચ્છ, નિરામય, પરિપક્વ, સારું |
| બાજરી | ૫૦ | શુદ્ધ, નિરામય, પણ અસમાન, પરિપક્વ, સ્વચ્છ પણ વધારે વરસાદને લીધે રંગે જરા ઝાંખું, |
| ઘંઉ—વાજીઆ | ૬૫ | નિરામય પણ અસમાન ૯૦% પરિપક્વ, સ્વચ્છ, સારું |
| જુવાર (સુંઠીયું) | ૨૫ | શુદ્ધ પણ વિકારી |
| તલ | ૪૦ | સફેદ તલ ૯૯% કાળા ૧૦% સમાન, હલકું |
| ચણા | ૭૪ | શુદ્ધ, અપરિપક્વ, સારું |
| તુવેર | ૬૮ | રાતું ૯૦% સફેદ ૧૦% સમાન પરિપક્વ. |

| | | |
|---|---|---|
| ગવાર | ૬૫ | શુદ્ધ, સમાન, પરિપક્વ, સારું |
| મઠ | ૬૬ | પીળું ૭૫% કાળું ૨૫% પરિપક્વ, શુદ્ધ, સારું |

ઉપરના પરિણામ પરથી માલૂમ પડે છે કે આ બી પૈકી કોદરા, બાવટો, તુવર, ચણા, મઠ અને ડાંગરમાં અંકુર ફૂટવાની શક્તિ સારી છે; અને બધી જાતનાં બી એકંદરે શુદ્ધ, સ્વચ્છ તથા સારાં છે.

## માસવાર કૃષિકાર્ય–ખેતીકામ

ભડકદમાં માસવાર ખેતી અંગેના કામ નીચે પ્રમાણે થાય છે:—

| માસનું નામ | કૃષિકાર્યની વિગત |
|---|---|
| મે | કપાસ, તુવર વગેરે વીણી ઝાંખરા વગેરે ખોદી કાઢી ખેતર સાફ કરવું. વાડ વગેરે ઠીક કરવી. ખાતર નાંખવું. વરસાદ પડતાં સુધી આ કામ ચાલે છે. |
| જુન | વરસાદ શરૂ થયા પછી ખેડ કરવી, સમાર દેવો, કોદરા, બાજરી, કપાસ વાવવાં. રોપ માટે ડાંગર છાંટવી. |
| જુલાઈ | ડાંગર રોપવી, જુવાર વાવવી, જુનમાં કરેલ વાવેતરની આગળ પાછળ નિંદવું. |
| ઓગસ્ટ | નિંદવાનું વગેરે કામ કરવું. |
| સપ્ટેમ્બર | બાજરી કાપવી, લણવી, કપાસનાં ખેતરો ખેડવાં. |
| ઓકટોમ્બર | ડાંગર કાપવી, બાજરી, જુવારને ખળામાં નાખી દાણા કાઢવા. |
| નવેમ્બર | ઘઉં તથા ચણા વાવવા. કોદરા તથા તલ કાપવા. |
| ડીસેમ્બર | ગુવાર, મઠ, મગ, અડદ કાપવા, ઘઉંને પાણી પાવું. |
| જાન્યુઆરી | ઘઉંને પાણી પાવું, તુવરનો પાક લેવો. |
| ફેબ્રુઆરી | ઘઉંને પાણી પાવું, કપાસ વીણવો. |
| માર્ચ | ઘઉં વાઢવા, કપાસ વીણવો, તુવરનો બીજો ફાલ લેવો. |
| એપ્રિલ | બાકી કપાસ વીણવો. |

ઉપર જે તે માસમાં જે તે કામ લખ્યું છે તે બરાબર તે જ માસમાં શરૂ થાય છે કે પૂરું થાય છે, એમ નથી; પણ ઋતુ પ્રમાણે, વરસાદના સમય અને પ્રમાણ અનુસાર તેમજ ખેડ, ઓરણી, વાવણી વગેરે ક્યારે કર્યાં છે, તેમજ વાવેતર કઈ વેળા કઈ સ્થિતિમાં છે, વગેરે બાબતો પ્રમાણે આ કાર્યોના આરંભ, અંત વગેરે સમયમાં ફેરફાર થાય છે. પણ એકંદરે કૃષિકાર્યનું સમયપત્રક ઉપર દર્શાવ્યા અનુસાર હોય છે.

## પાકવાર ખેતી પત્રક

ભડકદમાં દરેક અનાજ ક્યારે ઓરવાવાવવામાં આવે છે, તેમાં બી કેટલું જોઈએ, ખેડ કેટલી કરવી જોઈએ, ખાતર, પાણી કેટલું આપવાનું, કેટલીવાર નિંદવાનું, પાક ક્યારે ઉતરે અને કેટલું પાકે એ બધી બાબતો એક વીઘાના ખેતીના ધોરણે આ સાથેના પત્રકમાં આપીએ છીએ:—

| પાકનું નામ | વાવણી | બી | ખેડ | ખાતર ગાડાં | પાણી | નિંદામણ | ક્યારે લણાય છે તે | પેદાશ ૪૦ શેરનો મણ ઓછામાં ઓછા | વધારેમાં વધારે | ઘાસ પુળા |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
| કોદરા મિશ્રણ | આષાઢ | કોદરા ૧ તલ ૧ | ૧ | ૫ | જરૂર પ્રમાણે | ૩ | આસો | ૧૨ | ૨૮ | ૧૦૦૦ |
| બાજરી મિશ્રણ | ” | તુવર ૫ બાજરી ૧ મગ ૧ | ૨ | ૪ | ” | ૨ | ભાદરવો | ૮ | ૧૬ | ૧૨૦૦ |
| જુવાર | શ્રાવણ | ૪૦ | ૪ | — | ” | — | આસો | ૨ | ૧૦ | ૧૬૦૦ |
| ડાંગર | આષાઢ શ્રાવણ | ૧૦ | ૩ | ૬ | ” | ૨ | ” | ૧૪ | ૩૬ | ૮૦૦ |
| કપાસ | આષાઢ | ૭ | ૨ | ૫ | ” | ૨થી૩ | મહા | ૬ | ૧૦ | કરાંઠી ગાડું |
| બાવટો | શ્રાવણ | ૨ | ૨ | — | ” | ૨ | ” | ૧૦ | ૨૬ | ૧૫૦૦ |
| ચણા | આસો | ૨૦ | ૨ થી ૩ | — | ” | — | ફાગણ | ૮ | ૧૬ | — |
| તલ | ભાદરવો | ૧ | ૪ | — | ” | ૧ | ” | ૨ | ૫ | — |
| દિવેલા | આસો | ૫ | ૪ | — | ” | — | મહા | ૩ | ૭ | — |
| શેરડી | વૈશાખ | ૧૨૦૦૦ સેટ્સ | ૧૨ | ૧૫ | ૩૦ થી ૪૫ | ૧૫ | મહા | ૧૫ મણ ગોળ | ૧૦૦ મણ ગોળ | — |
| ઘઉં | આસો | ૮૦ | ૧ | — | ૫ થી ૭ | ૧ | ફાગણ | ૧૦ | ૩૦ | ૧૨૦૦ |
| રાઈ | ” | ૧ | ૨ | — | ૩ | ૧ | ” | ૨ | ૬ | — |
| મેથી | કાર્તિક | ૧૨ | ૨ | — | ૭ | ૧ | ” | ૪ | ૧૨ | — |
| અસાળીઓ | ” | ૨ | ૧ | — | ૪ | ૧ | ” | ૮ | ૨૦ | — |
| મરચાં | આષાઢ | ૩ | ૧૦ | ૧૨ | ૧૨ | ૩ | માગસર | ૪ | ૧૦ | — |
| વેંગણ | ” | ૧ | ૧૦ | ૧૨ | ૧૨ | ૩ | કાર્તિક | ૨૦ | ૬૦ | — |
| રાજગરો | આસો | ૧ | ૬ | — | ૪ | — | માગસર | ૪ | ૧૫ | — |
| લસણ | કાર્તિક | ૧૬૦ | ૫ | ૧૦ | ૧૫ | ૨ | ચૈત્ર | ૨૫ | ૬૦ | — |
| ડુંગરી | માગસર | ૫ | ૨૦ | ૨૦ | ૧૭ | ૧ | વૈશાખ | ૧૦૦ | ૩૦૦ | — |
| તમાકુ | શ્રાવણ | ૧/૮ | ૧૦ | ૧૬ | ૩ | ૨ | માગસર | ૫ | ૧૬ | — |

## પાક

ભડકદની જમીનમાં મુખ્યત્વે ડાંગર, કોદરા, ઘંઉ, બાજરી, બાવટો, જુવાર, તુવેર, મગ, મઠ, ગવાર, તેલ, તલી, દિવેલા, કપાસ તથા તમાકુ પાકે છે. આ ઉપરાંત મરચાં, શાકભાજી અને ઘાસ પણ થાય છે. આ પૈકી તુવર અને બીજું કેટલુંક કઠોળ, ઘઉં, કપાસ તથા તમાકુ શિયાળામાં થાય છે, અને બાકીના પાક ચોમાસામાં થાય છે. વળી ઘણી ખરી જમીનમાં એક ફેસલી ચોમાસુ પાક જ થાય છે. પણ થોડીક જમીનમાં ડાંગર કે બીજો ચોમાસુ પાક લીધા પછી ઘઉં કરવામાં આવે છે.

કોદરા સાથે તુવર, તલ ઓરવામાં આવે છે, અને બાજરી કે જુવાર સાથે મઠ, ગવાર વાવવામાં આવે છે.

રેતાળ જમીનમાં બાજરીના પાક પછી જુવારનો પાક કરવામાં આવે છે. અને ગોરાડુમાં તલનો પાક લીધા પછી કોદરા અને કોદરા પછી બાવટો વાવવામાં આવે છે. કપાસ પછી કોદરા અને બાવટો વવાય છે. ગોરાડુ કે કાળી જમીનમાં ગવાર પછી ડાંગર અને ડાંગર પછી ચણા કે ઘઉં વાવવામાં આવે છેઃ—

મુલકી કચેરીએ આપેલા આંકડા પ્રમાણે સન ૧૯૪૬ થી સન ૧૯૫૫ સુધી પેટલાદ તાલુકાના ભડકદમાં પાક વાર નીચે પ્રમાણે ખેતી થઇ છે.—

| સન | અનાજ | કઠોળ | ઢોર માટે ઘાસ | શાક ભાજી | મશાલા | શેરડી | તેલી બીયાં | કસુંબા | રેષા વાળો છોડઃકપાસ | કુલ એકર |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
| ૧૯૪૬ | ૧૧૪૦ | ૧૩૦ | ૨૯૦ | ૫ | — | ૨ | — | — | ૧૦ | ૧૫૭૭ |
| ૧૯૪૭ | ૧૧૫૫ | ૧૪૦ | ૨૮૦ | ૪ | — | ૨ | — | — | ૧૦ | ૧૫૯૧ |
| ૧૯૪૮ | ૧૧૭૫ | ૧૫૫ | ૨૯૨ | ૪ | ૧ | — | — | — | ૧૦ | ૧૬૩૭ |
| ૧૯૪૯ | ૧૧૬૦ | ૧૪૫ | ૨૮૩ | — | ૪ | — | — | — | ૫ | ૧૫૯૭ |
| ૧૯૫૦ | ૧૧૫૦ | ૧૪૭ | ૨૬૦ | — | ૨ | — | — | — | ૬ | ૧૫૬૫ |
| ૧૯૫૧ | ૧૧૮૦ | ૧૪૮ | ૨૫૨ | ૪ | ૩ | — | — | — | ૧૦ | ૧૫૯૭ |
| ૧૯૫૨ | ૧૨૩૦ | ૧૩૮ | ૨૫૫ | ૬ | — | — | — | — | ૧૨ | ૧૬૪૧ |
| ૧૯૫૩ | ૧૨૬૦ | ૧૨૫ | ૨૭૨ | — | ૫ | — | — | — | ૧૦ | ૧૬૭૨ |
| ૧૯૫૪ | ૧૨૪૦ | ૧૧૭ | ૨૬૦ | — | ૪ | — | — | — | — | ૧૬૧૭ |
| ૧૯૫૫ | ૧૨૭૬ | ૧૧૦ | ૨૬૯ | — | — | — | — | — | ૧૫ | ૧૬૭૦ |

આ પત્રક જોતાં સૌથી વિશેષ જમીનમાં અનાજની ખેતી થાય છે, એનાથી બીજો ક્રમ ઘાસનો અને ત્રીજો ક્રમ કઠોળનો આવે છે.

ટકાવારી જોતાં અનાજના વાવેતરવાળા એકર ૭૬ ટકા છે; કઠોરના વાવેતરના એકર ૭ ટકા છે, અને ઘાસના ૧૬ ટકા છે. સન ૧૯૪૬ કરતાં સન ૧૯૫૫ માં અનાજનું

વાવેતર ૧૩૬ એકર વધ્યું છે. કોદરનું વાવેતર ૨૦ એકર ઘટ્યું છે. અને ઢોરના ઘાસનું વાવેતર ૨૧ એકર ઘટ્યું છે.

સંવત ૧૯૬૩ થી ૧૯૭૩ સુધી એટલે આશરે સન ૧૯૦૭ થી ૧૯૧૬ સુધી ભડકદની જમીનમાં પ્રત્યેક વર્ષે નીચે પ્રમાણે પાક થયો છે. આ આંકડા વીઘાંમાં છેઃ—

| સંવત | અનાજ | તુવેર બીજું કઠોળ | ઢોર માટે ઘાસ | શાક ભાજી | મશાલો | શેરડી | તેલી બીયાં | કસુંબો | રેષા : કપાસ | કુલ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
| ૧૯૬૩ | ૨૬૭૯ | ૬૧૪ | ૩૨ | — | — | — | — | ૯૧ | ૬૮ | ૩૩૮૪ |
| ૧૯૬૪ | ૨૫૧૦ | ૬૨૮ | ૫ | ૨ | — | ૫ | ૧૩૧ | — | ૧૭૨ | ૩૪૫૩ |
| ૧૯૬૫ | ૨૨૯૪ | ૭૧૭ | — | ૨ | ૧ | ૬ | ૭૮ | ૨ | ૨૦૩ | ૩૩૦૩ |
| ૧૯૬૬ | ૨૨૯૪ | ૮૨૫ | — | ૪ | ૧ | ૬ | ·૭૮ | ૨ | ૨૦૩ | ૩૩૦૬ |
| ૧૯૬૭ | ૨૨૫૮ | ૫૪ | ૫૫ | ૪ | ૨ | ૨૭ | ૬૨ | — | ૬૫ | ૩૨૯૮ |
| ૧૯૬૮ | ૨૨૫૯ | ૮૩૮ | ૫૨ | ૧ | ૨ | ૩ | ૭ | ૮ | ૧૧૨ | ૨૪૯૮ |
| ૧૯૬૯ | ૨૨૯૧ | ૮૧૯ | ૧૧૨ | ૫ | ૧ | — | ૮૪ | ૩૬ | ૧૩૩ | ૩૫૦૦ |
| ૧૯૭૦ | ૨૪૨૨ | ૯૦૮ | — | ૨ | — | — | ૯૦ | ૨૪ | ૧૭૦ | ૩૩૫૭ |
| ૧૯૭૧ | ૨૨૪૩ | — | ૧૩ | ૨ | ૧ | — | ૮૧ | — | ૧૭૮ | ૩૪૨૬ |
| ૧૯૭૨ | — | — | — | — | — | — | — | — | — | — |
| ૧૯૭૩ | ૨૨૩૦ | ૪૫૮ | — | — | — | — | ૧૪૧ | — | ૨૬૧ | ૩૦૯૮ |

ઉપરનું પત્રક જોતાં સંવત ૧૯૭૩ માં એટલે આશરે ૧૯૧૭ માં અનાજનું વાવેતર ૫૬ ટકા છે, તેલીબીયાંનું ૩ ટકા છે, અને રેષાવાળા છોડ તથા કપાસનું વાવેતર ૬ ટકા છે.

બન્ને સમીક્ષાની પેદાશને સરખાવતાં અનાજનું વાવેતર ૫૬ ને બદલે ૭૬ ટકા થયું છે, અને કોદરમાં ૭ ને બદલે ૧૧ ટકા થયા છે, ઘાસનું વાવેતર પણ વધ્યું છે, જ્યારે રેષાવાળા છોડ તથા કપાસનું વાવેતર ઘણું ઘટ્યું છે. શેરડી તથા કસુંબો તદ્દન બંધ થયાં છે.

ગામના લોકોને જોઈતું અનાજ સામાન્ય વર્ષોમાં મુખ્યત્વે ગામની ખેતીમાંથીજ મળી રહે છે, પણ દુષ્કાળમાં બહારથી લાવવું પડે છે. પ્રથમ સમીક્ષા વેળા અમેરિકન કપાસ વાવેલો પણ બરાબર થએલો નહીં. બીજી સમીક્ષા વેળા પરદેશી કપાસનું વાવેતર ૧–૨ ખાતેદારોએ થોડીક જમીનમાં કર્યું છે, જેનું પરિણામ પાક થયે જણાશે.

## ખેતીમાં ઉત્પન્ન તથા ખર્ચ

ખેતીમાં ઉત્પન્ન તથા ખર્ચ એ એક સમસ્યા છે. કારણ કે ખેતીનાં ઉત્પન્ન, ખર્ચ અનેક બાબતો પર આધાર રાખે છે, અને આ બાબતોમાં વર્ષવાર, પ્રદેશવાર, ગામવાર, જમીનવાર, જ્ઞાતિવાર, તથા કુટુંબવાર ફેરફાર હોય છે, તેમજ ફેરફાર થયા કરે છે.

પ્રથમ તો જે પાક કરવાનો હોય તેના ખરની જમીન હોવી જોઈએ. વળી વરસાદનું પાણી પૂરતા પ્રમાણમાં રહે અને બહાર વહી ના જાય કે ખોળાણુ ના થાય એવી જમીનની સ્થિતિ હોવી જોઈએ. ત્યાર પછી એમાં પૂરતું માફકસરનું ખાતર મેળવવું જોઈએ. વરસાદ સમયસરનો અને પૂરતા પ્રમાણમાં થવો જોઈએ; અને વરસાદના અભાવે કૂવા કે નહેરમાંથી વખતસર પુરતા પ્રમાણમાં જમીન તથા પાકને ભાવતું પાણી મળવું જોઈએ. ખેડ વગેરે પણ વખતસરનાં અને સારાં થવાં જોઈએ, અને સારાં બી સમયસર ઓરવાં, વાવવાં જોઈએ. આટલું કર્યા પછી પાક તૈયાર થઈ એને લણતાં, કાપતાં સુધીના નિંદામણ વગેરે સર્વ કાર્ય જે તે વેળા થવાં જોઈએ, અને પાકને સાચવવો જોઈએ, તેમજ એને રોગથી બચાવવો જોઈએ. એટલે એકંદરે જમીન, ખાતર, પાણી, ખેડ, બી, ઉછેર, મજૂરી, સાચવણી વગેરે સારાં પુરતાં હોવાં જોઈએ; એટલું જ નહીં પણ એ સર્વનો પરસ્પર મેળ હોવો જોઈએ. વળી ખેતી કરનારને ખેતી કરતાં આવડવી જોઈએ, અને એણે જે તે વખતે બુદ્ધિપૂર્વકની તનતોડ મહેનત કરવી જોઈએ. આમ સાધન, શ્રમ, શક્તિ અને બુદ્ધિનો સહકાર જોઈએ. પરંતુ સાધન તથા પુરુષાર્થ ઉપરાન્ત એક ત્રીજું તત્વ પણ છે, અને એ તત્વ અકલિત, ગુઢ, ગેબી, સૂક્ષ્મ છે. નાસ્તિકો એને ચાન્સ કે કુદરત કહે છે; આસ્તિકો એને નસીબ, ભાગ્ય, દૈવ, પ્રારબ્ધ કે ઈશ્વરેચ્છા કહે છે. એટલે ખેડ, ખાતર ને પાણી, ખેડૂતના નસીબને લાવે તાણી–એ કહેવત હોવા છતાં ખેડૂતો કહે છે કેઃ—ભાઈ ખેતી તો કરમાધરમી. વળી ખેડૂતને પાક તો સારા પ્રમાણમાં અને સારો થયો હોય, પરંતુ એ પાક કરવામાં એને ખર્ચ શું થયો અને એના પાકના ભાવ શું આવ્યા, એ ઉપર એના ઉત્પન્ન તથા ખર્ચનો આધાર રહે છે. પાક સારો અને પૂરતો થાય પણ એના ખર્ચના પ્રમાણમાં એના ભાવ ના ઉપજે તો એટલા દરજ્જે એને નફો ઓછો થાય કે નુકસાન થાય.

ભડકદમાં જે ખેતી થાય છે તેમાં દરેક પાકનો ઉતાર નીચે પ્રમાણે આવે છે. આ આંકડા વીઘાં દીઠ પેદાશના છેઃ—

| પાકનું નામ | મણ કાચા | ઓછામાં ઓછા | વધારેમાં વધારે | સરેરાસ |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ડાંગર | — | ૧૪ | ૩૬ | ૨૫ |
| કોદરા<br>તુવેર | ૮<br>૪ | ૧૨ | ૨૮ | ૨૦ |
| બાવટો | – | ૧૦ | ૨૬ | ૧૮ |
| બાજરી<br>કઠોળ | ૬<br>૨ | ૮ | ૧૬ | ૧૨ |
| ઘઉં | – | ૧૦ | ૩૦ | ૨૦ |
| તલી | – | ૩ | ૭ | ૫ |
| કપાસ | – | ૬ | ૧૦ | ૮ |

સન ૧૯૫૪-૧૯૫૫ ના અરસામાં પાક થયો એ મોસમમાં પાકવાર કાચા મણના અંદાજી ભાવ ખેડૂતને મળ્યા તે નીચે પ્રમાણે હતા—

| પાકનું નામ | કાચા મણના ભાવ રૂ–આ–પા |
|---|---|
| ૧ | ૨ |
| ડાંગર | ૪ – ૦ – ૦ |
| કોદરા | ૨ – ૦ – ૦ |
| બાજરી | ૪ – ૦ – ૦ |
| બાવટો | ૩ – ૦ – ૦ |
| ગવાર | ૩ – ૦ – ૦ |
| તુવર | ૨ – ૮ – ૦ |
| અડદ | ૬ – ૦ – ૦ |
| મગ | ૪ – ૦ – ૦ |
| મઠ | ૨ – ૮ – ૦ |
| ચોળા | ૨ – ૮ – ૦ |
| ચણા | ૫ – ૦ – ૦ |
| વાલ | ૨ – ૮ – ૦ |
| તલ | ૭ – ૦ – ૦ |
| કપાસ ધડીના | ૮ – ૦ – ૦ |
| તમાકુ | — |
| કનિષ્ઠ | ૩ – ૦ – ૦ |
| મધ્યમ | ૭ – ૦ – ૦ |
| ઉત્તમ | ૧૧ – ૦ – ૦ |
| જુવારાના સુંઢીઆના પુળા સેંકડે | ૧૨ – ૦ – ૦ |

સન ૧૯૫૪ના અરસામાં ભડકદમાં કેટલાક પાકની વીઘાંદીઠ સરેરાશ પેદાશ, ઉત્પન્ન તથા ખર્ચના અંદાજી આંકડા નીચે પ્રમાણે :—

| અ અંક | પાકનું નામ | સરેરાશ પેદાશ મણ કાચા | ઉત્પન્ન રૂપિયા | ખર્ચ રૂ. | નફો રૂ. |
|---|---|---|---|---|---|
| ૧ | ડાંગર પુળા સાથે | ૨૫ | ૧૧૫ | ૭૦ | ૪૫ |
| ૨ | કોદરા–તુવર–તલ | ૨૦ | ૮૦ | ૬૦ | ૨૦ |
| ૩ | બાજરી–મઠ–ગવાર પુળા સાથે | ૧૨ | ૭૦ | ૫૦ | ૨૦ |
| ૪ | બાવટો પુળા સાથે | ૧૮ | ૬૦ | ૪૦ | ૨૦ |
| ૫ | ઘઉં પરાળ સાથે | ૨૦ | ૧૦૦ | ૭૦ | ૩૦ |
| ૬ | સુંઢીયું પુળા | ૪૦૦ | ૪૦ | ૨૫ | ૧૫ |
| ૭ | કપાસ | ૮ ધડી | ૮૦ | ૬૦ | ૨૦ |

પ્રથમ સમીક્ષા વેળા કેટલાક પાકનાં અંદાજી પેદાશ ઉત્પન્ન, તથા ખર્ચ નીચે પ્રમાણે ગણાવામાં આવ્યાં હતાં. આ આંકડા વીઘાંદીઠ છેઃ—

| અ અંક | પાકનું નામ | પેદાશ મણ | ઉત્પન્ન રૂ. | ખર્ચ રૂ. | નફો રૂ. |
|---|---|---|---|---|---|
| ૧ | ડાંગર પુળા સાથે | ૨૦ | ૪૨ | ૩૦ | ૧૨ |
| ૨ | કોદરા–તુવર–તલ | ૨૫ | ૨૨ | ૧૮ | ૪ |
| ૩ | બાજરી–મઠ–ગવાર પુળા સાથે | ૭ | ૨૬ | ૨૧ | ૫ |
| ૪ | બાવટો પુળા સાથે | ૧૦ | ૧૭ | ૧૨ | ૫ |
| ૫ | ઘઉં | ૧૦ | ૨૫ | ૨૦ | ૫ |
| ૬ | જુવાર સુંઢીયું પુળા સાથે | ૩૦૦ | ૧૫ | ૧૧ | ૪ |
| ૭ | કપાસ ધડી | ૪ | ૨૯ | ૨૦ | ૯ |

હવે ભડકદમાં થતા જુદા જુદા પાકના બંને સમીક્ષા વેળાના વીઘાંદીઠ પેદાશ ઉત્પન તથા ખર્ચના અંદાજી આંકડા તપાસીએ તો નીચેની બાબતો તરી આવે છેઃ—

૧ ડાંગર, ઘઉં, બાજરી, મઠ, ગવાર બાવટો એ દરેક પાકની સરાસરી પેદાશમાં વધારો થયો છે.

૨ જુદા જુદા પાકના ઉત્પન્ન તથા ખર્ચની રકમોમાં બે, ત્રણ કે ચાર ગણો વધારો થયો છે.

૩ નફામાં ડાંગરમાં આસરે ૪ ગણો, કોદરા–તુવર–તલમાં આશરે ૫ ગણો, બાજરી–મઠ ગવારમાં આશરે ૪ ગણો, બાવટામાં આશરે ૪ ગણો, ઘઉંમાં આશરે ૬ ગણો; જુવાર સુંઢીયાના પુળામાં આશરે ૪ ગણો અને કપાસમાં આશરે ૨ ગણો વધારો થયો છે.

પરંતુ પ્રથમ સમીક્ષા વેળા વસ્તુઓના જે ભાવ હતા એનાથી ઓછામાં ઓછા ૮–૧૦ ગણા ભાવ બીજી સમીક્ષા વેળાએ વધારે છે એ યાદ રાખવાનું છેઃ—

### વૃક્ષ

વનસ્પતિ જગતમાં વૃક્ષનું સ્થાન ઘણું મહત્વનું છે. વૃક્ષ શોભા આપે છે, એટલું જ નહીં પણ તાપમાં છાયા તથા શીતલતા આપે છે, અને કેટલાંક વૃક્ષોનાં પાન ઢોરને ખોરાક તરીકે આપવામાં આવે છે. વળી કેટલાંક વૃક્ષનાં પાન, મૂલ, રસ વગેરેમાંથી ઔષધ પણ બને છે; અને ફૂલ તથા ફળ આપનાર વૃક્ષ તો મનુષ્યોને, સૌંદર્ય, સુગંધ તથા આહાર પણ આપે છે. કેટલાંક વૃક્ષ તો સુકાયા પછી પણ એનાં થડ, ડાળાં, વગેરે લાકડા તરીકે મકાન બનાવવાના, ઉપરકર બનાવવાના તથા ઓજાર વગેરે બનાવવાના કામમાં આવે છે, અને બળતણ તરીકે પણ કામ આવે છે. વળી વૃક્ષના પાંદડાનો ખાતર તરીકે પણ ઉપયોગ થઈ શકે છે. વૃક્ષ

વરસાદને પણ આકર્ષે છે. આ ઉપરાંત માનવ ચિત્ત પર પણ કેટલાંક વૃક્ષો સારી અસર કરે છે. એટલે વૃક્ષ સમાજને અનેક રીતે અતિ ઉપયોગી છે.

ચરોતરની રમણીયતાનું એક કારણ એનાં વિપુલ ઘટાદાર વૃક્ષો છે.

બન્ને સમીક્ષા વેળા ભાડકદમાં વૃક્ષની સંખ્યા નીચે પ્રમાણે છે:—

| અંક | વૃક્ષનું નામ | સન ૧૯૧૫ માં વૃક્ષની સંખ્યા | સન ૧૯૫૫ માં વૃક્ષની સંખ્યા | વધ્યાં | ઘટયાં | ટકા |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | | | |
| ૧ | આંબા | ૩૩૪ | ૨૫૯ | — | ૭૫ | ૨૨ |
| ૨ | રાયણ | ૫૭૯ | ૧૫૨ | — | ૪૨૭ | ૭૩ |
| ૩ | જાંબુડા | ૨૫ | ૫ | — | ૨૦ | ૨૦ |
| ૪ | આમલી | ૮૭ | ૫૨ | — | ૩૫ | ૪૦ |
| ૫ | બોરડી | ૩૯ | ૨૫ | — | ૧૪ | ૩૫ |
| ૬ | મહુડા અને ઈતર | ૧૮૧ | ૩૫૦ | ૧૬૯ | — | ૮૮ |
| | કુલ— | ૧૨૪૫ | ૮૪૩ | ૧૬૯ | ૫૭૧ | -૩૨ |

ઉપરના આંકડા જોતાં પ્રથમ સમીક્ષા વેળા કુલ ૧૨૪૫ વૃક્ષ હતાં, એમાં ૫૭૧ વૃક્ષ ઘટયાં છે. અને ૧૬૯ વધ્યાં છે. એટલે એકંદરે ૪૦૨ વૃક્ષ ઘટયાં છે. એટલે લગભગ ત્રીજા ભાગનો ઘટાડો થયો છે. જાતવાર વૃક્ષ જોઈએ તો ૩૩૪ આંબામાં ૭૫ ઘટયા છે. રાયણ ૫૭૯ માં ૪૨૭ ઘટયા છે. જાંબુડા ૨૫ ના ૫ થઈ ગયા છે. આમલી ૮૭ ની ૫૨ થઈ ગઈ છે, અને બોરડી ૩૯ ને બદલે ૨૫ થઈ ગઈ છે. જ્યારે મહુડા તથા ઈતર ૧૮૧ માં ૧૬૯ નો વધારો થયો છે. એટલે મહુડા તથા ઈતર ઝાડો સિવાય બાકીનાં ૧૦૬૬ વૃક્ષમાં ૫૬૯ વૃક્ષ ઓછાં થયાં છે. અર્થાત્ મહુડા તથા ઈતર વૃક્ષોને બાદ કરતાં બાકીના વૃક્ષોમાં ૫૦ ટકાથી પણ વિશેષ ઘટાડો થયો છે. વ્યક્તિગત વૃક્ષોના ઘટાડાની ટકાવારી જોઈએ તો આંબામાં ૨૨ ટકા ઘટાડો થયો છે, જ્યારે રાયણમાં ૭૩ ટકા ઘટાડો છે. જાંબુડા ૨૦ ટકા ઘટયા છે, અને આમલી તથા બોરડી અનુક્રમે ૪૦ તથા ૩૫ ટકા ઘટી છે.

આ બધાં ફળાઉ ઝાડ છે. આંબો ગુજરાતનું સર્વોત્તમ ફળ કેરી આપે છે, જે મધુર ઉપરાંત પૌષ્ટિક છે. રાયણ રાયણાં આપે છે, જે પણ પૌષ્ટિક છે. જાંબુડામાંથી જાંબુ મળે છે, જે મધુપ્રમેહ વગેરે રોગોને દબાવે—શમાવે છે. આમલીના વૃક્ષ પર આમલી થાય છે, જે દાળ, શાક માટે જરૂરી છે; અને બોરડીનાં બોર પણ અમુક પ્રમાણમાં શરીરને ગુણકારી છે. આ ફળાઉ વૃક્ષોમાં એકંદરે ૫૦ ટકાનો ઘટાડો થવાથી એમના ફળની પેદાશમાં પણ

મોટો ઘટાડો થાય એ સ્વાભાવિક છે. એટલે ભડકદવાસીઓને પોતાની જ સીમમાંથી જે ફળ ખાવા માટે મળતાં હતાં, તેમાં મોટો ઘટાડો થયો છે. આંબા, રાયણ તથા આમલીનું લાકડું મકાન બાંધવામાં, ઓજાર બનાવવામાં, ગાડું બનાવવામાં વગેરે કામમાં લેવાય—વપરાય છે. પણ આ વૃક્ષોમાં ઉપર પ્રમાણે ઘટાડો થવાથી એટલા પ્રમાણમાં ભડકદના લોકો લાકડાથી પણ વંચિત થયા. વળી મનુષ્ય તથા ઢોરને એટલા અંશે છાયા તથા શીતલતા પણ ઓછી થઈ, અને વરસાદને આકર્ષનારની સંખ્યા પણ ઘટી; તેમજ સૃષ્ટિસૌંદર્ય પણ ઓછું થયું.

## ખોળાણ

ભડકદમાં ચોમાસામાં જ્યારે ઘણો વરસાદ પડે છે અને તેથી જ્યારે સરવરમાંથી પાણી ઉભરાય—છલકાય છે. ત્યારે તળાવની ઉગમણી, આથમણી તથા ઓતરાતી દિશાઓમાં આશરે ૩૦૦ વીઘાં જમીનમાં પાણી ભરાય છે, અને જમીનમાં ખોળાણ થાય છે. આ જમીનમાં આશરે અડધો ભાગ જીરાયત છે, અને બાકીની ક્યારી છે. સરવરની આથમણી દિશાએ પાળ નથી, એટલે એ બાજુથી પાણી બહાર નીકળી ધસીને ખેતરોમાં ભરાય છે. આ ખેતરોમાં ડાંગર, કોદરા, બાજરી, તુવર, કપાસ વગેરે થાય છે, અને જ્યારે આ પ્રમાણે ખોળાણ થાય છે ત્યારે ૨૦૦૦ થી ૩૦૦૦ મણ પાક ઓછો ઉતરે છે એમ ગામ લોકો કહે છે.

સાધારણ સમધારણ વરસાદમાં આ પ્રમાણે સરવરમાંથી પાણી ઉભરાતું નથી, પણ જ્યારે એકદમ ધોધમાર વરસાદ પડે છે, કે ઘણા દિવસો સુધી સતત ઘણો વરસાદ પડે છે ત્યારે તળાવમાંથી પાણી ઉભરાય છે, અને ખેતરોમાં ઉપર પ્રમાણે ખોળાણ થાય છે. પ્રથમ સમીક્ષા વેળા પણ બહુ જ વરસાદ પડતો ત્યારે ઉપર પ્રમાણે આશરે ૫૦૦ વીઘાંમાં ખોળાણ થતું.

તળાવની આથમણી બાજુ ઢાળ બાંધવામાં આવે અને પશ્ચિમ દિશાએ પ્રથમ જે કાંસ હતો તે પુરાઈ ગયો છે તેને ફરી ખોદી બરાબર બનાવી આ કાંસમાં વાળવાની—હાલવવાની ગોઠવણ કરવામાં આવે તો આ જમીનનું ખોળાણ તથા પાકને નુકશાન જે બન્ને ઘણા મોટા પ્રમાણમાં થાય છે તે અટકે.

## પશુ ઉત્પન્નપાલન તથા દૂધઘી

ભડકદમાં .પશુઓમાં મુખ્યત્વે બળદ, ગાય, તથા ભેંસ છે. બળદ ૧૫૯ છે, ગાયો ૧૫ ઘણીજ ઓછી હોઈ એમના વાછરડાવાછરડીની સંખ્યા જુજ છે. પોતાની ભેંસો ૧૬૮ છે, અને સાચવણીની ભેંસો ૨૨૪ છે. પોતાની ભેંસોનાં પાડાપાડી છે તે આ સિવાય જુદાં.

### ગાય અને ગાયનાં દૂધઘી

ભડકદમાં જે ૪ રબારી કુંટુંબ છે, તેમની પાસે સમીક્ષા સમયે બધી મળીને ૧૫ ગાયો છે. પ્રથમ સમીક્ષા વેળા રબારીનાં ૬ કુટુંબ હતાં અને ૩૮ ગાયો હતી. ઘણાં વર્ષો પૂર્વે આ રબારીઓ ઘણી ગાયો રાખતા, પણ ઉત્તરોત્તર ગોચર, પડતર જમીન વગેરે ઓછાં થતાં જવાથી એમણે કેટલીક ગાયો વેચી દીધી, કેટલીક બહાર ગામ મોકલી આપી અને કેટલીક મરી ગઈ.

ભડકદમાં જે ગાયો છે તે મુખ્યત્વે કાંકરેજી જાતની છે; અને આ ગાયની કિંમત આશરે રૂ. ૧૫૦ પડે છે.

પ્રથમ ૩ વર્ષ પુરાં થયે ગાય વિઆતી; હવે ૪-૫ વર્ષે વિઆય છે. કારણ હવે મફત ઘાસ ચારાના અભાવે તથા મોંઘવારીના કારણે ગાયને પૂરતો ઘાસદાણો આપવામાં આવતો નથી એવું ગામના રબારીનું કહેવું છે.

સારી સાધારણ ગાય વિઆયા પછી આશરે ૭ માસ સુધી દૂધ આપે છે; પણ આ દૂધ પ્રત્યેક માસે ઉત્તરોત્તર ઘટતું જાય છે. પછી બીજા આઠેક માસ બાદ એ ફરી વિઆય છે. આમ બે પ્રસૂતિઓ વચ્ચે આશરે ૨૪ માસ–૨ વર્ષનો ગાળો રહે છે.

હવે એક સાધારણ સારી ગાયનાં ઉત્પન્ન તથા ખર્ચની વિગતો આપણે તપાસીએ. પ્રથમ ઉત્પન્ન લઈએ. આ ગાય ૭ માસ સુધી નીચે પ્રમાણે દૂધ આપેઃ—

| માસ | પ્રતિદિન શેર | માસનું દૂધ શેર |
|---|---|---|
| ૧ | ૧૦ | ૩૦૦ |
| ૨ | ૯ | ૨૭૦ |
| ૩ | ૮ | ૨૪૦ |
| ૪ | ૭ | ૨૧૦ |
| ૫ | ૬ | ૧૮૦ |
| ૬ | ૫ | ૧૫૦ |
| ૭ | ૪ | ૧૨૦ |
| | | ૧૪૭૦ |

એટલે કુલ ૧૪૭૦ શેર દૂધ થયું, જે ૩૬ મણ થાય. ગાયનાં દૂધ પૈકી કેટલુંક ભડકદના રબારી દેવા જઈ ત્યાં દૂધના સંચા ઉઘરાવનારને ૧ આને શેર એટલે મણના અઢી રૂપિયાના ભાવે વેચે છે. એટલે એ દરે આ દૂધના રૂ. ૯૦ ઉપજે. પરંતુ આ દૂધમાં પાણી નાંખવામાં આવતું હોય તો એના વધારે ઉપજે. વળી ગાયનું દૂધ ગામમાં છૂટક શેરના ૨ આનાના ભાવે વેચાય છે એટલે એ દરે આ દૂધ રૂ. ૯૦ ને બદલે રૂ. ૧૮૦ નું થાય.

ખર્ચ બાજુની માહિતી મેળવતાં જણાય છે, કે પ્રથમ તો ગાય વિઆય તે પહેલાં એને એકાદ મણ બાજરી ખવડાવે છે. અને વિઆયા પછી ફરી એકાદ મણ બાજરી તથા અડધો મણ ગોળ ખવડાવે છે. બાજરીનો ભાવ મણે રૂ. ૪ હોય તો ૨ મણ બાજરીના રૂ. ૮ થાય અને ગોળનો ભાવ મણે રૂ. ૧૦ હોય તો ગોળના રૂ. ૫ થાય. એટલે બધું મળીને આશરે રૂ. ૧૩ નાં આ ગોળબાજરી થાય. વળી આ સાત માસમાં એને આશરે ૧૧ મણ કપાસિયા, ખોળ, કે ગવાર કે બીજો દાણો ખવડાવવો જોઈએ. બીજા અનાજ કરતાં કપાસિયા સારા. કેમકે બીજા કેટલાક ખાણાથી દૂધનો સ્વાદ સારો લાગતો નથી. વળી કપાસીઆ ખવડાવવાથી દૂધમાં તૈલી તત્વ વધારે આવે છે. મણે રૂ. ૪ લેખે આ કપાસીઆ રૂ. ૪૪ ના થાય. વળી ઘાસ દરરોજના ૧૦ પુળા લેખે સાત માસના ૨૧૦૦ પુળા થાય, જેના આશરે રૂ. ૨૧૦ થાય. વસુકી ગયા પછી ફરી વિઆય ત્યાં સુધી એટલે ૧૭ માસ સુધીના ગાળામાં વરસાદની ઋતુમા અને ત્યાર પછી ૨ માસ એટલે આશરે ૬ માસ ગાય લીલું ચરે તેની ચરાઈના આશરે રૂ. ૧૨ ખર્ચ થાય છે. બાકીના સમયમાં ગાય ખેતરોમાં વગડામાં ચરી ખાય છે અને થોડુંક માગીને લાવેલું ઘાસ ખવડાવે છે. એટલે ૨ પ્રસુતિઓની વચ્ચેના ગાળામાં ઉપર પ્રમાણે આશરે ૯૦ ખર્ચ થાય. પણ બાકીના સમયમાં એને વેચાતું ઘાસ લાવવું પડે તો ઘાસના ભાવના પ્રમાણમાં આથી પણ વિશેષ ખર્ચ આવે. એટલે રબારી શેરના ૧ આનાના ભાવે દૂધ વેચે તો એને નફો થતો નથી, એને કદાચ નુકસાન થાય. પણ શેરના ૨ આનાના ભાવે વેચે તો એને આશરે રૂ. ૯૦ નો ફાયદો થાય. અને દૂધને બદલે તેમાંથી ઘી બનાવીને વેચે તો આશરે રૂ. ૧૬ નો ફાયદો થાય. પરંતુ ગાય વસુકી ગયા પછી ધણીને ખાસ વેચાતું લાવવું પડે તો વળી એને રૂ. ૩૦–૪૦ બીજો વધારે ખર્ચ આવે.

આ ખર્ચના આંકડા કેવળ અંદાજી છે. ગાયને વધારે ઘાસદાણો આપવામાં આવે અને એના ભાવ વધારે હોય તો ખર્ચ વધે. જ્યારે દૂધઘી વધારે થાય અથવા તેના ભાવ વધારે આવે તો ઉપજ વધારે થાય. દૂધઘી ઓછાં થાય અથવા એના ભાવ ઓછા આવે તો ઉપજ ઓછી થાય.

પરંતુ એક વાત નક્કી છે કે ગાય સારી રીતે 'ફળે' અને સરસ વાછરડો કે વાછરડી 'જણે' અને એને સારી રીતે ઉછેરવામાં આવે તો એની ઉંમરના પ્રમાણમાં એના રૂ. ૫૦ થી ૧૫૦ ખુશીથી ઉપજે; જ્યારે એને પાળવાનું ખર્ચ વેચાણ કિંમતના ત્રીજાથી ચોથા ભાગનું થાય, કેમકે મા ભેગું બચ્ચું પણ મોટા ભાગે પળાઈ જાય.

આ ઉપરાંત પ્રત્યેક વર્ષે ગાયનું છાણ આશરે ૩ ગાડાં થાય, જે ખાતર તરીકે વેચાય. પોતાનું ખેતર હોય તો ધણી એને જમીનમાં નાંખે. બીજી સમીક્ષા દરમ્યાન છાણના ખાતરનો ગાડાદીઠ આશરે રૂ. ૨ ભાવ હતો.

રબારીઓ ગાયો ઉછેરવાનો તથા દૂધઘીનો વ્યવસાય પરાપૂર્વથી કરે છે. એમાં એમને

એક મોટો લાભ એ છે કે એઓ પોતે આ દૂધથી સારા પ્રમાણમાં ખાય છે, અને દૂધમાં નૈસર્ગિક રીતે જ સારાં પથ્ય, પાચક તથા પૌષ્ટિ તત્વો હોઈ, રબારીઓ તથા રબારણોનાં અને એમના દ્વારા એમનાં છૈયાંછોકરાંના શરીર સારાં મજબૂત બંધાય છે, અને એમનામાં જોમ, જોશ અને ઉમંગ રહે છે.

ભડકદમાં સાંઢ નથી.

## ભેંસ અને ભેંસનાં દૂધઘી

ભડકદમાં પ્રથમ સમીક્ષા વેળા ૨૨૧ ભેંસો હતી. બીજી સમીક્ષા વેળા સન ૧૯૫૫ના જુન માસમાં પોતાની માલિકીની ભેંસો ૧૬૮ છે, અને સાચવણીની ભેંસો એટલે બહાર ગામની સાચવવા માટે રાખેલી ભેંસો ૨૨૪ છે.

## પોતાની માલિકીની ભેંસો

ગુજરાતમાં ખાસ કરીને ૪ જાતની ભેંસો હોય છે; (૧) સુરતી. (૨) મહેસાણા (૩) સૌરાષ્ટ્રી અને (૪) દીલ્લી.

૧ સુરતી ભેંસ બીજી ત્રણથી નાની, નીચી હોય છે. અને એના શીંગડાં આખા શીંગા એટલે લાંબા હોય છે. સુરતી ભેંસના દૂધમાં તૈલી પદાર્થ વિશેષ હોય છે. સુરતી ભેંસને દેશી પણ કહે છે.

૨ મહેસાણા ભેંસ સુરતીથી કદમાં મોટી તથા કાળી હોય છે, અને દૂધ વધારે તેમ જ વધારે માસ આપે છે.

૩ સૌરાષ્ટ્રી ભેંસ મહેસાણાની ભેંસથી મોટી હોય છે, અને સુરતી કરતાં દૂધ વધારે આપે છે. કેટલીક સૌરાષ્ટ્રને ગુજરાત, ચરોતરનાં હવા પાણી માફક આવતાં નથી. સૌરાષ્ટ્રીને જાફરાબાદી કે જાફરી પણ કહે છે.

૪ દીલ્લી ભેંસનો હાડપલ્લો મહેસાણા ભેંસથી મોટો હોય છે. એનાં શીંગડાં વાંકડીઆં અને બાવલાંઆંચળ મોટાં હોય છે; અને દૂધ બાર માસ તેમ જ વધારે આપે છે.

ભડકદના લોકોની પોતાની ભેંસો છે તે સુરતી દેશી જાતની છે. આ ભેંસ સુરતથી ચરોતર સુધીમાં હોય છે. આ ભેંસો આશરે અઢી વર્ષે પ્રથમ ફળે છે. અને ફળ્યા પછી દશમા માસે વિઆય છે. કેટલીક ભેંસો વિઆયા પછી ત્રીજે, ચોથે કે પાંચમે માસે ફરી ગાભણી–ગર્ભવતી થાય છે. આવી દર વર્ષે વિઆનારી ભેંસને વર્ષણ ( વર્ષિણી ) કહે છે. કેટલીક એકવાર વિઆયા પછી ૬–૧૨ માસમાં ગાભણી થાય છે, અને કેટલીક ૧૨ થી ૨૪ માસમાં ગાભણી થાય છે.

દર વર્ષે વિઆનારી વિઆયા પછી ૬ થી ૮ માસ દૂધ આપે, વર્ષથી દોઢ વર્ષે વિઆનારી ૮ થી ૧૦ માસ આપે, અને દોઢથી અઢી વર્ષે વિઆનારી ૧૦ થી ૧૨ માસ દૂધ આપે. દેશી ભેંસ ચોમાસામાં સ્હવારસાંજ લગભગ સરખું દૂધ આપે છે, પણ શિયાળામાં સ્હવારે વધારે આપે છે અને ઉનાળામાં સાંજે વધારે આપે છે. ભેંસનું સામાન્ય આયુષ્ય ૨૦ વર્ષનું હોય છે, અને એના આખા જીવનમાં એ આશરે ૮–૧૦–૧૨ વાર ફળે છે. સારી ભેંસ આશરે દશ માસ સુધી દૂધ આપે. પ્રથમ દરરોજ આસરે ૧૫ શેર દૂધ આપે તે ઉત્તરોત્તર ઘટીને દશમા માસે આશરે ૬–૮ શેર થઈ જાય. આ ધોરણે એ જો કુલ ૩૨૦૦ શેર દૂધ આપે તો એના ૮૦ મણ થાય. શેરના ૧ આનાના ભાવે આ દૂધના રૂ. ૨૦૦

ઉપજે અને ૨ આનાના ભાવે રૂ. ૪૦૦ ઉપજે, દૂધ નહીં વેચતાં એને મેળવી એમાંથી ઘી બનાવી વેચે તો મણુ દૂધે અઢી શેર ઘીના હીસાબે ૨૦૦ શેર ઘી થાય અને શેરના રૂ. ૨ ના દરે આ ઘીની કિંમત રૂ. ૪૦૦ થાય.

હવે આપણે ભેંસનો ખર્ચ તપાસીએ—

ભેંસ વિઆય ત્યારે પહેલા પખવાડીયામાં એને બાજરી મણુ ૩, ગોળ મણુ ૦ાા તથા મેથીસવા ખવડાવવામાં આવે છે, જેના ચાલુ ભાવે આશરે રૂ. ૩૦ ખર્ચ થાય. પછી બીજા પખવાડીયામાં એને આશરે ૨ાા મણુ કપાસિયા ખવડાવે છે જે ચાલુ ભાવે રૂ. ૧૦ ના થાય. પછી દૂધ આપે ત્યાં સુધી એટલે આશરે દશેક માસ એને કપાસિયા આશરે મણુ ૪૦ આપવામાં આવે જેના આશરે રૂ. ૧૬૦ થાય, અને રોજના ૧૦ પુળા પ્રમાણે ૧ વર્ષના આશરે ૩૬૦૦ પુળા થાય જેના રૂ. ૧૧૦ થાય. એટલે બધો મળીને આશરે રૂ. ૩૦૦ ખર્ચ થાય. આ ઉપરાંત ભેંસ ઉદકી જાય ત્યારથી તે તે ફરી વિઆય ત્યાં સુધી ઘાસ કચરા વગેરેનો ખર્ચ જુદો. પરંતુ ઘણા ખરા ધણીને ખેતર હોવાથી ઘાસ કચરુ એમાંથી મળી રહે છે, એટલે એ માટે પૈસા ભાગ્યેજ ખર્ચવા પડે છે. એટલે દૂધ ૧ આને શેર ખપે તો ભેંસદીઠ વર્ષે આશરે રૂ. ૧૦૦ ખોટ આવે, પણુ ૨ આને ખપે તો રૂ. ૧૦૦ નફો થાય, અને ૩ આને ખપે તો રૂ. ૩૦૦ નફો થાય. બીજી સમીક્ષા વેળા ગામમાં ગાયના દૂધનો ભાવ ૨ આના હતો અને ભેંસના દૂધનો ભાવ ૩ થી ૪ આના હતો. દૂધને બદલે એમાંથી ઘી બનાવીને વેચવામાં આવે તો શેરના રૂ. ૨ ના ભાવે રૂ. ૪૦૦નું ઘી થાય, એટલે ઘી વેચવામાં આશરે રૂ. ૧૦૦ ફાયદો રહે.

આ ઉપરાંત ભેંસનું છાણુ દર વર્ષે આશરે ૭ થી ૧૦ ગાડાં થાય, એને ખાતર તરીકે વેચતાં ગાડાદીઠ આશરે રૂ. ૨ મળે

## ભેંસમાંથી પ્રજોત્પત્તિ

પ્રજોત્પત્તિ માટે ભડકદમાં ગામ બહાર ૩ વાઘરી કુટુંબ રહે છે. તેમાં લખા તખા નામના વાઘરી પાસે પાડો છે તેનાથી ગામની દેશી સુરતી ભેંસોને ફળવવામાં આવે છે. આ કામ માટે ભેંસના ધણી સદર લખા વાઘરીને મહેનતાણા તરીકે દાણા–અનાજ આપે છે.

## પાડાપાડી

ભડકદમાં દર વર્ષે આશરે ૧૦૦ ભેંસ વિઆતી હશે. એટલે દર વર્ષે આશરે ૧૦૦ પાડાપાડીઓ જન્મે, જેમાંની મોટી સંખ્યા આશરે ત્રીજો કે બીજો ભાગ જન્મથી ૧૦–૧૨ માસમાં મરી જાય છે, એમાં પાડીથી પાડાની સંખ્યા ઘણી વિશેષ હોય છે. કારણુ કે પાડાને પૂરતું ધવડાવવામાં કે ખવડાવવામાં આવતું નથી. પાડા કામમાં લેવાતા નથી એટલે એ જીવે –મરે એની દરકાર લેવાતી નથી. પાડા જીવે તો એમને વેપારી વેચાતા લઈ જાય, અને તે એમને કતલ માટે કસાઈને વેચે.

## પાડીની ઉપજ

પાડી એક દોઢ વર્ષની થાય એટલે કેટલાક ધણી ગામમાં કે પરગામમાં કોઇને સાચવવા આપે. પછી જ્યારે એ વિઆય ત્યારે પાંચ જણુા ભેગા મળી એની કિંમત કરે. ધણી આ પાડી લે તો જે કિંમત ઠરે એના ત્રણુ ભાગ જેટલી રકમ એ સાચવનારને આપે,

અને સાચવનાર લે તો ઠરેલી કિંમતના ચોથા ભાગ જેટલા રૂપિયા ધણીને આપે. આજની પીડે પાડી વિઆય તો આશરે રૂ. ૧૫૦–૨૦૦ એના બોલાય.

## સાચવણીની ભેંસો

મુંબઈથી સુરત સુધીના ભેંસોના તબેલાવાળા પોતાની જે ભેંસો ઉચી જાય છે એટલે દૂધ દેતી બંધ થાય છે તેમને ભેંસોના વેપારીદલાલોને, સાચવવા માટે આપે છે. આ દલાલો પેલી ભેંસોને નડિયાદ, બોરિઆવી, આણંદ, નાર વગેરે સ્થળોએ ટ્રેનમાં મોકલે છે, અને ત્યાંથી આજુબાજુના ગામોમાં પોતાના પેટાદલાલોને ત્યાં મોકલે છે. એટલે પછી પેટાદલાલો એમને બીજાઓને સાચવવા માટે આપે છે, જે ભેંસને પોતાને ત્યાં લઈ જઈ એને ખવડાવે, સાચવે છે; પછી જ્યારે ભેંસ વિઆવાની થાય, ત્યારે પેટા દલાલ સાચવનારની સાથે ભેંસને દલાલને મોકલી આપે છે, અને દલાલ આ ભેંસને ટ્રેન મારફત મૂળ તબેલાવાળાને પાછી મોકલે છે. આ પ્રમાણે તબેલાવાળાને ભેંસ પહોંચે તે પહેલાં એ મરી જાય તો સાચવનાર કે દલાલ એ મરેલી ભેંસના શીંગડાને કે પૂછડાને ખાત્રી માટે તબેલાવાળાને મોકલી આપે છે. તબેલાવાળો પોતાની દરેક ભેંસના શીંગડા કે પૂછડા ઉપર ડામથી નંબર પાડે છે, અને દરેક ભેંસની નંબરવાર પોતાના પત્રકમાં નોંધ રાખે છે.

ભેંસ મૂળ તબેલાવાળાને પાછી મળે એટલે એ જેટલા માસ ભેંસ સાચવી હોય એટલા માસની રકમ મહિને રૂ. ૧૦ થી ૧૫ પ્રમાણે દલાલને આપે છે, અને પ્રસુતિ થઈ હોય તો એના ખર્ચના આશરે રૂ. ૨૫ આપે છે. દલાલ પેટાદલાલને સાચવણી પેટે પ્રથમ માસ દીઠ રૂ. ૬ થી ૧૨ આપતા, અને એમાંથી પેટાદલાલ સાચવનારને આપતા. પણ હવે સાચવનારને માસદીઠ રૂ. ૬ થી ૧૦ દલાલ આપે છે, અને પેટાદલાલને આખાય. વહેવારના રૂ. ૨ આપે છે. પણ કોઈ દલાલ ૨ને બદલે ૪ પણ આપે. ભેંસ ગાભણી થયા સિવાય દલાલને પાછી આપવામાં આવે તો સાચવનારને કે પેટા દલાલને દલાલ કંઈ જ ના આપે. સામાન્ય રીતે સાતેક માસ ભેંસને આ પ્રમાણે "સાચવવાની" હોય છે. પણ એથી વધારે મુદત સુધી સાચવવી પડે અને ભેંસ ગાભણી હોય તો દલાલ એની જે કિંમત નક્કી કરે તેના ત્રીજા ભાગની રકમ દલાલ સાચવનારને આપે.

જે સાચવણીની ભેંસો ભડકદમાં આવે છે તે મુખ્યત્વે ૪ જાતની હોય છેઃ (૧) દીલ્હી (૨) સૌરાષ્ટ્રી–જાફરાબાદી કે જાફરી. (૩) મહેસાણાની અને (૪) સુરતી–દેશી.

પ્રજોત્પત્તિ માટે સુરતી સિવાયની ભેંસોને ચરોતરના પાડા નાના પડે છે, કેમકે એમનાં કદ સરખામણીમાં નાનાં હોય છે. એટલે ચરોતરના પાડાઓથી એ ભેંસો "ફળતી" નથી. એટલે એમના તબેલાવાળાઓ આ ભેંસોની જાતના પાડાઓને ઉછેરે છે, અને એ પાડાઓથી ભેંસોને ફળાવીને પછીજ એમને સાચવવા માટે મોકલે છે. આ પ્રમાણે ચરોતરમાં આવેલી ભેંસો પૈકી કોઈ ભેંસ 'ખાલી' નીકળે તો પછી ચરોતરના પાડાથી એને ગાભણી કરવા કોશિષ કરવા છતાં એ ફળતી નથી.

ભડકદમાં દર વર્ષે ૩૦૦–૪૦૦ ભેંસો બહાર ગામથી આ પ્રમાણે "સાચવવા" માટે આવે છે. અને "તૈયાર થઈને" એટલે વિઆઈને કે વિઆવાની તૈયારીમાં ધણીને ત્યાં પાછી જાય છે. આ ભેંસો ભડકદમાં સરેરાશ કેટલો વખત રહે છે એની સરાસરી કાઢતાં ૭ માસ આવે છે. દર માસે સાચવણીના રૂ. ૭ ગણીએ તો ભેંસ દીઠ રૂ. ૪૯ થાય. એ ધોરણે આ ભેંસોને સાચવવા બદલ દર વર્ષે બહારથી આશરે રૂ. ૧૪,૦૦૦ થી ૧

ભડકદમાં આવે છે, અને માસિક રૂ. ૧૦ લેખે ગણીએ તો રૂ. ૨૧,૦૦૦ થી ૨૮,૦૦૦ થાય. કિન્તુ આ દેખીતા ફાયદાની પાછળ એક મોટો ગેરફાયદો છે. આ સાચવણીની ભેંસો ભડકદને પૈસા તો આપે છે, પણ ભડકદનું ઘાસ ખાઈ જાય છે, અને દૂધઘી આપતી નથી. એટલે ખેતી ઘાસ અને દૂધ, દહીં, છાશ, માખણ તથા ઘીની દૃષ્ટિએ આ ધંધામાં ગામને તો નુકસાન જ છે.

## પ્રથમ સમીક્ષા

પ્રથમ સમીક્ષા વેળા ગામમાં ૩૮ ગાય અને ૨૨૧ ભેંસ હતી. ગામમાં ભેંસનું દૂધ ૩ પૈસે શેર મળતું અને ગાયના દૂધના ભાવ શેરનો દોઢ પૈસો હતો. ઘી ૧ રૂપિયામાં લગભગ ૨ શેર મળતું.

ગામમાંથી સાંજરહવાર થઈને આશરે ૨૫ મણ દૂધ ડભોઉ ડેરીમાં જતું. આ દૂધ ગામમાં ૩ માણસો ઉઘરાવતા અને એમાંના દરેકને ગાડાભાડું વગેરે બાદ કરતાં દર માસે આશરે રૂ. ૧૫૦ થી ૨૦૦ નફો થતો. ડભોઉ ડેરીવાળા આ દૂધમાંથી મલાઈ બનાવતા અને નાર ડેરી મારફત આ મલાઈને અમદાવાદ મોકલતા. ૧ મણ દૂધમાંથી આશરે ૪–૫ શેર મલાઈ નીકળે, જેને ધોવાથી આશરે ૨ થી ૨।। શેર રહે. મલાઈ વેચતાં ૧ શેરે ૧૩ આના મળતા.

ડભોઉ ડેરીમાં જે ૨૫ મણ દૂધ જતું તે રૂપિયે મણ ગણીએ તો દરરોજના રૂ. ૨૫ ગામ લોકોને દૂધના મળે, એટલે વર્ષે આ દૂધના આસરે રૂ. ૯૦૦૦ થાય.

## તુલના

હવે બંને સમીક્ષાઓની તુલના કરીએ:—

૧ પ્રથમ ગાયોની સંખ્યા ૩૮ હતી; હાલ ૧૫ છે. એટલે ગાયોની સંખ્યામાં ૫૦ ટકાથી વિશેષ ઘટાડો થયો છે.

૨ ગાયના દૂધની કિંમત પ્રથમ શેરનો ૧।। પૈસો હતી; જ્યારે આજે ૧ આનાથી ૨ આના સુધી છે. એટલે એની કિંમતમાં ૩ થી ૬ ગણો વધારો થયો છે.

૩ પ્રથમ ૨૨૧ ભેંસો હતી; જ્યારે હાલ ૧૬૮ છે. આ ઉપરાંત સાચવણીની જુદી.

૪ પ્રથમ ભેંસના દૂધનો ભાવ શેરના ૨–૩ પૈસા હતો, જ્યારે આજે ૨ થી ૪ આના છે. એટલે એમાં આશરે ૪ ગણો વધારો થયો છે. પ્રથમ ૧ શેર ઘીના ૮ આના હતા, જ્યારે આજે રૂ. ૨ થી ૩ છે. એટલે એમાં પણ ૪ થી ૬ ગણો વધારો થયો છે.

કિન્તુ આ દૂધઘીના ભાવમાં વધારો થયો છે, તેની સાથે સાથે ઢોરને ખવડાવવા માટે ઘાસદાણા વગેરેમાં પણ ૪–૬ ગણો વધારો થયો છે જ.

# ઉદ્યોગ

## ૧ ઢોર ચારવાનું કામ

ઢોર ચારવાનું કામ સાધારણ રીતે રબારીઓ તથા ગોવાળ કરે છે. પ્રથમ સમીક્ષા વેળા ભડકદમાં રબારીનાં ૬ કુટુંબ હતાં, બીજી સમીક્ષાવેળા ૪ છે. આ લોકો પાસે પ્રથમ સમીક્ષા વેળા ૩૮ ગાયો હતી, હાલ ૧૫ છે. ગામના રબારીઓ સંબંધી વિશેષ હકીકત પૂર્વે પશુ ઉછેરપાલન તથા દૂધઘી અને સામાજિક સંસ્થાઓ તથા પ્રથાઓ એ અંગોમાં-પ્રકરણોમાં આપી છે, એટલે અમે એની અત્રે પુનરુક્તિ કરતા નથી.

## ૨ ભરડવાનું કામ

સોમાભાઈ ગોરધનભાઈ ગોલારાણા નામના ગોલા હાથ ઘંટીએ અનાજ ભરડવાનું કામ કરે છે. કુટુંબમાં પોતે, પત્ની, એત્રણ વર્ષની દીકરી તથા નવ માસનો દીકરો છે. પોતે ગુજરાતી ત્રણ ધોરણ ભણ્યા છે.

કોદરા ભરડવાનું કામ વૈશાખથી શ્રાવણ માસ સુધી ચાલે છે. ગામમાં બે ત્રણ વેપારીઓ તથા કેટલાંક કુટુંબો એમની પાસે ભરડાવે છે. બધું થઈને આશરે બે ગાડાં એટલે સાઠ મણ ભરડે છે, જેના મણે આઠ આના લેખે મજુરી મળે છે. ઘંટી પર પોતે તથા પત્ની ભરડે. સવારમાં ચ્હાપાણી પીએ; પછી આશરે ૮ વાગે શરૂ કરે તે ૧૦ વાગ્યા સુધી ભરડે. પછી પોતે છોકરાં રમાડે અને ઘરમાંથી રસોઈ કરે, ૧૨–૧ વાગે એટલે ઉપણવાનું, ઝાટકવાનું, ચાળવાનું શરૂ કરે, વળી ૨ થી ૫–૬ સુધી પાછા ભરડે, અને પછી પોતે છોકરાં સાચવે અને પત્ની રસોઈ કરે. દિવસમાં ૮–૯ કલાક કામ કરે પણ હાથ ભરાઈ જાય, કમર દુઃખે અને થાક લાગે. મણ કોદરા ભરડે એમાંથી ૨૬ શેર કોદરી નીકળે એમાંથી ૧ શેર પોતે રાખે અને ૨૫ શેર ધણીને આપે. બાકીના ૧૪ શેર છોડાં નીકળે તે ફેંકી દે.

દીવાળી પર ઘરાક અનાજ ઉપણવા, સાફ કરવા બોલાવે એના મજુરીના મણે ૧ શેર દાણો મળે. ગઈ સાલ આ કામમાં ૧૦ મણ બાજરી મળેલી જે આશરે રૂ. ૪૦ ની થાય.

જ્યારે ભરડવાઉપણવાનું કામ ના હોય ત્યારે સોમાભાઈ શાકભાજી ખરીદીને વેચે છે.

**૩ અનાજ દળવાનું કામ** ગામમાં કુલ વસતિ ૧૫૧૬ છે, જેમાં ૭૭૨ પુખ્ત ઉંમરના અને ૭૪૪ સગીર છે. પુખ્ત ઉંમરના પ્રત્યેક માણસને ખાવા માટે લોટ એક શેર અને સગીરને ખાવા માટે લોટ અડધો શેર ગણીએ તો દરરોજ બધો મળીને આશરે ૨૮–૩૯ મણ લોટ જોઈએ.

તળાવ પાસે પ્રહલાદભાઈ એન્ડ દાદુભાઈની કંપની આઈલ એંજીન પંપ કૂવા પર ચલાવે છે, ત્યાંજ આ કંપની ઓઈલ એંજીનથી અનાજ દળવાની યાંત્રિક ઘંટી ચલાવે છે. ઘંટી એક દિવસના આંતરે ચાલે છે, એટલે મહિનામાં આશરે ૧૫ દિવસ ચાલે છે. જે દિવસ ઘંટી ચાલુ હોય તે દિવસે ગામના લોકો–સ્ત્રીપુરુષો–આ ઘંટીએ અનાજ લેઈને આવે છે, અને અનાજ દળાય એટલે પાછું લેઈ જાય છે. ઘંટીવાળા કાચા મણે આઠ આના પ્રમાણે અનાજ દળામણ લે છે.

બાકીનું અનાજ ગામમાં સૌ પોતપોતાને ઘેર દેશી ઘંટી પર પોતાના હાથે દળે છે.

આ માટે કુટુંબની સ્ત્રીઓ વહેલી પરોઢીએ ઉઠે છે અને દળે છે. ગામમાં કેટલીક સ્ત્રીઓ હાથ ઘંટી પર બીજાનું અનાજ દળી આપે છે જે માટે મણે ૪૦ આના મજુરી લે છે.

## ૪ તેલ બનાવવાનું કામ–તેલની ઘાણી

વોગરા રસુલભાઈ પીરભાઈ તથા એમની સાથે એમના દીકરા ગફુરભાઈ બળદની ઘાણી ચલાવે છે, અને એમાં તલ, દિવેલા તથા વરખડા પીલે છે. ૧ વર્ષમાં તલ આશરે ૧૫૦ મણ, દિવેલા આશરે ૧૦૦ મણ તથા વરખડા આશરે ૨૦ મણ પીલે છે. આશ્વિન શુકલ પ્રતિપદાથી વૈશાખ શુકલ અક્ષય તૃતિયા સુધી ઘાણી ચલાવે છે. સવારે ૬ વાગે શરૂ કરે તે ૧૨ વાગ્યા સુધી ઘાણી ચલાવે. પછી બપોરના ૨ થી સાંજના ૬ સુધી ચલાવે. બળદ આશરે રૂ. ૫૦૦ નો છે, અને એને દરરોજ ૨–૩ શેર ગવાર તથા ઘાસ ખવડાવવામાં આવે છે, જેનો દરરોજનો ખર્ચ બાર આના, રૂપિયો થાય છે. બળદ ૭–૮ વર્ષ કામ આપે.

## ૫ માટીનાં વાસણ બનાવવાનું કામ

સોમાભાઈ ભીખાભાઈ નામના કુંભાર માટીનાં વાસણો બનાવે છે, અને એમનાં પત્ની, તથા દીકરા લલ્લુભાઈ એમને મદદ કરે છે. માર્ગશીર્ષ માસ ઉતરતાં માટીનાં વાસણ બનાવવાનું શરૂ કરે છે, તે કામ ત્રણેક માસ ચાલે છે.

આ પ્રજાપતિઓ તળાવમાંથી માટી લાવે છે, પછી એને ભાગે પલાળે તથા મસળે છે, અને આંખમાં આંજે એવી બનાવે છે, પછી એને ચાયડે ચઢાવી એમાંથી હસ્તકલાવડે મનમાન્યા ઘાટ રચતા રચતા વાસણો ઉતારે છે. પછી બારેક કલાક–એકાદ રાત બાદ આ વાસણોને ઘડી ઘડીને ખામણું ખોદેલાં હોય તેમાં મૂકે છે, અને ઉપર નીચે રાખ દબાવે છે. વાસણો આ ખામણામાં ૨–૪ કલાક ઠરે એટલે એમને બહાર કાઢી ઘડી–સુંવાળાં કરી ઘરમાં ઉંધાં પાડે, ૫–૬ દિવસે છતાં કરે, અને ૨–૩ દિવસ બહાર સુકવે. પછીથી એમને પાણીથી નાવડાવી રંગ ચઢાવે, પથરાથી ઘસે, ખડી ચઢાવે, એમના પર ચિત્ર ચિતરેઃ આટલી પ્રક્રિયાઓ કર્યા પછી ૫–૭ દિવસ બાદ છાંણાં વગેરે લાવી નીંભાડો કરે અને પેલાં વાસણોને એમાં ખડકે. પછી નીંભાડામાં અગ્નિ પ્રકટાવી એમને પકવે, એકાદ દિવસ–રાત આમ વાસણ પાકે એટલે પછી એમને બહાર કાઢી ખખડાવીને ઘરમાં મૂકે અને ઘરાકોમાં આપે–વેચે.

બાપદીકરો મોસમમાં ૨–૩ નીંભાડા કરે છે, અને વાસણોમાં ખાસ કરીને માણો, માટલાં, માટલી, ઘડા, ચપ્પણ, બટેરાં, કોડિયાં બનાવે છે. આ વાસણને બદલે ગામ લોકો પ્રથમ દાણા આપતા પણ હવે કેટલાક દાણા આપે છે, અને કેટલાક પૈસાથી ખરીદે છે.

કેટલાક વર્ષો પર સોમાભાઈને કેટલાક ગામ લોકો સાથે અણબનાવ થતાં ગામના પાટીદારો વગેરેએ એમનાં વાસણો લેવાનું બંધ કર્યું હતું. હવે એમાં કંઈક છુટ થઈ છે. પરંતુ ગામમાં કુંભાર હોવા છતાં અને માટીનાં વાસણો બનાવતા હોવા છતાં હજુ પરગામથી કેટલાક લોકો માટીનાં વાસણો વેચવા ગામમાં આવે છે, અને કેટલાક ગામ લોક હજુ પણ સોમાભાઈ પાસેથી વાસણો નહિ ખરીદતાં બહાર ગામથી આવીને વેચનારાઓ પાસેથી માટીનાં વાસણ ખરીદે છે.

આ વાસણો બનાવવામાં જે માટી વગેરે બળતણ માટે મૈડિયા, કચરું, પાણી જોઈએ તે સોમાભાઈને મફત મળે છે. ફક્ત જાતમહેનતથી આ બધું ઉંચકી લાવવું પડે છે.

પ્રથમ સમીક્ષા વેળા કુંભારનાં બે કુટુંબ હતાં. બીજી સમીક્ષાવેળા એક છે. એટલે પૃથ્વી

પાત્રો બનાવનાર કુટુંબમાં ૫૦ ટકાનો ઘટાડો થયો છે, અને ગામમાં જે સમ ખાવા જેટલું આ પ્રજાપતિનું એક કુટુંબ છે તેની સાથે પણ દેશમાં સામુદાયિક અસહકારની હિલચાલ બંધ થઈ હોવા છતાંય કેટલાક ભડકદવાસીઓનો અસહકાર ચાલુ છે.

સોમાભાઈને ઘેર ખેતી છે, તેનું ઉત્પન્ન પણ આવે છે.

### ૬ લાકડાનું સુથારીકામ

ગામમાં સુથારના ૨ કુટુંબ છે.

૧ ચુનીલાલ ગોવિંદ નામના સુથાર સુથારીકામ કરે છે. ચુનીલાલ ગઈ સાલ માતર તાલુકાના માલાવડ ગામથી ભડકદ આવ્યા છે. કુટુંબ માલાવડમાં છે, અને પોતે એકલા ભડકદમાં રહે છે. મળે તે કામ કરે છે અને જાતે રાંધી ખાય છે. ચુનીલાલ ઘરાકોને ખેતીનાં કેટલાંક ઓજાર બનાવી આપે છે, તેમ ઠીકઠાક પણ કરી આપે છે. મહેનતાણામાં દરેક ઘરાક ૨ મણ દાણા આપે છે. આ ઉપરાંત છુટક કામ કરે તેમાં મળે તે જુદું. જેઠઅષાઢ માસમાં ખેડવાવેતરની મોસમમાં આખો દિવસ કામ પહોંચે, બાકીના માસમાં દરરોજ ૨–૩–૪ કલાક. કેટલાક દિવસ કામ ઘણું જ ઓછું હોય કે ના પણ હોય.

૨ ચંદુભાઈ ત્રિકમભાઈ સુથાર સગીર છે. એમના પિતા કેટલાક વર્ષ પૂર્વે ગુજરી ગયા છે, અને મોટાભાઈ રતિલાલ બહાર ગામ નોકરી કરે છે. એટલે આ કુટુંબમાં કોઈ પુખ્ત ઉમરનું માણસ સુથારી કામ કરતું નથી. આ કુટુંબને ખેતીનું ઉત્પન્ન છે. સગીર ચંદુભાઈ થોડું થોડું કામ શીખે અને કરે.

પ્રથમ સમીક્ષા વેળા ગામમાં ૩ સુથાર કુટુંબ હતાં, હાલ ૨ છે; જે પૈકી એક પરગામી હોઈ એમનું કુટુમ્બ બહારગામ રહે છે, અને બીજું કુટુંબ છે તેમાં કુટુંબના વડા ગુજરી ગયા છે, અને માબાપ વિનાના ૨ દીકરામાં મોટો બહારગામ નોકરી કરે છે. જ્યારે નાનો સગીર છે. એટલે આ ૨ સુથાર કુટુંબો પણ કુટુંબહીન જેવાં છે.

### ૭ લોખંડનું લુહારી કામ

ગામમાં લુહારના કુટુંબ ૨ છે.

૧ પંચાલ ઈશ્વરભાઈ જેઠાભાઈ પોતે આશરે ૭૩ વર્ષના છે, અને તબિયત સારી નહીં હોવાથી લુહારી કામ કરતા નથી. કેટલાંક વર્ષ પૂર્વે તે લુહારી કામ કરતા, અને ખેતી અંગેનાં લોખંડના ઓજારો બનાવતા તથા દુરસ્ત કરતા. એમના દીકરાઓ લલ્લુભાઈ તથા રતિલાલ બહાર ગામ રહે છે, અને ત્યાં લુહારી કામ કરે છે. એક દીકરા કાંતિલાલ આફ્રિકામાં છે તે એન્જીનીઅરિંગ ખાતામાં છે.

૨ બાઈ માણેકબ્હેન જગજીવન પંચાલ પોતે ૬૫ વર્ષનાં છે, અને વિધવા છે. ઘરમાં બીજું કોઈ નથી; એટલે લુહારી કામ ચાલતું નથી. આ બન્ને કુટુંબને ખેતીનું ઉત્પન્ન છે. તાત્પર્ય કે હાલમાં ગામમાં કોઈ જ લુહારી કામ કરતું નથી. એટલે ખેડૂતોને ખેતીના ઓજારોની ખરીદી તથા તથા દુરસ્તી માટે બહાર ગામ જવું પડે છે. ગામના ખેડૂતો આ અગવડ દુર કરવા અર્થે પ્રયત્નશીલ જણાતા નથી.

પચ્ચીસેક વર્ષ પૂર્વે ગામમાં લુહારનાં ૫ નાનાં કારખાનાં–ભઠ્ઠીઓ ચાલતાં, અને એમાં ગામના લુહારો ઘેટાં બકરાંના વાળ કાપવાની કાતરો બનાવતા, જે કચ્છ, કાઠીયાવાડથી દૂર દૂરથી વેપારીઓ ખરીદતા. આ કામ માગસર, પોષ બે માસ ચાલતું અને કાતરો...

ખૂબ ખપતી. પણ એમાં મળતર નહીં હોવાથી એ કામ બંધ થયું. આ ઉપરાંત ગામના લોકોનાં ખેતી અંગેનાં ઓજારોનું કામ પણ આ લુહારો કરતા.

પ્રથમ સમીક્ષા વેળા ગામમાં લુહારનાં કુટુંબ ૬ હતાં, જે લુહારી કામ કરતા. આ કુટુંબ પૈકી ૩ બહાર ગામ ચાલ્યાં ગયાં અને ૧ નિર્વંશ થયું. હાલ લુહારના કુટુંબ ફક્ત ૨ છે, અને તેમાં પણ એક કુટુંબમાં જે ધણીધણીયાણી છે તે અશક્ત છે, અને સશક્ત દીકરો બહાર ગામ કામ કરે છે. જ્યારે બીજા કુટુંબમાં માત્ર માણેકબ્હેન છે, તે વિધવા છે, તથા ઘણી મોટી ઉંમરનાં બાઈ છે. એટલે લુહારના રહ્યાં સહ્યાં આ ૨ કુટુંબ છે, તે પણ નહિવત્, નામ માત્ર છે. અર્થાત ગામમાં લુહારનું, લોખંડની વસ્તુઓ બનાવવાનું કામ કોઈ કરતું નથી.

### ચણતર—કડિયા કામ

ગામમાં નીચેના ૩ ઈસમો જ્યારે મળે ત્યારે ગામમાં કે પરગામ કડિયા કામ કરે છેઃ–

૧ પઠાણ શેરખાં મુસાબખાં
૨ પઠાણ ઉમરાવખાં
૩ નિઝામમીયાં બાપુમીયાં બેહલીમ

કડિયા કામે ગામમાં રોજના રૂ. ૩ મજુરી મળે છે; અને બહારગામ રૂ. ૨, બે ટંક જમવાનું અને બે ટંક ચ્હા એ પ્રમાણે મળે છે. કામ બારે માસ મલતું નથી પણ અવાર–નવાર ગામમાં કે પરગામમાં મળે ત્યારે કરે. બાકીના વખતમાં ખેતીનું કામ કરે છે.

### ૯ કાપડ વણવાનું કામ

ગામમાં ઢેડનાં–વણકરનાં ૨૬ કુટુંબો છે. તેમની પાસે બધી મળીને ૧૦–૧૨ ખાડા–શાળો છે. પણ કેટલાક વખતથી કોઈ વણતું નથી. ૧૦–૧૨ વર્ષ પર આમાંના કેટલાક આખો દિવસ વણતા, અને કેટલાક વખત મળે તે પ્રમાણે ૨–૪ કલાક વણતા. પરંતુ કેટલાક વર્ષ પર સુતર પર અંકુશ આવ્યો, બજારમાં છુટથી સુતર મળતું બંધ થયું અને સુતરનો "કોટા" થયો ત્યારે આ લોકોને કોટા મળ્યો નહિ અને જે કંઈ વણાટ કામ થતું હતું તે સુતરના અભાવે બંધ થયું, એમ આ લોકોનું કહેવું છે.

હજુ સુતર વગેરે ખરીદવાને આ લોકોને નાણાં કરજે મળે તો એ પોતાના જોખમે વણવા તૈયાર છે, અને બીજા કોઈ વણાવે તો મહેનતાણું લઈને વણી આપવા પણ તૈયાર છે. જીલ્લાના પછાત વર્ગ અધિકારી આ દિશામાં આ વણકરોને માર્ગદર્શન આપી શકે. આ લોકો ચોમાસામાં અને ત્યાર પછી કેટલોક સમય ખેતીમાં રોકાએલા રહે છે. એટલે બાકીના સમયમાં વણવાનું કામ કરવા તૈયાર છે. પ્રથમ સમીક્ષા વેળા ઢેડ–વણકર કુટુંબ ૨૨ હતાં અને એમની પાસે આશરે ૧૫ હાથશાળો હતી. એમાંનાં કેટલાક શિયાળે–ઉનાળે આ શાળો પર વણતાં. વસોના વહોરા સુતર આપી એમની પાસે વણાવતા. હાલ નાનાં મોટાં થઈને એમનાં ૨૬ કુટુંબોમાં ૧૫૩ માણસો છે, તેમાં આશરે ૧૦ માણસો વણવાનું કામ સારું જાણે છે, અને કાળકો ઉકેલવાનું, કોકડી ભરવાનું તથા તાણી કરવાનું કામ પણ એમાનાં કેટલાક સારી પેઠે જાણે છે. પરંતુ ભડકદના કેટલાક લોકો બહારગામ બનેલું-હાથવણાટનું કાપડ ખરીદે છે, જ્યારે એમના જ ગામમાં હાથશાળો ઘરમાં વણવાપરી પડી રહી છે કે લટકે છે.

આ ૨૬ કુટુંબો પૈકી કેટલાક ખાતેદાર છે, કેટલાક બીજાની જમીન ખેડે છે, અને વળી આ લોકો ખેતીની મજુરીએ પણ જાય છે.

## ૧૦ પાટી વણવાનું કામ

ગામમાં ૫ રાવળિયાનાં કુટુંબ છે, અને એમની વસતિ ૧૯ છે. આ ૫ કુટુંબોમાંથી ૧ કુટુંબમાં ઉકાભાઈ રણછોડભાઈ સુતરની પાટી વણવાનું કામ જાણે છે. આ કામ ૫૬ વર્ષ પર પોતે સાસરીમાંથી શીખી લાવેલા, પણ સુતર લાવવા માટે પૈસાના અભાવે તેમજ આળસને લીધે વણતા નથી, એમ કહે છે. કેટલાક વર્ષ પૂર્વે કોઈ કોઈ દિવસ કલાક બે કલાક પાટી વણતા પણ હવે વણતા નથી.

બાકીના કુટુંબો પણ પાટી વણતા નથી.

આ કુટુંબો ખાતેદાર છે, અને ખેતીનું કામ કરે છે.

## ૧૧ દોરડાં વણવાનું કામ

ગામમાં ઉદ્યોગ તરીકે કોઈ દોરડાં વણતા નથી, પણ કેટલાક ખેડૂતો નવરાશના સમયે કોઈવાર ખપ જેટલું થોડું વણે. પ્રથમ સમીક્ષાવેળા પણ આ પ્રમાણે કેટલાક પોતાના ખપ જોગું વણતા, પણ દોરડાં વણીને વેચવાનું કામ ઉદ્યોગ તરીકે કોઈ કરતું નથી કે પ્રથમ પણ કરતું નહીં.

## ૧૨ કપડાં શીવવાનું–બનાવવાનું દરજીકામ

ગામમાં જ્ઞાતિએ કોઈ દરજી નથી, પણ નીચેના માણસો કપડાં શીવવાનું–બનાવવાનું એટલે દરજીનું કામ કરે છેઃ—

૧ પુનમભાઈ મંગળભાઈ
૨ ચતુરભાઈ મગનભાઈ
૩ ગોવિંદ કેશવ
૪ નુરમીયાં પુંજામીયાં

આમાંથી ૧ તથા ૨ જ્ઞાતિએ વાળંદ છે, ૩ ઢેડ–વણકર છે અને ૪ મુસલમાન છે.

દરેકની પાસે શીવવાનો સંચો છે, અને દરેકને પૂરતું કામ મળે છે; પણ ચોમાસામાં કામ ઠંડું પડે છે એટલે ઓછું મળે છે.

આ લોકો પુરુષોનાં કપડાંમાં પહેરણ, ખમીસ, બંડી, ચડ્ડી વગેરે બનાવે છે, અને સ્ત્રીઓના કપડામાં ચણિયા, કબજા, ફ્રોક વગેરે તૈયાર કરે છે. ગામના લોકો પૈકી કેટલાક કપડાં પરગામ શીવડાવે છે; કેમકે પરગામથી કાપડ લે અને ત્યાં જ શીવવા આપે. કેટલાક બહાર ગામની શીલાઈ પસંદ કરે, એટલે પણ બહારગામ શીવડાવે.

## ૧૩ જોડા વગેરે બનાવવાનું મોચી કામ

ગામમાં મોચીની જ્ઞાતિનાં ૨ કુટુંબ છે, જે પૈકી ૧ બાઈ છે. આ બે કુટુંબો પૈકી કોઈ જોડા વગેરે શીવવા–બનાવવાનું કામ કરતું નથી. ગામના વતની એક મોચી છે તે ગામમાં નહીં રહેતાં દેવામાં રહે છે, અને ત્યાં ચામડાના જોડા વગેરે શીવવા–બનાવવાનું કામ કરે છે.

પ્રથમ સમીક્ષા વેળા ગામમાં ૧ મોચી કુટુંબ હતું અને તે ચામડાના જોડા વગેરે

શીવવાનું તથા બનાવવાનું કામ કરતું હતું. એટલે હવે ગામના લોકો બહારગામ જઈ ત્યાં જોડા બનાવડાવે છે કે પછી તૈયાર ખરીદે છે.

## ૧૪ હજામત તથા વાળ કાપવાનું કામ

ગામમાં વાળંદનાં કુટુંબ ૮ છે એમાં ૧ શિક્ષક છે; ૧ કપડાં શીવવા બનાવવાનું કામ કરે છે, ૧ પોતાનો હાથ ધ્રુજતો હોવાથી હજામતનું કામ કરી શકે એમ નથી, અને ૧ બાઈ સુરજ ૬૦ વર્ષની વયનાં અંધ, અશક્ત છે. એટલે બાકીનાં ૪ કુટુંબના પુરુષો હજામતનું તથા વાળ કાપવાનું કામ કરે છે. આ ૪ વચ્ચે ગામનાં કુટુંબોને વહેંચવામાં આવ્યાં છે, પ્રત્યેક કુટુંબ એમના વાળંદને દાઢી દીઠ દીવાળી પર ૧ મણ અનાજ આપે છે, અને બેસતા વર્ષે બહોણીનો રૂપિયો પણ આપે. વળી લગ્ન પ્રસંગે દીકરીનું લગ્ન હોય તો રૂ. ૩૦–૪૦ અને દીકરાનું લગ્ન હોય તો રૂ. ૧૦–૧૫ આપે. ઉપરાંત પુરુષને ધોતિયું અને સ્ત્રીને સાડી આપે છે, અને એમનાં કુટુંબના બધાને જમાડે. માઠા પ્રસંગે પણ દરેક કુટુંબ વાળંદને રૂ. ૫–૧૦ આપે અને જમવાનું પણ આપે.

આના બદલામાં વાળંદે અઠવાડીયામાં એકવાર પોતાને ફાળે આવેલા દરેક કુટુંબમાં જેમને દાઢી ઉગતી હોય તેમની હજામત કરવાની અને કોઈ કોઈ વાર વાળ કાપવાના. લગ્ન, પ્રસંગે ગોદડાં, વાસણ, પાટલા વગેરે ઉધરાવી લાવવાના અને પાછાં આપવાનાં, નોતરાં દેવાનો અને ધક્કાધુક્કી ખાવાનો, વળી સગપણ, લગ્ન, આણા–જીઆણા વગેરે પ્રસંગોએ સાથે જવાનું તેમજ તેડવા–મુકવા પણ જવાનું. માઠા પ્રસંગે વાળંદ કાણમાં આવેલાંઓને કોગળા કરાવે છે અને ધક્કાધુક્કી ખાય છે.

આમ ગ્રામસમાજમાં વાળંદ હજામત કરે છે કે વાળ કાપે છે એટલું જ નહીં પણ સારા–માઠા પ્રસંગે તેડાગર–ખેપીયા–વસ્તુઓ લાવનાર લેઈ જનાર, સાથે જનારઆવનાર, વાસણ કપડાં વગેરે ધોનાર સાફ કરનાર વગેરે તરીકે ઘણાં જરૂરી ઉપયોગી કામ કરે છે.

ગામની ભેંસોની હજામત કરવાનું કામ એટલે ભેંસોના શરીર પરથી વાળ સોંરી લેવાનું કામ વાઘરી લખા તખા કરે છે.

પ્રથમ સમીક્ષા વેળા ગામમાં વાળંદના ૫ કુટુંબ હતાં અને એ સૌ પોતાનો ધંધો કરતાં હતાં.

## ૧૫ સોના રૂપાના દાગીના બનાવવાનું કામ

ગામમાં કોઈ સોની નથી; અને સોના રૂપાંનાં ઘરેણાં કે દાગીના ગામમાં કોઈ બનાવતું નથી. પ્રથમ સમીક્ષા વેળા ગામમાં સોનીનું ૧ કુટુંબ હતું; અને તે સોનાના દાગીના–ઘરેણાં વગેરે બનાવતું. એટલે હવે ગામનાં અલંકાર બહારના સુવર્ણકાર કરે–બનાવે છે.

## ૧૬ ઢોલ વગાડવાનું કામ

રાવળિયા લોકો ઢોલ વગાડવાનું કામ કરે છે. ગામમાં જે ૫ રાવળિયા કુટુંબો છે તેમણે પોતાની વચ્ચે ગામના બ્રાહ્મણ, વૈશ્ય, પાટીદર, બારિયા વગેરેનાં કુટુંબો વહેંચી લીધેલાં છે. ગામના કુટુંબોમાં જેમને ત્યાં લગ્ન વગેરે શુભ પ્રસંગ હોય ત્યારે એમના ભાગના રાવળિયા એમને ત્યાં ઢોલ વગાડે અને એના બદલામાં ઢોલીને છોકરાના લગ્નમાં રૂ. ૨ મળે અને છોકરીના લગ્નમાં રૂ. ૧ મળે. વળી જેમને ત્યાં લગ્ન હોય તે ઢોલીને જમવાનું પણ આપે,

આ ઢોલીઓ વાઘરી, ઢેડ-ભંગી અને ચમારને ત્યાં ઢોલ વગાડવા જતા નથી. પ્રથમ સમીક્ષા વેળા ગામમાં રાવળિયાના ૪ કુટુંબ હતા.

## ૧૭ મરેલાં ઢોર ખેંચવાનું તથા એમનાં ચામડાં ઉતારવાનું કામ

વા'લા ભાણા નામના ચમાર મરેલાં ઢોર ખેંચી જવાનું તથા એમનાં ચામડાં ઉતારવાનું કામ કરે છે. ઘરમાં ઘરવાળી છોકરાં છૈયાં સૌ કોઈ મરી પરવાર્યું છે, એટલે હાલ પોતે એકલા છે. એમના બાપ ચામડાં પકવવાનું કામ પણ કરતા, અને પોતે પણ આ બાપદાદાનો કસબ જાણે તો છે, પણ ઘરમાં માણસના અભાવે આ ધંધો કરી શકતા નથી, એટલે હવે તો ભગવાનનું ભજન કરે છે. ગામમાં કોઈને ત્યાં ઢોર મરી જાય ત્યારે એને ખેંચી જવા વા'લા ચમારને કહેવડાવે; એટલે પોતે દેવા કે ડભોઉ જઈ ત્યાંથી બીજા ૬–૮ ચમારોને તેડી લાવે. અને પછી બધા મળીને મરેલાં ઢોરને ખેંચી, ઘસડી લાવી વા'લાના ઘરના પાછળ ખાડામાં નાંખે. ત્યાં વા'લાજી છરીવડે ઢોરનું ચામડું ઉતારી લે એટલે બાકીનું જે હોય તે ગીધડાં કુતરાં ફોલી ખાઈ જાય. વા'લાજી દરેક મજૂરને ૮ થી ૧૨ આના આપે. પછી ૨–૪ દિવસે બહાર ગામથી કોઈ ચામડીઓ આવે તેને પોતે પેલું ચામડું વેચી દે. એક ઢોરના ચામડાંના રૂ. ૧૦–૧૨ ખરીદનાર વા'લાને આપે, અને કોઈ ચામડીઓ એ ઢોરનાં હાડકાં લેવા આવે તો મણે ૪–૮ આના આપે. જેનું ઢોર મરી જાય તે વા'લાને ઢોર દીઠ ૫–૧૦ શેર દાણા આપે છે. દાણામાં મોટે ભાગે કોદરા કે બાવટો હોય છે. આ ઉપરાંત વા'લાજી જુના જોડા સાંધે છે, અને એમને થીંગડાં પણ મારે છે. આ કામ માટે જોડાદીઠ જોડાનો ધણી એમને તુવેરની દાળ કે બાવટો ૧ શેર આપે છે. આ પ્રમાણે વર્ષમાં પોતે ૨૦૦—૩૦૦ જોડા સાંધે છે. પણ એમને નવા જોડા બનાવતાં આવડતું નથી. વા'લાજી દરરોજ સરેરાશ આશરે ૩ કલાક કામ કરે છે અને બાકીના વખતમાં ભગવદ્ ભજન કરે છે.

## ૧૮ ચામડાં પકવવા રંગવાનું કામ

પ્રથમ સમીક્ષા વેળા ગામમાં ચમારના ૨ કુટુંબ હતાં. અને ચામડાં પકવવાં રંગવાનું કામ થતું હતું તે ઉપર લખ્યા મુજબ બંધ થઈ ગયું છે.

## ૧૯ તમાકુની બીડી બનાવવાનું કામ

ગામમાં ૪ સ્થળોએ તમાકુની બીડીઓ બનાવવાનું કામ થાય છે. આ સ્થળોને "બીડીનાં કારખાનાં" કહે છે, પણ એમાં કારખાનાં જેવું કંઇ નથી.

આ કારખાનાંના માલિક નીચે પ્રમાણે છેઃ—

૧ મણીભાઈ હરિભાઈ પટેલ
૨ ગોરધનભાઈ છોટાભાઈ પટેલ
૩ અંબાલાલ ઉમેદભાઇ પટેલ
૪ ત્રિભુવન પુરુષોતમ જોષી

આ ૪ પૈકી પહેલા ૩ પાટીદાર છે, અને ચોથા બ્રાહ્મણ છે. આ કારખાનાઓમાં જેઓ બીડી બનાવે છે તેમને ૧૦૦૦ બીડી વાળવાના આશરે રૂ. ૨ માલિક આપે છે. દરેક કામદાર આશરે ૮ કલાક કામ કરે તો દિવસમાં આશરે ૮૦૦ નંગ બીડી વાળે. આ ચારે કારખાનામાં બધા થઈને ૧૨–૧૫ માણસો બીડી વાળે છે, પણ કામદારોની સંખ્યામાં

માલના ભરાવા તથા ખપત પ્રમાણે વધઘટ થાય છે. કારખાનામાં બનતી બીડીઓ ગામમાં તેમજ પરગામમાં પણ વેચાય છે. માલિકો પૈકી મણીભાઈ હીરાભાઈ પટેલ સહકારી મંડળીના પ્રમુખ છે, અને એમને બીડીઓ વેચવા કે વેચવા માટે કેનવાસિંગ કરવા આજુબાજુ બહારગામ પણ જવું પડે છે.

## તુલના

પ્રથમ સમીક્ષા વેળા ગામમાં ૧૨ ઉદ્યોગો હતા, અને એમાં ૪૬ કુટુંબો રોકાએલાં, કામ કરતાં હતાં. આની વિગત નીચે પ્રમાણે છેઃ—

| અ. અંક | ઉદ્યોગનું નામ | કુટુંબની સંખ્યા | જ્ઞાતિ | શેરો |
|---|---|---|---|---|
| ૧ | ઢોર ચારવાં | ૬ | રબારી | |
| ૨ | માટીનાં વાસણ બનાવવાં | ૨ | કુંભાર | |
| ૩ | લાકડાનું સુથારી કામ | ૩ | સુથાર | |
| ૪ | લોખંડનું લુહારી કામ | ૬ | લુહાર | |
| ૫ | હાથશાળ પર કાપડ વણવાનું કામ | ૧૪ | ઢેડ | |
| ૬ | કપડાં બનાવવાનું કામ | ૨ | દરજી | |
| ૭ | જોડા બનાવવાનું કામ | ૧ | મોચી | |
| ૮ | હજામત–વાળ કાપવાનું કામ | ૫ | વાળંદ | |
| ૯ | સોનારૂપાનાં ઘરેણાં બનાવવાનું કામ | ૧ | સોની | |
| ૧૦ | ઢોલ વગાડવાનું કામ | ૪ | રાવળિયા | |
| ૧૧ | મરેલાં ઢોરનાં ચામડાં ઉતારવાનું કામ | ૨ | ચમાર | |
| ૧૨ | ચામડા પકવવા રંગવાનું કામ | | | |
| | કુલ | ૪૬ | ૧૧ | |

પ્રથમ સમીક્ષા વેળા ઉદ્યોગમાં ૪૬ કુટુંબો રોકાએલાં હતાં. પરંતુ એમાં હાથવણાટનું કામ કરતા ૧૪ હરિજન વણકર કુટુંબો તેમજ ઢોલ વગાડનાર ૪ રાવળિયાના કુટુંબો કંઈ આખો વખત એટલે બારે માસ કાપડ વણતા નહિ કે ઢોલ વગાડતા નહિ પરંતુ ખેતી, મજૂરી વગેરે કામો પણ કરતા.

બીજી સમીક્ષા વેળા ૨૭ કુટુંબો ઉદ્યોગમાં રોકાએલાં છે. પરંતુ એમાં રાવળિયા કુટુંબ ૫ ને લગ્નસરામાંજ ઢોલ વગાડવાનાં હોય છે, કડિયા કુટુંબ ૩ ને પણ ગામમાં કે પરગામમાં થોડાક માસ કામ મળે, કુંભાર કુટુંબ એક વર્ષમાં બહુ તો ૪–૫ માસ વાસણ વગેરે બનાવે, અને ગોલાને પણ ૪–૬ માસ ભરવાડનું મળે. એટલે બાકીના વખતમાં આ લોકો ખેતી કે ખેતીની મજૂરી કે બીજો ધંધો કરે છે. જે રબારી કુટુંબ છે એ પણ ખાતેદાર છે અને ખેતી કરે છે. એટલે આ બધાંને બાદ કરીએ તો આખો વખત ઉદ્યોગમાં રોકાએલા હોય એવાં કુટુંબોની સંખ્યા ૧૩ થાય છે.

બીજી સમીક્ષા વેળા ગામમાં ૧૧ ઉદ્યોગો ચાલે છે અને તેમાં ૨૭ કુટુંબો રોકાએલાં છે, જે નીચે પ્રમાણે છે:—

| અંક | ઉદ્યોગનું નામ | કુટુંબની સંખ્યા | જ્ઞાતિ | શેરો |
|---|---|---|---|---|
| ૧ | ઢોર ચારવાં | ૪ | રબારી | |
| ૨ | અનાજ ભરડવું | ૧ | ગોલા | |
| ૩ | અનાજ દળવું | ૧ | પાટીદાર | યાંત્રિક ઘંટી |
| ૪ | તેલ બનાવવું | ૧ | વોરા | બળદ ઘાણી |
| ૫ | માટીનાં વાસણ બનાવવાં | ૧ | કુંભાર | |
| ૬ | લાકડાનું સુથારી કામ | ૨ | સુથાર | |
| ૭ | ચણતર–કડિયા કામ | ૩ | મુસ્લીમ | |
| ૮ | કપડાં બનાવવાનું દરજી કામ | ૪ | મુસ્લીમ ૧ વાળંદ ૨ ઢેડ ૧ | |
| ૯ | હજામત–વાળ કાપવાનું કામ | ૪ | વાળંદ | |
| ૧૦ | ઢોલ વગાડવાનું કામ | ૫ | રાવળ | |
| ૧૧ | મરેલાં ઢોરનાં ચામડાં ઉતારવાનું કામ | ૧ | ચમાર | |
| | | ૨૭ | | |

આ ઉપરાંત તમાકુની બીડી બનાવવાનાં ૪ કારખાનાં છે. એમાં માલીક તેમજ મજૂર મળીને ૧૦–૧૨ માણસો અવર નવર કામ કરે છે. પણ એમાં કામ કરનારાઓની સંખ્યામાં ખપત તથા વખત પ્રમાણે વધઘટ થાય છે.

આ બન્ને કોષ્ટકોને સરખાવતાં પ્રથમ સમીક્ષાવેળા લુહારી કામ, હાથશાળ પર કાપડ વણવાનું કામ, જોડા બનાવવાનું કામ, ચામડા પકવવા, રંગવાનું કામ તથા સોના રૂપાનાં ઘરેણાં બનાવવાનું કામ થતાં; એ કામ બીજી સમીક્ષા વેળા સદંતર બંધ છે. જ્યારે બીજી સમીક્ષા વેળા અનાજ ભરડવાનું કામ તથા ઘાણીથી તેલ કાઢવાનું કામ ચાલે છે, તે સબંધી કંઈ ઉલ્લેખ પ્રથમ સમીક્ષામાં નથી. વળી પ્રથમ સમીક્ષામાં કપડાં બનાવવનું કામ કરનાર જ્ઞાતિએ દરજી હતા. જ્યારે બીજી સમીક્ષામાં કપડાં બનાવનાર ૪ કુટુંબો પૈકી ૨ વાળંદ, ૧ ઢેડ, વણકર તથા ૧ મુસલમાન છે. બીજી સમીક્ષા વેળા અનાજ દળવાની યાંત્રિક ઘંટી છે. જે પ્રથમ સમીક્ષા વેળા હતી નહિ.

# વ્યાપાર

ગામમાં ૧૨ દુકાનો છે. જેમનાં માલિકનાં નામ નીચે પ્રમાણે છેઃ—

| | |
|---|---|
| ૧ ત્રિભુવન પુરુષોત્તમ જોષી— | બ્રાહ્મણ |
| ૨ અંબાલાલ છગનલાલ શાહ— | વૈશ્ય |
| ૩ ચીમનલાલ કાળીદાસ શાહ— | ,, |
| ૪ અંબાલાલ ડાહ્યાભાઈ ઠક્કર— | લોહાણા |
| ૫ રામજીભાઈ ડાહ્યાભાઈ ઠક્કર— | |
| ૬ શંકરલાલ શિવલાલ ઠક્કર— | |
| ૭ બેચરભાઈ લલ્લુભાઈ ઠક્કર— | |
| ૮ કડુમીયાં હુસેનમીયાં મલેક— | મુસલમાન |
| ૯ દાઉદભાઈ રસુલભાઈ વોરા— | વોરા |
| ૧૦ રમણભાઈ પટેલ— | પાટીદાર |
| ૧૧ અંબાલાલ ઉમેદભાઈ પટેલ— | |
| ૧૨ ગોરધનભાઈ છોટાભાઈ પટેલ- | |

અંક ૧ થી ૯ સુધીની દુકાનો અનાજ કે કરિયાણા વગેરેની છે, અને અંક ૧૦ થી ૧૨ પાનબીડીની દુકાન છે. દુકાન ૧, ૪, ૫, ૬, ૧૦, ૧૧, ૧૨ બજારમાં મુખ્ય રાજમાર્ગ ઉપર છે. દુકાન અંક ૨ તથા ૭ ચકલાશીઆ ભાગમાં છે. દુકાન અંક ૮ બારિયા વગામાં માતાવાળા મહોલ્લામાં છે, દુકાન અંક ૯ દવાખાના પાસે છે, અને અંક ૩ નાની બ્રહ્મપોળમાં છે.

દુકાનોમાં રૂપિયાના બદલે દાણા લઈને પણ દુકાનદારો વસ્તુઓ વેચે છે. આમાં રોકડ નાણાં વગરના ખરીદનારને એક સગવડ છે, પણ દુકાનદાર દાણાનો ભાવ ઓછો આંકે તો તેથી ગ્રાહકને નુકસાન છે.

આ દુકાનદારો વેચવા માટે પોતાને જોઈતી વસ્તુઓ પેટલાદ, સોજિત્રા, વસો, નડિયાદ, વગેરે સ્થળેથી લાવે છે કે મંગાવે છે. કેટલીક નાની કે હલકી વસ્તુઓ સાથે પણ લાવે અને બોજાવાળી વસ્તુઓ ટ્રેન વગેરેમાં દેવા લાવે અને ત્યાંથી પગરસ્તે ગાડામાં આવે, કોઈવાર વસો, સોજિત્રા વગેરે ગામોથી ગાડામાં પણ આવે.

ઉપર પ્રમાણે દુકાનો અને દુકાનદારો ઉપરાંત કેટલાક લોકો અનાજ વેચવાની દલાલી પણ કરે છે. ગામમાં પરગામથી આવતા વેપારીઓને આ દલાલો ગામમાંથી અનાજ અપાવે છે, અથવા તો ગામમાંથી અનાજ પરગામ વેચાવી આપે છે.

વળી સાચવણીની ભેંસોના ગામમાં ૨ પેટા દલાલ છે, જે સાચવણીની ભેંસો દલાલ મોકલે તેને ગામમાં બીજાઓને સાચવવા માટે આપે છે. આ ૨ પૈકી એક પાટીદાર છે, અને બીજા બારિયા છે. પશુ ઉત્પન્નપાલનના પ્રકરણમાં સાચવણીની ભેંસોના વિભાગમાં આ બાબત વિસ્તારથી આપી છે.

## શાકભાજી તથા લીલાં ફળ

સોમાભાઈ ગોલા પોતાના ઘરમાં અવારનવાર શાકભાજી વેચે છે–નડિયાદથી શાકભાજી ખરીદી લાવી ગામમાં વેચે. ત્રિભુવન પુરુષોત્તમ જોષીની દુકાનમાં પણ કેટલીકવાર શાક વેચાય છે. આ ઉપરાંત ગામના એક મુસલમાન ફકીર પણ એક બે દિવસના આંતરે નડિયાદ જઈ

ત્યાંથી શાકભાજી ખરીદી લાવે છે, અને ગામમાં ફરીને વેચે છે. કોઈ વેળા બહારથી આવેલાં ફળ પણ ગામમાં વેચાય છે.

## ચેવડો, શેવગાંઠિયા અને મીઠાઇ

કોઇ કોઈ દુકાનમાં કોઈવાર બહારથી વેચાતા લાવેલ ચેવડો, શેવ, ગાંઠીયા પણ વેચાતા મળે છે. ગામમાં મીઠાઈની દુકાન નથી. પણ બહાર ગામથી કોઈ કોઇ વાર ફેરિઆ ગામમાં આવે છે તે સુતરફેણી વગેરે વેચે છે.

## ઉધાર વેચાણ

દુકાન અંક ૧ થી ૪ તથા ૮ ના માલિકો આશરે ૫૦ ટકા ઉધાર વેચે છે. દુકાન અંક ૫ તથા ૬ માં ઉધાર વેચવામાં આવતું નથી. એટલે ગામની દુકાનોમાં જે વેચાણ થાય છે, તેમાં ઓછામાં ઓછું આશરે ત્રીજા ભાગનું વેચાણ ઉધાર થાય છે એમ કહી શકાય.

પ્રથમ સમીક્ષા વેળા રોકડ તેમજ ઉધાર ખરીદી કરવામાં શું ફેર પડે છે તેની ખાસ તપાસ કરવામાં આવી હતી. આ માટે ચતુર નામના એક રાવણીયાને દોરવણી આપતાં તે એક દુકાનેથી એક રૂપિયો રોકડો આપી કેટલીક વસ્તુઓ ખરીદી લાવ્યો હતો. પછી બીજી દુકાનેથી એક રૂપિયાની કિંમતની એજ વસ્તુઓ ચતુર ઉધાર લઈ આવ્યો હતો. આ બંને ખરીદીનો તોલ કરતાં અને તેની પ્રતનો અંદાજ કાઢતાં એક રૂપિયાની રોકડ તથા ઉધાર ખરીદીમાં પાંચ આનાનો ફેર જણાયો હતો. ઉધારનો માલ હલકો અને વજનમાં ઘણો ઓછો હતો. ગરીબો ઉધાર ખરીદે તેમાં તેમને કેટલું નુકસાન ભોગવવું પડે છે તેનો આ પ્રત્યક્ષ દાખલો મળ્યો હતો. પ્રથમ સમીક્ષામાં ૨૮૬ ખરીદનારાઓ પૈકી ૨૨૧ મનુષ્યોએ ઉધાર ખરીદ્યું હતું, જ્યારે રોકડેથી ખરીદનાર ફક્ત ૭૦ હતા. એટલે આશરે ૩ ભાગ ઉધાર ખરીદનારા અને આશરે ૧ ભાગ રોકડેથી ખરીદનારા હતા.

## વસ્તુઓના ભાવ

ગામના મુસલમાન ફકીર ગામમાં ફરીને જે શાક વેચે છે તેના ભાવ તા. ૨૯ ઓગસ્ટ ૧૯૫૫ ના દિવસે નીચે પ્રમાણે હતા :—

| | શેરના |
|---|---|
| શાક | રૂ – આ – પા |
| બટાટા | ૦ – ૫ – ૦ |
| સુરણ | ૦ – ૩ – ૦ |
| કારેલાં | ૦ – ૪ – ૦ |
| રીંગણાં | ૦ – ૨ – ૦ |
| પરવર | ૦ – ૪ – ૦ |
| ઘીલોડાં | ૦ – ૨ – ૦ |
| દુધી | ૦ – ૨ – ૦ |
| મરચાં–લીલાં | ૦ – ૪ – ૦ |

સન ૧૯૫૫માં ભડકદમાં નીચેની વસ્તુઓના ઓછામાં ઓછા તથા વધારેમાં વધારે અંદાજી ભાવ નીચે પ્રમાણે હતા—

ચાલીશ તોલાનો એક શેર એવા ચાલીશ શેરના મણના ભાવ :—

| વસ્તુનું નામ | ઓછામાં ઓછા | વધારેમાં વધારે |
|---|---|---|
| | રૂ–આ–પા. | રૂ–આ–પા. |
| ડાંગર સુતરસાલ | ૪–૮–૦ | ૫ ૦–૦ |
| ચોખા સુતરસાલ | ૬–૮–૦ | ૧૦–૦–૦ |
| કોદરા | ૨–૦–૦ | ૩–૦–૦ |
| બાવટો | ૨–૧૨–૦ | ૩–૮–૦ |
| બાજરી | ૫–૦–૦ | ૬–૦–૦ |
| જુવાર | ૫–૦–૦ | ૬–૦–૦ |
| ઘઉં | ૬–૦–૦ | ૭–૮–૦ |
| ગવાર | ૪–૦–૦ | ૫–૪–૦ |
| તુવર | ૩–૦–૦ | ૬–૦–૦ |
| તુવરની દાળ | ૬–૦–૦ | ૭–૮–૦ |
| અડદ | ૫–૦–૦ | ૬–૦–૦ |
| મગ | ૩–૦–૦ | ૬–૦–૦ |
| મઠ | ૨–૮–૦ | ૬–૦–૦ |
| ચોળા | ૨–૮–૦ | ૪–૦–૦ |
| ચણા | ૩–૧૨–૦ | ૧૧–૦–૦ |
| તલ | ૮–૮–૦ | ૧૨–૦–૦ |
| દિવેલા | ૪–૦–૦ | ૫–૮–૦ |
| કપાસિયા | ૩–૮–૦ | ૫–૮–૦ |

ચાલીશ તોલાના એક શેરના ભાવ—

| વસ્તુનું નામ | ઓછામાં ઓછા | વધારેમાં વધારે |
|---|---|---|
| | રૂ–આ–પા. | રૂ–આ–પા. |
| ઘી | ૨–૦–૦ | ૨–૧૨–૦ |
| મગફળીનું તેલ | ૦–૮–૦ | ૦–૧૨–૦ |
| દિવેલ | ૦–૬–૦ | ૦–૧૧–૦ |
| ગોળ | ૦–૪–૦ | ૦–૫–૦ |
| ખાંડ | ૦–૮–૦ | ૦–૮–૦ |
| મીઠું | ૦–૦–૬ | ૦–૦–૬ |
| હરદળ ખાંડેલી | ૦-૧૨-૦ | ૦–૧૨–૦ |
| રાઈ | ૦–૪–૦ | ૦–૪–૦ |
| મેથી | ૦–૪–૦ | ૦–૪–૦ |
| મરચાં આખાં | ૦-૧૧-૦ | ૦–૧૧–૦ |
| ધાણા | ૦–૭–૦ | ૦–૧૧–૦ |
| જીરું | ૦-૧૨-૦ | ૦–૧૨–૦ |
| ગરમ મસાલો | ૨–૪–૦ | ૨–૮–૦ |
| એલચી | ૧૨-૦-૦ | ૧૨–૦–૦ |
| આમલી ફોલેલી | ૦–૫–૦ | ૦–૭–૦ |
| ચ્હા | ૩–૦–૦ | ૩–૦–૦ |
| કેરોસિન રતલના | ૦–૪–૦ | ૦–૪–૦ |
| કેરોસિન ડબ્બાના | ૬-૧૦-૦ | ૭–૪–૦ |

## વ્યાપારી જ્ઞાતિ

વૈશ્યોનો મુખ્ય આનુવંશીક ધંધો વ્યાપાર છે, દ્વિતીય સમીક્ષા દરમ્યાન કરેલી વસતિ-ગણત્રી અનુસાર ગામમાં વૈશ્ય કુટુંબો ૮ છે. આમાં પહેલું કુટુંબ મોટા ભાગે બહારગામ રહે છે, અને એમનો ગામમાં કંઈ ધંધો રોજગાર નથી, બીજા એક કુટુંબનો પણ ગામમાં કોઈ ધંધો ચાલતો નથી. ત્રીજુ કુટુંબ પણ કાંઈ ધંધો કરતું નથી, અને બહારથી એમનાં સગાં નાણાં મોકલે છે એમાંથી એમનો નિર્વાહ ચાલે છે. ચોથું કુટુંબ એક ગૃહસ્થનું છે તે પડે એકલો

છે, અને બીડીઓ બનાવવાનું કામ કરે છે. પાંચમા કુટુંબમાં પુરુષવર્ગમાં બે ભાઈઓ છે તે પૈકી એક ભાઈ ઘણી નાની દુકાન ચલાવે છે, જે હંમેશાં ચાલુ હોતી નથી; બીજા ભાઈ બીડી વાળવાનું કામ કરે છે. ત્યાર પછી છઠ્ઠા કુટુંબના વડા તથા એમના દીકરા દુકાનદારી કરે છે, જે એકંદરે ઠીક ચાલે છે. સાતમા કુટુંબમાં જે વડા છે એમના ખાતે થોડી જમીન છે, તે ભાગે ખેડાવે છે; અને મોટા દીકરા બહારગામ નોકરી કરે છે, તે બને તેટલું ખર્ચ માટે મોકલે છે; આ કુટુંબ આખા ગામમાં સૌથી વધારે ધનવાન ગણાતું હતું. આ કુટુમ્બ પાસે ગાડું ભરીને રોકડા સિક્કા હતા, અને લોકોને ધીરાણ કરતી વેળા આ નાણાવટીની કોઠીઓમાંથી તગારાં ભરીને રૂપાના સિક્કા કઢાતા એમ કહેવાય છે. એમની પાસે જમીન, મકાન, દાગીના વગેરે પણ સારી મિલકત હતી, પણ પાછળથી વેપારમાં નુકસાન, ઉઘરાણીની બાકી, ઉપજમાં ઘણો ઘટાડો, સામાજિક ખર્ચ વગેરે કારણોથી કુટુંબની મોટી મિલકત ખલાસ થઈ ગઈ છે; વળી જે બે મકાનો પ્રથમ સારી સ્થિતિમાં હતાં તેમાંના એકનો મોટો ભાગ પડી કે ડગી–ડડળી ગયો છે, અને બીજું પણ ખરાબ હાલતમાં છે. કિન્તુ ગામમાં જે આઠમું વૈશ્ય કુટુંબ છે તેના વડા શેઠ વાડીલાલ કપુરચંદને આશરે રૂ. ૬૧૦ ખેતીના ભાગના ઉત્પન્ન તરીકે આવે છે. જીવણલાલ લીમીટેડ નામની એલ્યુમીનિયમનાં વાસણો બનાવનાર મશહુર કંપનીના વડા શેઠ હિમચંદભાઈ કપુરચંદના વાડીલાલભાઈ મોટાભાઈ છે. શેઠ હિમચંદભાઈ તથા બીજા બે ભાઈઓ ઉદ્યોગ ધંધાર્થે વડોદરા, મદ્રાસ, તથા કલકત્તા રહે છે, અને ઘણો મોટો બહોળો વેપાર ખેડે છે. પરંતુ એમના જંગી વેપારધંધાની લીલીવાડીની બધી બહાર તો બહારગામ છે; ભડકદમાં તો આ ભાઈઓનાં કેટલાંક મકાનો તથા થોડીક જમીન વતનની યાદગીરી તરીકે છે. એટલે આ અત્યંત ધનવાન કુટુંબને તથા બીજા એક દુકાનદારી કરતા કુટુંબને બાદ કરતાં ભડકદના આનુવંશિક વ્યાપારીઓ કાંતો બીડી વાળવા જેવો ઉદ્યોગ કરે છે, કે અન્યના આશ્રય નીચે ગુજારો કરે છે. આ સિવાય ૨ વૈશ્ય ગૃહસ્થ સહકુટુંબ બહારગામ રહે છે, પણ ગામમાં તેમનાં મકાનો છે; એટલે બધાં મળીને ૧૩ વૈશ્ય કુટુંબોમાં ૫ જાથુકનાં બહારગામ રહે છે, જેમનો ગામમાં કોઈ ધંધો રોજગાર નથી; અને જે ૮ કુટુંબ ગામમાં રહે છે તેમાં કોઈનો કાયમનો રીતસરનો ધંધો હોય તો તે એકજ કુટુંબ છે કે જે કાયમની અનાજ કરિયાણાની દુકાન ચલાવે છે.

## લોહાણા જ્ઞાતિ

લોહાણા જ્ઞાતિનાં ગામમાં ૫ કુટુંબ છે, એમાં એક શાળામાં શિક્ષક છે, પણ એ બહાર ગામના છે. બાકીનાં ૪ કુટુંબો પૈકી ત્રણનાં દુકાનો, વ્યાપાર સારાં ચાલે છે, જ્યારે ચોથાનાં દુકાન–ધંધો બરાબર ચાલતાં નથી.

પ્રથમ સમીક્ષા વેળા ગામમાં વૈશ્યનાં કુટુંબ ૧૦ હતાં, અને લોહાણાનાં ૧૩ હતાં. આ પૈકી ૨ વૈશ્યનાં કુટુંબમાં મુખ્ય બે વિધવાઓ હતી, અને બાકીના ૮ કુટુંબો વ્યાપારમાં રોકાએલાં હતાં. લોહાણાના બધાજ કુટુંબો વ્યાપારમાં રોકાએલાં હતાં. એટલે વ્યાપારી કોમમાં ૨ વિધવાઓના કુટુંબને બાદ કરતાં બાકીના બધાજ કુટુંબો વ્યાપારમાં રોકાએલાં હતાં. આ કુટુંબો પૈકી કેટલાક ખાતેદારો પણ હતા.

વ્યાપાર કરનાર કુટુંબો પૈકી કેટલાક દુકાનદારી કરતા અને ઘર વપરાશનો માલ વેચતા—એક કુટુંબ કાપડ પણ વેચતું. ગાંધીનો કેટલોક સામાન વસોથી લાવવો પડતો.

હવે બંને સમીક્ષાઓની સરખામણી કરીએ તો પ્રથમ ગામમાં વૈશ્યનાં કુટુંબ ૧૦ હતાં જ્યારે હાલ ૮ છે, જે પૈકી ફક્ત એક કુટુંબનાં વેપાર-ધંધો-દુકાન સારાં ચાલે છે; અને બાકીના કાં તો બીડી વાળવા જેવો નાનો ઉદ્યોગ કરે છે કે બીજાનાં આશ્રય પર નભે છે. લોહાણાના કુટુંબ પ્રથમ ૧૩ હતાં જે વેપાર કરતાં, ત્યારે હાલ ફક્ત ૫ છે, જેમાં એક તો બહાર ગામના શિક્ષક છે. એટલે ગામમાં રહેતાં વૈશ્ય કુટુંબોની સંખ્યામાં ૨૦ ટકા ઘટાડો થયો છે; અને ગામમાં રહેલા લોહાણા કુટુંબોની સંખ્યામાં લગભગ ૬૪ ટકા ઘટાડો થયો છે. પરંતુ કરિયાણું વગેરે કેટલીક ચીજો પ્રથમ ગામમાં દુકાનોમાં વેચાતી નહીં તે હવે વેચાય છે; અને એટલા દરજ્જે ભાડ્કદવાસી ગ્રાહકોને સરલતા, સુગમતા થયાં છે.

# નાણાંની ધીરધાર

પોતાની ઇચ્છા, આવડત કે શક્તિ પ્રમાણે ધંધો કરવાને બધાયની પાસે પૂરતાં સાધન કે નાણાં હોતાં નથી. એટલે જેમની પાસે નાણાં હોય તેઓ પાસેથી, તેઓ આપે તો, કેટલાકને ઉછીનાં કે કરજે નાણાં લેવાં પડે છે. કેટલીકવાર કેટલાકને પોતાના નિર્વાહ માટે પણ બીજાઓ પાસેથી ઉછીનાં કે કરજે નાણાં લેવાં પડે છે. ઉછીનાં નાણાં પર વ્યાજ આપવાનું હોતું નથી; જ્યારે કરજે લીધેલાં નાણાં પર નાણાં લેનારે નાણાં આપનારને વ્યાજ આપવું પડે છે. આ પ્રમાણે જેમણે કરજે નાણાં લીધાં હોય તે કરજદાર, દેવાદાર, દેણદાર કહેવાય છે; અને કરજે નાણાં આપનાર શાહુકાર, લેણદાર કહેવાય છે. કેટલાક શાહુકારો બીજાનાં નાણાં પોતાને ત્યાં થાપણ તરીકે જમા રાખે છે, અને થાપણદારને એટલે થાપણ મૂકનારને વ્યાજ આપે છે. શાહુકારીનો ધંધો કરનાર નાણાવટી, પરીખ કે પારેખ પણ કહેવાય છે. શરાફ–નાણાવટી એટલે નાણાં રાખનાર, આપનાર, લેનાર કે બદલી આપનાર, પરીખ–પારેખ એટલે નાણાંની પરીક્ષા કરનાર–નાણાંના પરીક્ષક; એનો બીજો અર્થ નાણાં રાખનાર, સાચવનાર, આપનાર,ટ્રેઝરર, કેશિયર; અને ત્રીજો વિશાલ અર્થ યાચક માનવનાં નીતિ, રીતિ, વૃત્તિ, સ્થિતિ, શક્તિ તથા પરિસ્થિતિ વગેરેની પરીક્ષા, સમીક્ષા કરી એનો વ્યવહાર કે—અને વ્યવસાય, ચલાવવા, ટકાવવા, દીપાવવા, વધારવા એને કરજે નાણાં, ધન આપનાર શ્રેષ્ઠ–શેઠ–શ્રીમાલી–શ્રી નો માલી.

જગતના જુદા જુદા દેશોમાં સમાજને ઉપયોગી એવી આ નાણાવટીની સંસ્થા તથા ધંધો પરાપૂર્વથી ચાલ્યાં આવે છે, અને પ્રાચીન સમયથી સમાજનું જે અર્થકારણ છે એમાં એ અતિ આવશ્યક, ઉપયોગી તથા ઉપકારક છે. પણ શરાફમાં જ્યારે શયતાન આવે છે ત્યારે તે કરજદાર દેણદારનાં અજ્ઞાન તથા નબળી પરિસ્થિતિનો ખોટો લાભ લેઈ કેટલીક વાર ઘણું વધારે વ્યાજ લેઈ કે હિસાબમાં ગરબડ કરી કરજદારની પાસેથી ગેરવ્યાજબી રકમ લે છે, ખોટી રીતે એની મિલકત પડાવી લે છે, કે પછી એને આર્થિક રીતે નાદાર–ખલાસ–ખતમ કરી દે છે. *"શેઠ" જ્યારે આવું કરે છે ત્યારે સૂક્ષ્મ ભુવનમાં શેઠના 'શે' માંનો માત્ર* ઉડી જાય છે. પરંતુ બધાય શેઠ કંઈ શઠ નથી હોતા, અને કેટલાક શેઠ સાધુ–સારા–ભલા પણ હોય છે. કેટલાય શાહુકારનાં નાણાં કરજદારોની અશક્તિથી કે વિપરીત પરિસ્થિતિને લીધે ડુબ્યાં છે; અને કેટલાક રાંટા કરજદારો સીધા શરાફના પૈસા ખોટી રીતે હજમ પણ કરી ગયા છે.

નાણાવટીઓ તથા પરીખોની આ વંશપરંપરાની સ્થાનિક સ્વદેશી બેંકોએ ફક્ત ખેતી કરનારાઓને જ નહિ પણ ઉદ્યોગવ્યાપારને પણ પરાપૂર્વથી ચલાવ્યા, વધાર્યા તથા ટકાવ્યા છે. વળી બ્રિટિશ રાજ્યમાં પરદેશી જોઈન્ટ સ્ટોક લિમિટેડ કંપનીના સ્વરૂપની મોટી મોટી બેંક બાનુઓ અને ગરીબો તથા સામાન્ય જનોની ઉન્નતિનો દાવો કરતી એક લાખથી વિશેષ ખેતી ધીરાણની સહકારી મંડળીઓ અસ્તિત્વમાં આવી. પણ રીઝર્વ બેંક ઑફ ઇંડિયાના રુરલ ક્રેડિટ સર્વેના રીપોર્ટમાં દર્શાવ્યા પ્રમાણે ખેડૂતોને જે ધીરાણ થાય છે, એમાં આ બડી બેંકો તથા નાની મોટી સહકારી મંડળીઓનું ધીરાણ કુલ ધીરાણના ૪ ટકા જેટલું માંડમાંડ થાય છે;

અને આપણા "ગામડી" ધંધાદારી "સ્વદેશી" શાહુકારોજ એમને આશરે ૬૯ ટકા જેટલું જંગી ધીરાણ કરે છે. એટલે આજે પણ ખેડૂતોને થતા ધીરાણમાં આ શાહુકારોનો ઘણો મોટો તથા અગત્યનો ફાળો છે.

પ્રથમ સમીક્ષા વેળા ભડકદમાં ૬૩ શાહુકારોએ કુલ ૨૫૪ માણસોને ધીરાણ કરેલું હતું. આ ૬૩ શાહુકારો પૈકી ૪૦ ભડકદમાં રહેતા હતા, અને બાકીના ૨૩ બહારગામ રહેતા હતા. આ બહારનાં ગામોની સંખ્યા ૧૧ હતી. ગામવાર શાહુકાર તથા કરજદાર ખાતેદારની વિગત નીચે પ્રમાણે છેઃ—

| ગામનું નામ | શાહુકારની સંખ્યા | કરજદાર—ખાતેદારની સંખ્યા |
|---|---|---|
| ભડકદ | ૪૦ | ૧૫૨ |
| સોજિત્રા | ૧ | ૧ |
| વસો | ૯ | ૭૮ |
| દેવા | ૧ | ૧ |
| ગાડા | ૧ | ૧ |
| માલાવાડા | ૧ | ૧ |
| વડોદરા | ૧ | ૧ |
| પલાણા | ૨ | ૨ |
| દેથળી | ૩ | ૧૨ |
| ખાંધલી | ૧ | ૨ |
| અમદાવાદ | ૨ | ૨ |
| સોખડા | ૧ | ૧ |
| કુલ | ૬૩ | ૨૫૪ |

ટુંકી તથા અનિયમિત પેદાશના કારણે ગામડાના ખેડૂત તથા મજૂરવર્ગને દેવું તો કરવુ પડે છે જ. કોઈ વર્ષે ખેડુતને થોડા પૈસા બચ્યા હોય અને ઘેર પ્રસંગ આવે એટલે તે એમાં ખર્ચે, અગર તો જમીન ખરીદે કે પછી દાગીના કરાવે, પણ રોકડ રકમ તો ભાગ્યે જ રાખે, એટલે નાણાંની જરૂર પડે ત્યારે એ શાહુકારને ત્યાં દોડે.

આ સમીક્ષામાં ગામમાં ૩૫૬ કુટુંબોમાંથી ૧૦૨ કુટુંબોની હકીકત આવેલી નહિ. કદાચ તેમને દેવું નહિ હોય અથવા દેવું જુજ હશે. દેવું હોય છતાં લખાવે નહિ એવા પણ કેટલાક હશે. કેટલાક આબરૂદાર કે સારી સ્થિતિના માણસો દેવુ કબુલ કરતાં આંચકો ખાય એ સ્વાભાવિક છે. બાકીના ૨૫૪ કુટુંબોને રૂ. ૭૩૦૪૬ નું દેવું હતું. આ દેવાના પ્રકાર નીચે પ્રમાણે છેઃ—

આ દેવાના પ્રકાર નીચે પ્રમાણે છેઃ—

| દેવાનો પ્રકાર | રૂપિયા |
|---|---|
| અંગ ઉધાર | ૪૯,૬૯૧ |
| જમીન ઉપર | ૧૩,૨૩૫ |
| ઘર ઉપર | ૨,૨૦૧ |
| જમીન મહેસુલનું | ૧,૩૩૩ |
| ઘરેણાં ઉપર | ૩,૦૩૪ |
| ઈતર | ૩,૫૫૨ |
| કુલ— | ૭૩,૦૪૬ |

રકમની દષ્ટિએ આ કરજદારોનું વર્ગીકરણ નીચે પ્રમાણે છે—:

| રકમ રૂપિયા | કરજદારની સંખ્યા |
|---|---|
| ૧ થી ૧૦૦ સુધી | ૧૧૨ |
| ૧૦૧ થી ૨૦૦ ,, | ૫૨ |
| ૨૦૧ થી ૪૦૦ ,, | ૪૮ |
| ૪૦૧ થી ૬૦૦ ,, | ૧૪ |
| ૬૦૧ થી ૮૦૦ ,, | ૯ |
| ૮૦૦ ઉપરાંત | ૧૯ |
| કુલ— | ૨૫૪ |

દેવાનાં કારણો તેમજ કારણવાર દેવાના આંકડા નીચે પ્રમાણે છેઃ—

| બાબત | રૂપિયા |
|---|---|
| જમીન ખરીદવા | ૪૬૯૦ |
| મહેસુલ ભરવા | ૩૨૧૯ |
| ઢોર લેવા | ૭૧૦૫ |
| ઘરખર્ચ કરવા | ૯૮૧૩ |
| લગ્નખર્ચ માટે | ૧૫૪૦૦ |
| મરણ ખર્ચ માટે | ૪૩૩૧ |
| ઈતર | ૨૮૫૩૮ |
| કુલ | ૭૩૦૪૬ |

ઉપરના આંકડા જોતાં લગ્ન ખર્ચ માટેનું દેવું કુલ દેવાનો લગભગ પાંચમો ભાગ છે. જ્યારે ઈતર દેવું આશરે ⅖ છે.

બીજી સમીક્ષા વેળા દેવા બાબત તપાસ કરતાં હકીકત નીચે પ્રમાણે છેઃ—

મુંબઈ રાજ્યમાં કેટલાંક વર્ષોથી મનીલેન્ડર્સ એકટ–શાહુકાર ધારો અમલમાં આવ્યો છે. આ કાયદા પ્રમાણે ધીરધારનો ધંધો કરનાર દરેક શાહુકારે ધીરાણનો ધંધો કરવા માટે સરકારમાં પોતાનું નામ નોંધાવવું પડે છે, લાઈસેન્સ લેવું પડે છે, ઠરેલા ધોરણે હિસાબ

રાખવા પડે છે, હિસાબનાં પત્રકો રાખવાં પડે છે, અને હિસાબનાં પત્રકો તથા પાવતીઓ આપવી પડે છે. વળી શાહુકાર વધારેમાં વધારે વ્યાજ કેટલું લઈ શકે તે પણ આ કાયદામાં ઠરાવ્યું છે, અને કરજદારને શાહુકારના ધમકી તથા ત્રાસમાંથી બચાવવા માટે કેટલીક જોગવાઈઓ એમાં કરેલી છે. ગીરોવ્યવહારનું નિયમન તથા કાયદાના ઉલ્લંઘન માટે કોર્ટ તથા શિક્ષાનાં ધોરણ પણ આ કાયદામાં ઠરાવ્યાં છે.

ભડકદમાં આ કાયદા પ્રમાણે શાહુકાર તરીકે કોઈએ પોતાનું નામ નોંધાવ્યું નથી, અને ધીરાણનો ધંધો કરવા કોઈએ લાઈસેન્સ લીધું નથી, એટલે પ્રથમની જેમ કોઈ ખુલ્લેખુલ્લું ધીરાણ કરતું નથી–કાયદેસર ખુલ્લી રીતે કોઈ કોઈને પૈસા ધીરતું નથી. જેમને કરજ જોઈએ તે ખાનગી રીતે વ્યવસ્થા કરી લે છે; અને અંદર અંદર પૈસાની આપ લે કરે છે, પણ એને કાયદેસર ધીરાણનું સ્વરૂપ આપતા નથી. કાયદો વચમાં આવતો હોવાથી કોઈ વ્યાજે નાણાં ધીરે કે લે તો પણ શાહુકાર કે કરજદારનું કોઈ નામ કહે નહિ, અને વ્યાજનો દર કે બીજી શરતો પણ કહે નહિ; વળી શાહુકારી ધારો અમલમાં આવ્યા પછી રીતસરનું ધીરાણ પણ પ્રથમ કરતાં ઓછું થઈ ગયું છે. કેટલીકવાર શાહુકાર કરજદારને રકમ આપે તો તે પેટે કરજદાર પાસે કરજના બદલે કરજદારની કોઈ મિલકતનું વેચાણ કે શરતી વેચાણ કરાવી લે છે. અને જે કરજની રકમ આપવામાં આવે તેને દસ્તાવેજમાં મિલકતની ખરીદીની કિંમત તરીકે આપ્યાનું લખવામાં આવે છે. એટલે વસ્તુતઃ જે શાહુકાર અને કરજદાર હોય છે તે કાગળ પર ખરીદનાર અને વેચનાર તરીકે રજુ થાય છે, અને કરજની રકમ મિલકતની કિંમત તરીકે લખાય છે. આ પ્રમાણે કેટલાંય સ્થળે સામાન્યતઃ બને છે.

એટલે શાહુકારી ધારાથી, પ્રથમ કેટલીકવાર ખુલ્લી રીતે કરજદાર પાસેથી વધારે વ્યાજ લેવાતું તે અટક્યું છે. અને ખરાબ શાહુકારની છેતરપંડી, કનડગત અને ત્રાસમાંથી કરજદારને રક્ષણ તથા રાહત મળે, એવી આ કાયદામાં કેટલીક જોગવાઈઓ છે. પરંતુ આ કાયદો ન હતો ત્યારે જેટલી સહેલાઈથી તથા છુટથી ધીરાણ થતું તથા ગરજદારને કરજે નાણાં મળતાં તે ઘણું સખ્ત તથા સંકુચિત થઈ ગયું છે, અને ઘણા માણસોને સીધી ખુલ્લી રીતે કરજે નાણાં મળતાં અટકી ગયાં છે. ખેતીના કામે પણ જરૂર પડે નાણાંના અભાવે બી, ખાતર, વગેરે ખેડૂતો ખરીદી શકતા નથી, અને મબલખ પાક લેઈ શકતા નથી.

બીજી સમીક્ષા વેળા વ્યક્તિવાર સંપત્તિ તથા ઋણ–મિલકત તથા દેવાનો તપાસ કરતાં દેવાની કુલ રકમ રૂ. ૮૯,૨૭૫ થાય છે, જેના પ્રકાર નીચે પ્રમાણે છેઃ—

| દેવાનો પ્રકાર | રૂપિયા |
|---|---|
| જમીન પર | ૧૦૬૫૦ |
| મકાન પર | ૨૭૦૦ |
| અંગ ઉધાર | ૭૫૮૭૫ |
| અન્ય | ૫૦ |
| કુલ | ૮૯૨૭૫ |

કુલ દેવું પ્રથમ સમીક્ષાવેળા રૂ. ૭૩૪૦૬ હતું, જ્યારે બીજી સમીક્ષાવેળા રૂ.૮૯,૨૭૫ છે; એટલે હાલનું કુલ દેવું પ્રથમના દેવાથી રૂ. ૧૫૮૬૯ વિશેષ છે. અંગ ઉધાર દેવું પ્રથમ ૪૯,૬૯૧ હતું અને હાલ રૂ. ૭૫૮૭૫ છે, એટલે એ પણ રૂ. ૨૫૧૮૪ વધારે છે. બીજી સમીક્ષાવેળા ઘરેણાં પરનું દેવું બીલકુલ નથી.

પ્રથમ સમીક્ષા વેળા ભડકદમાં ધીરધારના વ્યવહારની વિગતો નીચે પ્રમાણે છેઃ—

## પ્રથમ સમીક્ષા વેળા ધીરધારનો વ્યવહાર

### વેંપારી : શાહુકાર

**વ્યાજનો દર :** વેંપારીઓ, શાહુકાર ચાર આનાથી આઠ આના સુધીના વ્યાજે પૈસા કરજે લાવે, જેના રૂપિયા બારે માસ પોતાને ત્યાં રહેવાના હોય તેના વ્યાજનો દર ઓછો હોય છે, પરંતુ જે રૂપિયા મોસમમાં લાવી મોસમ બંધ થયે પરત આપવાના હોય છે તેનું વ્યાજ આઠ આના હોય છે.

**કરજ ફેડવાની રીત અને શરતો :** વેંપારી શાહુકાર જે કરજ કરે છે તેના રોકડા રૂપિયાજ પરત આપી દે છે એટલે કરજ ફેડવાની કોઈ બીજી રીત કે શરતો હોતી નથી.

**કબજા :** શાહુકાર લોકો અહીં ગીરો મૂકી પૈસા લાવતા નથી, કેટલાક બહાર ગામ વહેવાર કરે તો તેમને પ્રસંગે ડીપોઝિટના કેટલાક રૂપિયા મૂકવા પડે છે.

### પાટીદાર

**વ્યાજનો દર :** જે પાટીદાર લોકોમાં સારી પ્રતિષ્ઠાવાળા હોય છે તેમને માત્ર આઠ આનાથી દશ આના સુધીનું વ્યાજ આપવું પડે છે. જે લોકો ફેરા ખવડાવે તેવા હોય તેમને રોકડા રૂપિયા ધીરતી વખતે પાંચથી સાત રૂપિયાનો વટાવ બેસે છે, અને વ્યાજ આઠથી દશ આના સુધી હોય છે. પૈસાની ભીડ હોય અને કરજ કરનારને ઘણીજ ગરજ હોય તો તેને કોઈ વખત બાર આના વ્યાજ આપવું પડે છે પૈસાની ઘણીજ તાણ હોય ત્યારે અને કરજ કરનાર સારી પ્રતિષ્ઠાનો ન હોય તો તેને સવૈયા પૈસા કરવા પડે છે. પરંતુ પટેલ લોકોમાં આવા બનાવ ઘણા ઓછા બને છે. જ્યારે પટેલ લોકો બારમાં માટે રૂપિયા કરજે લે છે ત્યારે તે લોકોને વ્યાજનો દર સ્હેજ ભારે પડે છે. પરંતુ આવું કરજ ઘણું ઓછું થાય છે. કારણ કે જે લોકોને બારમાંના બધા પૈસા કરજે લાવી બારમું કરવાનું હોય છે તે લોકો હમણાંથી પોતાના સગેવહાલેથી રૂપિયા લાવી બારમાં કરે છે; કિન્તુ ત્યાં પણ તેમણે વ્યાજ તો ભરવું પડે છે. પાટીદારને દાણાના પૈસા દુષ્કાળના વખતમાંજ ખર્ચવા પડે છે. નહીં તો તે ચોમાસામાં થોડા ઘણા દાણા ભાવ મુજબ લાવે.

**કરજ ફેડવાની રીત અને શરતો :** પાટીદાર લોકો વાયદા પ્રમાણે રોકડા રૂપિયા આપવાની તજવીજ કરે છે, પરંતુ રોકડા રૂપિયા નથી બની શકતા ત્યારે મોસમમાં આવેલો પાક શાહુકારને ભાવ કર્યા સિવાય નોંધી આપે છે, અને ગામમાંથી ગાડાં ભરાયે જે ભાવ નીકળે છે તે ભાવથી ખંડી આપે છે.

જ્યારે કરજદાર પાસેથી સહેલાઈથી રૂપિયા નીકળી શકતા નથી ત્યારે શાહુકારો બેત્રણ આના વધારે આપીને તેનો માલ ખરીદી લે છે. જ્યારે પાક પુરતો પાકેલો હોતો નથી ત્યારે

કરજદાર દેવાનું કાંધું કરી આપે છે, અને સાડા દશ મહીને પૈસા વસુલ કરે છે; પણ કાંધું ભરી શકવાની તાકાત નથી હોતી ત્યારે તે લોકો ઢોર વગેરે પંચ કિંમત કરે તે પ્રમાણે શાહુકારને છોડી આપે છે, અને કરજના પૈસા વાળી આપે છે. જ્યારે શાહુકારે એક બે વર્ષનું વ્યાજ ખાધું હોય છે અને સહેલાઈથી પૈસા આપી શકે એમ નથી હોતું ત્યારે તે ઢોરમાં પાંચ રૂપિયા દબાઈને પણ રૂપિયા વસુલ કરે છે.

ચાર પાંચ વર્ષનું જુનું દેવું હોય છે ત્યારે શાહુકાર લોકો તોડ કરીને પણ રૂપિયા લે છે; આ ગામમાં તેવા પ્રસંગ ઘણાજ ઓછા આવે છે. પૈસા કોઈ પણ અન્ય પ્રકારે વસુલ કરી શકાતા નથી ત્યારે તેઓ જમીન ગીરો લે છે, અને કરજદાર જમીન માલિકને ખેડવા આપે છે.

**ઢોર બાંધવાની રીત :** બળદ વેચાતા લાવે ત્યારે તેને રોકડા રૂપિયા આપવાના હોય છે. આ વખતે શાહુકાર કરજદારની પ્રતિષ્ઠા મુજબ તેની પાસેથી વટાવ લે છે. રોકડા રૂપિયા આપતી વખતે પાંચથી દશ રૂપિયા સુધીનો વટાવ તે લે, પરંતુ સાધારણ પ્રતિષ્ઠાવાળાને વધારે વટાવ આપવો પડતો નથી, અને તે રૂપિયા ઉપર આઠ આનાથી દશ આના જેટલું વ્યાજ હોય છે. બળદ સાનમાં રાખવામાં આવે છે. વસુલ કરતી વખતે પૈસા ન બની શકે એમ હોય તો પંચ કહે તેટલી કિંમત કરી શાહુકાર બળદ પોતાને ઘેર લાવે છે; પણ આવા દાખલા ઘણાજ ઓછા બને છે. કરજ ફેડતા પહેલાં ધણી બળદ વેચી દે તો તેને પૈસાનો જવાબ દેવો પડે છે. ભેંસના રોકડા રૂપિયા આપતી વખતે શાહુકારો તેનું કાંધુ કરે છે, અને સાડા દશ મહીને રૂપિયા વસુલ કરે છે. બધા રૂપિયા ભરી શકાય તેમ નથી હોતું તો તે થોડા રૂપિયા રાખે છે, અને બાકીના સાડા દશ મહીને વસુલ કરે છે. કાંધાનો વટાવ પાંચથી દશ સુધી આપવો પડે છે, તેની ઉપર વ્યાજ હોતું નથી. પ્રતિષ્ઠા ઉપર આધાર.

પટેલ લોકો શાહુકારનાં ઢોર ભાગે રાખી શકતા નથી; કારણ કે તેમને ઢોરની બરદાસ કરવાનો વખત મળતો નથી તેમજ તે કરવાને અનુકુલતા પણ હોતી નથી.

**કબજો :** જેમની પ્રતિષ્ઠા સારી હોતી નથી તેજ લોકો સાનમાં કંઇ જણસ મુકી રૂપિયા લાવે છે, પરંતુ એવા માણસો પાસે જણસનો પણ અભાવજ હોય છે. એટલે પોતાના કુટુંબમાંથી કોઈ લાગતા વળગતાને વચ્ચે જામીન આપી પૈસા લે છે. આથી તેમને વટાવમાં તથા વ્યાજમાં ફાયદો થાય છે. કારણ કે જામીનદાર સારી પ્રતિષ્ઠાનો હોય છે. જે લોકોએ પ્રતિષ્ઠા ગુમાવી હોય છે તેમને પૈસા સહેલાઈથી મળતા નથી, અને તેથી કોઇ વખત વ્યાજ વટાવમાં કેટલુંક સહન કરવું પડે છે, પરંતુ જામીનદાર સારો હોય તો તેમને આ પીડા ભોગવવી પડતી નથી.

જે લોકો જમીન સાનમાં મૂકી ગીરો હક્કે રૂપિયા ઉપાડે છે, તે લોકોને વ્યાજ તથા વટાવ કંઈ પણ આપવું પડતું નથી. શાહુકારને વ્યાજના બદલામાં જમીનની ઉપજ આવે છે અને કરજદારને જમીન ખેડવાનો અવકાશ મળે છે.

**માંગ ઉધાર :** પટેલ લોકોને ઉચકો આપવાનો વખત હજી ઘણોજ ઓછો આવ્યો છે; જ્યારે દુષ્કાળ જેવું હોય છે ત્યારે તે લોકોને અમુક વ્યાજનો ઉચકો આપવો પડે, પણ ફક્ત દુષ્કાળનાજ વખતમાં.

## બારિયા

*વ્યાજ* : બારિયા લોકોને વ્યાજનો દર મોટા ભાગે એક દોકડો ભરવો પડે છે. રોકડા રૂપિયા ઉપર આઠથી દશ રૂપિયાનો વટાવ હોય છે. સરકારના મહેસુલ ભરવા માટે તેમને સવાયા કરવા પડે છે. પ્રતિષ્ઠિત બારિયાને સવાયા કરવા પડતા નથી. કેટલાક સારા બારિયાને બાર આના વ્યાજ પણ ભરવું પડે. બળદ ઉપર તથા ભેંસ ઉપર રોકડા રૂપિયા લાવે તો તેમને વ્યાજ અને આઠથી દશ રુપિયાનો વટાવ આપવો પડે. કેટલાક લોકો સિંધીના વાછરડા વેચાતા લે છે, તે ઉધાર રહે છે. પચાસનો હોય તો લગભગ પોણોસો રૂપિયા સુધીની કિંમત આંકી સિંધી લોકો તેમને વાછરડા આપે અને રૂપિયાના અમુક હપ્તા બાંધે છે, હોળીના હપ્તા હોય છે. હપ્તા વખતે દારુણ યુદ્ધ મચવી ગાળો દઈને રૂપિયા વસુલ કરે છે. રૂપિયા ન આપે ત્યાં સુધી પોતાનો તથા ઘોડાનો ખર્ચ કરજદારને માથે ચઢાવે છે. આ વખતે તે લોકોને સવાયા રૂપિયા શાહુકારને ત્યાંથી લાવી આપવા પડે છે. આવો દાખલો ઘણાના સંબંધમાં બને છે. કોઈ પણ હપ્તો મોટે ભાગે પોતાના ઘેરથી આપી શકતા નથી, એટલે બળદના પૂરા રૂપિયા આપતાં સુધી પચાસ રૂપિયાના બળદના તેમને લગભગ દોઢસો રૂપિયા આપવા પડે છે. સિંધીના રૂપિયાને માટે તેમને ઘણી હાડમારી ભોગવવી પડે છે. દૈવવશાત્ જો બળદ સારો ન નીકળે તો બધા રૂપિયા માથે પડે, બળદ સારો નીવડે તો સો–સવાસો રૂપિયા પણ ઉપજે. તે લોકો કન્યાવિક્રય કરે છે. એટલે કન્યા પરણાવતાં તેમને ઝાઝો ખર્ચ ભોગવવો પડતો નથી. છોકરાં પરણાવતાં પૈસા ઘણા થાય અને તેમાં વટાવ પણ દસ ટકા જેટલો આપવો પડે. બારમામાં પણ તેમજ થાય, બારમું કરતાં પૈસા ઘણા માસથી મળે. પોતાના ભાઈઓ જામીન થઈ અપાવે.

ચોમાસામાં દાણાના પૈસા વધારે આપવા પડે, દીવાળીના વાયદાના લઈ જાય તો તેમને એક મણે ચાર છ આના વધારે આપવા પડે.

નાની ઉંમરમાં છોકરાં પરણાવવાથી સરકારના દંડના રૂપિયા લાવે તેમને વધારે વ્યાજ બેસે.

ચોમાસામાં મજુરી ચાલ્યા પછી તેમને વધારે પૈસા દાણા માટે ખર્ચવા ના પડે. મજુરીના પૈસા એકઠા કરે પણ ગોકુલઅષ્ટમી તથા દુર્ગાઅષ્ટમી પર તે લોકો લુગડામાં પૈસા ખર્ચી નાંખે, એટલે દેવા પેટે ઘણા થોડા જ લોકો મજૂરીમાંથી પૈસા વાળી શકે.

થોડું વાવે તેના ખેડના ભાડાના પૈસા લોકો મહીનાનો વાયદો કરીને લાવે એટલે તે પૈસાનો અમુક ઉચકો આપી દે.

**કરજ ફેડવાની રીત અને શરતો** : બારિયા રોકડા પૈસા ઘણા થોડા ભાગેજ આપે છે. દાણા પાકે એટલે ભાવ કર્યા સિવાય ઘણા જોખી આપે. ભાવ નીકળે ખડે. વધે ઘટે તેનું વાયદાનું ખાતું પાડી આપે. તે લોકો ઢોર ભાગે લાવે છે, અને તેની સાચવણીનો ભાગ દાણા લાવે. ત્યારે મળે. ઢોર વિઆય ત્યારે પૈસા મળે તે માગતામાં જમા થાય. કેટલાક લોકો બહારગામથી ઢોર લાવી ભાગે સાચવી પૈસા વાળી આપે. ખેતીની આવક તેમને ઘણી ઓછી હોય છે. ભેંસ ગાભણી થઈ હોય તો તે ચોથે ભાગે લાવે. ગાભણી થઈ ન હોય તો ત્રીજે ભાગે મળે. નાની પાડીઓ દશ–બાર માસની ઉંમરની લાવે તેનો અડધો ભાગ હોય છે. બે વર્ષની હોય તો અમુક પંદર કે દશ રૂપિયા કાઢી અડધો ભાગ આવે,

દશ કે પંદર રૂપિયા માલધણી જ લઈ જાય. કેટલાક લોકોને સાચવવા માટે ચોમાસામાં મહીનાનો દોઢ રૂપિયો અને શિયાળા ઉનાળામાં બેથી અઢી રૂપિયા સુધી દર મહીને સાચવણીના મળે. આ પ્રમાણે ભાગના રૂપિયા ઉપર અથવા સાચવણીના રૂપિયા ઉપર જરૂર પડતા રૂપિયા લાવે અને વાવાની થાય ત્યારે શાહુકારના કે માલધણીના માગતા રૂપિયા પતે. કેટલાક નાનાં વાછરડાં ભાગે લાવે અને ભાગના રૂપિયાથી કરજ વાળે. ઘણે ભાગે ભેંસોના ભાગમાંથી ઘણા પૈસા પતે. ઢોર ઉપર જ શાહુકાર સાથે ઘણું લેવડ દેવડ કરવામાં આવે અને તે દ્વારા તેમનું દેવું પતી પણ જાય, પણ જો કોઈ આવું ઢોર મરી જાય તો તેને બીજામાંથી આપવાનું મળે નહીં ને તેથી દેવામાં ડુબી જાય.

કેટલાક લોકો ઝાડમાંથી પણ પોતાનું કેટલુંક દેવું ટુંકું કરી શકે. રાયણાંની ટોકડીઓ કરી તેમાંથી ખાવા પુરતા પૈસા મળે અને મહુડાંનો શીરો ગાળી તેના પૈસા શાહુકારને આપે પોતાના આંબાની અથવા ભાગે સાચવવા રાખેલા આંબાના ભાગની કેરીઓ વેચી જેઠ માસનો વાયદો પતાવે. જે લોકો વાયદા પ્રમાણે જવાબ દે તેને વ્યાજને માટે બહુ સહન કરવું પડે નહીં. મજુરીથી કરજ ઘણા થોડાજ વાળી શકે. કંઈ પણ બીજું ન મળે ત્યારે પોતાનો આંબો અગર ઘર ગીરો લખી આપે. ઘરનું ભાડું આપે, અને આંબાની સાચવણીનો ભાગ તે લે.

બારિયા પોતાના ઢોરના ઉકરડા પણ લેણાના અંગે લખી આપે બાર માસે દશબાર રૂપિયા તે પ્રમાણે પણ વાળે. ખાતર વેચે એટલા પૈસા લેણદારને આપે. દેવું ઘણું જુનું હોય અને પૈસા ન મળી શકતા હોય, ત્યારે શાહુકાર અમુક નિકાલ કરી તેની પાસેથી ચીઠ્ઠી લખાવી લે અને અમુક હપ્તે પુરા કરે, અને જો માણસ એકલો હોય અને દૈવવશાત્ અચાનક મરી જાય તો લેણદારના પૈસા જાય પણ ખરા.

**ઢોર બંધાવવાની રીત** : જુના કરજને અંગે શાહુકાર લોકો પાડાં અને વાછરડાં ભાગે બંધાવે, ઉપયોગમાં આવે તેમ થાય એટલે એને મૂલવી સાચવનાર ધણી તે રાખે. પૈસા આપી શકાય તેમ હોય તો સાચવનાર રાખે, નહીં તો શાહુકારને છોડી આપે. પંચ કિંમત કરે.

લેણદાર સિવાયનાં ઢોર લાવનાર માણસ કાંધુ ભરી શકે તેમ હોય અને શાહુકાર માલ ધણીના ભાગના પૈસા આપવા કબૂલ કરે તો તે ઢોર પોતાને ત્યાં રાખે, ભાગના પૈસા આપે, અને તે ભાગના પૈસા દેવાના પૈસામાંથી કેટલાક ઉમેરી કાંધુ કરે અને સાડાદશ માસે કાંધુ વસુલ કરે. ભેંસ દશ માસ ન દે અને કાંધુ નહીં ભરી શકાય ત્યારે તે બાકીના રૂપિયાનું વટાવ સિવાય ખત લખી આપે.

**કબજા** : બારિયા પાસે જણસો ઘણી ઓછી હોય છે. જેની પાસે જણસ હોય તેને રોકડા રૂપિયા સહેલાઈથી મળે, અને વટાવમાં કંઈક ફેર પડે.

કેટલાક લોકો વટાવની ખાતર અને પૈસા સહેલાઈથી મળે તે ખાતર પોતાના લાગતા વળગતાને જમીન આપી પૈસા લઈ જાય. આ પૈસા વહેલા પતે.

જો તેમની પાસે કંઈ ના હોય તો થોડાં વાસણો પણ ઘરાણે મૂકે. આવું દુષ્કાળના વખતમાં ઘણું બને છે.

**માગ-ઉધાર** : બારિયા કોઈ શુભ કામને માટે રોકડા રૂપિયા થોડા વખતનો મહી-

–નાનો કે દોઢમાસનો વાયદો કરીને લઈ જાય ત્યારે તેમને અમુક ઉચકો આપવો પડે. પૈસા સહેલાઈથી પતાવી શકે એવો માણસ હોય તો તેને ઉચકાના વધારે પૈસા ન બેસે.

### ઢેડ

ઢેડ લોકોને પૈસા સહેલાઈથી મળે. વ્યાજનો દર પણ ઓછો હોય. તે લોકો કાંધા ભર્યા કરે. આ લોકો મજૂરીથી તથા વણાટ કામથી દેવું વાળી દે છે.

### ઇતર વર્ણ

ઇતર વર્ણને પણ પૈસા બારિયાની માફકજ મળે, અને તે બારિયાની માફકજ દેવું વાળે.

# સહકારી મંડલી

ખેડૂતો, કારીગરો, તથા મર્યાદિત સાધનવાળાઓમાં કરકસર, સ્વાશ્રય, તથા પરસ્પર સાહાય્યને ઉત્તેજન આપવા તથા એમની આર્થિક ઉન્નતિ કરવા ભારત સરકારે સન ૧૯૦૪ માં કો-ઑપરેટિવ ક્રેડિટ સોસાઈટીઝ એક્ટ-સહકારી શરાફી મંડળીઓનો કાયદો પસાર કર્યો. પરંતુ બીનશરાફી એટલે નાણાંના ધીરાણ સિવાયનાં બીજાં કામો કરનારી સહકારી મંડળીઓની આમાં જોગવાઈ નહિ હોવાથી, સન ૧૯૧૨ માં ભારત સરકારે ફરી કો-ઑપરેટિવ સોસાઈટીઝ એક્ટ નામનો કાયદો પસાર કર્યો; જેમાં બીનશરાફી મંડળીઓની પણ જોગવાઈ કરવામાં આવી. પછી સન ૧૯૧૯ માં મૉન્ટફર્ડ રીફૉર્મર્સ્ અનુસાર સહકાર્યને પ્રાંતિક વિષય બનાવ્યો; એટલું જ નહિ પણ રાષ્ટ્રરચનાના વિષય તરીકે એને લોકમાન્ય પ્રધાનના (પૉપ્યુલરલી ઈલેક્ટેડ મિનિસ્ટર) હસ્તમાં સોંપવામાં આવ્યો. આ પ્રબન્ધ અનુસાર મુંબાઈ સરકારે સન ૧૯૨૫ માં ધી બૉમ્બે કો-ઑપરેટિવ સોસાઈટીઝ એક્ટ નામનો સહકારી મંડળીઓનો નવો કાયદો પસાર કર્યો.

વધું સારું જીવન, વધુ સારો વ્યાપાર તથા વધુ ઉત્પન્નની વધુ સારી રીતો, આ ત્રણ ઉદ્દેશોની સિદ્ધિ અર્થે ખેડૂતો તથા સમાન આર્થિક હિતવાળાઓમાં કરકસર, સ્વાશ્રય, તથા પરસ્પર સાહાય્યની વૃદ્ધિ કરવી, એ આ કાયદાનો હેતુ છે, એમ એના પ્રવેશકમાં લખેલું છે. એટલે સન ૧૯૧૨ ના કાયદાથી સન ૧૯૨૫ નો આ કાયદો વધુ વ્યાપક તથા વિશાલ છે.

જનતાના સામાજિક તથા આર્થિક હિત માટે સહકારી સંસ્થા અતિ ઉપકારક હોઈ આ કાયદાની થોડીક વિગતો જોઈએઃ—

આ કાયદાનાં ૧૨ પ્રકરણો છે જે નીચે પ્રમાણેઃ—

પહેલા પ્રકરણમાં કાયદાનાં નામ તથા વ્યાપ્તિ અને વ્યાખ્યાઓ આપી છે.

બીજા પ્રકરણમાં ખાતાના ઉપરી-સહકારી અધિકારી, સહકારી મંડળીઓ નોંધવાની શરતો તથા વિધિ, મંડળીની સાધારણ તથા અસાધારણ સભાઓ, મંડળીનાં નામાન્તર, વિલીનીકરણ, સ્થળાંતર, વિભાગીકરણ, ઉપનિયમોની સુધારણા અને જવાબદારીનું સ્વરૂપાંતર વગેરે બાબતોની જોગવાઈ છે.

ત્રીજા પ્રકરણમાં સભાસદના હક્કો તથા જવાબદારીઓનો ઉલ્લેખ છે.

ચોથા પ્રકરણમાં મંડળીઓની ફરજો ઠરાવી છે.

પાંચમાં પ્રકરણમાં મંડળીઓના વિશેષ હક્કોનું વિધાન છે.

છઠ્ઠા પ્રકરણમાં મંડળીઓની મિલકત તથા ભંડોળ, કરજ, ધીરાણ, વ્યાજના દર, રીઝર્વ ફંડ, વ્યાજ તથા નફાની વહેંચણી, પ્રૉવિડન્ટ ફન્ડ, ધર્માદામાં ફાળો વગેરે બાબત પ્રબંધ છે.

સાતમું પ્રકરણ મંડળીઓની તપાસ બાબતનું છે.

આઠમા પ્રકરણમાં લવાદની કામગીરી તથા મંડળીઓના વિલોપનનો વિધિ વર્ણવ્યો છે.

નવમું પ્રકરણ—અપરાધ તથા શિક્ષા બાબત છે.

દશમા પ્રકરણમાં અપીલો તથા ફેર તપાસની વિધિ છે.

અગીઆરમાં પ્રકરણમાં ખેતી કરનારી મંડળીઓ બાબત ખાસ કલમો છે.

બારમા પ્રકરણમાં મંડળીઓને લગતી પ્રકીર્ણ બાબતો છે.

સન ૧૯૨૫ ના ઉપરના કો-ઓપરેટિવ સોસાઈટી એક્ટમાં વખતોવખત સુધારા વધારા થયા છે. આ એક્ટ અનુસાર ધી બોમ્બે કો-ઓપરેટિવ સોસાઈટીઝ રૂલ્સ એટલે નિયમો છે, જેમાં સહકારી મંડળીઓની નોંધ, ઉપનિયમો, કરજ તથા થાપણ, ભાગ, (શેર), હિસાબનાં પત્રકો, દસ્તાવેજોની તપાસણી, પત્રકો તથા વાર્ષિક સરવૈયાં, નફા તથા બોનસની વહેંચણી, જુદાં જુદાં ભંડોળ અને તેમનાં રોકાણ, તપાસણીની ફી, લવાદી, વિલોપન, જપ્તી, વગેરે સંબંધી નિયમો છે.

## પૂર્વકાલીન વડોદરા રાજ્યમાં સહકારી કાયદો

પૂર્વકાલીન વડોદરા રાજ્યે સન ૧૯૦૫ માં સહકારી શરાફી મંડળીઓનો કાયદો પસાર કરી અમલમાં મૂક્યો હતો, જે અનુસાર રાજ્યમાં નાણાંની ધીરધાર કરનાર સહકારી મંડળીઓ સ્થાપવામાં તથા નોંધવામાં આવી હતી. પછી સન ૧૯૧૨ માં શરાફી તેમજ બનીશરાફી મંડળીઓની જોગવાઈવાળો સહકારી મંડળીઓનો કાયદો રાજ્યે પસાર કર્યો હતો; જે ધોરણે બીનશરાફી મંડળીઓ પણ સ્થપાઈ તથા નોંધાઈ હતી પછી સહકારી પ્રવૃત્તિને વધારે વ્યાપક તથા વિશાલ બનાવવા માટે સન ૧૯૨૭ માં રાજ્યે સહકારી મંડળીઓનો નવો કાયદો પસાર કરી અમલમાં મુકેલો. આ સહકારી કાયદા અનુસાર પ્રથમથી જ નિયમો બનાવીને પણ રાજ્યે અમલમાં મુકેલા તથા તે મુજબ જુદા જુદા પ્રકારની મંડળીઓ માટે જુદા જુદા ઉપનિયમો, હિસાબી પત્રકો વગેરે પણ સહકારી અધિકારી તથા સહકારી ખાતા તરફથી ઘડેલા, જે ધોરણે અનેક પ્રકારની સહકારી મંડળીઓ સ્થપાઈ તથા નોંધાઈ હતી, અને તે બહોળા પ્રમાણમાં કામ કરતી હતી. સન ૧૯૩૯-૪૦ માં વડોદરા રાજ્યમાં ૧૨૯૭ સહકારી મંડળીઓ હતી, જેમાં ૬૫,૯૨૦ સભાસદ હતા. મંડળીઓનું ભાગ ભંડોળ રૂ. ૧૨૩૬૭૦૮ હતું, અને રૂ. ૧૭૬૩૯૪૭ ના રીઝર્વ તથા બીજા ફંડ હતાં. આ મંડળીઓનું કામકાજનું ભંડોળ રૂ. ૧૦૧૯૮૫૨૮ હતું. વર્ષમાં રૂ. ૨૭૨૫૨૯૨ ધીર્યા હતા, અને રૂ. ૧૫૩૯૯૧૬ પાછલી બાકી હતી. વળી મંડળીઓને ધીરાણ માટે દરેક જીલ્લામાં સહકારી બેંકો હતી; અને કોડિનાર તથા કરજણ તાલુકામાં સહકારી બેંકિંગ યુનિયન હતાં. આ ઉપરાંત રાજ્યની સહકારી મંડળીઓના મહામંડળ સમો સયાજી સહકાર સેવક સંઘ હતો. સહકાર્યના શિક્ષણના પ્રચાર તેમજ સરકારી મંડળીઓના પ્રશ્નોની વિચારણા વગેરેનું કામ વર્ગો, પરિષદો, સાહિત્ય પ્રકાશન વગેરે દ્વારા આ સંઘ કરતો.

## ભડકદ સહકારી મંડળી

સર મણિલાલ બાલાભાઈ નાણાવટી, તથા સ્વર્ગસ્થ રાજરત્ન સેવકલાલ દલસુખભાઈ પરીખ એ બે અધિકારીઓએ તથા તે વેળાના મુખ્ય શિક્ષક સ્વર્ગસ્થ મોતીભાઈ નરસિંહભાઈ અમીન એઓએ ભડકદમાં લોકોને સહકારી મંડળી અને એના હેતુઓ તથા લાભ સમજાવતાં સન ૧૯૧૩ ના એપ્રિલ માસમાં સહકારી મંડળીની સ્થાપના વેળા ૧૦ સભ્યો જોડાએલા હતા. પણ પહેલું જ વર્ષ પૂરું થયું તે પહેલાં સભાસદોની સંખ્યા વધીને ૪૪ થએલી; જ્યારે બીજા વર્ષના અંતે તે વધીને ૬૦ થઈ હતી, અને સન ૧૯૧૬-૧૭ માં ૫૬ હતી. બીજા ઘણા માણસો સભાસદ થવા ઇંતેજાર હતા; પણ ધીરાણ માટે પૂરતાં નાણાંના અભાવે એથી વધુ માણસોને સભ્ય તરીકે દાખલ કરી શકાય તેમ ન હતું. આ મંડળીનું કામકાજ એકંદરે સારું ચાલતું હતું. મંડળીની વ્યવસ્થાપક સમિતિને એમ લાગતું કે કેટલાક સભાસદ

મુદત અંદર ધીરેલી રકમ આપવા ખરેખર અશક્ત છે, તો તેમને મુદત વધારી આપવામાં આવતી. ધીરાણ વસુલ કરવા દાવા કરવામાં આવતા નહીં, અને કરજે લીધેલી રકમ મંડળી નિયમિત રીતે પાછી ભરતી.

મંડળીની ખાસ વિશેષતા એ હતી કે બીનસભાસદોએ પણ મંડળીમાં થાપણો મૂકેલી. મંડળી થાપણ પર બીનસભાસદને નવ આના તથા સભાસદને આઠ આના વ્યાજ આપતી, અને રૂપિયે દોઢ પાઈના વ્યાજના દરે સભાસદોને ધીરાણ કરતી:—

કુલ ૫૬ સભ્યો પૈકી જ્ઞાતિવાર સભ્યો નીચે પ્રમાણે હતા:—

| | |
|---|---|
| બ્રાહ્મણ | ૧ |
| પાટીદાર | ૪૪ |
| કુંભાર | ૧ |
| બારિયા | ૯ |
| મુસલમાન | ૧ |
| | કુલ ૫૬ |

એટલે પાટીદાર સભ્યો આશરે ૭૮ ટકા હતા; જ્યારે બારિયા સભ્યો ૧૬ ટકા હતા. મંડળીમાં કોઈ વૈશ્ય હતા નહીં, તેમજ ૧ કુંભાર સિવાય કારીગર કે વસવાયા વર્ગનું કોઈ હતું નહિ. અર્થાત્ આ મંડળીમાં મુખ્યત્વે પાટીદારો જ સભ્ય હતા.

સાથેનું પત્રક સન ૧૯૧૩–૧૪થી સન ૧૯૧૬–૧૭ સુધીમાં પ્રત્યેક વર્ષે મંડળીનાં સભાસદ, કાજકાજનું ભંડોળ, સિલકી અવેજ એટલે રીઝર્વ ફંડ, થાપણો, ધીરાણ, વસુલ અને બાકી દર્શાવે છે:—

| અંક | વર્ષ | સભાસદોની સંખ્યા | કામકાજનું ભંડોળ રૂ. | સિલકી અવેજ રીઝર્વ ફંડ રૂ. | થાપણ રૂપિયા | | | | | સભાસદોને ધીરાણ રૂ. | સભાસદો પાસેથી વસુલ રૂ. | સભાસદો પાસે બાકી રૂ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | સભાસદની | બીનસભાસદની | વડોદરા રાજ્યની | બ્રિટિશ હદની | કુલ | | | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ |
| ૧ | ૧૯૧૩–૧૩ | ૪૪ | ૪૨૩૫ | ૧૧૦ | ૨૬૮ | — | — | — | ૨૬૮ | ૩૯૦૨ | ૭૫૮ | ૩૧૪૪ |
| ૨ | ૧૯૧૪–૧૫ | ૬૦ | ૪૮૩૮ | ૧૧૯ | ૧૫૦ | ૪૮૦ | ૧૮૦ | ૩૦૦ | ૬૩૦ | ૪૭૭૨ | ૩૫૬૮ | ૪૩૪૮ |
| ૩ | ૧૯૧૫–૧૬ | ૫૯ | ૫૨૪૫ | ૩૭૫ | — | ૧૩૯૧ | ૧૩૦ | ૧૨૬૧ | ૧૩૯૧ | ૮૬૪ | ૬૯૮ | ૪૫૧૪ |
| ૪ | ૧૯૧૬–૧૭ | ૫૬ | ૫૨૯૧ | ૪૮૬ | ૮૦૦ | ૧૬૦૦ | ૭૯૦ | ૮૧૦ | ૨૪૦૦ | ૩૦૩૮ | ૩૦૮૧ | ૪૪૭૧ |

આ પત્રક જોતાં સન ૧૯૧૩–૧૪ થી સન ૧૯૧૬–૧૭ ના ચાર વર્ષમાં સભાસદોની સંખ્યામાં ૨૭ ટકાનો વધારો થયો છે, અને કામકાજનું ભંડોળ ૨૫ ટકા વધ્યું છે. સિલકી અવેજ એટલે રીઝર્વ ફંડમાં ૩૩૬ ટકા વધ્યા છે, અને થાપણમાં ૭૮૮ ટકાનો વધારો થયો છે. જ્યારે ધીરાણમાં ૨૨ ટકાનો ઘટાડો થયો છે, અને ધીરાણ બાકી ૪૨ ટકા વધી છે. ચતુરભાઈ બેચરભાઈ પટેલ આ મંડળીના પ્રમુખ હતા; અને ચતુરભાઈ દેસાઈભાઈ પટેલ મંત્રી હતા.

બીજી સમીક્ષા વેળા ભડકદની સહકારી મંડળની હકીકત નીચે પ્રમાણે છેઃ—

પ્રથમની સહકારી મંડળીને સન ૧૯૫૦ માં અનિયમિત જવાબદારીવાળી વિવિધ કાર્યકારી સહકારી મંડળીમાં ફેરવવામાં આવી છે; અને પ્રથમના પેટા નિયમોને બદલે અનિયમિત જવાબદારીવાળી વિવિધ કાર્યકારી સહકારી મંડળીના પેટા નિયમો દાખલ કરવામાં આવ્યા છે. આ પેટા નિયમ પ્રમાણે મંડળી ખેતી વિષયક ધીરાણની અનિયમિત મંડળી છે, અને એ સાધન વર્ગની છેઃ

આ પેટા નિયમમાં નીચે પ્રમાણે ઉદ્દેશ છેઃ—

(૧) સભાસદોમાં કરકસર, સ્વાશ્રય અને સહકારને ઉત્તેજન આપવું.

(૨) સભાસદોને ખાસ કરીને તેમની જરૂરીયાતો માટે હલકા વ્યાજના દરે ધીરવા સારું શેરથી, થાપણ લઈને, કર્જ કઢાડીને, બક્ષીસોથી તથા પ્રવેશ ફીથી ભંડોળ ઉભું કરવું.

(૩) સભાસદો તથા મંડળીના કાર્યક્ષેત્રમાં આવેલા બીનસભાસદો માટે ખેતી વિષયક, ઘરવપરાશની, અને બીજી વસ્તુઓ ખરીદવાનું કામ આડતથી કરવું અને જરૂર જણાયે ઘરવપરાશ વગેરેની ચીજો માટે ભંડારો ખોલવા.

(૪) સભાસદોના પાકનું તેમજ ગ્રામઉદ્યોગની પેદાશનું વેચાણ આડતથી કરવું.

(૫) સભાસદોને ભાડે આપવા માટે ઓજાર અને યંત્રો વગેરે ખરીદવાં.

(૬) ખેતી વિષયક અને ગ્રામ ઉદ્યોગ વિષયક નવા સુધારા અને શોધખોળના જ્ઞાનનો પ્રચાર કરવો અને સભાસદોને તેવા સુધારા અમલમાં લાવવા ઉત્તેજન આપવું.

(૭) સભાસદોમાં ખેતી વિષયક, સામાજિક કે કેળવણી વિષયક પ્રગતિ સાધવી અને ગૃહ અને નાના ઉદ્યોગોની ખીલવણીની જરૂરી પ્રવૃત્તિ હાથ ધરવી.

(૮) સરકાર તરફથી વખતો વખત કાપડ, અનાજ તથા બીજી વપરાશની ચીજો ઉપર અંકુશ મુકવામાં આવે અને તેની વહેંચણીનું કામ સોંપવામાં આવે તો તે કામ સભાસદો તથા બીન સભાસદોમાં કરવું. પેટા નિયમમાં જણાવેલા ઉદ્દેશોને બર લાવવા બીનસભાસદો સાથે પણ લેવડ દેવડ કરવી.

(૯) (૧) થી (૮) માં દર્શાવેલા ઉદ્દેશો બર લાવવા માટે બીજી બધી પ્રવૃત્તિ હાથ ધરવી.

મંડળીનું સત્તાવાર ભાગોનું ભંડોળ રૂ. ૧૦,૦૦૦નું ઠરાવ્યું છે. ભાગની કિંમત રૂ. ૧૦ છે. ભાગોના ભંડોળ તેમજ રીઝર્વફંડથી આઠ ગણા સુધી કરજ તથા થાપણોનું ભંડોળ કરી શકાશે. મંડળીની જવાબદારી અનિયમિત હોવાથી મંડળીનો પ્રત્યેક સભાસદ મંડળીના દેવા માટે એકત્ર અને જુદો જુદો જવાબદાર છે. બળદ, ગાડું અને લોખંડનાં ઓજારો ખરીદવા કોઈપણ સભાસદ પાસે મંડળીનું ત્રણ વર્ષ કરતાં વધુ નહિ એવી મુદત માટેનું

રૂ. ૩૦૦૦ થી વધુ કરજ હોવું જોઈએ નહીં, અને ત્રણ વર્ષ કરતાં વધુ અને પાંચ વર્ષ કરતાં વધુ નહિ એવી મુદત માટેનું કરજ રૂ. ૫૦૦ થી વધારે થવું જોઈએ નહીં. આ માટે સાધારણ રીતે વ્યાજનો દર દર માસે દર રૂપિયે સવાપાઈ ઠરાવેલો છે. મંડળીને તારણમાં આપેલા પાક અગર માલના બજાર ભાવના ૬૦ ટકા સુધી કરજ આપી શકાશે. આના પર વ્યાજનો દર સામાન્ય દરથી દર માસે દર રૂપિયે પા પાઈ ઓછો રહેશે.

સભાસદોની સંખ્યા ૨૩ છે, જે જ્ઞાતિવાર નીચે પ્રમાણે છેઃ—

| જ્ઞાતિ | સંખ્યા | આશરે ટકા |
|---|---|---|
| બ્રાહ્મણ | ૨ | ૯ |
| પાટીદાર | ૧૩ | ૫૭ |
| બારિયા | ૫ | ૨૨ |
| વાળંદ | ૨ | ૮ |
| મોચી | ૧ | ૪ |
| કુલ | ૨૩ | — |

મંડળીના સભાસદોની કુલ મિલકત રૂ. ૩૭,૦૫૮ છે, જ્યારે તા. ૩૦–૬–૫૫ ના રોજ સભાસદો પાસે મંડળીના રૂ. ૧૮૦૫ લ્હેણા છે.

સભાસદોની કુલ વાર્ષિક જરૂરિયાત રૂ. ૧૦,૦૦૦ છે. આ જરૂરીયાતના આશરે ૧૮ થી ૨૦ ટકા સુધી મંડળી પહોંચી વળે છે. બાકીના ૮૦ ટકા જરૂરિયાત માટે સભાસદોએ બીજા ખાતેદારો, સગાંઓ વગેરે પાસે જવું પડે છે. સભાસદોએ વાર્ષિક હપ્તાથી મંડળીને લ્હેણી રકમ ભરવાની હોય છે; અને કેટલીક વાર સભાસદો ઠરેલી મુદતે મંડળીમાં રકમ ભરે છે. લોકોને નાણાંની જરૂર તો હોય છે, પણ મંડળીમાંથી કરજ લેવા માટે પોતાની જમીન મંડળીને તારણમાં લખી આપવી પડે છે; એટલે આ ભયથી વધુ માણસો મંડળીના સભાસદ થતા નથી. ચાલુ સભાસદો પણ પોતાની જમીન મંડળીમાં તારણમાં મુકીને કરજ કરતાં ડરે છે. વળી ધીરાણ કરતી સહકારી બેંકે જે મંડળીને ધીરાણ કરવાની રકમની જેટલી પત્તા ઠરાવી હોય તેટલીજ પત્તા સુધીની રકમ તે મંડળીને મળે; એટલે મંડળીએ પણ સભાસદોના ધીરાણમાં સંકોચ કરવો પડે છે. ખેડા જિલ્લાના મદદનીશ સહકારી અધિકારી આ મંડળી સંબંધી લખે છે કે કેટલાક સભાસદો મુદત અંદર કરજની રકમ ભરતા નથી, તેમજ તાલીમ મેળવેલ મંત્રી પગારથી રાખવાની મંડળી પાસે સવડ નથી, પરિણામે મંડળીનું વસુલાત કામ બગડે છે, અને મંડળીના કામનો વિકાસ થઈ શકતો નથી, મંડળીના હોદ્દેદારો જેટલા દરજ્જે નિયમિત તથા બરાબર કામ કરવું જોઈએ એટલા દરજ્જે કરતા નથી, પરંતુ મંડળીના હિસાબ તથા દફતર મંત્રી બરાબર લખે છે.—આ પ્રમાણે ખેડા જિલ્લાના સહકારી ખાતાના આ અમલદારનો અભિપ્રાય છે, મંત્રીને વર્ષે રૂ. ૭૫ પગાર અપાય છે. શ્રી મણીભાઈ હરિભાઈ પટેલ મંડળીના પ્રમુખ છે, અને શ્રી પુરૂષોત્તમ બાબરભાઈ પટેલ એના મંત્રી છે. પ્રમુખ ગુજરાતી પાંચ ધોરણ સુધી ભણેલા છે, અને મંત્રીએ ગુજરાતી શાળાન્ત–વર્નાક્યુલર ફાઈનલ પરીક્ષા પાસ કરેલી છે.

સન ૧૯૫૦ તથા ૧૯૫૧ માં અનાજ વગેરેની માપબંધી દરમ્યાન મંડળીએ અંકુશિત ખાંડ વેચવાનું કામ કર્યું હતું.

સન ૧૯૫૧ થી સન ૧૯૫૫ના અંત સુધી જેમણે બહારગામથી ભડકદ આવી આ મંડળીની મુલાકાત લીધેલી તેમની વિગત આ પ્રમાણે છે—

| અંક | નામ | હોદ્દો | મુલાકાતની તારીખ | કામ કર્યું તે | શેરો |
|---|---|---|---|---|---|
| ૧ | શ્રી. જી. એ. પટેલ | સુપરવાઈઝર, પેટલાદ | ૯–૫–૫૧ | ઈન્સ્પેકશન | |
| ૨ | ,, એ. એ. ભટ્ટ | એસી. ઈન્સ્પેકટર, બોરસદ | ૩૦–૬–૫૧ | ,, | |
| ૩ | ,, જી. એ. પટેલ | સુપરવાઈઝર, પેટલાદ | ૯–૭–૫૧ | ,, | |
| ૪ | ,, આર. ડી. પટેલ | સબ ઑડિટર, પેટલાદ | ૧૯–૯–૫૧ | ઑડિટ | |
| ૫ | ,, જી. એ. પટેલ | સુપરવાઈઝર, પેટલાદ | ૧૨–૯–૫૧ | વિઝિટ | |
| ૬ | ,, એ. એ. ભટ્ટ | એસી. ઈન્સ્પેકટર, બોરસદ | ૫–૧૦–૫૧ | ઈન્સ્પેકશન | |
| ૭ | ,, એ. એ. ભટ્ટ | ,, | ૧૫–૨–૫૨ | ,, | |
| ૮ | ,, જી. એ. પટેલ | સુપરવાઈઝર, પેટલાદ | ૧–૩–૫૨ | ,, | |
| ૯ | ,, એ. એ. ભટ્ટ | એસી. ઈન્સ્પેકટર, બોરસદ | ૯–૪–૫૨ | ,, | |
| ૧૦ | ,, આર. ડી. પટેલ | સબ ઑડિટર, પેટલાદ | ૪–૮–૫૨ | ઑડિટ | |
| ૧૧ | ,, જી. એ. પટેલ | સુપરવાઈઝર, પેટલાદ | ૪–૮–૫૨ | વિઝિટ | |
| ૧૨ | ,, પી. આર. પટેલ | ,, | ૧૯–૧૨–૫૨ | ઇન્સ્પેકશન | |
| ૧૩ | ,, પી. આર. પટેલ | ,, | ૫–૪–૪૩ | ,, | |
| ૧૪ | ,, પી. આર. પટેલ | ,, | ૧૭–૬–૫૩ | ,, | |
| ૧૫ | ,, પી. આર. પટેલ | સબ ઑડિટર, પેટલાદ | ૨–૯–૫૩ | ઑડિટ | |
| ૧૬ | ,, એન. સી. ત્રિવેદી | રીકવરી ક્લાર્ક, કે. ડી. બૅન્ક | ૧૨–૧૨–૫૩ | વસુલાત | |
| ૧૭ | ,, સી. આર. પટેલ | સુપરવાઈઝર, પેટલાદ | ૨૯–૧–૫૪ | ઇન્સ્પેકશન | |
| ૧૮ | ,, એલ. જી. ઠક્કર | સબ ઑડિટર, પેટલાદ | ૧૭–૭–૫૪ | ઑડિટ | |
| ૧૯ | ,, પુ. સી. રામી | સુપરવાઈઝર, પેટલાદ | ૧૯–૭–૫૪ | ઇન્સ્પેકશન | |
| ૨૦ | ,, વી. આર. દેસાઈ | લેન્ડ વેલ્યુએશન ઑફિસર, પેટલાદ | ૬–૮–૫૪ | ,, | |
| ૨૧ | ,, જે. એસ. ભટ્ટ. | સબ ઑડિટર, પેટલાદ | ૭–૭–૫૫ | ઑડિટ | |
| ૨૨ | ,, એ. પી. મહેતા | સુપરવાઈઝર, પેટલાદ | ૭–૭–૫૫ | ઈન્સ્પેકશન | |
| ૨૩ | ,, કે. એસ. લુહાર | એસી. ડિ. કો. ઑફિસર, નડિઆદ | ૨૪–૧૨–૫૫ | વિઝિટ | |

આ પત્રક જોતાં સન ૧૯૫૧ ના પાંચમા માસથી સન ૧૯૫૬ ના અંત સુધીમાં અશરે સાડાચાર વર્ષોમાં મંડળીમાં એકંદર ૨૩ મુલાકાતો થઈ છે, જે પૈકી ૧૪ ઇન્સ્પેક્શન અંગે, ૫ ઑડિટ માટે, ૧ વસુલાત સારુ અને ૩ સામાન્ય મુલાકાત છે. દરજ્જા પ્રમાણે જોઈએ તો સુપરવાઈઝર ૧૧ વાર આવ્યા છે, એસિસ્ટંટ ઇન્સ્પેક્ટર ૪ વાર આવ્યા છે, વસુલાત કારકુન ૧ વાર, સબ ઑડિટર ૫ વાર, એસિસ્ટન્ટ ડિસ્ટ્રિક્ટ કો–ઑપરટિવ ઑફિસર ૧ વાર, અને લેન્ડ વેલ્યુએશન ઑફિસર ૧ વાર મંડળીમાં આવ્યા છે: ઑડિટર કે ડિસ્ટ્રિક્ટ કો–ઑપરેટિવ ઑફિસર અને તેમનાથી ઉંચા દરજ્જાના કોઈ અધિકારી ગામમાં મંડળીની મુલાકાતે આવ્યા નથી.

સન ૧૯૫૧ થી ૧૯૫૫ સુધી મંડળીના સભાસદ, વસુલ થએલ ભાગ, ભંડોળ, કામકાજનું ભંડોળ, સિલકી ભંડોળ, ફરજિયાત બચત, બેંક વગેરે પાસેથી મંડળીએ કરેલું કરજ, સભાસદોને ધીરાણ, એ ધીરાણ પેટે વસુલ તથા બાકી અને વ્યાજના દર આ બધી હકીકત નીચેનાં બે પત્રકમાં ઉપલબ્ધ છે.

**પ્રથમ પત્રક—**

| અંક | વર્ષ | સભાસદ સંખ્યા | કામકાજનું ભંડોળ રૂ. | સિલકી રીઝર્વ ફંડ રૂ. | ધીરાણ રૂ. | વસુલ રૂ. | બાકી રૂ. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ૧ | ૧૯૫૧ | ૨૭ | ૨૬૫૮ | ૧૦૮૧ | ૧૪૦૦ | ૨૫૯૫ | ૧૩૧૫ |
| ૨ | ૧૯૫૨ | ૨૮ | ૩૮૧૬ | ૧૦૮૧ | ૩૬૭૫ | ૨૦૦૫ | ૨૯૮૫ |
| ૩ | ૧૯૫૩ | ૨૭ | ૩૧૨૨ | ૧૧૦૯ | ૬૨૦ | ૧૮૭૫ | ૧૭૩૦ |
| ૪ | ૧૯૫૪ | ૨૫ | ૨૦૨૨ | ૧૨૪૮ | ૧૨૫ | ૧૨૮૫ | ૫૭૦ |
| ૫ | ૧૯૫૫ | ૨૩ | ૨૨૫૭ | ૧૨૪૮ | ૧૪૩૦ | ૧૯૫ | ૧૮૦૫ |

**બીજું પત્રક—**

| અંક | વર્ષ | સભાસદ સંખ્યા | વસુલ થયેલ ભાગ ભંડોળ રૂ | ફરજિયાત બચત રૂ | સહકારી બેન્ક તથા બીજા પાસેથી થાપણ તથા કરજ રૂ | સભાસદોને ધીરેલી રકમ રૂ | સભાસદો પાસેથી વસુલ આવેલી રકમ રૂ | સભાસદો પાસે બાકી રકમ રૂ | વ્યાજનો દર આપવાનો તે ટકા: બેન્કને | થાપણદારને | મંડળને |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| ૧ | ૧૯૫૧ | ૨૭ | ૬૮૦ | ૧૪૦ | ૧૩૮૯ | ૧૪૦૦ | ૨૫૯૫ | ૧૩૧૫ | ૪ | ૪ | ૬$\frac{1}{4}$ |
| ૨ | ૧૯૫૨ | ૨૮ | ૬૮૦ | ૬૦ | ૩૨૩૧ | ૩૬૭૫ | ૨૦૦૫ | ૨૯૮૫ | ૪ | ૪ | ૬$\frac{1}{4}$ |
| ૩ | ૧૯૫૩ | ૨૭ | ૬૮૦ | — | ૧૧૦૨ | ૬૨૦ | ૧૮૭૫ | ૧૭૩૦ | ૪$\frac{1}{2}$ | ૪ | ૭$\frac{13}{16}$ |
| ૪ | ૧૯૫૪ | ૨૫ | ૬૨૦ | — | — | ૧૨૫ | ૧૨૮૫ | ૫૦૦ | ૪$\frac{1}{2}$ | ૪ | ૭$\frac{13}{16}$ |
| ૫ | ૧૯૫૫ | ૨૩ | ૫૮૦ | — | ૪૩૦ | ૧૪૪૦ | ૧૯૫ | ૧૮૦૫ | ૪$\frac{1}{2}$ | ૪ | ૭$\frac{13}{16}$ |

પ્રથમ પત્રકમાં સન ૧૯૫૧ ના આંકડાં સાથે સન ૧૯૫૫ ના આંકડા સરખાવીએ તો સભાસદ સંખ્યામાં, કામકાજના ભંડોળમાં, તથા વસુલમાં અનુક્રમે ૧૫ ટકા, ૧૫ ટકા અને ૯૨ ટકા ઘટ છે, અને સિલકી–રીઝર્વ ફંડમાં તથા ધીરાણુ બાકીમાં અનુક્રમે ૧૪ ટકા તથા ૩૮ ટકા વધારો છે.

બીજા પત્રકમાં સન ૧૯૫૧ ના આંકડાઓ સાથે સન ૧૯૫૫ ના આંકડાની સરખામણી કરતાં વસુલ થયેલ ભાગભંડોળમાં, ફરજિયાત બચતમાં, થાપણુ તથા કરજમાં, અને વસુલમાં અનુક્રમે ૧૪ ટકા, ૧૦૦ ટકા, ૬૯ ટકા તથા ૯૨ ટકા ઘટાડો થયો છે; જ્યારે ધીરાણુ બાકીમાં અને વ્યાજના દરમાં ૩૮ ટકા તથા ૨૫ ટકા વધારો થયો છે.

## બન્ને સમીક્ષાઓની સરખામણી

બંને સમીક્ષાઓ વેળાની સહકારી મંડળીની પરિસ્થતિની સરખામણી કરીએ અને એ માટે ૧૯૧૭ તથા ૧૯૫૫ ના આંકડાની તુલના કરીએ તો પરિણામ નીચે પ્રમાણે આવે છેઃ—

૧ સભાસદની સંખ્યામાં ૫૯ ટકા ઘટાડો થયો છે.

૨ મંડળીની થાપણુ તથા કરજની રકમમાં ૮૩ ટકા ઘટાડો થયો છે.

૩ કામકાજના ભંડોળમાં ૫૭ ટકા ઘટાડો થયો છે.

૪ સિલકી રીઝર્વ ફન્ડમાં ૧૫૮ ટકા વધારો થયો છે.

૫ ધીરાણુમાં ૫૩ ટકા ઘટાડો થયો છે.

૬ વસુલમાં ૯૩ ટકા ઘટાડો થયો છે.

૭ વસુલ–બાકીમાં ૫૯ ટકા ઘટાડો થયો છે.

૮ વ્યાજના દર–થાપણુ તથા કરજ પર મંડળી જે વ્યાજ આપે છે, તેમાં ૩૩ ટકા ઘટાડો થયો છે, અને મંડળી સભાસદને ધીરાણુ કરે છે તેમાં ૧૬ ટકાનો ઘટાડો થયો છે.

૯ પ્રથમ મંડળીનાં ઓડિટ તથા સુપરવિઝન કોઈ પણુ ફી કે ચાર્જ–મહેનતાણું લીધા સિવાય સરકાર તરફથી થતાં; હાલ મંડળીને ઓડિટ તથા સુપરવિઝન માટે ફી આપવી પડે છે.

૧૦ પ્રથમ મંત્રીને પગાર આપવામાં આવતો નહીં. હાલ મંત્રીને પગાર આપવામાં આવે છે.

સારાંશ કે મંડળીની ઉન્નતિ નહીં પણુ અધોગતિ થઈ છે, કારણુ એના સભાસદોની સંખ્યામાં, થાપણુ તથા કરજની રકમમાં, તેમજ ધીરાણુ, વગેરે વગેરેમાં ઘણો ઘટાડો થયો છે. એટલે મંડળીનું જે મુખ્ય કામ—સભાસદોને ધીરાણુ—તે ઘણું જ ઘટી ગયું છે, અને મંડળીના પેટા નિયમમાં તથા સરકારના સહકારી ખાતામાં–કચેરીમાં કાગળ–ઉપર મંડળીનું નામ વિવિધ કાર્યકારી સહકારી મંડળી છે, પણુ વસ્તુતઃ એના વર્તનમાં–કાર્યમાં વિવિધતા છેજ નહિ, તેમજ એના ધીરાણુના પ્રવાહના પ્રમાણુ તથા ગતિમાં પણુ ઘણો સંકોચ થઈ ગયો છે.

# સંપત્તિ તથા ઋણ

ભડકદ ગામમાં તમામ કુટુંબોનાં સંપત્તિ તથા ઋણ એટલે મિલકત તથા દેવા સબંધી તપાસ કરતાં એમનાં કુલ સંપત્તિ તથા કુલ ઋણ નિચે પ્રમાણે છેઃ—

| | રૂપિયા |
|---|---|
| કુલ સંપત્તિ........................ | ૮૭૭૫૨૫ |
| કુલ ઋણ........................ | ૮૯૨૭૫ |
| નિવડ સંપત્તિ........................ | ૭૮૮૨૫૦ |

આ આંકડાઓ પ્રમાણે ઋણ કરતાં સંપત્તિ આશરે નવથી વિશેષ ઘણી છે. બીજા શબ્દોમાં કહીએ તો ઋણ સંપત્તિનો આશરે નવમો ભાગ છે.

આ રકમો પ્રમાણે સંપત્તિની સરાસરી કુટુંબ દીઠ રૂ. ૨૫૪૩ આવે છે, અને વ્યક્તિ દીઠ રૂ. ૫૭૯ આવે છે. ઋણની કુટુંબ દીઠ સરાસરી રૂ. ૨૬૧ થાય છે, અને વ્યક્તિ દીઠ સરાસરી રૂ. ૫૯ આવે છે. નિવડ સંપત્તિની સરાસરી કુટુંબ દીઠ રૂ. ૨૨૮૨ તથા વ્યક્તિ દીઠ રૂ. ૫૨૦ થાય છે.

સંપત્તિની પ્રકારવાર રકમ તથા ટકાવારી નીચે પ્રમાણે છે:—

| પ્રકાર | રકમ | ટકાવારી |
|---|---|---|
| જમીન | ૩૯૬૧૫૦ | ૪૫ |
| કુવા | ૧૦૩૦૦ | ૧ |
| ઓજાર | ૩૮૨૨૦ | ૫ |
| ઢોર | ૬૪૫૬૦ | ૮ |
| મકાન | ૧૭૧૮૨૫ | ૧૬ |
| રાચરચીલું, ઉપરકર | ૩૯૯૮૦ | ૫ |
| ઘરેણાં-દાગીના | ૫૫૯૭૦ | ૭ |
| ખેતી વગેરેનો માલ | ૮૩૬૫૦ | ૧૦ |
| રોકડ | ૫૫૦ | |
| થાપણુ | ૮૦૬૦ | ૧ |
| શેર સિકયુરિટી | ૨૬૦ | |
| ધીરાણુ | ૯૦૦ | |
| અન્ય લ્હેણું | ૭૧૦૦ | |
| વધઘટ | — | ૨ |
| કુલ— | ૮૭૭૫૨૫ | — |

કુલ ૩૪૫ કુટુંબો પૈકી ૩૪૪ કુટુંબોની સંપત્તિ ઋણથી વિશેષ છે. માત્ર ૧ કુટુંબનું ઋણ સંપત્તિથી વિશેષ છે.

ઋણના પ્રકારની રકમ તથા ટકાવારી નીચે પ્રમાણે છે.

| પ્રકાર | રકમ રૂપિયા | ટકાવારી |
|---|---|---|
| જમીન પર | ૧૦૬૫૦ | ૧૨ |
| મકાન પર | ૨૭૦૦ | ૩ |
| અંગ ઉધાર | ૭૫૮૭૫ | ૮૫ |
| અન્ય | ૫૦ | — |
| કુલ— | ૮૯૨૭૪ | — |

પ્રથમ સમીક્ષા વેળા ગામનાં કુલ સંપત્તિ તથા ઋણ નીચે પ્રમાણે હતાં:—

| | રૂપિયા |
|---|---|
| કુલ સંપત્તિ | ૧૩૮૯૪૨ |
| કુલ ઋણ | ૭૩૦૪૬ |
| નિવડ સંપત્તિ | ૬૫૮૯૬ |

એટલે ઋણ કરતાં સંપત્તિ આશરે બમણી છે.

આ આંકડા પ્રમાણે સંપત્તિની સરાસરી કુટુંબ દીઠ રૂ. ૩૯૦ હતી, અને વ્યક્તિ દીઠ રૂ. ૧૧૪ હતી.

ઋણની સરાસરી કુટુંબ દીઠ રૂ. ૨૦૫ હતી, અને વ્યક્તિ દીઠ રૂ. ૬૦ હતી. એટલે નિવડ સંપત્તિ કુટુંબ દીઠ રૂ. ૧૮૫ હતી, અને વ્યક્તિ દીઠ ૫૪ હતી.

પ્રકારવાર સંપત્તિ તથા ટકાવારી નીચે પ્રમાણે હતાં:—

| પ્રકાર | રકમ રૂપિયા | ટકાવારી |
|---|---|---|
| જમીન | ૭૦૪૯૩ | ૫૧ |
| ઓજાર | ૨૫૨૭ | ૨ |
| ઢોર | ૧૫૩૯૦ | ૧૧ |
| મકાન | ૩૬૭૯૪ | ૨૭ |
| ઘરેણાં-દાગીનાં | ૧૦૫૪૪ | ૭ |
| રોકડ | ૨૧૦૭ | ૧ |
| ઈતર | ૧૦૮૭ | ૧ |
| કુલ | ૧૩૮૯૩૨ | — |

કુલ ૩૫૬ કુટુંબો પૈકી ૩૫ કુટુંબોની હકીકત મળેલી નહિ; બાકીનાં ૩૨૧ કુટુંબોમાં ૧૮૫ કુટુંબોની સંપત્તિ ઋણથી વિશેષ હતી, ૧૧૩ કુટુંબોનું ઋણ સંપત્તિથી વિશેષ હતું, ૧૨ કુટુંબોમાં સંપત્તિ તથા ઋણ સરખાં હતાં, અને ૧૧ કુટુંબો સંપત્તિ કે ઋણ વિનાનાં હતાં.

ઋણના પ્રકાર તથા ટકાવારી નીચે પ્રમાણે છેઃ—

| પ્રકાર | રકમ રૂપિયા | ટકાવારી |
|---|---|---|
| જમીન પર | ૧૩૨૩૫ | ૧૮ |
| મકાન પર | ૨૨૦૧ | ૩ |
| ઘરેણાં પર | ૩૦૩૪ | ૪ |
| મહેસૂલનું | ૧૩૧૩ | ૨ |
| અંગ ઉધાર | ૪૯૬૬૧ | ૬૮ |
| ઇતર | ૩૫૫૨ | ૫ |
| કુલ— | ૭૩૦૪૬ | — |

રકમના સોપાન પ્રમાણે ઋણગ્રસ્તોની સંખ્યા નીચે પ્રમાણે હતીઃ—

| રકમ રૂપિયા | સંખ્યા |
|---|---|
| ૧ થી ૧૦૦ | ૧૧૨ |
| ૧૦૧ થી ૨૦૦ | ૫૨ |
| ૨૦૧ થી ૪૦૦ | ૪૮ |
| ૪૦૧ થી ૬૦૦ | ૧૪ |
| ૬૦૧ થી ૮૦૦ | ૯ |
| ૮૦૦ થી ઉપરાંત | ૧૯ |
| કુલ | ૨૫૪ |

## સરખામણી

બંને સમીક્ષાઓ વેળા ગામનાં સંપત્તિ તથા ઋણનાં આંકડાઓને સરખાવતાં નીચે પ્રમાણે ફેરફાર જણાય છેઃ—

૧ પ્રથમ સમીક્ષા વેળા કુલ સંપત્તિ રૂ. ૧૩૮૯૪૨ હતી; બીજી સમીક્ષા વેળા રૂ. ૮૭૭૫૧૫ છે. એટલે સંપતિની રકમ આશરે ૬ ઘણી વધી છે.

૨ પ્રથમ કુલ ઋણ રૂ. ૭૩૦૪૬ હતું, હાલ રૂ. ૮૯૨૭૫ છે. એટલે ઋણની રકમ પ્રથમથી રૂ. ૧૬૨૩૧ વધારે છે. ગયા બે વિશ્વયુદ્ધના કારણે ખેતીના માલના વેચાણમાં ઘણા ઉંચા ભાવને લીધે ઘણા રૂપિયા મળવાથી ઘણાં જૂનાં દેવાં પતી ગયાં; નહિ તો દેવાની રકમ આથી ઘણી વિશેષ હોત.

૩ પ્રથમ નિવડ સંપત્તિ રૂ. ૬૫૮૯૬ હતી; હાલ રૂ. ૭૮૮૨૫૦ છે એટલે એમાં રૂ. ૭૨૨૩૫૪ નો વધારો થયો છે, અને પ્રથમથી એ ૧૪ ગણી વધી છે.

૪ કુટુંબ દીઠ સંપત્તિની સરાસરી પ્રથમ રૂ. ૩૯૦ હતી, હાલ રૂ. ૨૫૪૩ છે, એટલે એ આશરે ૬ ગણી વધી છે.

૫ વ્યક્તિ દીઠ સંપત્તિની સરાસરી પ્રથમ રૂ. ૧૧૪ ની હતી, હાલ રૂ. ૫૭૯ છે–એટલે એમાં આશરે ૫ ગણો વધારો થયો છે.

૬ કુટુંબ દીઠ ઋણ પ્રથમ રૂ. ૨૦૫ હતું, હાલ રૂ. ૨૬૧ છે.

૭ પ્રથમ વ્યક્તિ દીઠ સરાસરી ઋણ રૂ. ૬૦ હતું, હાલ રૂ. ૫૮ છે.

૮ કુટુંબ દીઠ નિવડ સરાસરી સંપત્તિ પ્રથમ રૂ. ૧૮૫ હતી, હાલ રૂ. ૨૨૮૪ છે, એટલે એમાં આશરે ૧૨ ગણો વધારો થયો છે.

૯ વ્યક્તિ દીઠ નિવડ સંપત્તિની સરાસરી પ્રથમ રૂ. ૫૪ હતી, હાલ રૂ. ૫૨૦ છે એટલે એમાં આશરે ૯ ગણો વધારો થયો છે.

૧૦ પ્રથમ ૩૫૭ કુટુંબ પૈકી ૩૨૧ કુટુંબોમાં ૧૮૫ કુટુંબોની એટલે ૫૭ ટકાની સંપત્તિ ઋણથી વિશેષ હતી; હાલ ૩૪૫ કુટુંબ પૈકી ૩૪૪ કુટુંબની એટલે ૯૯ ટકાની સંપત્તિ ઋણથી વિશેષ છે.

૧૧ પ્રથમ ૩૧૧ કુટુંબોમાં ૧૧૩ કુટુંબનું એટલે ૩૪ ટકાનું ઋણ સંપત્તિથી વિશેષ હતું, હાલ ફક્ત ૧ કુટુમ્બનું ઋણ સંપત્તિથી વિશેષ છે.

પ્રથમ સમીક્ષા તથા બીજી સમીક્ષા વેળાનાં સંપત્તિ તથા ઋણની રકમોના આંકડા, ટકાવારી, વગેરેની સરખામણીનો અભ્યાસ, ખ્યાલ, વિચાર કરતી વેળા પાઠકે નીચેના મુદ્દાઓ ધ્યાનમાં રાખવાનાં છે:—

(૧) ગામમાં કુટુંબોની સંખ્યા પ્રથમ સમીક્ષા વેળા ૩૫૬ હતી, બીજી સમીક્ષા વેળા ૩૪૫ છે.

(૨) ગામમાં કુલ વસતિની સંખ્યા પ્રથમ સમીક્ષા વેળા ૧૨૧૮ હતી, બીજી સમીક્ષા વેળા ૧૫૧૬ છે.

(૩) ગામમાં ભેંસના છુટક દૂધનો ભાવ પ્રથમ સમીક્ષા વેળા ૩ પૈસા હતો; બીજી સમીક્ષા વેળા ૧૬ પૈસા છે. એટલે શાસ્ત્રીય ભાષામાં બોલીએ તો દુગ્ધપ્રમાણન્યાયે, અને સામાન્ય ભાષામાં બોલીએ તો દૂધના ભાવની પારાશીશી પ્રમાણે, પ્રથમ સમીક્ષા વેળા જે ભાવ હતા તેનાથી ૫ ગણા ભાવ બીજી સમીક્ષા વેળા છે: જ્યારે બીજી કેટલીક વસ્તુઓના ભાવ તો હાલ ૭–૮–૯ ગણા વધારે છે.

# પ્રાપ્તિ તથા વ્યય

ભડકદ ગામનાં તમામ કુટુંબોનાં પ્રાપ્તિ તથા વ્યય એટલે ઉત્પન્ન તથા ખર્ચના અંદાજની રકમો નીચે પ્રમાણે છેઃ—

| | રૂપિયા |
|---|---|
| કુલ પ્રાપ્તિ— | ૧૫૬૭૭૬ |
| કુલ વ્યય— | ૧૩૫૫૯૮ |
| નિવડ બચત— | ૨૧૧૭૮ |

આ રકમો પ્રમાણે પ્રાપ્તિના ૮૬ ટકા જેટલો ખર્ચ છે, અને ૧૪ ટકા જેટલી નિવડ બચત છે. બીજી રીતે જોઈએ તો નિવડ બચતથી કુલ વ્યય આશરે ૬ ગણો છે. અને કુલ પ્રાપ્તિ આશરે ૭ ગણી છે. આ હિસાબે કુટુંબ દીઠ પ્રાપ્તિ, વ્યય તથા બચતની સરાસરી અનુક્રમે ૪૫૪, ૩૯૩ અને ૬૧ છે. માથાદીઠ પ્રાપ્તિ, વ્યય તથા બચતની સરાસરી અનુક્રમે ૧૦૩, ૮૯ તથા ૧૪ છે.

પ્રકારવાર પ્રાપ્તિ તથા તેની ટકાવારી નીચે પ્રમાણે છેઃ—

| પ્રકાર | પ્રાપ્તિની રકમ રૂ. | ટકાવારી |
|---|---|---|
| ખેતીનું નિવડ ઉત્પન્ન | ૬૬૨૨૦ | ૪૨ |
| દૂધઘી | ૨૨૧૬૦ | ૧૪ |
| ઉદ્યોગ | ૩૦૨૮૬ | ૧૯ |
| વ્યાપાર | ૬૭૭૭ | ૪ |
| ખેત મજૂરી | ૧૬૭૭૦ | ૧૦ |
| ઉદ્યોગ મજૂરી | ૩૭૨૫ | ૨ |
| નોકરી | ૭૯૦૬ | ૫ |
| પ્રકીર્ણ | ૨૫૬૦ | ૧ |
| વ્યાજ | ૩૦૦ | — |
| મકાન ભાડું | ૭૨ | — |
| વધઘટ–કસર | — | ૩ |
| કુલ | ૧૫૬૭૭૬ | — |

## બચત તથા ખોટવાળાં કુટુંબો

કુલ ૩૪૫ કુટુંબો પૈકી ૨૫૫ કુટુંબની પ્રાપ્તિ વ્યયથી વિશેષ છે, ૨૪ કુટુંબનો વ્યય પ્રાપ્તિથી વિશેષ છે, અને ૬૬ કુટુંબનાં પ્રાપ્તિ તથા વ્યય સમ એટલે સરખાં છે.

## પ્રાપ્તિનાં સોપાનવાર કુટુંબો

૩૪૫ કુંટુંબોમાં પ્રાપ્તિનાં સોપાનવાર કુંટુંબની સંખ્યા નીચે પ્રમાણે છે:—

| સોપાન : રૂપિયા | કુટુંબની સંખ્યા |
|---|---|
| ૨૫૦ સુધી | ૧૧૭ |
| ૨૫૧ થી ૫૦૦ | ૧૩૫ |
| ૫૦૧ થી ૧૦૦૦ | ૬૭ |
| ૧૦૦૧ થી ૨૦૦૦ | ૨૧ |
| ૨૦૦૧ થી ૩૦૦૦ | ૪ |
| ૩૦૦૧ થી ૪૦૦૦ | ૧ |
| કુલ— | ૩૪૫ |

પ્રકારવાર વ્યય તથા તેની ટકાવારી નીચે પ્રમાણે છે:—

| પ્રકાર | વ્યયની રકમ રૂ. | ટકાવારી |
|---|---|---|
| આહાર | ૭૪૯૩૫ | ૫૫ |
| વસ્ત્ર | ૩૧૪૦૦ | ૨૩ |
| મકાનભાડું | ૩૫૧ | — |
| દીપ–રોશની | ૨૨૧૬ | ૧ |
| આરોગ્ય–ઔષધ | ૧૮૭૭ | ૧ |
| શિક્ષણ | ૧૭૮૯ | ૧ |
| રંજન | ૩૮૦ | — |
| વ્યસન | ૬૪૬૩ | ૫ |
| પ્રવાસ | ૧૧૬૫ | ૧ |
| વ્યાજ | ૧૩૦૧ | ૧ |
| વેરો | ૭૪ | — |
| વ્યાવહારિક | ૧૦૦૦૦ | ૭ |
| પ્રકીર્ણ | ૩૮૪૭ | ૩ |
| વધઘટ–કસરના | — | ૨ |
| કુલ | ૯૩૫૫૯૮૧ | — |

## પ્રથમ સમીક્ષા

પ્રથમ સમીક્ષા વેળા ગામમાં વાર્ષિક પ્રાપ્તિ તથા વ્યયની રકમો નિચે પ્રમાણે હતીઃ—

| | રૂપિયા |
|---|---|
| કુલ પ્રાપ્તિ | ૩૧૧૯૬ |
| કુલ વ્યય | ૪૦૯૮૫ |
| ખોટ | ૮૭૮૯ |

આ રકમો પ્રમાણે કુટુંબ દીઠ પ્રાપ્તિ, વ્યય તથા ખોટ અનુક્રમે ૮૭, ૧૧૫ તથા ૨૮ રૂપિયા આવે છે. અને વ્યક્તિ દીઠ પ્રાપ્તિ વય તથા ખોટની સરાસરી અનુક્રમે ૨૫, ૩૩ તથા ૮ રૂપિયા આવે છે.

પ્રકારવાર પ્રાપ્તિ તથા એની ટકાવારી નીચે પ્રમાણે છેઃ—

| પ્રકાર | પ્રાપ્તિની રકમ રૂ. | ટકાવારી |
|---|---|---|
| જમીન | ૧૩૬૩૫ | ૪૨ |
| દાણા | ૪૩૬૧ | ૧૩ |
| ઘાસ | ૨૦૦ | ૧ |
| શાકભાજી | ૨૨ | — |
| દૂધઘી | ૪૪૫૯ | ૧૪ |
| ઉદ્યોગવ્યાપાર | ૩૬૧૬ | ૧૧ |
| ભાડું | ૧૪૨ | — |
| વ્યાજ | ૬૧૮ | ૨ |
| મજુરી | ૩૮૨૫ | ૧૨ |
| ઈતર | ૩૧૮ | ૧ |
| વધઘટ-કસર | — | ૪ |
| કુલ | ૩૧૧૯૬ | — |

## બચત તથા ખોટવાળાં કુટુંબો

કુલ ૩૫૬ કુટુંબો પૈકી ૩૫ કુટુંબોની હકીકત મળી નથી, એટલે બાકીનાં ૨૨૧ કુટુંબો પૈકી ૭૦ કુટુંબોની પ્રાપ્તિ વ્યયથી વિશેષ હતી, અને ૨૫૧ કુટુંબોનો વ્યય પ્રાપ્તિથી વિશેષ હતો.

## પ્રાપ્તિનાં સોપાનવાર કુટુંબો

પ્રાપ્તિનાં સોપાનવાર કુટુંબોની હકીકત નીચે પ્રમાણે છે:—

| સોપાન : રૂપિયા | કુટુંબની સંખ્યા |
|---|---|
| ૨૫૦ સુધી | ૨૮૯ |
| ૨૫૧ થી ૫૦૦ | ૨૭ |
| ૫૦૧ અને ઉપર | ૫ |
| કુલ— | ૩૨૧ |

વ્યયની પ્રકારવાર રકમો તથા એની ટકાવારી આ પ્રમાણે છે:—

| પ્રકાર | વ્યયની રકમ રૂ. | ટકાવારી |
|---|---|---|
| આહાર | ૧૫૭૭૬ | ૬૫ |
| વસ્ત્ર | ૫૦૭૬ | ૨૧ |
| મકાન ભાડું | ૨૦૧ | ૧ |
| દીપ-રોશની-ઔષધ | ૭૬૫ | ૩ |
| શિક્ષણ | — | — |
| રંજન | ૨૫૦ | ૧ |
| તમાકુ } વ્યસન | — | — |
| અફીણ } વ્યસન | ૧૧૩૫ | ૫ |
| વ્યાવહારિક | ૪૨ | — |
| ઇતર | ૨૦૬૧ | ૪ |
| ખેતીખર્ચ | ૪૭ | — |
| કુલ— | ૪૦૯૮૫ | — |

### તુલના

પ્રથમ સમીક્ષાના તથા બીજી સમીક્ષાના પ્રાપ્તિ તથા વ્યયના આંકડાઓને સરખાવતાં ફેરફાર નીચે પ્રમાણે છે:—

૧ પ્રથમ સમીક્ષા વેળા કુલ પ્રાપ્તિ રૂ. ૩૧૧૯૬ હતી, બીજી સમીક્ષા વેળા કુલ પ્રાપ્તિ રૂ. ૧૫૬૭૭૬ છે. એટલે કુલ પ્રાપ્તિની રકમમાં રૂ. ૧૨૫૫૮૦ નો વધારો થયો છે, અર્થાત્ એમાં લગભગ ૫ ગણો વધારો થયો છે.

૨ પ્રથમ સમીક્ષા વેળા કુલ વ્યય રૂ. ૪૦૯૮૫ થયો હતો, જ્યારે બીજી સમીક્ષા વેળા તે રૂ. ૧૩૫૫૯૮ થયો છે, એટલે કુલ વ્યયમાં આશરે ૩–૪ ગણો વધારો થયો છે.

૩ પ્રથમ કુટુંબ દીઠ પ્રાપ્તિ રૂ. ૮૭ હતી, હાલ રૂ. ૪૫૪ છે, એટલે એમાં રૂ. ૩૬૭ નો વધારો થયો છે.

૪ પ્રથમ કુટુંબ દીઠ વ્યય રૂ. ૧૧૫ હતો, હાલ રૂ. ૩૯૩ છે, એટલે એમાં ૧૭૮ નો વધારો થયો છે.

૫ પ્રથમ કુટુંબ દીઠ રૂ. ૨૮ ખોટ હતી, હાલ કુટુંબદીઠ રૂ. ૬૧ બચત છે.

૬ પ્રથમ વ્યક્તિ દીઠ પ્રાપ્તિ રૂ. ૨૫ હતી, હાલ રૂ. ૧૦૩ છે; એટલે એમાં રૂ. ૭૮ વધ્યા છે.

૭ પ્રથમ વ્યક્તિ દીઠ વ્યય રૂ. ૩૩ હતો, હાલ રૂ. ૮૯ છે; એટલે એમાં રૂ. ૫૬ વધ્યા છે.

૮ પ્રથમ વ્યક્તિ દીઠ રૂ. ૮ ખોટ હતી. હાલ વ્યક્તિ દીઠ રૂ. ૧૪ બચત છે, એટલે ખોટને બદલે બચત થઈ છે.

૯ પ્રથમ ૩૫૬ કુટુંબ પૈકી ૩૨૧ કુટુંબોમાં ફક્ત ૭૦ કુટુંબોની એટલે ૨૧ ટકાની પ્રાપ્તિ વ્યયથી વિશેષ હતી, હાલ ૩૪૫ કુટુંબોમાં ૨૫૫ કુટુંબની એટલે ૭૩ કુટુંબોની પ્રાપ્તિ વ્યયથી વિશેષ છે. પ્રથમ ૨૫૧ કુટુંબો એટલે ૭૮ ટકાનો વ્યય પ્રાપ્તિથી વિશેષ હતો; હાલ ૩૪૫ કુટુંબોમાં ૨૪ કુટુંબનો એટલે ફક્ત ૭ ટકાનો વ્યય પ્રપ્તિથી વિશેષ છે.

આ સર્વનો સારાંશ એ છે કે પ્રથમની સરખામણીમાં હાલ એકંદરે આવક–પ્રાપ્તિ વધી છે; અને પ્રથમ ખોટ હતી તેને બદલે થોડી બચત થઈ છે. પરંતુ સંપત્તિ તથા ઋણના પ્રકરણમાં અમે લખ્યું છે કે, પ્રથમ કરતાં હાલ વસ્તુઓના ભાવમાં ૪ થી ૬ ઘણો વધારો થયો છે, તે બાબત આ પ્રાપ્તિ તથા વ્યયની રકમોમાં જે દેખીતો વધારો જણાય છે, તેનો વિચાર કરતી વેળા પણ ખ્યાલમાં રાખવાની છે. તેમ છતાં એટલું તો સ્પષ્ટ થાય છે કે પ્રથમ 'તરતાં' કુટુમ્બો 'લઘુમતિ' માં હતાં તે હવે મોટી 'બહુમતિ' માં આવ્યાં છે. અર્થાત્ બચતવાળા કુટુમ્બોની સંખ્યા પ્રથમથી ઘણી વિશેષ વધી છે.

# પ્રથમ સમીક્ષા વેળા કેટલાંક કુટુંબોનાં ઉત્પન્ન થતા ખર્ચનું પૃથક્કરણ તથા દિગ્દર્શન

પ્રથમ સમીક્ષા વેળા ભડકદ ગામમાં ૧૩ કુટુંબોનાં ઉત્પન્ન તથા ખર્ચની બાબતવાર ખાસ ઊંડી તપાસ કરેલી તેમાં જે આંકડાઓ તથા હકીકત ઉપલબ્ધ છે તે ઉપરથી અમે કરેલું પૃથક્કરણ તથા દિગ્દર્શન નીચે પ્રમાણે છેઃ—

૧૩ કુટુંબની જ્ઞાતિ તથા કુટુંબીઓની સંખ્યા

| અંક | જ્ઞાતિ | કુલ | વય | | | |
|---|---|---|---|---|---|---|
| | | | પુરુષ | સ્ત્રી | છોકરા | છોકરી |
| ૧ | બારિયા | ૭ | ૨/૫૫–૨૨ | ૨/૫૦–૨૨ | ૧/૯ 1 | ૨/૭–૧ |
| ૨ | બારિયા | ૨ | ૧/૪૦ | ૧/૩૦ | — | — |
| ૩ | વૈશ્ય | ૬ | ૨/૪૪–૩૨ | ૨/૪૨–૨૦ | ૧/૧૬ | ૧/૧૫ |
| ૪ | પાટીદાર | ૬ | ૨/૪૫–૨૦ | ૧/૨૨ | ૩/૧૧–૭–૧ | — |
| ૫ | પાટીદાર | ૬ | ૧/૩૩ | ૨/૬૦–૩૨ | ૨/૧૫–૭ | ૧/૧૪ |
| ૬ | બારિયા | ૫ | ૨/૭૦–૩૦ | ૧/૨૫ | ૨/૧૨–૨ | — |
| ૭ | પાટીદાર | ૩ | ૧/૪૨ | ૨/૩૮–૧૮ | — | — |
| ૮ | સુથાર | ૨ | ૧/૪૦ | ૧/૩૫ | — | — |
| ૯ | પાટીદાર | ૫ | ૨/૬૦–૨૭ | ૨/૨૫–૨૫ | ૧/૭ | — |
| ૧૦ | ઢેડ હરિજન | ૬ | ૧/૫૦ | ૧/૪૫ | ૩/૧૫–૮–૩ | ૧/૧૩ |
| ૧૧ | ઢેડ હરિજન | ૭ | ૧/૪૦–૩૦ | ૩/૩૫–૩૦–૨૫ | — | ૩/૧૧–૬–૧ |
| ૧૨ | પાટીદાર | ૬ | ૨/૮૫–૪૪ | ૧/૪૦ | ૧/૧૧ | ૨/૧૫–૩ |
| ૧૩ | બારયા | ૨ | ૧ | ૧ | — | — |
| | કુલ— | ૬૩ | ૧૯ | ૨૦ | ૧૪ | ૧૦ |

આ પત્રકમાં વયનાં ખાનામાં લીંટીની નીચે જે જે અંક છે તે જે તેની વયના છે.

આ પત્રક પ્રમાણે ૧૩ કુટુંબોના કુલ ૬૩ મનુષ્યો પૈકી ૩૯ પુખ્ત વયના છે, જે પૈકી ૧૯ પુરુષો છે અને ૨૦ સ્ત્રીઓ છે; બાકીના ૨૪ સગીર પૈકી ૧૪ છોકરા અને ૧૦ છોકરીઓ છે. હવે આપણે આ ૧૩ કુટુંબો પૈકી પ્રત્યેક કુટુંબના ખેતી ખર્ચની વિગતો જે નીચેના પત્રકમાં આપી છે તે જોઈએ. અહીં દર્શાવેલ ૧૩ કુટુંબ પૈકી ૧ વૈશ્યનું, ૫ પાટીદારનાં, ૧ સુથારનું, ૪ બારિયાના તથા ૨ ઢેડનાં છે. એક રીતે આ જુથ અમુક અંશે ગામની વસતિના પ્રતિનિધિસમું છે. એટલે આ કુટુંબોદ્વારા બીજાં કુટુંબોની પણ પ્રાયઃસમાન સ્થિતિનું અનુમાન થઈ શકે.

૧૩ કુટુંબોનો ખેતી ખર્ચ રૂપિયા

| અંક | જ્ઞાતિ | બી ખાતર મજુરી | ઓજાર | પશુ | મહેસુલ અને દાણ | કુલ ખેતી ખર્ચ | કુલ ઉત્પન્ન | ઉત્પન્નના પ્રમાણમાં ખેતી ખર્ચની ટકાવારી |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | બારિયા | ૩૧ | ૧૪ | ૧૬૧ | ૬૭ | ૨૭૩ | ૫૬૧ | ૪૮ |
| ૨ | બારિયા | ૨ | — | — | ૧૦ | ૧૨ | ૪૨ | ૨૮ |
| ૩ | વૈશ્ય | ૧૨૦ | ૫ | — | ૨૯૫ | ૪૨૦ | ૧૫૭૫ | ૨૬ |
| ૪ | પાટીદાર | ૯૫ | ૧૦ | ૨૫ | ૫૨ | ૧૮૨ | ૫૫૮ | ૩૨ |
| ૫ | પાટીદાર | ૨૪૨ | ૯ | ૫૦ | ૨૩૫ | ૫૫૬ | ૧૭૨૦ | ૩૦ |
| ૬ | બારિયા | ૫૯ | ૧૧ | ૨૫ | ૭૭ | ૧૭૨ | ૨૬૮ | ૬૪ |
| ૭ | પાટીદાર | ૧૪૭ | ૧૬ | ૩૦ | ૪૨૫ | ૬૧૮ | ૧૬૭૦ | ૩૦ |
| ૮ | સુથાર | ૧૮ | — | ૧૬ | ૮ | ૪૨ | ૧૫૩ | ૨૯ |
| ૯ | પાટીદાર | ૪૩ | ૧૧ | ૧૮ | ૯૧ | ૧૬૩ | ૨૩૬ | ૬૯ |
| ૧૦ | ઢેડ-હરિજન | ૧૧ | — | — | ૧૦ | ૨૧ | ૨૮૧ | ૭ |
| ૧૧ | ઢેડ–હરિજન | ૬૦ | — | — | ૪૦ | ૧૦૦ | ૪૦૫ | ૨૪ |
| ૧૨ | પાટીદાર | ૪૨ | ૪ | ૧૫૦ | ૧૪ | ૩૩૬ | ૧૦૩૭ | ૩૨ |
| ૧૩ | બારિયા | ૬૫ | ૨૩ | — | — | ૨૩ | ૬૫ | ૬૬ |

આ કુટુંબોના ખેતીખર્ચને આપણે જ્ઞાતિના ધોરણે જોઈએ– કેમકે ઉત્પન્ન ખર્ચ અમુક અંશે નિપુણતા, ગુણ તથા સ્વભાવ ઉપર આધાર રાખે છે. આ દ્રષ્ટિએ જોતાં અંક ૨ ને બાદ કરતાં અંક ૧–૬ અને ૮ જે બારિયા છે, તેમનો ખેતી ખર્ચ તેમના કુલ ઉત્પન્નના ૪૮ થી ૬૪ ટકા છે. જ્યારે ૯ના પાટીદારને બાદ કરતાં અંક ૪ અને ૭ ના પાટીદારનો ખેતી ખર્ચની ટકાવારી ૩૨ અને ૩૦ ટકા છે. અંક ૨ના બારિયાનો ખેતીખર્ચ ૨૮ ટકા છે, તેનું કારણ એ છે કે–બી, ખાતર, મજૂરીમાં એને ફક્ત રૂ. ૨ જ ખર્ચ થયો છે. ઓજાર તથા પશુમાં એને બીલકુલ ખર્ચ થયો નથી. અંક ૯ ના પાટીદારનો ખેતીખર્ચ ૬૯ ટકા છે, તેનું કારણ એ છે કે તેને બી, ખાતર મજૂરીમાં વધારે ખર્ચ થયો છે. અને તેના જમીન મહેસુલનો આંકડો પણ ઘણો મોટો છે, એટલે તેની પાસે જમીન વધારે હોવા છતાં તેના પ્રમાણમાં ઉત્પન્ન ઘણું ઓછું આવ્યું છે, જેનાં અનેક કારણો હોઈ શકે. પરંતુ એ જાણવા માટે પ્રસ્તુત સમીક્ષામાં સામગ્રી નથી. અંક ૮ જે સુથાર છે તેનો ખેતીખર્ચ ૨૭ ટકા થયો છે, કારણ એને બી, ખાતર–મજૂરી માટે એ ખર્ચ ઓછો થયો છે. અંક ૧૦ તથા ૧૧ ઢેડ છે, તેમને ખેતીખર્ચ ૭ તથા ૨૪ ટકા થયો છે; કેમકે તેમને બી–ખાતર–મજૂરીમાં વધારે ખર્ચ થયો નથી. અંક ૩ જે વૈશ્ય છે, તેનો ખેતીખર્ચ ૨૬ ટકા છે. કારણ જમીનના પ્રમાણમાં તેને બી, ખાતર, મજૂરીનો ખર્ચ વધારે નથી, અને ઉત્પન્ન ઘણું સારું છે, એટલે અંક ૨ તથા ૯ના અપવાદ બાદ કરતાં એમ નક્કી થાય છે કે વૈશ્ય પાટીદાર, સુથાર તથા ઢેડની ખેતી સારી છે, જ્યારે બારિયાની ખેતી સારી નથી. આ સારી

નરસી ખેતીની પાછળ વર્ણ પ્રમાણે ગુણ, નિપુણતા તથા સાધનનાં બળો છે. વૈશ્ય કરકસરીઆ–ખેત બેસાડનારા, ગણત્રી કરનારા, વ્યાપારઉદ્યોગમાં કુશલ અને સાધનવાળા હોય છે. પાટીદાર ખેતીમાં નિપુણ, ખંતીલા તથા મહેનતુ હોય છે. સુથાર સમજુ હોય છે. ઢેડ પોતાનું કામ કાળજીથી, મહેનતથી તથા કરકસરથી કરનાર હોય છે. જો ઉજળિયાત કોમનો ખેડૂત પણ હોશિયાર ન હોય અથવા તેની પાસે પૂરતું સાધન ન હોય કે કુદરતી કારણોને લીધે ઉત્પન્ન ઓછું આવે તો તેના ખેતી ખર્ચની ટકાવારી ઉંચી આવે, એ વાતનું દૃષ્ટાંત અંક ૯ (પાટીદાર) છે, પરંતુ કેળવણીથી પછાત કોમને વધારે યોગ્ય બનાવીને તેમની ઉત્પાદન શક્તિ અને ઉત્પન્ન વધારી શકાય છે, અને ઉજળિયાત કોમ પણ કેળવણીના અભાવે ઉત્પાદન શક્તિ અને ઉત્પન્નમાં પાછળ પડી જાય એ બંને સંભવિત છે. કેટલીક વખત યોગ્ય સાધન, મહેનત, મજૂરી અને હોશિયારીનાં તત્વો પૂરતા પ્રમાણમાં હોવા છતાં પ્રકૃતિ વિરુદ્ધ જાય તો પાક ઓછો આવે કે નિષ્ફળ જાય, અને કોઈવાર તેના વેચાણ ભાવ બરાબર ના આવે. એટલે ખેતીમાં કુલ ઉત્પન્નના પ્રમાણમાં ખેતી ખર્ચની ટકાવારી ઉપરથી જ આખરી અનુમાન કરવાં એ બરાબર નથી.

## ખોરાક ખર્ચ

હવે આપણે આ કુટુંબોના ખોરાક તેમજ બીજા ખર્ચની વિગતો જોઈએ, અને તેમના કુલ ઉત્પન્ન તથા કુલ ખર્ચના આંકડા પણ જોઈએ.

૧૩ કુટુંબના ખોરાક ખર્ચની વિગતોનું પત્રકઃ—

| અંક | જ્ઞાતિ | કુટુંબ ની સંખ્યા | ચોખા | દાળ | દાણા | મશાલો | ઘી-તેલ | ગળ-પણ | શાક | દુધ | ચા | કુલ ખોરાક ખર્ચ | કુલ ખર્ચ | કુલ ઉત્પન્ન | ૧૫/૧૩ની ટકા વારી |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |
| ૧ | બારિયા | ૭ | ૭૨ | ૨૭ | ૧૨૮ | ૧૨ | ૩૬ | ૫ | — | ૧૭ | — | ૨૯૮ | ૭૧૩ | ૫૬૧ | ૫૩ |
| ૨ | ,, | ૨ | — | — | ૪૦ | ૧ | — | — | — | — | — | ૪૨ | ૬૪ | ૪૨ | ૧૦૦ |
| ૩ | વૈશ્ય | ૬ | ૯૬ | ૨૪ | ૧૨૧ | ૨૪ | ૧૦૦ | ૨૦ | ૪ | ૨૨/૮ | ૫ | ૪૧૭ | ૧૦૭૬ | ૧૫૭૫ | ૨૭ |
| ૪ | પાટીદાર | ૬ | ૧૦૮ | ૨૭ | ૧૦૨ | ૧૩ | ૨૪ | ૧૨ | ૯ | ૧૩ | — | ૩૦૮ | ૫૮૪ | ૫૫૮ | ૫૫ |
| ૫ | પાટીદાર | ૬ | ૧૮૦ | ૪૫ | ૧૨૮ | ૪૫ | ૪૧ | ૨૨/૮ | ૨૨/૮ | ૩૪ | — | ૫૧૮ | ૧૩૧૪ | ૧૭૨૦ | ૩૦ |
| ૬ | બારિયા | ૫ | ૨૦ | ૧૩ | ૭૦ | ૭ | ૧૨ | ૫ | ૧ | — | — | ૧૨૮ | ૪૦૧ | ૨૬૮ | ૪૮ |
| ૭ | પાટીદાર | ૩ | ૯૦ | ૨૨ | ૭૩ | ૨૨/૮ | ૬૭/૮ | ૨૨/૮ | ૨૨/૮ | ૨૨/૮ | ૫/૮ | ૩૪૮ | ૧૬૪૪ | ૧૬૭૦ | ૨૮ |
| ૮ | સુથાર | ૨ | ૩૧ | ૯ | ૩૦ | ૭ | ૨૬ | ૭ | ૪ | ૨૦ | — | ૧૩૪ | ૨૩૩ | ૧૫૩ | ૮૭ |
| ૯ | પાટીદાર | ૫ | — | ૧૪ | ૧૦ | ૮ | ૧૨ | ૧૦ | ૧૨ | — | — | ૬૬ | ૨૧૪ | ૨૩૬ | ૨૮ |
| ૧૦ | ઢેડ–હરિ-જન | ૬ | ૨૭ | ૨૭ | ૮૯ | ૧૦ | ૧૨ | ૧૦ | ૨ | — | — | ૧૮૭ | ૨૫૫ | ૨૮૧ | ૬૬ |
| ૧૧ | ,, | ૭ | ૬૩ | ૨૭ | ૭૮ | ૧૦ | ૧૮ | ૧૮ | — | — | — | ૨૧૧ | ૩૯૨ | ૪૦૫ | ૫૪ |
| ૧૨ | પાટીદાર | ૬ | ૮૪ | ૨૭ | ૧૪૭ | ૧૭ | ૬૦ | ૬૦ | ૭ | — | ૨ | ૩૬૪ | ૯૮૪ | ૧૦૩૭ | ૩૩ |
| ૧૩ | બારિયા | ૨ | — | — | — | — | — | — | — | — | — | ૫૦ | ૧૨૫ | ૬૫ | ૭૬ |

અહીં બતાવેલ આંકડાં ખોરાકની દરેક ચીજ જેટલી વપરાઈ તેની કિંમતના આંકડા છે કે તે પૈકી જેટલી વેચાતી લાવવી પડી તેના આંકડા છે તે ચોક્કસ કહેવું મુશ્કેલ છે. કદાચ કોઈ કુટુંબે પોતાને ત્યાં જે પાકતું હોય કે ઘી થતું હોય તે વાપર્યું હોય અને તેનો સમાવેશ આ આંકડામાં પુરતો કે બીલકુલ ન કર્યો હોય. પરંતુ મોટા ભાગે એ પ્રમાણે નહિ બન્યું હોય એમ ધારીને આપણે દરેક કુટુંબની ખોરાકની વિગતોમાં ઉતરીએ. અંક ૧ બારિયાના ખોરાકમાં શાક તથા ચા નથી. અંક ૨ બારિયાના ખોરાકમાં ચોખા, દાળ, ઘી, તેલ, શાક, દુધ ચા નથી, એ ભીખ માંગીને પણ ખાય છે. એટલે આ વસ્તુઓના ખર્ચના અભાવનું એ પણ કારણ હોય. અંક ૩ વૈશ્યના ખોરાકમાં બધી બાબતોનો ખર્ચ છે. અંક ૪ પાટીદારનું પણ તે જ પ્રમાણે. અંક ૫ પાટીદારને ચ્હાનો ખર્ચ નથી. અંક ૬ બારિયાને દૂધ, ચ્હાનો ખર્ચ નથી. અંક ૭ પાટીદારનું અંક ૩ તથા ૪ પ્રમાણે. અંક ૮ સુથારને ચ્હાનો ખર્ચ નથી. અંક ૯ પાટીદારને દૂધ–ચ્હાનો ખર્ચ નથી. અંક ૧૦ ઢેડને પણ તે જ પ્રમાણે. અંક ૧૧ ઢેડને શાક, દૂધ, ચ્હાનો ખર્ચ નથી. અંક ૧૨ ને દૂધનો ખર્ચ નથી.

બાબતવાર જોઈએ તો અંક ૩, ૭ તથા ૧૨ સિવાય બીજા કોઈને ચ્હાનો ખર્ચ નથી. આ જોતાં ગામમાં ચ્હાનું પ્રમાણ ઘણું ઓછું લાગે છે. અંક ૧, ૩, ૪, ૫, ૭, ૮ સિવાય બાકીનાને દૂધનો ખર્ચ નથી. કદાચ એમ હોય કે એ પૈકી કેટલાકને ઘેર ઢોર હોય અને તેમાંથી જે દૂધ વાપરતા હોય તે અહીં બતાવ્યું ન હોય કદાચ દૂધ મોટા ભાગે વાપરતા ન હોય. ૧૩ કુટુંબોમાંથી ૭ એટલે અડધા ઉપરાંત દૂધ ન વાપરતા હોય તો એ ઠીક તો નથી જ. કેમકે શરીર આરોગ્ય માટે દૂધ ઘણું ઉપકારક છે. અંક ૧, ૨, ૧૧, ૧૨ ના ખોરાકમાં શાકનો ખર્ચ નથી. શહેરના લોકોની માફક ગામડાના લોકો પૈકી કેટલાય વર્ષમાં ઘણા દિવસો શાક ખાતા નથી. કેમકે બારે માસ ત્યાં શાક થતું કે મળતું નથી. તેમજ કેટલાકને બારે માસ શાક ખાવા માટે પૂરતા પૈસા પણ નથી હોતા—ગામડાંમાંથી હજારો–લાખો–મણ દૂધ શહેરમાં આવતું હોવાં છતાં ગામડામાં ઘણાં લોકો સાધન કે રિવાજના અભાવે દૂધ વાપરતા–પીતા નથી. બારિયા અંક ૨ ના ખોરાકમાં ઘીનો ખર્ચ નથી. ગામડામાં ઘી પણ ઘણું થતું હોવા છતાં કેટલાક માણસો ગરીબીના કારણે ઘી ખાતા નથી. એ છે આપણો સમાજ અને આપણા સમાજનું અર્થકારણ !

આ પત્રકને માણસોની સંખ્યાની દૃષ્ટિએ જોઈએ તો સમાન આવકવાળાઓમાં જ્યાં કુટુંબોમાં માણસોની સંખ્યા લગભગ સરખી હોવા છતાં આવકમાં ઘણો તફાવત છે, ત્યાં ખોરાકખર્ચમાં પણ તફાવત છે. વળી જેની આવક વધારે તે દૂધ, ઘી તેલ અને મશાલો પણ વધારે ખાય છે, અને તે માટે વધારે ખર્ચે છે, આમાં કેટલાક અપવાદો છે–હોઈ શકે, પણ સામાન્યત આ પ્રમાણે છે.

અહીં ખાસ કંઈ સૂચવવા જેવું હોય તો તે એ છે કે જે કુટુંબોને દૂધ, ઘી તેલના મળતું હોય અથવા પુરતા પ્રમાણમાં ના મળતું હોય તેમને તે પૂરતા પ્રમાણમાં મળવું જોઈએ–ખાસ કરીને બાળકોને તથા સગીરોને તો મળવું જરૂરી છે.

## કપડાંનો ખર્ચ

૧૩ કુટુંબોનાં કપડાંનો ખર્ચ આ પત્રક પ્રમાણે છે:—

| અંક | જ્ઞાતિ | સંખ્યા | ખર્ચ રૂપિયા પુરૂષોનો | સ્ત્રીઓનો | બાળકોનો | ધોલાઈ | કુલ રૂ. | વ્યક્તિ દીઠ ખર્ચ | ઉત્પન્નના પ્રમાણુમાં ખર્ચની ટકાવારી |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ૧ | બારિયા | ૭ | ૧૭ | ૬૦ | ૩૩ | — | ૧૧૦ | ૧૬ | ૨૦ |
| ૨ | ,, | ૨ | ૨ | ૪ | — | — | ૬ | ૩ | ૧૪ |
| ૩ | વૈશ્ય | ૬ | ૧૮ | ૮૦ | ૫૧ | ૩ | ૧૫૨ | ૨૫ | ૧૦ |
| ૪ | પાટીદાર | ૬ | ૩૫ | ૨૦ | ૧૫ | — | ૭૦ | ૧૨ | ૧૨ |
| ૫ | ,, | ૬ | ૨૮ | ૫૪ | ૩૪ | ૨ | ૧૧૮ | ૨૦ | ૬ |
| ૬ | બારિયા | ૫ | ૧૮ | ૨૦ | ૭ | — | ૪૫ | ૯ | ૧૬ |
| ૭ | પાટીદાર | ૩ | ૨૮ | ૬૯ | — | ૨ | ૯૯ | ૩૩ | ૬ |
| ૮ | સુથાર | ૨ | ૧૯ | ૨૦ | — | — | ૩૯ | ૨૦ | ૨૫ |
| ૯ | પાટીદાર | ૫ | ૪૫ | ૧૯ | ૪ | — | ૬૮ | ૧૪ | ૨૮ |
| ૧૦ | ઢેડ | ૬ | ૧૧ | ૧૧ | ૧૨ | — | ૩૪ | ૬ | ૧૨ |
| ૧૧ | ,, | ૭ | ૧૮ | ૨૩ | ૫ | — | ૪૬ | ૭ | ૧૧ |
| ૧૨ | પાટીદાર | ૬ | ૩૫ | ૧૫ | ૬૦ | ૫ | ૧૧૫ | ૧૯ | ૧૧ |
| ૧૩ | બારિયા | ૫ | ૪ | ૮ | — | — | ૧૨ | ૨ | ૧૮ |

કપડાંની બાબતમાં જે કુંટુંબમાં ઉત્પન્નના પ્રમાણુમાં માણસોની સંખ્યા વધારે હોય ત્યાં કપડાંનો ખર્ચ તથા ટકાવારી વધારે આવે. વળી જ્યાં સ્ત્રીઓની સંખ્યા વધારે હોય અથવા સ્ત્રીઓ કપડાંની શોખીન હોય ત્યાં પણ ખર્ચ તથા ટકાવારી વધારે આવે. હવે ઉત્પન્નના પ્રમાણુમાં જ્ઞાતિ પ્રમાણે કપડાંના ખર્ચની ટકાવારી જોઈએ તો અહીં અંક ૧–૨–૬–૭ એ બારિયા છે, તેમનાં કપડાંના ખર્ચની ટકાવારી અનુક્રમે ૨૦–૧૪–૧૬ તથા ૧૮ છે, તે બીજી જ્ઞાતિઓની ટકાવારી કરતાં સામાન્ય રીતે વધારે છે. એનાં બે કારણો હોઈ શકે. એક તો બારિયા સ્ત્રીઓના ઘેરવાળા ઘાઘરા. જેમાં કાપડ વધારે જોઈએ, અને આ સ્ત્રીઓ મજૂરીએ જાય તો કાપડનો ઘસારો વધારે થાય. અંક ૧૦ તથા ૧૧ હરિજન–ઢેડ છે, તેમની ટકાવારી ૧૨ તથા ૧૧ છે, જે બારિયા કરતાં ઓછી છે. અંક ૮ સુથાર છે, તેની ૨૫ ટકા છે. અંક ૪–૫–૭ અને ૯ પાટીદાર છે, તેમની ટકાવારી અનુક્રમે ૧૨, ૧૬, ૨૫ અને ૨૮ છે. જેમાંની છેલ્લી બે બારિયાઓ કરતાં પણ વધારે છે. બાકી અંક ૩ વૈશ્ય છે, તેની ટકાવારી ૧૦ છે, જે પાટીદાર, સુથાર તથા બારિયાની ટકાવાળી કરતાં ઓછી છે. પણ

આમ ફક્ત ઉત્પન્નના પ્રમાણમાં કપડાંના ખર્ચની ટકાવારી ઉપરથી બીજાં અનુમાન કરવાં બરાબર નથી. જેમનાં ઘરમાં માણસો કે સ્ત્રીઓની સંખ્યા વધારે હોય તેમનો કપડાંનો ખર્ચ સામાન્યત વધારે આવે, એ લક્ષમાં રાખવું જોઈએ. એટલે હવે જ્ઞાતિના ધોરણે વ્યક્તિ દીઠ કપડાંનો ખર્ચ કેટલો આવે છે તે આપણે જોઈએ. આ પ્રમાણે જોતાં ઢેડ–હરિજનનો ખર્ચ રૂ. ૬ થી ૭ છે, ધારાળાનો રૂ. ૩ થી ૧૬ છે, સુથારનો રૂ. ૨૦ છે, પાટીદારનો રૂ. ૧૨ થી ૩૩ છે, અને વૈશ્યનો રૂ. ૨૫ છે. આ પ્રમાણે જોતાં પછાત કોમ કરતાં ઉજળિયાત કોમમાં ખર્ચ વધારે હોવાનું જણાય છે.

## રોશની : બળતણ : મકાન દુરસ્તી

હવે આપણે આ ૧૩ કુટુંબોનો રોશની, બળતણ તથા મકાન દુરસ્તીનો ખર્ચ તથા કુલ ઉત્પન્નના પ્રમાણમાં તે ખર્ચની ટકાવારીની બાબત તપાસીએ, જે સંબંધી પત્રક આ પ્રમાણે છેઃ—

| અંક | જ્ઞાતિ | કુટુંબમાં માણસોની સંખ્યા | રોશની બળતણ | ખર્ચ મકાન દુરસ્તી | વેરા | કુલ | વ્યક્તિ દીઠ | ઉત્પન્નના પ્રમાણમાં ટકાવારી |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | બારિયા | ૭ | ૧૦ | ૬ | – | ૧૬ | ૨ | ૩ |
| ૨ | ,, | ૨ | ૧ | – | – | ૧ | ૦॥ | ૨ |
| ૩ | વૈશ્ય | ૬ | ૩૦ | ૨ | ૧૦ | ૩૨ | ૫ | ૨ |
| ૪ | પાટીદાર | ૬ | ૩ | ૩ | – | ૬ | ૧ | ૬ |
| ૫ | ,, | ૬ | ૧૫ | ૧૦ | ૨૫ | – | ૪ | ૨ |
| ૬ | બારિયા | ૫ | ૨ | ૧ | – | ૩ | ૦॥ | ૧ |
| ૭ | પાટીદાર | ૩ | ૨૪ | ૪૫ | – | ૬૯ | ૨૩ | ૪૦ |
| ૮ | સુથાર | ૨ | ૬ | ૪ | – | ૧૦ | ૫ | ૬ |
| ૯ | પાટીદાર | ૫ | ૬ | ૬ | – | ૧૨ | ૨॥ | ૫ |
| ૧૦ | હરિજન ઢેડ | ૬ | ૪ | ૨ | – | ૬ | ૧ | ૯ |
| ૧૧ | ,, | ૭ | ૪ | ૩ | – | ૭ | ૧ | ૧ |
| ૧૨ | પાટીદાર | ૬ | ૩૦ | ૮૦ | ૧૫ | ૧૨૫ | ૨૧ | ૮ |
| ૧૩ | બારિયા | ૨ | — | – | – | – | – | – |

આ પત્રક જોતાં મકાન દુરસ્તીના ખર્ચના પ્રમાણમાં જેનો તેનો કુલ ખર્ચ છે. જેનો મકાન દુરસ્તીનો ખર્ચ જેટલો વધારે તેટલા પ્રમાણમાં તેનો કુલ ખર્ચ વધારે. વળી એકંદરે ઉજળિયાત કોમમાં રોશની તથા બળતણનો ખર્ચ વધારે આવે. તેમજ જેમના ઘરમાં માણસ વધારે તેમને પણ બળતણનો ખર્ચ અને કેટલેક અંશે રોશનીનો ખર્ચ પણ વધારે આવે. આ ઉપરાંત જેને જેટલું બળતણ મફત મળે તેટલો તેનો બળતણનો ખર્ચ ઓછો આવે. જેને બીજા વેરા આપવાના હોય છે તેનો પણ કુલ ખર્ચ વધારે આવે.

## ૧૩ કુટુંબોનો પ્રકીર્ણ ખર્ચ

| અંક | જ્ઞાતિ | માણસોની સંખ્યા | ધર્મદાન | શિક્ષણ | તમાકુ | દેવાનું વ્યાજ | પરચુરણ | કુલ | વ્યક્તિદીઠ ખર્ચ | ઉત્પન્નના પ્રમાણમાં ખર્ચની ટકાવારી |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | બારિયા | ૭ | ૧૫ | — | — | — | ૧ | ૧૬ | ૨૧ | ૩ |
| ૨ | ” | ૨ | — | — | ૩ | — | — | ૩ | ૧॥ | ૭ |
| ૩ | વૈશ્ય | ૬ | ૫૦ | — | ૨૫ | — | — | ૭૫ | ૧૨॥ | ૪ |
| ૪ | પાટીદાર | ૬ | ૫ | — | ૧૦ | — | ૩ | ૧૮ | ૩ | ૩ |
| ૫ | ” | ૬ | ૧૦ | ૫ | ૨ | ૧૦૦ | — | ૧૧૭ | ૧૯॥ | ૭ |
| ૬ | બારિયા | ૫ | ૧૦ | ૧ | ૩ | ૩૦ | — | ૫૪ | ૧૧ | ૨૦ |
| ૭ | પાટીદાર | ૩ | ૧૫ | — | ૫ | ૪૩૫ | ૫૫ | ૫૧૦ | ૧૭૦ | ૩૦ |
| ૮ | સુથાર | ૨ | ૫ | — | ૫ | — | ૩ | ૮ | ૪ | ૪ |
| ૯ | પાટીદાર | ૫ | ૫ | — | — | — | — | ૫ | ૧ | ૨ |
| ૧૦ | ઢેડહરિજન | ૬ | ૬ | — | ૩ | — | — | ૯ | ૧॥ | ૩ |
| ૧૧ | ” | ૭ | ૨૫ | — | ૫ | — | — | ૩૦ | ૪। | ૭ |
| ૧૨ | પાટીદાર | ૬ | ૫ | — | ૩૯ | — | ૧૦ | ૫૪ | ૯ | ૪ |
| ૧૩ | બારિયા | ૨ | — | — | — | ૨૦ | — | ૨૦ | ૧૦ | ૩૦ |

આ કુટુંબોનો પ્રકીર્ણ ખર્ચ જોતાં બારિયા અંક ૨ તથા ૧૩ તથા સુથાર અંક ૮ ને બાદ કરતાં દરેકે ધર્મદાનમાં ખર્ચ કર્યો છે. અંક ૫ પાટીદાર તથા અંક ૬ બારિયાને બાદ કરતાં કોઈએ શિક્ષણ પાછળ બિલકુલ ખર્ચ કર્યો નથી. બારિયા અંક ૧ તથા ૧૩ તથા પાટીદાર અંક ૯ એમને બાદ કરતાં બીજા દરેકને તમાકુનો ખર્ચ છે.

પાટીદાર અંક ૧૨ નો ખર્ચ રૂ. ૩૯ બતાવ્યો છે, તેમાં અફીણના ખર્ચનો સમાવેશ થાય છે. અંક ૪,૫,૬,૭ તથા ૧૩ સિવાય બીજા કોઈએ દેવાનું વ્યાજ આપેલ નથી. એટલે કાંતો તેમને દેવું નથી, કે તપાસની સાલે તેમણે દેવા પેટે વ્યાજ આપ્યું નથી. અંક ૧-૫-૬-૭ અને ૧૨ ને જ પરચુરણ ખર્ચ થયેલ છે, અને તે પણ અંક ૭ સિવાયના બીજાઓને ક્ષુલ્લક છે. ઉત્પન્નના પ્રમાણમાં ખર્ચની ટકાવારી જોઈએ તો અંક ૪,૫,૬,૭ અને ૧૩ જેઓ દેવાનું વ્યાજ ભરે છે તેમની ટકાવારીના આંકડા ૭, ૨૦, ૩૦ તથા ૩૦ છે. બાકીનાની પ્રકીર્ણ ખર્ચની ટકાવારી ૨ થી ૭ ટકા છે, જે વધારે ના કહેવાય. દેવાની રકમ ન ગણીએ તો વ્યક્તિ દીઠ પ્રકીર્ણ ખર્ચની સરેરાસ રકમ વધારે નથી.

૧૩ કુટુંબોના કુલ ઉત્પન્ન તથા ખર્ચનું પત્રક

| અંક | જ્ઞાતિ | માણસોની સંખ્યા | કુલ ઉત્પન્ન રૂ. | કુલ ખર્ચ રૂ. | વધ રૂ. | ઘટ રૂ. |
|---|---|---|---|---|---|---|
| ૧ | બારિયા | ૭ | ૫૬૧ | ૭૧૩ | — | ૧૫૫ |
| ૨ | ,, | ૨ | ૪૨ | ૬૪ | — | ૨૨ |
| ૩ | વૈશ્ય | ૬ | ૧૫૭૫ | ૧૦૭૬ | ૪૯૯ | — |
| ૪ | પાટીદાર | ૬ | ૫૫૮ | ૫૮૪ | — | ૨૬ |
| ૫ | ,, | ૬ | ૧૭૨૦ | ૧૩૧૪ | ૪૦૬ | — |
| ૬ | બારિયા | ૫ | ૨૬૮ | ૪૦૧ | — | ૧૩૩ |
| ૭ | પાટીદાર | ૩ | ૧૬૭૦ | ૧૬૪૪ | ૨૬ | — |
| ૮ | સુથાર | ૨ | ૧૫૩ | ૨૩૩ | — | ૮૦ |
| ૯ | પાટીદાર | ૫ | ૨૩૬ | ૩૧૪ | — | ૭૮ |
| ૧૦ | ઢેડ હરિજન | ૬ | ૨૮૧ | ૨૫૫ | ૨૬ | — |
| ૧૧ | ,, | ૭ | ૪૦૫ | ૩૯૨ | ૧૩ | — |
| ૧૨ | પાટીદાર | ૬ | ૧૦૩૭ | ૯૯૪ | ૪૩ | — |
| ૧૩ | બારિયા | ૨ | ૬૫ | ૧૨૫ | — | ૬૦ |

આ ૧૩ કુટુંબો પૈકી ૬ કુટુંબોને ઉત્પન્ન કરતાં ખર્ચ ઓછો છે, અને ૭ કુટુંબોને ઉત્પન્ન કરતાં ખર્ચ વધારે છે. એટલે અડધા ઉપરાંત–પચાસ ટકાને ઉત્પન્ન કરતાં ખર્ચ વધારે છે. જ્ઞાતિના ધોરણે જોતાં ઢેડ હરિજન, અંક ૧૦ તથા ૧૧ ને બચત છે. બારિયા અંક ૧, ૨, ૬ તથા ૧૩ ને ખાધ છે. સુથાર અંક ૮ ને ખાધ છે. પાટીદાર અંક ૪ તથા ૯ ને ખાધ છે. અંક ૫ ને સારી બચત છે. અંક ૭ ને બચત છે, અને વૈશ્ય અંક ૩ ને સારી બચત છે. હવે દરેક કુટુંબ દીઠ હકીકત તપાસીએઃ—

અંક ૧ બારિયા આશરે ૧૬ વીઘાં જમીન ખેડે છે તેમાં કેટલીક પોતાની છે, અને કેટલીક બીજાની છે. એનું ખેતીનું ઉત્પન્ન રૂ. ૩૧૮ છે, દૂધનું રૂ. ૧૭૫ છે, અને મજૂરી વગેરેનું રૂ. ૪૮ છે. એટલે કુલ ઉત્પન્ન રૂ. ૫૬૧ છે તે પૈકી ખેતી ખર્ચ રૂ. ૨૮૩ બાદ કરતાં એનું નિવ્વડ ઉત્પન્ન રૂ. ૨૮૮ છે, અને કુલ ખર્ચમાંથી ખેતી ખર્ચ બાદ જતાં કુટુંબ ખર્ચ રૂ. ૪૪૦ આવે છે. એના કુટુંબમાં ૭ માણસો હોઈ વ્યક્તિ દીઠ ખર્ચ આશરે રૂ. ૬૩ આવે છે, અને કુલ ખોટ રૂ. ૧૫૨ આવે છે, જે માટે કાં તો એને વધારે જમીન જોઈએ, કે જમીનમાંથી કે બીજામાંથી વધારે ઉત્પન્ન મેળવવું જોઈએ; નહિ તો દેવા કે નાશ સિવાય આ કુટુંબ માટે બીજો રસ્તો હોઈ શકે નહીં; કેમકે ખર્ચ જરૂરી તથા વ્યાજબી હોઈ તેમાં ઘટાડો થઈ શકે તેમ નથી. આ માણસે તપાસની સાલમાં રૂ. ૧૬૧ ઢોર ખરીદવા ખર્ચ્યા છે તે ખોટનું એક કારણ છે.

અંક ૨ બારિયાને પોતાની જમીન નથી, વીઘાં ૨ સાથે રાખેલાં તેમાં રૂ. ૧૬ નું ઉત્પન્ન થયેલ, અને એ તથા એની પત્ની મજૂરીએ ગએલ તેના રૂ. ૨૬ આવેલા, એટલે કુલ ઉત્પન્ન રૂ. ૪૨ થયું, તે પૈકી રૂ. ૧૨ ખેતી ખર્ચ આવ્યો, જે બાદ જતાં રૂ. ૩૦ નિવડ ઉત્પન્ન થયું, જ્યારે કુલ ખર્ચમાંથી ખેતી ખર્ચ બાદ જતાં એને નિવડ ખર્ચ રૂ. ૫૨ થયો છે. એનાં કુટુંબમાં એ તથા એની પત્ની એમ ૨ માણસો છે, એટલે વ્યક્તિ દીઠ ખર્ચ રૂ. ૨૬ છે, જે ઘણો ઓછો કહેવાય, અને ખોટ રૂ. ૨૨ છે. આ માણસ ખેતી બરાબર કરે તો એને વધારે ઉત્પન્ન થઈ શકે તેમ છે. મજૂરીમાંથી પણ વધારે ઉત્પન્ન મેળવી શકે. પત્ની યુવાન–જવાન છે, પણ ઘણી માંદી હતી, એમ તપાસના કાગળોમાં કથન છે. આ કુટુંબ પાસે બિલકુલ મિલકત નથી, અને ભીખ માંગીને ગુજરાન ચલાવે છે. આ કુટુંબે ધંધો મજૂરી કરવાં જોઇએ, અને તે તેને મળે એવી વ્યવસ્થા થવી જોઈએ.

અંક ૩ વૈશ્ય છે. જેમનું જમીનનું–ખેતીનું ઉત્પન્ન રૂ. ૧૨૦૦, ધંધાનું, રૂ. ૨૫૦ તથા ઈતર રૂ. ૧૨૫ મળી કુલ ઉત્પન્ન રા ૧૫૭૫ છે, તે પૈકી જમીનનું ખેતીનું ખર્ચ રૂ. ૪૨૦ છે, તે બાદ જતાં નિવડ ઉત્પન્ન રૂ. ૧૧૫૫ છે, અને કુલ ખર્ચ રૂ. ૧૦૭૬ માંથી ખેતી ખર્ચ રૂ. ૪૨૦ બાદ જતાં નિવડ ખર્ચ રૂ. ૬૫૬ છે, કુટુંબમાં ૬ માણસ હોઈ વ્યક્તિ દીઠ ખર્ચ રૂ. ૧૦૯ થાય. આ કુટુંબને જમીનમાંથી મોટી રકમનું ઉત્પન્ન મળે છે, અને ધંધાનું તેમ જ ઈતર ઉત્પન્ન પણ મોટી રકમનું છે. ઉત્પન્ન તથા સ્થિતિના પ્રમાણમાં ખર્ચ વ્યાજબી છે. આ કુટુંબમાં જે ૬ માણસો છે તે પૈકી ૧ ચાકર છે. ગામમાં આ માલદાર માણસ છે.

અંક ૪ પાટીદારને જમીન–ખેતીનું ઉત્પન્ન રૂ. ૪૫૮ તથા દૂધઘીનું ઉત્પન્ન રૂ. ૧૦૦ મળી કુલ ઉત્પન્ન રૂ. ૫૫૮ છે, અને કુલ ખર્ચ રૂ. ૫૫૮ છે, જેમાંથી ખેતી ખર્ચના રૂ. ૩૭૬ તથા નિવડ ખર્ચ રૂ. ૪૦૨ છે, એટલે ખોટ રૂ. ૨૬ છે. કુટુંબમાં ૬ માણસો હોઈ વ્યક્તિ દીઠ ખર્ચ આશરે રૂ. ૪૨ આવે છે, તે જરૂરી તથા વ્યાજબી છે. આ કુટુંબ જરા વિશેષ કાળજી રાખે તો જમીનનું–ખેતીનું ઉત્પન્ન વધી શકે.

અંક ૫ પાટીદારને જમીન–ખેતીનું ઉત્પન્ન રૂ. ૧૪૦૦, દૂધઘીનું રૂ. ૨૦૦, સરકારી નોકરીનું રૂ. ૨૦૦ તથા ઈતર રૂ. ૨૦ મળી કુલ ઉત્પન્ન રૂ. ૧૭૨૦ છે; તેમાંથી ખેતી ખર્ચ રૂ. ૫૩૬ બાદ જતાં નિવડ ઉત્પન્ન રૂ. ૧૧૮૪ છે; અને કુલ ખર્ચ રૂ. ૧૨૧૪ માંથી ખેતી ખર્ચ રૂ. ૫૩૬ બાદ જતાં નિવડ ખર્ચ રૂ. ૬૭૮ છે. કુટુંબમાં માણસની સંખ્યા ૬ છે, એટલે વ્યક્તિ દીઠ રૂ. ૧૨૯ આવે છે, તે કુટુંબની સ્થિતિ તથા ઉત્પન્ન જોતાં ખમતું છે. આ માણસ અંક ૩ વૈશ્યથી પણ વધારે માલદાર તથા સૌથી વધારે ઉત્પન્નવાળો છે.

અંક ૬ બારિયાને ખેતીનું ઉત્પન્ન રૂ. ૧૬૩ તથા દૂધઘીનું રૂ. ૧૦૫ મળી કુલ ઉત્પન્ન રૂ. ૨૭૮ છે, તે પૈકી ખેતીનું ખર્ચ રૂ. ૧૭૨ બાદ જતાં નિવડ ઉત્પન્ન રૂ. ૯૬ છે, અને કુલ ખર્ચ રૂ. ૪૦૧ માંથી ખેતી ખર્ચ રૂ. ૧૭૨ બાદ જતાં નિવડ ખર્ચ રૂ. ૨૨૯ છે; એટલે રૂ. ૧૩૩ ની ખાધ છે. કુટુંબમાં ૫ માણસો હોઈ વ્યક્તિ દીઠ ખર્ચ આશરે રૂ. ૪૬ આવે તે વધારે નથી. આ કુટુંબે ખેતીની કે બીજી ઊપજ વધારવી જોઈએ. આ માણસે તપાસની સાલે વ્યાજ પેટે રૂ. ૧૦૦ ભર્યા છે તેથી ખર્ચનો આંકડો વધે છે.

અંક ૭ પાટીદારને ખેતીની ઉપજ રૂ. ૧૬૭૦ માંથી ખેતી ખર્ચ રૂ. ૬૧૮ બાદ જતાં ખેતીની નિવડ ઉપજ રૂ. ૧૦૫૨, દૂધઘીની રૂ. ૧૦૦, વ્યાજવ્યાપારની રૂ. ૧૫૦, તથા ઈતર રૂ. ૨૦ મળી કુલ નિવડ ઉપજ રૂ. ૧૩૨૨ છે; અને ખેતી ખર્ચ બાદ જતાં નિવડ ખર્ચ રૂ. ૧૦૨૬ છે, જે પૈકી રૂ. ૪૨૫ જમીન મહેસુલના, તથા રૂ. ૩૦૦ વ્યાજના છે; એટલે બાકી ખર્ચ રૂ. ૪૦૧ થાય છે. કુટુંબમાં ૩ માણસ છે. એટલે વ્યક્તિ દીઠ ખર્ચ આશરે રૂ. ૧૩૪ આવે છે. આ કુટુંબને રૂ. ૨૬૪ ની બચત છે.

અંક ૮ સુથારને જમીન—ખેતીનું કુલ ઉત્પન્ન રૂ. ૬૧ હોઈ તેમાંથી ખેતી ખર્ચ રૂ. ૪૨ બાદ જતાં નિવડ ખેતી ઉત્પન્ન રૂ. ૨૦, દૂધઘીનું રૂ. ૪૨ તથા ધંધાનું રૂ. ૫૦ મળી કુલ નિવડ ઉત્પન્ન રૂ. ૧૧૧ છે. નિવડ ખર્ચ રૂ. ૧૯૧ હોઈ, રૂ. ૮૦ ની ખાધ છે. કુટુંબમાં ૨ માણસો હોઇ વ્યક્તિ દીઠ ખર્ચ આશરે રૂ. ૯૫ આવે. આ કુટુંબે પોતાની ખેતીનું કે ધંધાનું ઉત્પન્ન વધારવું જોઈએ. આ માણસને સુથારી કામ વધારે મળવું જોઈએ અને વધારે મહેનતાણું મળવું જોઈએ.

અંક ૯ પાટીદારને ખેતીના કુલ ઉત્પન્ન રૂ. ૧૯૧ માંથી ખેતી ખર્ચ રૂ. ૧૬૩ બાદ જતાં ખેતીનું નિવડ ઉત્પન્ન રૂ. ૨૮ રહે, તેમાં દૂધઘીના ઉત્પન્નના રૂ. ૪૫ ઉમેરતાં નિવડ ઉત્પન્ન રૂ. ૭૩ થાય, અને નિવડ ખર્ચ રૂ. ૧૫૧ છે, એટલે રૂ. ૭૮ ની ખાધ આવે છે. કુટુંબમાં ૫ માણસો હોઈ વ્યક્તિ દીઠ ખર્ચ આશરે રૂ. ૫૦ આવે. આ કુટુંબને ભેંસમાંથી રૂ. ૧૦૦ ની આવક થાત, પણ પ્લેગ ચાલવાથી ભેંસ બારિયાને દૂધ દોહી ખાવા આપી દીધી. તે પછી તે ભેંસ દૂધ દેતી નથી. આ કુટુંબને ઉપજ કરતાં ખર્ચ વધારે હોઈ વધારે ભાવ આપી અનાજ ઉધાર લાવીને જીવન ચલાવે છે.

અંક ૧૦ ઢેડ—હરિજનને જમીન—ખેતીની કુલ ઉપજ રૂ. ૮૧ તથા ખર્ચ રૂ. ૧૦ હોઈ ખેતીનું ઉત્પન્ન રૂ. ૭૧, મજૂરીનું રૂ. ૧૨૦ તથા ધંધાઉદ્યોગનું રૂ. ૯૦ મળી કુલ નિવડ ઉત્પન્ન રૂ. ૨૮૧ તથા કુલ નિવડ ખર્ચ રૂ. ૧૫૫ હોઈ રૂ. ૨૬ ની બચત છે. કુટુંબમાં ૬ માણસો હોઇ વ્યક્તિ દીઠ ખર્ચ આશરે રૂ. ૪૩ આવે છે.

અંક ૧૧ ઢેડ *હરિજનને જમીન—ખેતીની નિવડ ઉપજ રૂ. ૧૯૮, મજૂરીના રૂ. ૭૦* તથા ધંધા—ઉદ્યોગના રૂ. ૮૦ મળી નિવડ ઉપજ રૂ. ૩૨૮ છે અને નિવડ ખર્ચ રૂ. ૩૧૫ છે, એટલે રૂ. ૧૩ની બચત છે. કુટુંબમાં ૭ માણસો છે, એટલે વ્યક્તિ દીઠ ખર્ચ રૂ. ૪૫ આવે છે.

અંક ૧૨ પાટીદારને ખેતીનું નિવડ ઉત્પન્ન રૂ. ૧૭૧, દૂધઘીનું રૂ. ૩૦૦, ધંધાનું રૂ. ૧૫૦, વ્યાપારનું રૂ. ૮૦ મળી કુલ નિવડ ઉત્પન્ન ૭૦૧ તથા નિવડ ખર્ચ રૂ. ૬૫૮ હોઈ રૂ. ૪૩ની બચત છે. કુટુંબમાં ૬ માણસો હોઇ વ્યક્તિ દીઠ ખર્ચ આશરે રૂ. ૧૦૯ થાય.

અંક ૧૩ બારિયાને ખેતીમાંથી નિવડ ઉત્પન્ન રૂ. ૨૨ છે, બીજું ઉત્પન્ન નથી, અને નિવડ ખર્ચ રૂ. ૮૨ છે, એટલે રૂ. ૬૦ ખોટ છે. કુટુંબમાં ૨ માણસો હોઈ વ્યક્તિ દીઠ ખર્ચ આશરે રૂ. ૪૧ આવે. આ માણસ આશરે ૬ વીઘાં જમીન સાથે ખેડે છે. તેણે ખેતીનું ઉત્પન્ન વધારવું જોઈએ, અથવા બીજી મહેનત—મજૂરી કરી પોતાનું ઉત્પન્ન વધારવું જોઈએ.

## બચતના ઉપાય

પ્રથમ દર્શાવ્યા પ્રમાણે ૧૩ કુટુંબો પૈકી ૭ એટલે ૫૦ ટકા ઉપરાંતને ખાધ છે. અને બાકીના ૬ પૈકી અંક ૩ વૈશ્ય તથા અંક ૫ પાટીદારને બાદ કરતાં બીજાઓને જે બચત છે તે બહુજ ઓછી છે. વળી અંક ૭ ને બાદ કરતાં કોઈનો ખાસ પરચુરણ ખર્ચ નથી, તેમજ અંક ૩ તથા ૧૨ ને બાદ કરતાં બીજા કોઈનો તમાકુનો વિશેષ ખર્ચ નથી. અંક ૫ શિક્ષણ પાછળ ફક્ત રૂ. ૫ તથા અંક ૬ રૂ. ૧ ખર્ચ છે. એ સિવાય બીજા કોઈને શિક્ષણ ખર્ચ નથી. વળી જીવનમાં કંઈક મોજશોખ, આનંદપ્રમોદ તથા મનોરંજન પણ જોઈએ, આકસ્મિક ખર્ચ, માંદગી–દવા વગેરે માટે ખર્ચ–એ બધાને માટે પણ સવડ જોઈએ. કમાનાર માણસ ધંધો કરવાને અશક્ત થાય કે એનું મૃત્યુ થાય અને બીજો કોઈ એની જગા લેનાર ના હોય તો તે બાબતની પણ સવડ જોઈએ, આ ઉપરાંત લગ્નાદિ ખર્ચ શામાંથી કરવો? એટલે આ બધી બાબતોમાં સમાવેશ કરતાં આ કુટુંબોને એટલે ગામને વધારે બચતની જરૂર છે; પણ જે ખર્ચ થાય છે તેમાં સામાન્યતઃ ઘટાડો થઈ શકે એમ નથી. એટલે ઉપજ આવક વધારવાં જોઈએ, જેના રસ્તા નીચે પ્રમાણે છે :—

૧ જેની પાસે ખેતી માટે પૂરતી જમીન નથી, તેને પૂરતી જમીન આપવી.

૨ જમીનના પ્રમાણમાં જેનું ઉત્પન્ન બરાબર નથી, તેને પુરતાં સાધન, સલાહ અને સવડ આપી તેનું ઉત્પન્ન વધારવી.

૩ દેવા પેટે જે કંઈ અયોગ્ય આપવું પડે તે બંધ કરાવવું.

૪ જોડીઆ ધંધા તથા પેટા ધંધા શરૂ કરાવવા.

૫ સ્વતંત્ર ધંધા ઉદ્યોગ દાખલ કરાવવા.

૬ અયોગ્ય ખર્ચ, ખર્ચાળ વ્યસન તથા બગાડને અટકાવવાં.

૭ સર્વાંગી સહકારી મંડળી સ્થાપી આ કુટુંબોને એનાં સભાસદ બનાવી તે મંડળી દ્વારા આ કુટુંબોનાં ઉત્પન્ન, ખરીદ, વેચાણ વગેરે પ્રવૃત્તિઓનું સંચાલન થાય તો આ કુટુંબો આર્થિક દૃષ્ટિએ પગભર થઈ શકે.

# ગ્રામશાસન

## રાજ્ય

રાજશાસ્ત્ર અનુસાર લોકસમુદાય, ભૂમિ અને રાજતંત્ર એ ત્રણ મળીને રાજ્ય થાય છે.

રાજ્ય કે રાજતંત્ર રાજાત્મક હોય કે રાજારહિત હોય; વળી એ સર્વસત્તાધીશાત્મક, સામન્તસમૂહાત્મક કે લોકતંત્રાત્મક પણ હોય. રાજતંત્ર એકાંગી હોય કે સમવાય હોય.

## ભારત રાજ્ય

ભારત પર રાજ્ય કરતા-કરતી બ્રિટિશ સરકારે ક્રિશ્ચિઅન સન ૧૯૪૭ ના ઑગસ્ટની પંદરમી તારીખે મધ્યરાત્રિએ ભારતના નેતાઓને ભારત રાજ્યની સત્તા સોંપી.

ભારતીય વિધાન સભાએ સન ૧૯૪૯ ના નવેમ્બરની છવીશમીએ ભારતનું રાજ્ય બંધારણ -રાજ્યવિધાન પસાર કર્યું, જે સન ૧૯૫૦ ના જાન્યુઆરીની છવીશમીએ અમલમાં આવ્યું. આ વિધાનમાં વર્તમાન ભારત રાજ્યને સાર્વભૌમ લોકતંત્રાત્મક ગણરાજ્ય—"સોવેરીન ડેમોક્રેટિક રીપબ્લિક" એવું નામ આપ્યું છે, અને આ વિધાન અનુસાર ભારતમાં કેટલાંક રાજ્યો છે, જે સર્વના ઉપર મધ્યમાં-કેન્દ્રમાં કેન્દ્રસ્થ સરકાર છે. કેટલાક વિષયો કેન્દ્રસ્થ સરકારે પોતાની પાસે રાખ્યા છે, અને કેટલાક વિષયો રાજ્ય સરકારને સોંપ્યા છે.

કેન્દ્ર સરકારની રાજધાની, ધારાસભા, પ્રધાન મંડળ, રાષ્ટ્રપતિ તથા ખાતાંઓ સમસ્ત ભારતના પાટનગર દીલ્હીમાં પ્રતિષ્ઠિત છે.

ભારતીય વિધાનમાં નક્કી કર્યા પ્રમાણે પ્રત્યેક રાજ્યમાં ધારાસભા, પ્રધાન મંડળ તથા રાજ્યપાલના પ્રબંધ છે; જ્યારે કેટલાક પ્રદેશોનું શાસન કેન્દ્ર સરકારે નીમેલા પ્રતિનિધિ બહુધા મંત્રસભા—સલાહકાર સમિતિ દ્વારા કરે છે.

જે તે રાજ્યના રાજ્યપાલ, ધારાસભા, પ્રધાનમંડલ, અને ખાતાંઓ જે તે રાજ્યના પાટનગરમાં હોય છે.

## મુંબઇ રાજ્ય

મુંબઈ રાજ્યને પોતાની ધારાસભા, પ્રધાનમંડલ તથા રાજ્યપાલ છે. ભારતીય વિધાનમાં પોતાને સોંપાયેલા વિષયો બાબત મુંબઇ રાજ્યની ધારાસભા ધારા પસાર કરે છે, અને એનું પ્રધાન મંડળ રાજ્યનું શાસન કરે છે.

મુંબઇ રાજ્ય હસ્તક મુખ્ય ખાતાંઓ આ પ્રમાણે છેઃ—

રાજકીય, નોકર, ગૃહ, નાણાં, મહેસુલ, કાયદા, મુદ્રણ, સ્થાનિક સ્વરાજ્ય, પંચાયત, જાહેર બાંધકામ, રહેઠાણ, આરોગ્ય, દારુબંધી, ખેતીવાડી, જંગલ, ઉદ્યોગ, ગૃહઉદ્યોગ, મત્સ્યઉદ્યોગ, મજૂર, સહકાર્ય, શિક્ષણ, સામાજિક કલ્યાણ, પુનર્વસવાટ.

જે તે ખાતું જે તે ખાતાના સેક્રેટરીના તાબામાં કામ કરે છે; અને જે તે સેક્રેટરી જે તે ખાતાના પ્રધાનના અધિષ્ઠાન નીચે કાર્ય કરે છે.

## ગુર્જરદેશના જિલ્લાઓ : વિભાગો : તાલુકા

આ પુસ્તક જ્યારે લખાયું ત્યારે ગુર્જરદેશ પૈકી માત્ર મૂલ ગુજરાત મુંબાઈ રાજ્યમાં હતું; જ્યારે સૌરાષ્ટ્રનું જુદું રાજ્ય હતું, અને કચ્છનો પ્રદેશ કેન્દ્રસ્થ–મધ્યસ્થ સરકારના શાસન નીચે હતો. મૂલ ગુજરાતમાં ૯ જિલ્લા છે, જેનાં નામ આ પ્રમાણે છે:—

૧ બનાસ કાંઠા ૨ સાબરકાંઠા ૩ મહેસાણા ૪ અમદાવાદ ૫ ખેડા ૬ પંચમહાલ ૭ વડોદરા ૮ ભરૂચ ૯ સુરત.

સૌરાષ્ટ્રમાં ૬ જિલ્લા છે—૧ ઝાલાવાડ ૨ ગોહિલવાડ ૩ અમરેલી ૪ મધ્ય સૌરાષ્ટ્ર ૫ સોરઠ ૬ હાલાર. કચ્છમાં ૧ જીલ્લો છે—૧ કચ્છ.

જે તે ખાતાના જિલ્લા અધિકારીઓની કચેરીઓ જે તે જિલ્લાના સદર સ્થળે હોય છે. દરેક જિલ્લામાં કેટલાક વિભાગ હોય છે, જેના સદર સ્થળે વિભાગ અધિકારીઓની કચેરીઓ હોય છે. દરેક વિભાગમાં બે ત્રણ કે ચાર તાલુકા હોય છે, અને તાલુકાના તાબાનાં આશરે પંચોતેરથી સો ગામ હોય છે; જે તે ખાતાના તાલુકા અધિકારીઓની કચેરીઓ તાલુકાના સદર સ્થળે હોય છે.

જિલ્લાના મુખ્ય મહેસુલી અધિકારીને કલેક્ટર કહે છે; જે ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટ પણ હોય છે. વિભાગના મહેસુલી અધિકારીને ડેપ્યુટી કલેકટર કહે છે, જે ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેટ હોય છે. તાલુકાના મહેસુલી અધિકારીને મામલતદાર કહે છે, જે સેકન્ડ ક્લાસ મેજીસ્ટ્રેટ પણ હોય છે.

### ખેડા જીલ્લો

ખેડા જિલ્લામાં ત્રણ વિભાગ છે:—૧ પેટલાદ ૨ આણંદ ૩ નડિયાદ.

૧ પેટલાદ વિભાગમાં પેટલાદ, બોરસદ અને ખંભાત એમ ત્રણ તાલુકા છે.
૨ આણંદ વિભાગમાં આણંદ, ઠાસરા અને વાડાશિનોર એ પ્રમાણે ત્રણ તાલુકા છે.
૩ નડિયાદ વિભાગમાં નડિયાદ, કપડવંજ, મહેમદાવાદ અને માતર એમ ચાર તાલુકા છે.

ખેડા જિલ્લાના કલેકટરની કચેરી તથા બીજા કેટલાક ખાતાઓની જિલ્લા કચેરીઓ ખેડામાં છે.

### પેટલાદ વિભાગ : પેટલાદ તાલુકો

પેટલાદ વિભાગના ડેપ્યુટી કલેકટરની કચેરી, બીજી વિભાગીય કચેરીઓ અને પેટલાદ તાલુકાના મામલતદારની કચેરી તથા બીજી તાલુકા કચેરીઓ પેટલાદમાં છે.

પેટલાદ વિભાગના ડેપ્યુટી કલેકટરની કચેરીમાં ૧ શિરસ્તેદાર, ૫ કારકુન, ૩ પટાવાળા તથા ૧ પાણીવાળો છે. આ કચેરીનું વાર્ષિક ખર્ચ રૂ. ૨૨૩૫૫ છે. પેટલાદ મામલતદારની કચેરીમાં ૩ અવલકારકુન, ૧૫ કારકુન, ૧ સર્કલ ઑફિસર, ૩ સર્કલ ઇન્સ્પેક્ટર, તથા ૧૧ પટાવાળા છે. આ તાલુકામાં ૪૨ સજા, ૪૩ મુખ્ય તલાટી, ૫ મદદનીશ તલાટી, તથા ૮૩ મુખી છે. આ કચેરીનો વાર્ષિક ખર્ચ રૂ. ૧,૧૯,૦૦૦ છે.

જમીન મહેસુલ સંબંધી કામગીરી, લોકોના જાનમાલનું રક્ષણ તથા લોકકલ્યાણ અને લોકશાન્તિ એ કલેક્ટર, ડેપ્યુટી કલેક્ટર તથા મામલતદારનાં મુખ્ય કર્તવ્ય છે,

## પટેલ-મુખી

ગામનો પટેલ-મુખી એ ગામનો મુખ્ય સ્થાનિક અધિકારી છે. મુખીપદ માટે ગામના ઠરેલા કુટુંબમાંથી દરેક કુટુંબના પ્રતિનિધિને વારા પ્રમાણે છ વર્ષ માટે સરકાર નીમે છે, અને જમીન મહેસુલ ખાતાના નિયમોમાં ઠરાવ્યા પ્રમાણે તે કામ કરે છે. જમીન મહેસુલ તેમજ બીજા કેટલાક વેરા ગામમાંથી ઉઘરાવવા, તેમજ એ ઉઘરાવવામાં ગામના તલાટીને મદદ કરવી; ઉઘરાવેલા નાણાંને સરકારી તિજોરીમાં પહોંચાડવા તથા ગામઠાણ તથા ખેતરોની જમીનનાં હદ નિશાનની સંભાળ રાખવી; કૂવા, સરવર, નહેર વગેરે પાણીનાં સાધનો પર ધ્યાન રાખવું, ગામની સરકારી મિલકતો સાચવવી, ગામમાં ચેપી રોગ કે ઉપદ્રવ થતાં સરકારમાં ખબર આપવી, વગેરે પટેલ-મુખીનાં મુખ્ય કર્તવ્ય છે. આ મુલકી ખાતાની કામગીરી ઉપરાંત ગામમાં કાયદો તથા વ્યવસ્થા જાળવવાની પણ પટેલ-મુખીની ફરજ છે; અને પોતાની હદમાં ફોજદારી ગુન્હા બને તેની પોલીસ અધિકારીને ખબર આપવાની ફરજ પણ મુખી-પટેલની છે.

ઘણાં ગામોમાં ગામના એકજ પટેલ આ મુલકી તથા ફોજદારી કામો કરે છે, જ્યારે કેટલાક ગામોમાં આ દરેક કામ માટે ઈલાયદા પટેલ-મુખી હોય છે. ફક્ત મુલકી કામ કરનારને મુલકી પટેલ કહે છે; અને ફોજદારી કામ કરનારને પોલીસ પટેલ કહે છે.

પટેલ-મુખીને પોતાના ગામના જમીન મહેસુલની જે તે સાલે ઉઘરાવેલી રકમ પર ટકાવાળી પ્રમાણે પગાર મળે છે. આ ટકાવારીનો દર નીચે પ્રમાણે છેઃ—

| | |
|---|---|
| ૧ રૂ. ૧૦૦૦ સુધી | ૩ ટકા |
| ૨ રૂ. ૧૦૦૦ બીજા સુધી | ૨ ,, |
| ૩ રૂ. ૨૦૦૦ થી વધુ | ૧ ,, |

જમીન. મહેસુલના સરકારી કાયદા અનુસાર ગામના પટેલ-મુખી સરકારી નોકર છે, અને એમને પગાર ઘણોજ ઓછો મળે છે, પણ વ્યવહારમાં ગામમાં પટેલ-મુખીનો મોભો સામાન્યતઃ સૌથી વધારે છે. ગામની લગભગ સર્વ સરકારી તથા સાર્વજનિક બાબતોમાં એ અગ્રેસર છે, અને ગામના તેમજ ગામ બહારના મુલકી, ન્યાય તથા પોલીસ ઉપરાંત બીજાં ખાતાઓની સાથે પણ એમનો સંબંધ છે. વળી ગામ તથા સરકાર વચ્ચે મુખી એ કડી-સેતુ છે.

## તલાટી

ગામનું જમીન ·મહેસુલ ઉઘરાવવાનું કામ, તેને ગામના સરકારી રોજમેળ તથા ખાતામાં જમા કરવાનું કામ, એ અંગેના બીજા હિસાબો લખવાનું કામ, સરકારમાં ઠરેલા પત્રકો ભરવાનું કામ, પોતાની પાસે આવેલી અરજીઓ બાબત તપાસ કરવાનું કામ, તથા ઉપરીના હુકમો, લખાણો બાબત તપાસ કરી જવાબ લખવાનું કામ તલાટી કરે છે. ગામ નાનાં હોય તો એક બે કે ત્રણ ગામ વચ્ચે એક તલાટી હોય છે; અને આ પ્રમાણે એક તલાટીના તાબાનાં ગામના સમૂહને સજો કહે છે. ગામ મોટું હોય તો એકજ ગામ માટે એક તલાટી હોય છે. તલાટીએ પોતાના સજાના ગામમાં રહેવા ઠરેલું છે.

પ્રાથમિક શાળાન્ત પરીક્ષા પસાર કરેલા ઉમેદવાર પૈકી સરકારી ધોરણે જે લાયક લાગે તેમને ડેપ્યુટી કલેક્ટર તલાટીની જગ્યાએ નીમે છે.

તલાટીના પગારની બે ગ્રેડ છે—

પહેલી રૂ ૪૬–૩–૮૫ અને બીજી રૂ. ૪૦–૧–૫૦–૨–૬૦ મદદનીશ તલાટીની ગ્રેડ રૂ ૩૫–૧–૫૦ ની છે.

ગામ ઉપર સરકારી ખાતાઓમાંથી જે લખાણુ આવે છે તેમાં જે તે ગામના પટેલ તલાટીને સંયુક્ત સંબોધન હોય છે, ગામ સંબંધી વિવિધ પ્રકારની હકીકતના આંકડા તલાટી એકત્ર કરી ઠરેલા નમુનામાં નોંધે છે, અને ઉપરી અમલદાર કે બીજા ખાતા તરફથી માગવામાં આવે ત્યારે મોકલે છે.

## રાવણિયા

ગામના રાવણિયા ગામના પટેલતલાટીના તાબા નીચે કામ કરે છે. ગામમાંથી બહારગામ તથા બહાર ગામમાંથી ગામમાં ટપાલ વગેરે લાવવાં, લેઈ જવાં, ભરણું તાલુકા કચેરીમાં લઈ જવું, અને ત્યાં ભરવું, પટેલ તલાટી વગેરે અધિકારવાળા હુકમ કરે તે પ્રમાણે ગામના મનુષ્યોને બોલાવી તેડી લાવવા, ચોરો સાચવવો, સીમ સાચવવી, વગેરે કામ આ રાવણિયાઓએ કરવાનાં હોય છે. રાવણિયાને માસિક પગાર આપવામાં આવે છે.

## ભડકદ ગામનું મુલકી તંત્ર

ભડકદ ગામમાં જે મુલકી ખાતાના નોકરો છે તેમનું નિયમન ભૂતપૂર્વ વડોદ[illegible] ગામ નોકર નિયમ (સન ૧૯૦૫) અનુસાર થાય છે.

સન ૧૯૫૫ માં સમીક્ષા દરમ્યાન ગામમાં મુલકી ખાતાના નોકરો [illegible]

મુખી–૧. તલાટી–૧. રાવણિયા–૫.

રાવણિયાને દર માસે ૮ રૂપિયા પગાર તથા ૮ રૂપિયા મોંઘવારી [illegible]

મુખીની નિમણુંક ગામના ૧૧ મતાદાર કુટુંબમાંથી વારાફરતી [illegible] કરે છે. ગ્રામ પંચાયતના ચાલુ કાયદા પ્રમાણે મુખી ગામ પંચા[illegible] ચોરો છે તે ગામ પંચાયતના કબજામાં છે.

ભડકદના તલાટી પાસેનાં બીજાં બે ગામ, દેવા તળપદ [illegible] તલાટી છે; એટલે ભડકદ સજાના તલાટી ત્રણ ગામના તલાટી છે. [illegible] હકીકત આ પ્રમાણે છે:—

કુલ સર્વે નંબર ૩૬૦૦, કુલ પોટ નંબર ૧૬૮૫, કુલ જમી[illegible] ફંડ રૂ. ૩૫૧૬૨.

ભડકદના તલાટી પાસે એક વર્ષમાં આશરે ૧૨૫ જેટલા [illegible] છે, એમ પેટલાદ તાલુકાના મામલતદાર જણાવે છે.

સામાન્યતઃ એક સજામા જેટલા સર્વે નંબરો, ખાતાંઓ [illegible] હોય છે, તેથી ઘણાં વધારે સર્વે નંબરો, ખાતાંઓ તથા જમીન

સજામાં છે, જેથી એકજ તલાટી આ ત્રણે ગામનું કામ નિયમિત, સમયસર, સારી રીતે કરી શકે નહિ, અને સરકારી કામને તેમજ લોકોને ઢીલ, દ્રવ્ય તથા સમયનાં દુર્વ્યય અને ત્રાસ, હાનિ વગેરે થાય એ સ્પષ્ટ છે. આખા પેટલાદ તાલુકામાં ભડકદ સજા સિવાય રૂ. ૨૫,૦૦૦ થી વધારે જમીનમહેસુલવાળો બીજો સજો નથી. સામાન્યતઃ રૂ. ૨૦,૦૦૦ ઉપરાંતના જમીનમહેસુલવાળા સજા માટે તલાટી ઉપરાંત દોયમ તલાટી નીમવામાં આવે છે.

પ્રથમ સમીક્ષા વેળા ગામમાં મુલકી ખાતાના નોકરોની વિગત નીચે પ્રમાણે છેઃ—

| અંક | નોકરીના પ્રકાર | સંખ્યા | માસિક પગાર રૂ. |
|---|---|---|---|
| ૧ | મુખી | ૧ | |
| ૨ | તલાટી | ૧ | |
| ૩ | જમાદાર | ૧ | ૪ |
| ૪ | રાવણિયા | ૧૦ | ૩ |
| ૫ | કુંભાર | ૧ | ૧ |
| ૬ | વાળંદ–હજામ | ૧ | ૧ |
| ૭ | ઢેડ–વર્તણિયા | ૧ | ૧ |
| ૮ | ભંગી–ઝાડુવાળા | ૨ | ૫ |

ગામના મુખી હોદ્દાની રૂઈએ ગામ પંચાયતના નિયમ પ્રમાણે ગામ પંચાયતના પ્રમુખ હતા, અને ચોરો મુખીના તાબામાં હતો. પટેલ–તલાટી–રાવણિયાની ફરજો ઉપર લખી છે. બાકીના નોકરોની ફરજ નીચે મુજબ હતીઃ—

કુંભાર : ચોરામાં તથા સરકારી નોકરો માટે માટીનાં વાસણો પૂરાં પાડવાં તથા પાણી ભરવું.

વાળંદ : ગામનો ચોરો સાફ કરવો, ચોરામાં દીવા કરવા, રસોડું, વાસણ માંજવા, સાફ કરવાં, કપડાં ધોવાં વગેરે.

ઢેડ–વર્તણિયા : રસ્તામાં નાના ખાડા પૂરવા, ઝાંખરા વગેરે કાઢી નાંખવાં, રસ્તાને અડચણ કરતી ઝાડની ડાળીઓ સોરવી, સરકારી દફતર ગામમાં કે પરગામ લેઈ ઉંચકી જવાં વગેરે.

ભંગી–ઝાડુવાળા : મેલું ઉપાડવું, ગામના રસ્તા સાફ કરવા, મરણ પામેલા પશુને નક્કી કરેલા સ્થળે લઈ જવાં, સાદ પાડવો વગેરે.

## તુલના

૧ પ્રથમ સમીક્ષા વેળા ચોરો મુખીના તાબામાં હતો. નવા કાયદા પ્રમાણે ચોરો–ગામ પંચાયતના પ્રમુખના–સરપંચના તાબામાં છે. ગામ પંચાયત તરફથી ચોરો તથા ચોરાની આગળ પાછળનો ભાગ બરાબર સાફ થતો નથી–સ્વચ્છ રહેતો નથી.

પ્રાથમિક શાળાન્ત પરીક્ષા પસાર કરેલા ઉમેદવાર પૈકી સરકારી ધોરણે જે લાયક લાગે તેમને ડેપ્યુટી કલેક્ટર તલાટીની જગ્યાએ નીમે છે.

તલાટીના પગારની બે ગ્રેડ છે—

પહેલી રૂ ૪૬–૩–૮૫ અને બીજી રૂ. ૪૦–૧–૫૦–૨–૬૦ મદદનીશ તલાટીની ગ્રેડ રૂ ૩૫–૧–૫૦ ની છે.

ગામ ઉપર સરકારી ખાતાઓમાંથી જે લખાણ આવે છે તેમાં જે તે ગામના પટેલ તલાટીને સંયુક્ત સંબોધન હોય છે, ગામ સંબંધી વિવિધ પ્રકારની હકીકતના આંકડા તલાટી એકત્ર કરી ઠરેલા નમુનામાં નોંધે છે, અને ઉપરી અમલદાર કે બીજા ખાતા તરફથી માગવામાં આવે ત્યારે મોકલે છે.

## રાવણિયા

ગામના રાવણિયા ગામના પટેલતલાટીના તાબા નીચે કામ કરે છે. ગામમાંથી બહારગામ તથા બહાર ગામમાંથી ગામમાં ટપાલ વગેરે લાવવાં, લેઈ જવાં, ભરણું તાલુકા કચેરીમાં લઈ જવું, અને ત્યાં ભરવું, પટેલ તલાટી વગેરે અધિકારવાળા હુકમ કરે તે પ્રમાણે ગામના મનુષ્યોને બોલાવી તેડી લાવવા, ચોરો સાચવવો, સીમ સાચવવી, વગેરે કામ આ રાવણિયાઓએ કરવાનાં હોય છે. રાવણિયાને માસિક પગાર આપવામાં આવે છે.

## ભડકદ ગામનું મુલકી તંત્ર

ભડકદ ગામમાં જે મુલકી ખાતાના નોકરો છે તેમનું નિયમન ભૂતપૂર્વ વડોદરા રાજ્યના ગામ નોકર નિયમ (સન ૧૯૦૫) અનુસાર થાય છે.

સન ૧૯૫૫ માં સમીક્ષા દરમ્યાન ગામમાં મુલકી ખાતાના નોકરો નીચે પ્રમાણે છે.

મુખી–૧. તલાટી–૧. રાવણિયા–૫.

રાવણિયાને દર માસે ૮ રૂપિયા પગાર તથા ૮ રૂપિયા મોંઘવારી ભથ્થું મળે છે.

મુખીની નિમણુંક ગામના ૧૧ મતાદાર કુટુંબમાંથી વારાફરતી ૭ વર્ષ માટે સરકાર કરે છે. ગ્રામ પંચાયતના ચાલુ કાયદા પ્રમાણે મુખી ગામ પંચાયતના પ્રમુખ નથી; ગામમાં ચોરો છે તે ગામ પંચાયતના કબજામાં છે.

ભડકદના તલાટી પાસેનાં બીજાં બે ગામ, દેવા તળપદ તથા દેવા વાંટાના પણ તલાટી છે; એટલે ભડકદ સજાના તલાટી ત્રણ ગામના તલાટી છે. આ ત્રણેય ગામની ભેગી હકીકત આ પ્રમાણે છે:—

કુલ સર્વે નંબર ૩૬૦૦, કુલ પોટ નંબર ૧૬૮૫, કુલ જમીન મહેસુલ તથા લોકલ ફંડ રૂ. ૩૫૧૬૨.

ભડકદના તલાટી પાસે એક વર્ષમાં આશરે ૧૨૫ જેટલા તુમાર તથા અરજીઓ આવે છે, એમ પેટલાદ તાલુકાના મામલતદાર જણાવે છે.

સામાન્યતઃ એક સજામા જેટલા સર્વે નંબરો, ખાતાંઓ તથા જમીન મહેસુલની રકમ હોય છે, તેથી ઘણાં વધારે સર્વે નંબરો, ખાતાંઓ તથા જમીન મહેસુલની રકમ ભડકદ

સજામાં છે, જેથી એકજ તલાટી આ ત્રણે ગામનું કામ નિયમિત, સમયસર, સારી રીતે કરી શકે નહિ, અને સરકારી કામને તેમજ લોકોને ઢીલ, દ્રવ્ય તથા સમયનાં દુર્વ્યય અને ત્રાસ, હાનિ વગેરે થાય એ સ્પષ્ટ છે. આખા પેટલાદ તાલુકામાં ભડકદ સજા સિવાય રૂ. ૨૫,૦૦૦ થી વધારે જમીનમહેસુલવાળો બીજો સજો નથી. સામાન્યતઃ રૂ. ૨૦,૦૦૦ ઉપરાંતના જમીનમહેસુલવાળા સજા માટે તલાટી ઉપરાંત દોયમ તલાટી નીમવામાં આવે છે.

પ્રથમ સમીક્ષા વેળા ગામમાં મુલકી ખાતાના નોકરોની વિગત નીચે પ્રમાણે છેઃ—

| અંક | નોકરીના પ્રકાર | સંખ્યા | માસિક પગાર રૂ. |
|---|---|---|---|
| ૧ | મુખી | ૧ | |
| ૨ | તલાટી | ૧ | |
| ૩ | જમાદાર | ૧ | ૪ |
| ૪ | રાવણિયા | ૧૦ | ૩ |
| ૫ | કુંભાર | ૧ | ૧ |
| ૬ | વાળંદ–હજામ | ૧ | ૧ |
| ૭ | ઢેડ–વર્તણિયા | ૧ | ૧ |
| ૮ | ભંગી–ઝાડુવાળા | ૨ | ૫ |

ગામના મુખી હોદ્દાની રૂઈએ ગામ પંચાયતના નિયમ પ્રમાણે ગામ પંચાયતના પ્રમુખ હતા, અને ચોરો મુખીના તાબામાં હતો. પટેલ–તલાટી–રાવણિયાની ફરજો ઉપર લખી છે. બાકીના નોકરોની ફરજ નીચે મુજબ હતીઃ—

કુંભાર : ચોરામાં તથા સરકારી નોકરો માટે માટીનાં વાસણો પૂરાં પાડવાં તથા પાણી ભરવું.

વાળંદ : ગામનો ચોરો સાફ કરવો, ચોરામાં દીવા કરવા, રસોડું, વાસણ માંજવા, સાફ કરવાં, કપડાં ધોવાં વગેરે.

ઢેડ–વર્તણિયા : રસ્તામાં નાના ખાડા પૂરવા, ઝાંખરા વગેરે કાઢી નાંખવાં, રસ્તાને અડચણ કરતી ઝાડની ડાળીઓ સોપ્રવી, સરકારી દફતર ગામમાં કે પરગામ લેઈ ઉંચકી જવાં વગેરે.

ભંગી–ઝાડુવાળા : મેલું ઉપાડવું, ગામના રસ્તા સાફ કરવા, મરણ પામેલા પશુને નક્કી કરેલા સ્થળે લઈ જવાં, સાદ પાડવો વગેરે.

### તુલના

૧ પ્રથમ સમીક્ષા વેળા ચોરો મુખીના તાબામાં હતો. નવા કાયદા પ્રમાણે ચોરો–ગામ પંચાયતના પ્રમુખના–સરપંચના તાબામાં છે. ગામ પંચાયત તરફથી ચોરો તથા ચોરાની આગળ પાછળનો ભાગ બરાબર સાફ થતો નથી–સ્વચ્છ રહેતો નથી.

૨ પ્રથમ કુંભાર, હજામ, વર્તણિયા તથા ઝાડુવાળા ગામ નોકરો હતા તે ચાલુ ધારા પ્રમાણે આ બધા બંધ થયા છે. એટલે સામાન્યતઃ ચોરામાં કચરો વાળવો, સાફ કરવું, પાણી ભરવું, કપડાં ધોવાં, વાસણ માંજવાં, વગેરે કામ કરવાની હવે કોઈની કાયદેસર ફરજ નથી, અને પૈસા આપવા છતાં પણ ચોરામા આ કામ કરવા કોઈ રાજી કે તૈયાર નથી હોતું, જેથી ચોરામાં કામ કરતા કે બહારગામથી આવતા સરકારી નોકરો તથા અધિકારીઓને આ બાબત ઘણી મુશ્કેલી પડે છે. બહારગામથી કોઈ અધિકારી આવે ત્યારે મુખી તલાટી કે બીજાઓ ગામના કેટલાક લોકો પાસે લાગવગથી "શરમા શરમી" થોડો વખત આ કામ કરાવે છે.

## દ્વિતીય સમીક્ષા વેળા ભડકદમાં ગામ પંચાયત

સન ૧૯૫૫ની સમીક્ષા દરમ્યાન ગામમાં ગામ પંચાયત છે, જે ભૂતપૂર્વ વડોદરા રાજ્યના અસ્તિત્વમાં સ્થપાએલી. હાલ મુંબઈ રાજ્યનો ગામ પંચાયત કાયદો (સન ૧૯૩૩) આ પંચાયતને લાગુ છે, જે અનુસાર નીચેની હકીકત છેઃ—

હાલ આ પંચાયતનું કામ નિયમિત તથા સંતોષકારક નથી, એના હોદ્દેદારો પોતાની ફરજ સંતોષકારક રીતે નિયમિત કે બરાબર બજાવતા નથી; પંચાયતના સભ્યો તેમજ લોકો એના કાર્યમાં રસ લેતા નથી, એવો ખેડા જિલ્લા ડીસ્ટ્રિક્ટ બોર્ડનો સત્તાવાર અભિપ્રાય છે. હાલ પંચાયતમાં કોઈ મંત્રી નથી; એટલે સરપંચ હિસાબ રાખે છે; જે ખેડા જિલ્લા ડિસ્ટ્રિક્ટ લોકલ બોર્ડના ઑડિટર તપાસે છે.

આ પંચાયતમાં સભાસદોની સંખ્યા ૯ ની ઠરેલી છે, જે પૈકી ૧ બેઠક સ્ત્રી માટે અનામત રાખેલી છે, પરંતુ કોઈ સ્ત્રી સભાસદ નથી. પંચાયતના સભ્યો પોતાનામાંથી એકને પ્રમુખ તરીકે ચૂંટે છે જેમને સરપંચ કહે છે.

આ પંચાયતમાં છેલ્લા પાંચ વર્ષમાં નીચે પ્રમાણે સભાઓ તથા ઠરાવો થયા છેઃ—

| સન | સભાની સંખ્યા | ઠરાવની સંખ્યા |
|---|---|---|
| ૧૯૫૧ | ૩ | ૬ |
| ૧૯૫૨ | ૧૦ | ૧૯ |
| ૧૯૫૩ | ૫ | ૯ |
| ૧૯૫૪ | ૯ | ૧૭ |
| ૧૯૫૫ | ૧ | ૨ |

ઉપર પ્રમાણે જે ઠરાવો થયેલા તે પૈકી એક ચોરાની દુરસ્તી બાબત હતો, અને બીજો ટપાલની સવડ માટે હતો; બાકીના વહીવટી બાબતોને લગતા હતા.

સદર વર્ષોમાં પંચાયતની ઉપજ તથા ખર્ચ નીચે પ્રમાણે છે:—

| સન | ઉપજ રૂ | ખર્ચ રૂ |
|---|---|---|
| ૧૯૫૧-૫૨ | ૪૦-૬-૬ | — |
| ૧૯૫૨-૫૩ | ૧૦૮૧-૨-૮ | ૧૨૪૩-૧૦-૩ |
| ૧૯૫૩-૫૪ | ૨૧૪-૫-૦ | ૧૩૩-૬-૯ |
| ૧૯૫૪-૫૫ | ૧૦૦-૧-૦ | ૯૩-૮-૦ |
| ૧૯૫૫-૫૬ | ૨૦૧૭-૬-૦ | ૨૯૮-૧૨-૩ |
| કુલ | ૩૪૫૨-૧-૨ | ૧૬૬૯-૫-૩ |

ઉપર પ્રમાણે પાંચ વર્ષમાં કુલ ઉપજના જે રૂ. ૩૪૫૩-૧-૨ છે તેમાં હરાજી, પરચુરણ આવક, ડખા ગ્રાંટ વગેરે થોડી બાબતોની નાની રકમો બાદ કરતાં બાકીની મોટા ભાગની રકમ સરકારમાંથી ગ્રાંટ તરીકે તથા નોકર ફંડ ખાતે મળેલી છે, એટલે પંચાયતે કોઈ કર-વેરો નાંખીને કે કોઈ કામ ધંધો કરીને મેળવી નથી.

સદર પાંચ વર્ષમાં કુલ ખર્ચ રૂ. ૧૬૪૯-૫-૩ થયો છે, જે પૈકી રૂ. ૧૫૦૭-૧૨-૯ જેવી ઘણી મોટી રકમ નોકર પગાર તથા ઑફિસખર્ચ માટે ખર્ચવામાં આવી છે. એટલે ઉત્પન્નની રકમના આશરે ૯૦ ટકા નોકર પગારમાં તથા ઑફિસ માટે પંચાયતે ખર્ચ્યા છે. સન ૧૯૫૦ થી ૧૯૫૫ સુધી પાંચ વર્ષ દરમ્યાન બહાર ગામથી કયા અધિકારીઓ વગેરે ભડકદમાં આવ્યા અને એઓએ ત્યાં શું શું કામ કર્યું એ બાબત તપાસ કરતાં, પંચાયતમાં મુલાકાતની નોંધ-વિઝિટ બુક રાખવામાં આવી નહિ હોવાથી આ હકીકત ઉપલબ્ધ નથી, એમ ખેડા જીલ્લા ડિસ્ટ્રિક્ટ લોકલ બૉર્ડ જણાવે છે.

## પ્રથમ સમીક્ષા વેળા વડોદરા રાજ્યમાં ગામ પંચાયત

ગામના લોકો પોતાના ગામના કારભારમાં રસ તથા ભાગ લે તથા પોતાના ગામની ઉન્નતિ તથા પ્રગતિ કરે તે માટે વડોદરા રાજ્યમાં સન ૧૯૦૩ માં ગામ પંચાયત સબંધી કાયદો પસાર કરવામાં આવ્યો હતો, જેમાં પાછળથી વખતોવખત સુધારાવધારા કરવામાં આવેલા. આ કાયદા અનુસાર રાજ્યના ઘણાં ગામોમાં ગામપંચાયતો સ્થાપવામાં આવી હતી.

આ સિવાય રાજ્યના તાલુકા માટે તાલુકા-મહાલ પંચાયતો અને પ્રાંતો માટે પ્રાંત પંચાયતો પણ સ્થાપવામાં આવેલી; પણ કેટલાંક વર્ષો પછી તાલુકા-મહાલ પંચાયતોનું કામ સંતોષકારક કે જરૂરી નહિ લાગવાથી આ તાલુકા-મહાલ પંચાયતો બંધ કરવામાં આવેલી.

## ગામ પંચાયતનું બંધારણ

ગામ પંચાયતના કાયદા પ્રમાણે વડોદરા રાજ્યમાં ૧૦૦૦ થી વધારે વસતિવાળા ગામે ગામપંચાયતનો પ્રબંધ કરેલો હતો, અને જે ગામોની વસતિ ઘણી ઓછી હોય ત્યાં એ

ામોના જુથ માટે એક ભેગી પંચાયતનો પ્રબંધ કરેલો હતો. ગામ પંચાયતના સભાસદોની ંખ્યા ઓછામાં ઓછી પાંચ તથા વધારેમાં વધારે નવ રાખવા ઠર્યું હતું. આ પૈકી ધાં સભાસદોને સરકાર નીમે અને બાકીના અર્ધાને ગામના મતાધિકારીઓ ચૂંટે. ગામના ખી હોદ્દાની રૂઈએ આ પંચાયતના અધ્યક્ષ થતા અને પંચાયતની મુદત ત્રણ વર્ષની હતી.

## મતાધિકારીઓની તથા સભાસદની લાયકાત

જે ૧૦ કે તેથી વધારે રૂપિયાના આકારના ખાતેદારો હોય અથવા ૨૦૦ કે તેથી ધારે રૂપિયાની સ્થાવર મીલ્કત ધરાવતા હોય અથવા જેમનું વાર્ષિક ઉત્પન્ન રૂ. ૧૦૦ ી ઓછું ના હોય તેમને ગામ પંચાયતના સભાસદ ચૂંટવાનો અધિકાર હતો.

જેઓ ૨૫ અને એથી વિશેષ રૂપિયાના આકારના ખાતેદાર હોય અથવા ૧૦૦૦ કે .થી વધારે રૂપિયાની સ્થાવર મિલકત ધરાવતા હોય/અથવા જેમનું વાર્ષિક ઉત્પન્ન રૂ. ૩૦૦ ી ઓછું ના હોય તે ગામપંચાયતના સભાસદ તરીકે ચૂંટાવા ઉમેદવારી કરી શકતા.

## ગામ પંચાયતનાં કર્તવ્ય

પાણીનો પુરવઠો કરવો, કૂવા કરાવવા, તળાવ ભરાવવાં, કૂવા–તળાવ વગેરે દુરસ્ત કરાવવાં, ામની સ્વચ્છતા, આરોગ્ય જાળવવાં, ઢોર વગેરેમાં થતા રોગો અટકાવવા, ઝાડો ઉછેરવાં, સ્તા દુરસ્ત કરવા, દીવાબત્તીનો પ્રબંધ કરવો, ગામમાં વપરાતાં વજન માપ સંબંધી દેખરેખ રાખવી, ડબામાં આવતાં ઢોર ઉપર દેખરેખ રાખવી, સરકારી ખાતાની જમીનનું રાજીનામું તથા વારસાઈના કારણે મોંબદલા મંજૂર કરવા તથા તેના દાખલા–નકલો આપવાં, સાર્વજનિક કે સરકારી મકાનોની વખતો વખત મુલાકાત લેવી તથા તેમના પર દેખરેખ રાખવી, ગામઠાણની અંદર મકાનો બાંધવા પરવાનગી આપવી, ગામ નોકરો નીમવા, તેમને શિક્ષા કરવી કે બરતરફ કરવા, ગામ નોકરો પર દેખરેખ રાખવી વગેરે ગામ પંચાયતનાં કર્તવ્ય હતાં.

## ગામ પંચાયતના અધિકાર

રૂ. ૨૫ સુધીની કિંમતના લાકડાં તથા ફલ હરાજ કરવાનો અધિકાર.

રૂ. ૧૦ સુધી હદ નિશાન સંબંધી ખામી બાબત દંડ કરવાનો અધિકાર.

રખા વર્તણિયા વગેરેને નીમવાનો, દંડ કરવાનો તથા છુટા કરવાનો અધિકાર.

## ગામ પંચાયતનાં ઉત્પન્નનાં સાધનો

ગામની નીચેની બાબતોનાં ઉત્પન્ન ગામપંચાયતને માટે સરકારે નમૂદ કર્યાં હતાં.

૧ ગામના ઘાસની હરાજીનું ઉત્પન્ન.
૨ ગામના ફળ તથા ઝાડની હરાજીનું ઉત્પન્ન.
૩ રખડતાં ઢોરને ડબામાં પુરવામાં આવે તેના દંડની રકમ.
૪ ફરજિયાત કેળવણીના કાયદાના ઉલ્લંઘન અંગે દંડની રકમ.
૫ ભાડું.

આ ઉપરાંત ખર્ચ માટે વિશેષ રકમ જોઈએ તો તે ગામ પંચાયત સરકારની મંજૂરીથી પોતાના ગામમાં કર નાંખીને ઉત્પન્ન કરી શકે. ગામપંચાયતની સિલકમાંથી નીચે પ્રમાણે ખર્ચ કરવા ઠરેલું હતું.

૧ ગામના રસ્તાની જુજબાજ દુરસ્તી.
૨ હવાડા આગળની જમીન ખોદાઈ ગઈ હોય તો તે પુરાવવા.
૩ કૂવા ગળાવવા.

## પ્રથમ સમીક્ષા વેળા ભડકદમાં ગામ પંચાયત

વડોદરા રાજ્યના ગામપંચાયત સબંધી કાયદા અનુસાર ભડકદમાં ગામપંચાયત સ્થપાયેલી છે. આ પંચાયતમાં સાત સભ્યો પૈકી ગામના મુખી, તલાટી, શિક્ષક તથા ગામના એક ગૃહસ્થની નિમણુંક સરકારે કરી હતી અને બાકીના ત્રણને ગામના મતાધિકારીઓએ ચૂંટ્યા હતા. આ માટે ભડકદ ગામના ત્રણ જથા પાડવામાં આવ્યા હતા, અને દરેક જથામાંથી એક સભાસદને ચૂંટવામાં આવ્યો હતો. ગામના મુખી હોદ્દાની રૂઈએ પંચાયતના અધ્યક્ષ હતા.

સંવત ૧૯૭૩ માં આ પંચાયતની સાત સભાઓ ભરાઈ હતી, જેમાં સભાસદની સરાસરી હાજરી ૪ હતી. આ વર્ષે પંચાયતે દશ ઠરાવ કર્યા છે, જેમાં ત્રણ ઠરાવ રાવણિયાની બરતરફી નિમણુંક, બરતરફી કર્યા બાબત, તેમજ રાજીનામું મંજૂર કર્યા બાબત છે. બે ઠરાવથી ઘાસ હરાજી અને બાવળ તથા ફળની હરાજી મંજૂર કરી છે. એક ઠરાવ ગામ પંચાયતની સિલકમાંથી તળાવનો ખડિયાટ ખોદાઈ ગયેલો છે, તે તથા તેની નજીકની પાળ તુટેલી છે, તે પૂરાવવા બાબત છે. ત્રણ ઠરાવ તળાવને આરો બંધાવવા તથા ગામની ઉત્તર દિશાએ પાણી ભરાય છે તેથી સડક તથા નાળું બંધાવવા મહાલ પંચાયતને લખવા સબંધી છે, અને એક ઠરાવ પાંચ વર્ષ માટે સાર્વજનિક કામો કરવાનાં તે પંચાયતમાં લખી મોકલ્યા બાબત છે, જેમાં તળાવની પાળે મીઠા કૂવામાં બોરિંગ મુકવાનું કામ, ઉત્તર દિશાએ ગામની ભાગોળે પાણી ભરાય છે ત્યાં સડક કરવાનું કામ, તળાવમાં પાણી જવાની જગ્યાએ નાળું બંધાવવાનું કામ, તળાવને આરો બધાવવાનું કામ, સરકારી ચોરો નવીન કરાવવાનું કામ તથા રાહદારી મુસાફરો માટે ધર્મશાળા બંધાવવાનું કામ—એ કામોનો સમાવેશ થાય છે.

સંવત ૧૯૭૪ માં આ પંચાયતની ૯ સભાઓ થઈ હતી, જેમાં સભાસદની સરાસરી હાજરી ૫ હતી. આ સભામાં દશ ઠરાવો થયેલા જે પૈકી સાત ઠરાવ ગામ નોકરોની નિમણુંક, રાજીનામાં અને શિક્ષાબરતરફી બાબત છે. એક ઠરાવ ગંદકી દૂર કરવા તથા જુજબાજ રસ્તો ઠીક કરવા બાબત છે. એક ઠરાવ માલિકીના ખેતરમાં પાકને નુકસાન કર્યા બાબત જાનવરના માલિકથી નુકસાની આપવા બાબત છે, અને એક ઠરાવ ચોરો નવીન બંધાવવા આગળ લખ્યા બાબત છે.

ભડકદની ગામપંચાયતે પોતાની સિલકમાંથી રસ્તા દુરસ્ત કરાવવાનો ઠરાવ કર્યો છે, અને પોતાને મળેલા અધિકાર પ્રમાણે ગામ નોકરોની નિમણુંકો કરી છે, તેમનાં રાજીનામાં મંજુર કર્યા છે, અને હરાજીઓ મંજૂર કરી છે. કૂલ હરાજીમાંથી આ પંચાયતને દર સાલ આશરે રૂ. ૨૦ મલતા. આ ગામ પંચાયત દ્વારા ભડકદમાં જે કેટલાંક બાંધકામ વગેરે થએલાં તેની વિગત ખર્ચ સાથે નીચે પ્રમાણે છે.

| અ અંક | બાબત | ખર્ચ રૂ. |
|---|---|---|
| ૧ | હરિજન લોકોનો કૂવો જ્યુબિલી ફંડની ગ્રાન્ટમાંથી ગામ તરફથી કોન્ટ્રેક્ટ આપી કરાવ્યો | ૫૫૦–૦–૦ |
| ૨ | તળાવનો ખિયાટ મહાલ પંચાયતમાંથી રૂ. ૧૨૦૦. ગામ લોકોએ આપ્યા તે રૂ. ૨૦૦ | ૧૪૦૦–૦–૦ |
| ૩ | નાની ભાગોળે કૂવાની દુરસ્તી મહાલ પંચાયતમાંથી રૂ. ૬૦૦. ગામ લોકોએ આપ્યા તે રૂ. ૨૫૦ | ૮૫૦–૦–૦ |
| ૪ | તળાવ ઉપરના કૂવાની દુરસ્તી મહાલ પંચાયતમાંથી | ૩૭૦–૦–૦ |

## તુલના

૧ પ્રથમ સમીક્ષા વેળા ગામના મુખી પટેલ હોદ્દાની રૂઈએ પંચાયતના કાયદા પ્રમાણે પંચાયતના પ્રમુખ હતા; હાલ પંચાયતના ચાલુ કાયદા પ્રમાણે પંચાયતના સભ્યો પોતાનામાંથી એકને પ્રમુખ તરીકે ચૂંટે છે, જે સરપંચ કહેવાય છે. અને પંચાયતના પ્રમુખ તરીકે કામ કરે છે.

૨ પ્રથમ સમીક્ષા વેળા પંચાયતમાં ૬ સભાસદ હતા જે પૈકી મુખી, તલાટી તથા શિક્ષક સરકાર તરફથી હતા, અને બાકીના ૩ ગામના મતદારોએ ચૂંટેલા હતા; હાલ સભાસદોની સંખ્યા ૯ ઠરેલી છે, જે પૈકી ૧ બેઠક સ્ત્રી માટે અનામત રાખવામાં આવી છે. હવે તમામ સભ્યો ગામના મતદારોએ ચૂંટેલા હોય છે.

૩ પ્રથમ સમીક્ષા વેળા પંચાયતે વહીવટી બાબતોના ઠરાવ ઉપરાંત ગામના હિતનાં બાંધકામ, માર્ગ રચના, જલ પ્રબંધ, વગેરે સંબંધી ઠરાવો કર્યા છે; બીજી સમીક્ષા વેળા પંચાયતે કરેલા ઘણા ખરા ઠરાવો વહીવટી પ્રકારના હતા.

૪ પ્રથમ સમીક્ષા વેળા પંચાયતે કૂવા, ખિયાટ, વગેરે બાંધવાનાં તથા દુરસ્તી કરવાનાં કામ કર્યાં છે; બીજી સમીક્ષા વેળા પંચાયતે આવાં કોઈ કામ કર્યાં નથી.

૫ પ્રથમ સમીક્ષા વેળા પંચાયતે પોતાની પંચવર્ષીય યોજના કરેલી; બીજી સમીક્ષા વેળા જ્યારે દેશમાં પંચવર્ષીય યોજનાનો આરંભ થયો ત્યારે ભાડકદ પંચાયતે એવી કોઈ યોજના કરી નથી.

૬ પ્રથમ ગામના રસ્તાઓ વગેરેની સફાઈ ગામના સાર્વજનિક માર્ગો, જગાઓ વગેરે વાળવા, સાફ કરવા માટે ગામના ભંગીને સરકારમાંથી પગાર મળતો. પણ આ પ્રમાણે ભંગીને પગાર આપી વળાવવાનું ધોરણ પાછળથી સરકારે બન્ધ કરવાથી ગામના જાહેર રસ્તા વગેરે વાળવાની ભંગીની ફરજ રહી નથી, એટલે એમની પાસે ફરજિયાત વળાવી શકાતું નથી. ગામમાં ભંગીને બદલે બીજા કોઈ પણ આ કામ કરતા નથી કે ગામમાંથી કોઈની પાસે આ કામ ફરજિયાત નિયમિત રીતે કરાવવામાં આવતું નથી. એટલે હવે ગામના જાહેર રસ્તાઓ ફરજિયાત રીતે નિયમિત વળાતા નથી. કોઇ વાર આગ્રહથી કે દબાણથી કે શરમા શરમી ભંગીઓ પાસે રસ્તા વળાવવામાં આવે છે; એટલે રસ્તા પર કચરો વગેરે પડી રહેલો હોય છે અને આરોગ્યને હાનિ થાય છે.

# સમાલોચના—તેજ તથા છાયા

ભડકદની યુગલસમીક્ષાનાં સર્વ અંગોની સમાલોચના કરતાં એનાં તેજ તથા છાયા નીચે પ્રમાણે છે—

૧ વસતિ ૨૫ ટકા વધી છે.

૨ વધારે લોકો વધારે સારો ખોરાક ખાય છે.

૩ વધારે લોકો વધારે સારાં, વધારે ઝીણાં, વધારે ઉજળાં વસ્ત્ર પહેરે છે.

૪ નવાં મકાનોમાં વધારે વાયુ તથા પ્રકાશનો પ્રબંધ થાય છે, અને રસોડું તથા સ્નાનગૃહ માટે સવડ કરવામાં આવે છે.

૫ સાર્વજનિક દવાખાનું પ્રથમ ન હતું તે ચાલે છે.

૬ શાળાનું પોતાનું મકાન પાકું પ્રથમ હતું નહિ તે થયું છે.

૭ શાળામાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓની સંખ્યા પુખ્ત ઉમરના ભણેલાઓની સંખ્યામાં ઉમેરીએ તો સાક્ષરતા વધી છે.

૮ અંગ્રેજી માધ્યમિક તથા ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરેલાની સંખ્યા વધી છે.

૯ પુસ્તકાલયનું પાકું મકાન થયું છે, અને એમાં પુસ્તકોની સંખ્યા વધી છે.

૧૦ ૭ દેવ મંદિર, ૧ દેવીનો ગોખ અને ૧૧ મઠ મલી, ૧૯ દેવસ્થાન છે, અને એક ધર્મશાળા છે.

૧૧ જ્ઞાતિઓનાં, પંચોનાં, રૂઢિઓનાં, કેટલાંક બંધનો—પકડો ઓછાં—ઢીલાં થયાં છે.

૧૨ કૃષિમાં કેટલાક પાકનો ઉતાર વધ્યો છે, અને પાકના ભાવ સારા આવતા હોવાથી ઉત્પન્ન તથા નફો પણ વધ્યાં છે. કુલ જમીન પૈકી જાતખેડની જમીનમાં વધારો થયો છે, અને સાંથે—ભાગે ખેડાતી જમીનમાં ઘટાડો થયો છે. પ્રથમ કોઈ કૂવા પર એંજીન પંપ હતો નહિ. હાલ ૨ કૂવા પર ઑઈલ એંજીન પંપ છે, જેનાથી ખેતી માટે પાણી આપવામાં આવે છે. હળ તથા બળદમાં પણ વધારો થયો છે.

૧૩ ભેંસોની સંખ્યામાં અને તેમના દ્વારા થતા ઉત્પન્નમાં વધારો થયો છે.

૧૪ ઉદ્યોગમાં ઑઈલ એંજીનની ઘંટી પ્રથમ ન હતી તે ચાલે છે. એટલે અનાજ હાથે દળવાની પીડા—સજામાંથી મોટાભાગની ગૃહણીઓ મુક્ત થઈ છે.

૧૫ પહેલાં કેટલીક વસ્તુઓ ગામમાં દુકાનોમાં મળતી નહોતી તે હવે મળે છે.

૧૬ ગામમાં વિવિધ કાર્ય કરનારી સહકારી મંડળી છે.

૧૭ સમગ્ર ગામની કુટુંબદીઠ તેમજ વ્યક્તિદીઠ સંપત્તિની કિંમત વધી છે. સમસ્ત ગામનાં કુટુંબ દીઠ તથા વ્યક્તિ દીઠ પ્રાપ્તિ તથા વ્યય વધ્યાં છે.

૧૮ પ્રથમ સમસ્ત ગામને સરવાળે ખોટ બતાવવામાં આવી હતી; તેના બદલે આજે બચત નીકળી છે. અર્થાત્ પ્રાપ્તિ તથા શેષ વધ્યાં છે. ધન વિષયક—નાણાં બાબત ગામની સ્થિતિ સુધરી છે.

૧૯ ગામમાં ગામપંચાયત છે. સરકારી ચોરો છે.

૨૦ બારે માસ જલ ધરાવતું વિશાલ સુંદર સરોવર છે.

૨૧ ભડકદ ગામની બન્ને બાજુએ સોજિત્રા તથા વસો એમ બે નાની નગરીઓ છે, અને રેલવે સ્ટેશન દેવા માત્ર બે માઈલ પર છે.

## કિન્તુ

૧ સમાજ શરીરના હૃદય સમા વ્યાપારી જ્ઞાતિનાં વૈસ્યનાં તથા લોહાણાનાં ગામમાં વસતાં, કુટુંબો ૨૩ માંથી ૧૩ થઈ ગયાં છે, અને એમની વસતિ ૯૬ માંથી ૬૧ થઈ ગઈ છે.

૨ પ્રથમ ગામમાં બારોટ, સોની તથા દરજીની વસતિ હતી, તેમની હાલ વસતિ નથી.

૩ કારીગર વર્ગ ક્ષીણ થયો છે. આ વર્ગને ગામનું આકર્ષણ હોવાનું જણાતું નથી.

૪ કેટલાક પાટીદાર, બારિયા વગેરે સુકા, લુખા, વાશી રોટલા ખાય છે; અને કેટલાંક કુટુંબો અનાજ તથા સાધનનાં અભાવે કોઈ વાર કડાકા પણ કરે છે.

૫ કેટલાંક મોટી ઉંમરનાં નરનારીઓ તથા કેટલાંક છોકરાછોકરીઓ સાધનના અભાવે ઘણાં ફાટેલાં તથા ગંદા, મેલાં કપડાં પહેરે છે.

૬ બારિયાના તેમજ બીજી પછાત જ્ઞાતિઆનાં ઘણાં મકાનો કાચાં, માટીનાં, જીર્ણ, ભગ્ન કે શિથિલ અવસ્થામાં છે.

૭ કેટલાંક મકાનો, આંગણાં, ફળિયાં, મહોલ્લા, રસ્તાઓ, અસ્વચ્છ, ગંદાં છે. ગામની આસપાસ ઉકરડા છે. બગાઈ, જુ, જુવા, માંકડ, ચાંચડ, મચ્છર, વગેરે જંતુઓ પશુઓ તથા મનુષ્યોને હેરાન કરે છે, અને એમનું આરોગ્ય બગાડે છે. જે સાર્વજનિક દવાખાનું છે તેમાં જે ખોટ આવે છે તે શેઠ શ્રી હિમચંદભાઈની મહેરબાનીથી દર વર્ષે તે દાન આપે છે તેમાંથી ભરપાઈ થાય છે. એમની આ મહેરબાની બંધ થાય થાય તો એટલી બીજી પ્રાપ્તિના અભાવે આ દવાખાનું બંધ થાય. ગામમાં નારી ડૅાક્ટર, નર કે નારી સુશ્રૂષાકર્તા (નર્સ) પરિચારક, મિડવાઈફ—પ્રસુતિકાર્ય સાહાય્યક કે મેટરનિટી હોમ—પ્રસુતિગૃહ નથી.

૮ પ્રથમ ૩ શાળાઓ હતી; હાલ ૧ છે. પ્રથમ શિક્ષક ૬ હતા; હાલ ૩ છે. શિક્ષણના સાધનમાં પણ ઘટાડો થયો છે.

૯ સાક્ષરતા—જેમને સાધારણ લખતાં વાંચતાં આવડે એવાઓની સંખ્યા વધી છે, પણ ભડકદથી ૧૨ માઈલ પર આવેલા નડિયાદના વતની સાક્ષરશિરોમણિ ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી એઓએ આલેખેલ કલ્યાણસંસ્કારશિરોમણિ સરસ્વતીચંદ્ર સમ્બન્ધી ગામની કેટલીક સંસ્થાઓના આગેવાન ભણેલા મનુષ્યો પણ કેવલ અજ્ઞાત છે, એમ સમીક્ષા વેળા પ્રત્યક્ષ જાણવા મળેલું.

૧૦ પુસ્તકોની સંખ્યાના વધારાના પ્રમાણમાં પાઠકોની સંખ્યા વધી નથી.

૧૧ કુલ ૧૯ દેવસ્થાનો છે; પણ ભડકદવાસીઓને એમના દ્વારા દેવત્વ, દિવ્યત્વ કે ધર્મત્વનો લાભ ઘણો ઓછો મળે છે. આ ધર્મસ્થાનોમાં નથી કોઈ વિદ્વાન, જ્ઞાની, ધર્માધિકારી કે પૂજારી, કે નથી કોઈ નિયમિત, ઉજ્વલ, ઉન્નત, ઉદ્ધારક, કાર્યક્રમ !

૧૨ હજુ કાણમો'કાણ, રડવાકૂટવાનું ચાલુ છે; અને બારમાં, તેરમાં વગેરે મરણ નિમિત્તનાં જ્ઞાતિ ભોજન હજુ પણ પૂરેપૂરાં બંધ થયાં નથી.

૧૩ કન્યાની અછતના લીધે ભડકદનાકેટલાક પાટીદારો વગેરે કન્યાપક્ષને હજારો રૂપિયા આપીને કન્યા "ખરીદે" છે—લાવે છે; અને કેટલાક વડીલો વરપક્ષ પાસેથી હજારો રૂપિયા "કિંમત" લેઈને કન્યા વિક્રય કરે છે—કન્યાને વેચે છે—આપે છે. લગ્ન પ્રસંગે પણ મોંઘવારી, શોખ વગેરે કારણોને લીધે ખર્ચ વધ્યા છે.

૧૪ કૃષિમાં ખેતીની જમીનના ટુકડા વધારે થયા છે. વળી વસતિ વધી છે, પણ કૃષિ સિવાયના બીજા ઉદ્યમ, વ્યવસાયની સંખ્યા કે પ્રમાણ વધ્યાં નથી; ઉલટ ઘટ્યાં છે. એટલે કૃષિ ભાર–એની પર વસતિનું ભારણ વધ્યું છે. હળ, બળદ, પણ પુરતાં નથી.

૧૫ ભારતીય કૃષિ સંસ્કૃતિના આવશ્યક અંગ સમું ગોધન ઘણું ઘટ્યું છે. સાચવણીની ભેંસો ગામનું ઘાસ ખાઈ જાય છે; અને ગામનાં સીમ, શેઢા, ખેતરોને નુકસાન કરે છે; જ્યારે તેમનામાંથી દૂધઘી મલતાં નથી.

૧૬ ઉદ્યોગોની સંખ્યા ઘટી છે. ઉદ્યોગમાં રોકાએલ કુટુંબોની સંખ્યા પણ ઘટી છે. ગામમાં લુહાર હોવા છતાં લુહારી કામ થતું નથી. મોચી હોવા છતાં મોચી કામ થતું નથી. ગામનો મોચી નજીકના ગામમાં રહી પોતાનો ધંધો કરે છે, જોડા વગેરે શીવે, બનાવે છે. દરજી, સોની પ્રથમ હતા તે પણ નથી. પ્રથમ ગામના ઢેડ કાપડ વણતા, તે પણ હવે વણતા નથી, અને ગામમાં કુંભાર હોવા છતાં–માટીનાં વાસણો બનાવતા હોવા છતાં બહાર ગામ બનેલાં ઘણાં માટીનાં વાસણો ગામમાં વેચાય, ખરીદાય, છે. ગામના કડિયા સુથાર વગેરેને બારે માસ કામ મળતું નથી, સરવાળે ગામમાં બની શકે એવી ઘણી વસ્તુઓ બહાર ગામથી ખરીદવામાં ગામના હજારો રૂપિયા બહારગામ જાય છે; ગામના કેટલાક લોકો આખો વખત કે કેટલોક વખત કામધંધા રોજી વગરના બેકાર રહે છે, અને ગામ નિર્ધન બને છે–રહે છે.

૧૭ ગામમાં પ્રથમ વ્યાપારી જ્ઞાતિનાં ૨૩ કુટુંબો વ્યાપાર કરતાં, હાલ ફક્ત ૬ વ્યાપારી કુટુંબો વ્યાપાર કરે છે. વ્યાપારમાં સાધનના અભાવે ઘણા લોકો ઉધાર કે અનાજના સાટે ખરીદે છે, જેથી ખરીદ કરનારને એકંદરે નુકશાન થાય છે, અને ખરીદનાર પૈસા આપવા અશક્ત નીવડે છે, ત્યારે વેચનારના લહેણા પૈસા ડુબે છે કે પછી વેચનારને કડદો કરવો પડે છે.

૧૮ જે વિવિધ કાર્ય કરનારી મંડળી છે, તે વિવિધ કાર્ય કરતી નથી, ફક્ત એક જ કાર્ય કરે છે–સભાસદોને નાણાંની ધીરધારનું. એ કાર્યમાં પણ સભાસદની સંખ્યામાં, ધીરાણમાં તથા વસુલમાં પણ ઘણો સંકોચ થઈ ગયો છે. મની લેન્ડર્સ એક્ટ–શાહુકાર ધારો અમલમાં આવવાથી ગામમાં કોઈ કાયદેસર પ્રકટ ધીરાણ કરતું નથી, એટલે નાણાંની ધીરધાર કરતું નથી. પરિણામે નાણાંની ધીરધાર પણ ઘણીજ સંકુચિત તથા ભૂગર્ભ–ગુપ્ત થઈ ગઈ છે, અને કરજના ગરજદારોની સ્થિતિ ત્રિશંકુ જેવી થઈ છે.

૧૯ સંપત્તિનું બાહ્ય મૂલ્ય, બજારુ કિંમત વધી છે; કિન્તુ યથાર્થ સંપત્તિના પ્રમાણ કે વિવિધતામાં કંઈ ખાસ વધારો થયો નથી. ઉલટ કેટલાક અપવાદ સિવાય સ્થળે સ્થળે દારિદ્રયનાં દર્શન થાય છે–ગરીબી દેખાય છે, અને જેને આર્થિક રીતે યોગ્ય જીવન કહીએ એટલાં સાધનો ખરીદી વસાવી શકાય એટલી પ્રાપ્તિ થતી નથી.

૨૦ અનાવૃષ્ટિ, અતિવૃષ્ટિ, પાક, ઢોર તથા મનુષ્યને રોગ, ઓછો પાક, ઓછા ભાવ, સામાજિક ખર્ચ વગેરે બાબતો અવારનવાર ઉપસ્થિત થાય છે, તે જે બચત થાય તેને ખાઈ જાય છે અને ખોટ મૂકતી જાય છે.

૨૧ ગામમાં જે ગામ પંચાયત છે, તે પ્રથમ સારું કામ કરતી; પણ છેલ્લાં પાંચ વર્ષમાં કેટલાંક મકાનોની કેટલીક ડાગડુગી કે દુરસ્તી સિવાય એણે [illegible] ખાસ કંઈ

કાર્ય કર્યું નથી, અને એની આવકનો મોટો ભાગ મંત્રી વગેરે નોકરના પગારભથ્થામાં ખર્ચાયો છે. પંચાયત તદ્દન સુસ્ત અને નિષ્ક્રિય છે, જે સરકારી ચોરાનું મકાન છે, તે નવા સરકારી ધોરણ પ્રમાણે ગામપંચાયતને તાબે છે, પણ સાફસૂફી કરનાર–વાળનારના અભાવે ચોરો સામાન્યતઃ અસ્વચ્છ તથા ગંદો રહે છે. ભડકદના તલાટીને ભડકદ ઉપરાંત બીજા બે ગામોનું કામ સોંપેલું હોવાથી ગામ કેટલાય દિવસ તલાટી વિહોણું હોય છે.

૨૨ ગામના વિશાલ સુંદર સરની કેટલીક પાળો તુટી ગઈ છે, જેમાંથી અતિવૃષ્ટિના પ્રસંગે પાણી ઉભરાઈને આજુબાજુના ખેતરો તથા પાકને ઘણું નુકસાન કરે છે. ખડિયાટ પણ કેટલાક વર્ષથી તુટી ગયો હોઈ ખરાબ હાલતમાં છે, અને વૃક્ષવનસ્પતિ આદિથી ઓપતો, શોભતો, મનને ચકિત કરે એવા આ સરનો ચકભાગ સંયોજનના અભાવે મલિન રહે છે. અતિવૃષ્ટિના પ્રસંગે સરવરનાં જલ છલકાતાં પાકને નુકશાન થાય છે. આ છે ભડકદની સમીક્ષાની સમાલોચનાનો નિષ્કર્ષ! આ છે ભડકદની સમીક્ષાના મન્થનનો સાર! આ છે ભડકદનાં પ્રકાશ તથા અંધકારનાં–તેજ તથા છાયાનાં બે ચિત્ર!

# આવશ્યકતા તથા સૂચન

ભડકદ ગામ અને ત્યાંના લોકોનાં પ્રગતિ, વિકાસ તથા કલ્યાણ અર્થે ભડકદમાં નીચેની બાબતો આરંભવી, કરવી તથા ચલાવવી અમે આવશ્યક, ઈષ્ટ વા ઉપકારક માનીએ છીએ.

### આરોગ્ય

૧ **સ્વચ્છતા :** ગામમાં ફળિયાંમાં, મહોલ્લાઓમાં, લત્તાઓમાં રસ્તા પર તથા ગામ બહાર સ્વચ્છતા બરાબર રહેતી નથી તે રખાવવી. ઘણા સ્થળોએ કચરો વગેરે વેરાએલો પથરાએલો, પડેલો હોય છે, તે વખતોવખત લેવડાવી, ફળિઆં, મહોલ્લા, લત્તા અને રસ્તા વગેરે વગેરે વખતોવખત વળાવી સાફ કરાવવા. ગામની પંચાયતે આ કામ કરનારાઓને મહેનતાણું આપીને કરાવવું જોઈએ. વળી મહોલ્લા વગેરેની સ્વચ્છતા માટે ગામ લોકોમાં હરિફાઈ યોજવી.

૨ **ફિનાઇલ છાંટવું :** જ્યાં ગંદકી વગેરે હોય ત્યાં ગામની પંચાયતે ફિનાઈલ વખતોવખત છંટાવવું જોઈએ.

૩ **ડી. ડી. ટી. વગેરે છાંટવું :** બગાઈ, જુવા, ચાંચડ, માંકડ, મચ્છર વગેરે જંતુઓના ત્રાસ તથા રોગમાંથી બચવા, ગામની પંચાયતે ડી. ડી. ટી. વગેરે જંતુઘ્ન વસ્તુઓ છંટાવવી જોઈએ.

૪ **ઉકરડા :** ગામને લાગીને જે ઉકરડા છે તે બંધ કરવા; અને ગામથી જેટલી બને તેટલી દૂર જગા સરકારે પસંદ તથા નમુદ કરી ત્યાં છાણુવાસીદું નખાવવું.

૫ **છાણુવાસીદાં માટે વાહન :** છાણુવાસીદું સ્ત્રીઓ ટોપલામાં માથે લેઈને ઉકરડામાં નાખે છે તે બંધ કરી તેને બદલે ગામની પંચાયતે બળદ કે પાડાનું એક ગાડું કે મોટર–યાંત્રિક ગાડી મહોલ્લે મહોલ્લે ફેરવવી; અને લોકો પાસે છાણુવાસીદું આ ગાડામાં નખાવી તે બહાર ગામ ઠરેલી જગામાં નંખાવવું. આણંદ તાલુકાના અજરપુરા ગામમાં આ પ્રમાણે સહકારી મંડળીની બળદગાડી ગામમાં ફરીને છાણુવાસીદું લેઈ જાય છે.

૬ **શૌચસ્થાન :** ગામમાં તથા ગામ બહાર શૌચસ્થાન નથી, તે પંચાયતે બંધાવવાં, જેથી બાલકો, સ્ત્રીઓ, અશક્તો, રોગીઓ વગેરેની રાત્રીકાલે, અશક્તિમાં, બિમારીમાં, તેમજ વરસાદ, તાપ વગેરેમાં જે અગવડ પડે છે કે ત્રાસ થાય છે તે દૂર થાય.

૭ **કમ્પાઉન્ડર તથા નર્સ :** કમ્પાઉન્ડર તથા નર્સ નથી તો તેમને ઔષધાલયમાં–દવાખાનામાં રાખવાં.

૮ **રુગ્ણાલય :** રુગ્ણાલય–હોસ્પિટલ નથી, તો તેનો પ્રબન્ધ કરવો.

૯ **પ્રસૂતિગૃહ :** પ્રસૂતિગૃહ–મેટરનિટી હોમ નથી તો તેનો પ્રબન્ધ કરવો.

૧૦ **નારી ડોકટર તથા મિડવાઇફ :** ગામમાં નારી ડૉક્ટર, તથા મિડવાઈફ નથી તો તેમને રાખવાં.

૧૧ **વ્યાયમશાલા : ક્રીડાંગણ :** વ્યાયામશાલા તથા ક્રીડાંગણ નથી તો તેનો પ્રબન્ધ કરવો.

૧૨ **ઉદ્યાન :** ગામ બહાર ઉદ્યાનની રચના કરવી અને એમાં સુગન્ધી પુષ્પોના છોડ તથા શીતલતા આપે એવાં ઘટાદાર વૃક્ષ વગેરેનો પ્રબન્ધ કરવો.

## શિક્ષણ

**૧૩ શિક્ષક :** પ્રાથમિક શાલામાં ૫ ધોરણ છે, જ્યારે શિક્ષકો ૩ છે, તો ૨ શિક્ષકો વધારવા. શિક્ષક કેળવાએલા, નિપુણ, ઘડાએલા તથા વિનયી હોવા જોઈએ.

**૧૪ ઉદ્યાન :** પ્રાથમિક શાલાના કમ્પાઉન્ડમાં ઉદ્યાન નથી, તે બનાવવું.

**૧૫ વ્યાયામ શાલા :** પ્રાથમિક શાલામાં વ્યાયામ શાલા નથી, તો તેનો પ્રબન્ધ કરવો.

**૧૬ માધ્યમિક શાલા–હાઇસ્કૂલ :** ગામમાં માધ્યમિક શાલા-હાઈસ્કૂલ નહિ હોવાથી વિદ્યાર્થીઓને માધ્યમિક શિક્ષણ લેવા બહારગામ જવું કે રહેવું પડે છે, અને જે આ પ્રમાણે કરી શકે નહિ તેઓ માધ્યમિક શિક્ષણથી વંચિત રહે છે, તો ગામમાં માધ્યમિક શાલાનો પ્રબન્ધ કરવો.

**૧૭ સંસ્કૃત શિક્ષણ :** ભારતીય સંસ્કૃતિ, સમાજ, સાહિત્ય, ધર્મ વગેરે માટે સંસ્કૃત ભાષાનું જ્ઞાન આવશ્યક છે. તો સંસ્કૃતના શિક્ષણ માટે વર્ગ શરૂ કરવો. ગામના બ્રાહ્મણોમાંથી કેટલાકે સંસ્કૃતનો કિંચિત્ અભ્યાસ કર્યો છે, તેમાંથી કોઈને તૈયાર કરી આ વર્ગમાં પ્રાથમિક સંસ્કૃત શિખવાડી શકાય.

## કૃષિ

**૧૮ કૃષિપ્રયોગ કેન્દ્ર :** કૃષિપ્રયોગ કેન્દ્ર શરૂ કરવું. એમાં સારાં બી, ખાતર, ઓજાર, બળદ વગેરે વડે સારી ખેતીના પ્રયોગ કરવા; અને સફળ પ્રયોગોનો પ્રચાર કરી ગામની ખેતીમાં તે પ્રમાણે ફેરફાર-સુધારા કરાવવા.

**૧૯ જન્તુ તથા રોગનો નાશ :** ખેતીનાં ઢોર, બી, ધરૂ, વાવેતર, રોપ, મોલ, પાક વગેરેને લાગતા, જન્તુ, રોગ વગેરેનો નાશ કરવા ઉપાય કરવા.

**૨૦ જમીન એક જથે કરવી :** ખેતીની જમીમાં વારસાઈ, વેચાણ વગેરેના કારણે જે ટુકડા પડી ગયા છે. તેમને શકય તેટલા એક જથે કરવા.

**૨૧ પાકનું ઉત્પન્ન વધારવું :** ફલ આપનાર વૃક્ષ ખેતરના શેડે ઉછેરવાં.

**૨૨ બોળાણ અટકાવવું :** પ્રથમ જે કાંસ હતો તે પૂરાઈ ગયો છે તેથી ઘણો વરસાદ થતાં, સરવર વગેરેનું પાણી ખેતરોમાં બોળાણ કરી પાકને નુકસાન કરે છે, તે પ્રથમનો કાંસ ખોદાવી, સરવર વગેરેનું વધારાનું પાણી આ કાંસમાં વહી જાય એવો પ્રબન્ધ કરવો.

## પશુવર્ધનવિકાસ તથા દૂધઘી

**૨૩ પશુવર્ધન વિકાસ કેન્દ્ર :** દૂધ આપનાર પશુઓના વર્ધન તથા વિકાસ અર્થે એક કેન્દ્ર સ્થાપવું, ગામના રબારીઓને આ કાર્યનું વૈજ્ઞાનિક શિક્ષણ અપાવી તેમને આ કામ સોંપવું. આરોગ્ય દૃષ્ટિએ ભેંસના દૂધથી ગાયનું દૂધ વધારે સારું છે એટલે ભેંસો ઘટે અને ગાયો વધે એ પ્રમાણે કરવું.

**૨૪ ગોચર :** ગાયભેંસ વગેરેને ચરવા માટે ગોચર વધારવું.

**૨૫ સાચવણીની ભેંસો પર અંકુશ :** દર વર્ષે ગામના લોકો, વસુકી ગએલી ભેંસો સાચવવા માટે, મોટી સંખ્યામાં ગામમાં લાવે છે. આ ભેંસોથી ગામની કાયમની ભેંસોના ઘાસ પર કાપ પડે છે, વળી આ ભેંસો ખેતરો વગેરેમાં પેસી જઈ, ભેલાણ કરી સાંતું તથા સીમનું ઘાસ વગેરે ખાઈ જઈને નુકસાન કરે છે. એટલે પરગામથી

ગામમાં આવી થોડા માસ ગામમાં રહી પાછી પરગામ જતી આ સાયવણીની ભેંસોની સંખ્યા પર અંકુશ મૂકવો જોઈએ.

૨૬ **દૂધઘીની નિકાસ :** ગામમાં થતા દૂધઘીની જરૂરી નિકાસ સહકારી મંડળી દ્વારા થવી જોઈએ.

## ઉદ્યોગવ્યાપાર

૨૭ **ચાલુ ઉદ્યોગોનો વિકાસ કરવો :** ગોવંશવર્ધન–ગાયો–ગોપ્રજાનું ઉત્પન્નપાલન, બળદ ઉછેરવા, માટીનાં વાસણ બનાવવાં, સુથારી કામ, તેલ બનાવવાનું કામ વગેરે ઉદ્યોગો ઘણા મન્દ પડી ગયા છે તેમને વધારવા, ખીલવવા, તેમનું ઉત્પન્ન તથા વેચાણ વધારવાં.

૨૮ **બન્ધ પડેલા ઉદ્યોગોને સજીવન કરવા :** હાથશાળ પર કાપડ વણવાનું કામ, પલંગની પાટી વણવાનું કામ, લુહારી કામ, સોનારુપાના દાગીના બનાવવાનું સોની–કામ, જોડા, ચંપલ વગેરે ચામડાની વસ્તુઓ બનાવવાનું મોચી કામ, મરેલાં ઢોરનાં ચામડાં પકવવા રંગવાનું કામ વગેરે ઉદ્યોગ બન્ધ પડી ગયા છે તે ફરી શરૂ કરાવી તેને ખીલવવા.

૨૯ **નવા ઉદ્યોગો સ્થાપવા ચલાવવા :** દોરડાં વણવાં, કપડાં ધોવાનો સાબુ બનાવવો, રૂમાંથી પુણી બનાવી સૂતર કાંતવું, ટોપલા, સુપડાં, સાવરણી, સાદડી, બનાવવાં, વાંસની વસ્તુઓ બનાવવી, કાપડ રંગવું છાપવું, વગેરે નવા ઉદ્યોગો સ્થાપવા તથા ચલાવવા.

૩૦ **નાણાંની ધીરધાર :** નાણાંની ખુલ્લી લેવડ દેવડ–ધીરધાર જે મુખ્યત્વે શાહુકાર ધારાને લીધે થીજી ગઈ છે–લુપ્ત થઈ ગઈ છે, તે સારા નાણાવટી–શરાફો પાસે ફરી શરૂ કરાવવી, જેથી નાણાંની ભીડ ટળી સારા ઉદ્યમીઓને ઉદ્યમ માટે જરૂરી નાણાં કરજે મળે.

૩૧ **સહકારી મંડળી :** ગામની સહકારી મંડળી મન્દ પડી ગઈ છે તેને ચેતના તથા વેગ આપી ખીલવવી. આ મંડળીમાં નીચેની બાબતો વધારવી તથા કરવી.–

(ક) સભાસદ સંખ્યા

(ખ) થાપણ તથા ધીરાણની રકમ

(ગ) સભાસદોએ ઉત્પન્ન કરેલ ખેતીનો માલ, દૂધઘી તથા બીજી ચીજો વેચાવી આપવી કે ખરીદીને વેચવી

(ઘ) સભાસદોને જોઈતી ચીજો ખરીદીને પૂરી પાડવી

(ઙ) બીન સભાસદોને પણ વસ્તુઓ વેચવી

(ચ) આ ત્રણ તથા બીજાં ખરીદવેચાણ વગેરે કામો માટે વસ્તુ ભંડાર–સ્ટોર શરૂ કરવો તથા ચલાવવો

(છ) તેલ, ખાદ્ય પદાર્થ કાપડ, સાબુ, લાકડાની, ધાતુની તથા ચામડાની વસ્તુઓ, જોડા, ચંપલ, દોરડાં, પાટી, ટોપલા, સુપડાં, સાવરણી, સાદડી, વાંસની વસ્તુઓ વગેરે ગામ લોકોને જોઈતી ચીજો બનાવવી તથા બનાવડાવવી

(જ) કૂવા પર જે બે ઑઈલ ઍન્જિનપંપ ચાલે છે તે પોતાના હસ્તક લેઈ તે દ્વારા કૂવામાંથી પાણી ખેંચી ખેતી કરનાર માગણીદારને વેચાતું આપવું

(ઝ) અનાજ દળવાની જે યાંત્રિક ઘંટી ચાલે છે તે પોતાના હસ્તક લેઈ, ઘરાકોને અનાજ દળી આપવું

(૧) સભ્યોની તેમજ બીજાઓની ખેતીની જમીનના ટુકડા એક જથ્થે કરવાનું કામ કરવું
(૮) સંયુક્ત–ભેગી ખેતી કરવી
(૬) ખેતી માટે, સારાં બી, ખાતર, ઓજાર, મજૂર વગેરે પૂરાં પાડવાં
(૬) ગાય, બળદ વગેરેનાં ઉત્પન્ન તથા ઉછેરનું કામ કરવું
(૯) દૂધ, મલાઈ, માખણ, ઘી, વગેરેનાં ઉત્પન્ન, ખરીદ તથા વેચાણનું કામ કરવું.
(ચ) સભાસદો તથા બીજાઓ માટે મકાન, કૂવા વગેરે બાંધી આપવા

## ગામની મુલકી કચેરી

૩૨ **સજો :** ગામના મુખી નવીન પણ યુવાન અને સારા ધર્મિષ્ઠ ગણાતા કુટુંબના પુત્ર છે. તલાટી બહારગામના પણ અનુભવી છે, અને કામમાં હોંશિઆરી માટે સરકારે એમને ઈનામ આપેલું છે. કિંતુ એમની નીમણુંક પણ થોડા માસ પૂર્વે થએલી હોવાથી, સજો ઘણો મોટો હોવાથી તથા એમની પૂર્વે થોડાંક વર્ષોમાંજ ચાર પાંચ તલાટીઓ બદલાઈ ગએલા વગેરે કારણોથી ગામના મુલકી દફતર વગેરેને વધુ નિયમિત તથા વ્યવસ્થિત કરવાની જરૂર છે.

૩૩ **રાવણિયા :** કેટલીય વાર ચોરામાં એક પણ રાવણિયો હાજર હોતો નથી. તો હંમેશાં ચોરામાં ઓછામાં ઓછો એક રાવણિયો હાજર રહે એવો પ્રબંધ થવો જોઈએ.

૩૪ **પરિચારક :** ચોરામાં પ્રથમ કુંભાર, વાળંદ, વગેરે પગારથી નોકરી કરતા. બધાજ ગામોમાં આ લોકોને નોકરીમાંથી બંધ કર્યાં હોઈ, ચોરામાં કોઈ પાણી ભરતું નથી, વાસણ અજવાળતું નથી, કપડાં ધોતું નથી કે કચરો વાળી સાફ કરતું નથી. પૈસા આપવા છતાં સરકારી કામ–ચોરાનું કામ કરવા માટે સુગ–અણગમો–ડર હોવાથી ગામનાં મનુષ્યો સામાન્યતઃ આ કામ કરવાને રાજી હોતા નથી. એટલે ચોરો અસ્વચ્છ–ગંદો રહે છે, અને ચોરામાં કામ કરનારાઓને તથા ચોરામાં મુકામ કરનારાઓને પીવા માટે કેટલીય વાર ચોરામાં પાણી પણ હોતું નથી, અને ઘણી અડચણ તથા અગવડ પડે છે. તો ચોરામાં નિયમિત પાણી ભરાય, અને કચરો વળાય, વાસણ અજવાળાય એવો કાયમનો પ્રબંધ થવો જોઈએ. બહાર ગામનો કોઈ અધિકારી ચોરામાં બહુ તો ૧–૨ દિવસ માટે મુકામ કરે ત્યારે પટેલ તલાટી ઉપરનાં કામો પોતાની લાગવગથી, ગામના કેટલાક મનુષ્યો પાસે 'શરમાશરમી' કરાવી લે છે, પણ એથી કંઈ કાયમની અગવડ તથા મુશ્કેલી ટળતાં નથી. તો ચોરામાં સાફસૂફી કરવા, પાણી ભરવા, કપડાં ધોવા, વાસણ માંજવા વગેરે કામ માટે કામ કરનારની કાયમની વ્યવસ્થા થવી જોઈએ.

૩૫ **ભોજન બનાવનાર :** વળી ચોરામાં ઉતરનારના ભોજન માટે ભોજન–રસોઈ બનાવનાર બ્રાહ્મણ રસોઈઆનો પ્રબંધ પણ થવો જોઈએ.

## ચોરો

સરકારી ચોરામાં નીચે પ્રમાણે દુરસ્તી તથા ફેરફાર કરવાની જરૂર છે.

૩૬ ચોરામાં વચલા ખુલ્લા ભાગની આગળ અડધી ભીંત ચણી એમાં વચમાં બારણું મૂકવું, તથા આ અડધી ભીંત પર લોખંડના કે પિત્તળના સળીયા જડવા. હાલ આ વચલો

ભાગ આગળથી ખુલ્લો હોઈ તેમાં રાત્રે સુનારની સલામતી નથી, તેથી આ પ્રમાણે કબજે કરવાની જરૂર છે.

૩૭ આ ખુલ્લા વચલા ભાગની પાછળ ભીંતમાં જે બે બારીઓ છે તેમાં લોખંડના કે પીત્તળના સળિયા જડવા.

૩૮ ડાબી બાજુના ખંડમાં બાજુમાં જે બારણું છે તે બન્ધ કરવું, અને એ ખંડની આગળ જ્યાં બારી છે, ત્યાં બારણું મૂકવું. આ ખંડની એક બારી બાજુના રસ્તા પર પડે છે, ત્યાં લોખંડના કે પીત્તળના સળિયા જડવા.

૩૯ ભીંતોમાં જ્યાં ઈંટો ખસી ગઈ છે કે ફાટ પડી છે તે દુરસ્ત કરવું.

૪૦ ચોરાની પાછળ કમ્પાઉન્ડમાં પાકું જાજરૂ બંધાવવું. કમ્પાઉન્ડની વાડ તથા ઝાંપો બરાબર નથી તો ઠીક કરાવવાં.

૪૧ ચોરો તથા કમ્પાઉન્ડ બરાબર સાફ રખાતાં નથી તો તે સાફ કરાવવાં, સાફ રખાવવાં.

૪૨ કમ્પાઉન્ડમાં છોડ : કમ્પાઉન્ડમાં ગુલાબ, ચંપો, મોગરો, જાઈ, જુઈ વગેરે સુગન્ધી ફૂલ–છોડ રોપાવવા.

૪૩ જરૂરી ચીજો વસાવવી : ચોરામાં આ ચીજો વગેરે વસાવવાં–અનાજ, મશાલો, ઘી, તેલ, ગોળ, ખાંડ વગેરે ભરવા ડબ્બા બરણીઓ વગેરે, ડબ્બા બરણીઓ વગેરે મૂકવા માટે લાકડાના ઘોડા–સ્ટેન્ડ વગેરે, કાચના પ્યાલા, રકાબી, ગ્લાસ વગેરે, પાટલા, બાજઠ, બાલટી, ઘડો, દેગડો વગેરે.

૪૪ ગોદડાં : ગોદડાં ઓશિકાં ગાદી તકિયા બરાબર નથી તે નવા કરાવવાં.

૪૫ દીપ : ફાનસ, દીપની વ્યવસ્થા બરાબર નથી તો સારા પ્રકાશવાળા દીપની વ્યવસ્થા કરવી. ચોરામાં આખી રાત દીપ, લાઈટનો પ્રબન્ધ કરવો જોઈએ.

## રક્ષણ

૪૬ રખા : ગામની સીમ સાચવવી તથા ચોકી કરવી એ ગામના રાવણિયાની ફરજ છે, વળી પોલિસ પાર્ટી પણ રાત્રે એક ગામથી બીજે ગામ "રોન" "રાઉન્ડ" ફરે છે. છતાં કેટલાંક ગામ બહારના પરદેશના સિન્ધી વગેરે અજાણ્યા લોકો ગામ કે તથા સીમ સાચવવા–રખુ કરવા, રખા–રખેવાળ તરીકે રાખે છે; પરન્તુ આવા રખાઓ પૈકી કેટલાક પોતે જ ગામમાં કે સીમમાં ગુન્હાઓ કરે છે કે કરાવે છે.

ભડકદમાં પણ ગામના કેટલાક ભાગે બહારના અજાણ્યા સિન્ધી રખાઓ રાખ્યા છે, જે બાબત ગામના કેટલાક ભાગની સંમતિ નથી અને કેટલાકનો વિરોધ છે. આ રખાઓ હોવા છતાં ગામમાં અને સીમમાં, તોફાન, ચોરી વગેરે ગુન્હા થયા છે. ગામના એકન્દર હિતનો વિચાર કરતાં આ બહારના રખાઓને છૂટા–બન્ધ કરવા જોઈએ, અને તેમને ગામમાં કે સીમમાં રહેવા દેવા જોઈએ નહિ. રાવણિયાથી પૂરતી રખેવાળી થઈ ના શકે, તો ગામના લોકોએ વારાફરતી ગામ તથા સીમ સાચવવાં જોઈએ. વળી ગામમાં જે પક્ષે આ પરદેશીઓને રાખ્યા હોય તેમનો પક્ષ લેઈને, બીજા પક્ષને નુકશાન થાય એવું પણ કોઈ કોઈ વાર આ બહારના રખાઓ કરે છે.

૪૭ ગ્રામરક્ષક દલ : ગામની તથા સીમની રક્ષા માટે ગ્રામરક્ષક દલ સ્થાપવું જોઈએ. આ દલમાં ગામના દરેક સશક્તજને રક્ષણ, તથા સેવાની તાલીમ લેવી જોઈએ, અને રક્ષણ તથા સેવાનું પોતાને ફાળે આવતું કાર્ય કરવું જોઈએ,

## ગામપંચાયત

૪૮ **ગામપંચાયત :** ગામપંચાયત કેટલાંક વર્ષોથી સ્થપાઈ છે અને ગ્રામ વિકાસ અર્થે કાયદામાં ઠરેલાં ફરજિયાત તેમજ મરજિયાત કામો પૈકી ઘણાંખરાં કામો કરતી નથી, તો સદર પંચાયતના પંચો–સભ્યો વગેરે ઉત્સાહપૂર્વક પોતાનાં કર્તવ્ય કરે, અને ગામના વતનીઓ પંચાયતના કાર્યને અનુમોદન આપે એવી પ્રેરણા આપવી અને પંચાયતને ક્રિયાશીલ કરવી.

૪૯ **પંચાયત માટે લાયક મંત્રીને નીમવો :** આ પંચાયતના હિસાબી, વહીવટી તથા વિકાસાત્મક કામો સારી રીતે કુશલતાપૂર્વક અને પ્રામાણિકતાથી કરે એવા શિક્ષિત લાયક મનુષ્યને પંચાયતના મંત્રીપદે નીમવો.

૫૦ **જલ પ્રબન્ધ :** ગટર, રોશની વગેરે કેટલીક પ્રવૃત્તિઓનું તથા સંસ્થાઓનું પંચાયતે સંચાલન કરવું.

૫૧ પુસ્તકાલય, વાચનાલય, ઔષધાલય, વ્યાયામ શાળા, ધર્મશાળા વગેરે ગામ પંચાયતના હસ્તક હોવાં જોઈએ, અને એ સર્વેનું સંચાલન ગામ પંચાયતે કરવું જોઈએ. પંચાયતે પીવાના પાણીના કૂવા પર એંજિન મૂકી તેથી જે પાણી નીકળે તેનો ટાંકીમાં સંગ્રહ કરી તે નળ વડે મહોલ્લે મહોલ્લે પહોંચાડવું, પાણીના નિકાલ માટે પાકી કે કાચી ગટર કરવી અને રસ્તા પર રાત્રે દીવાનો પ્રબન્ધ કરવો.

૫૨ **પોશાક–યુનિફોર્મ તથા બિલ્લા :** મુખી, તલાટી, રાવણિયા, પંચાયતના પ્રમુખ, મંત્રી વગેરે ગામના બીજા તમામ સરકારી નોકરોને પોશાક–યુનિફોર્મ તથા બિલ્લા આપવા જોઈએ, જે તેઓએ જાહેરમાં અવશ્ય પહેરવા જોઈએ, જેથી અજાણ્યા લોકો પણ તેમને ઓળખે અને તેમનો મોભો વગેરે જળવાય.

## કેટલીક સાર્વજનિક સંસ્થાઓ તથા પ્રવૃત્તિઓ

૫૩ **ક્લબ :** ગામના લોકો માટે ગામમાં એક ક્લબ હોવી જોઈએ, જ્યાં લોકો બેસે, વાતચિત કરે યા રમે. આ ક્લબમાં યોગ્ય પેય તથા ખાદ્ય પદાર્થો પણ રાખવામાં આવે.

૫૪ **મહિલા મંડલ :** ગામડાઓમાં સ્ત્રીઓને ઘણું કામ કરવાનું હોય છે. અને કુટુમ્બના કામ સિવાય તેમને ભાગ્યે જ બહાર જવાનું હોય છે–સિવાય કે દેવ દર્શને કે કોઈ પ્રસંગે તેઓ બહાર નીકળે. એટલે એમને આરામ, આનન્દ, જ્ઞાનપ્રાપ્તિ, વિચારણા, વાતચિત વગેરે માટે અવકાશ, સ્થળ તથા સંસ્થાની ખાસ જરૂર હોય છે. ભડકદની સ્ત્રીઓને ઉપરની બાબત પૂરી પાડવા એક મહિલા મંડલ નામની સંસ્થા સ્થાપવી જોઈએ, જ્યાં સ્ત્રીઓને અક્ષરજ્ઞાન, સાહિત્ય, કલા, ઉદ્યોગ, આરોગ્ય વગેરેનું શિક્ષણ અપાય; અને જ્યાં સ્ત્રીઓ કેટલાક ઉદ્યમ પણ કરી શકે. આજ સંસ્થામાં સ્ત્રીઓ માટે ચિત્ર, શિલ્પ, ગીત, વાદ્ય, નૃત્ય, નાટ્ય આદિ કલાઓની રંજનાત્મક પ્રવૃત્તિઓ, વ્યાયામ, રમત, વાચન, ભાષણ, ચર્ચા, ઉજાણી, સ્નેહ સંમેલન વગેરે કાર્યક્રમો રાખી શકાય.

૫૫ **ટાવર–ઘડિયાળ :** મધ્ય સ્થળે એક ઉંચા સ્થાને દૂરથી જોઈ શકાય એવું ટકોરાવાળું એક ઘડિયાળ મૂકવું, જે દૂરથી જોઈ શકાય તેમજ ગામમાં જેના ટકોરા સાંભળી શકાય.

૫૬ **સાર્વજનિક ગ્રામભવન :** જ્યાં સભા, સંમેલન, ઉત્સવ વગેરે થઈ શકે એવા મોટા ખંડવાળા એક સ્થાનનો પ્રબન્ધ કરવો જોઈએ, આ સ્થાનના ઉપર અગાશી કે છાપરું

કરવું જોઈએ, અને મકાનની બધી બાજુ દિવાલ હોવી જોઈએ, અને એમાં પ્રેરક સૂત્રો, ચિત્રો, પ્રતિમાઓ વગેરે મૂકવાં જોઈએ.

૫૭ **સંગ્રહ સ્થાન** : જીવનને સ્પર્શતી બાબતો તથા ચીજોનું એક સંગ્રહ સ્થાન હોવું જોઈએ, જેમાં ગ્રામજીવન સમ્બન્ધી બાબતો તથા વસ્તુઓ, અને ખાસ કરીને ભડકદમાં બનતી ચીજો, તથા ભડકદનાં ઇતિહાસ, સ્મરણીય પૂર્વ પ્રસંગોનું સાહિત્ય, તથા વર્તમાન પરિસ્થિતિ વગેરેનો સંગ્રહ કરવો જોઈએ, આ સંગ્રહ સ્થાન ઉપર્યુક્ત ગ્રામભવનના મકાનમાં રાખવું.

૫૮ **રંગભૂમિ** : જેમાં ચિત્રપટ, નાટ્ય પ્રયોગ, ગીત, ગરબા, રાસ વગેરે કાર્યક્રમો યોજી શકાય એવી એક રંગભૂમિનો (થીએટરનો) પ્રબન્ધ કરવો જોઈએ, આ રંગભૂમિ ગ્રામભવનમાં થઈ શકે.

૫૯ **સામાજીક ગ્રામ ઉત્સવ** : વર્ષમાં એક દિવસ સમસ્ત ભડકદ ગામનો એક સાર્વજનિક ઉત્સવ રાખવો જોઈએ, જેમાં રમતગમત, પાનભોજન તથા ગીતનૃત્યનાટ્ય વગેરે રંજન કાર્યક્રમ રાખવા જોઈએ.

૬૦ **બહારના મહાજનો** : વર્ષમાં કેટલીક વાર બહારના સાધુસન્ત, મહાત્માઓ, કલાકારો, નેતાઓ, કાર્યકર્તાઓ, વગેરેને ભડકદમાં બોલાવી, તેમની સાધુતા, મહત્તા, જ્ઞાન, કલા, અનુભવ, મન્તવ્ય વગેરેનો લાભ, સાર્વજનિક કાર્યક્રમ ગોઠવી ભડકદવાસીઓને આપવો જોઇએ.

૬૧ **આકાશવાણી—નભોવાણી શ્રવણયંત્ર—રેડિયો સેટ** : ગામમાં કોઈ અનુકૂલ સ્થલે જ્યાં ઝાઝા લોક આવી સાંભળી શકે ત્યાં આકાશવાણી—શ્રવણયંત્ર—રેડિયો સેટ ગોઠવવો, જેથી ગામ લોકને રેડિયો કાર્યક્રમ સાંભળવાનો લાભ મળે.

૬૨ **ટપાલકચેરી—પોસ્ટ ઑફિસ** : ગામમાં ટપાલ કચેરી—પોસ્ટ ઑફિસ નથી, તો તે શરૂ કરાવવી.

૬૩ **ટેલિફોન ઑફિસ** : ગામમાં આ ટપાલ કચેરીમાં કે બીજે ટેલિફોનની સવડ પણ કરવી જોઈએ, કે જેથી સરકારી નોકરો તથા લોકોનાં ધન, શ્રમ તથા સમયમાં ઘણો બચાવ થાય; તેમજ ખાનગી, સાર્વજનિક કે સરકારી કાર્યો ત્વરાથી તેમજ સરલતાથી થાય.

## બાંધકામ

૬૪ **સરવરની પાળ** : સરવવરની પાળ જ્યાં તુટી કે બગડી છે તે બાંધવી.

૬૫ **સરવર તટ** : સરવરને ફરતા તટ પર પાકી સડક બાંધવી, અને તેની બાજુમાં શીતલતા તથા છાયા આપે એવાં સારાં ઘટાદાર વૃક્ષ રોપવાં તથા ઉછેરવાં.

૬૬ **જાની ખાડવાળી ભાગોળ** : જાની ખાડવાળી ભાગોળમાં ઘણો વરસાદ થાય છે ત્યારે ઘણું પાણી ભરાય છે, અને સેંકડો મનુષ્યોને તથા ઢોરને દરરોજના જવાના રસ્તામાં ઢીંચણ કે છાતી સમું અથવા તેથી પણ વધારે પાણી ભરાઈ જાય છે, જેથી ઘણી અડચણ પડે છે. એટલે આ ભાગોળમાંથી પાણી વહી જાય એવો પ્રબંધ કરવો અને ત્યાં જવા આવવા માટે ઉંચો પાકો રસ્તો બાંધવો.

૬૭ **ભંગીના કૂવામાં પૂરતું પાણી કરવું** : સરવર પાસે ભંગીના કૂવામાં પૂરતું પાણી નથી, જેથી ભંગી લોકને અડચણ પડે છે; તો કૂવામાં કુંડી નીચે ઉતારી જરૂર પડે બોરિંગ કરી પૂરતું પાણી કરવું.

૬૮ **ભંગીના કૂવે જવાનો રસ્તો** : વરસાદ ઘણો થાય છે ત્યારે ભંગીના કૂવા પર જવાના રસ્તે ઘણું પાણી ભરાય છે, અને જવા આવવાનું મુશ્કેલ બને છે. તો આ રસ્તે પાણી ના ભરાય, એવી વ્યવસ્થા કરવી.

**નીચે પ્રમાણે પાકાં મકાન બાંધવાં:—**

૬૯ ઔષધાલય
૭૦ રુગ્ણાલય
૭૧ પ્રસૂતિ ગૃહ
૭૨ ડાક્ટર, કમ્પાઉન્ડર, નર્સ વગેરેને રહેવા માટે મકાન
૭૩ પટેલ, તલાટી, રાવણિયાને રહેવા માટે મકાન
૭૪ સહકારી મંડલીનાં કચેરી તથા વસ્તુ ભંડાર
૭૫ શિક્ષકોને રહેવા માટે મકાન
૭૬ વ્યાયામ શાલા
૭૭ મહિલા મંડલ
૭૮ ટાવર–મીનારા પર મોટું ઘડિયાળ
૭૯ ક્લબ
૮૦ ગ્રામ ભવન
૮૧ સંગ્રહ સ્થાન
૮૨ રંગભૂમિ

૮૩ **ભડકદથી દેવા સ્ટેશને જવાનો રસ્તો** : ભડકદથી દેવા સ્ટેશને જવાના માર્ગ પર જ્યાં જ્યાં વાડ વગેરેથી દબાણ થયું છે તે દૂર કરવું–ચાર રસ્તાને નડતાં ઝાડઝાંખર, વાડ કાપીસોરી નાખવાં, ટેકરા તોડવા, ખાડા પૂરવા અને રસ્તો ઠીક કરવો.

૮૪ **પાકી સડક** : ઉપરના રસ્તે પાકી સડક કરવી, જેથી લોકોને તેમજ પશુઓને હલનચલનમાં સરલતા થાય.

રાજકીય, સામાજિક, સાંસારિક, કૌટુમ્બિક વગેરે જે જીવન જીવીએ છીએ તે ખોટું, અનાર્ય, અયોગ્ય છે. અમને ખ્યાલ આવે છે કે જીવનમાં વિવિધતા હોવા છતાં એકતા છે,–અને જીવન એક, અખંડ, અવિચ્છિન્ન, અસ્ખલિત છે, કિન્તુ અજ્ઞાન તથા વૈયક્તિક સ્વાર્થ, લોભ તથા મોહ જીવનને ખંડિત તથા વિચ્છિન્ન કરે છે, તેથી અમે દુઃખી થઈએ છીએ. વળી વ્યક્તિ માટે સમાજ–સમાજ માટે વ્યક્તિ એ ઉભયની એકતાનો તેમજ વ્યક્તિ તથા સમાજના પરસ્પર સાચા સમ્બન્ધનો પણ અમને સાચો ખ્યાલ આવે છે.

## રૂપાન્તર

અને પ્રથમ તો અમારા અન્તરમાં થાય છે રુપાન્તર. એટલે અમારી ગ્રામસભાની –ગામપંચાયતની અમે નવેસર–નવતર રચના કરીએ છીએ, અને અમારાં વ્યક્તિગત મકાન, પશુ, ખાતર, ઓજાર, બી, કૂવા, ખેતર, દુકાનના માલ સાથે દુકાનો, ઉદ્યોગનાં સાધન તથા માલસામાન સાથે ઉદ્યોગો વગેરે, અને ગામનાં ધર્મસ્થાનો, મન્દિરો, ધર્મશાલા, પુસ્તકાલય, વાચનાલય વગેરે સંસ્થાઓ આ ગ્રામસભાને સોંપી દઈએ છીએ, એટલું જ નહિ પણ આ ગ્રામસભામાંજ અમે કરીએ છીએ અમારી સહકારી મંડલીનું વિલીનીકરણ; અને આજ ગ્રામસભાના પ્રમુખના પદમાં અમે કરીએ છીએ અમારા ગામના મુખીપદનું વિલોપન!– એટલે ગ્રામસભાના પ્રમુખ એ જ ગામના મુખી; અને ગામના તલાટીને બનાવીએ છીએ અમારી ગ્રામસભાના મંત્રી–અર્થાત્ ગામનું સરકારી મુલકીતંત્ર, ગામની ગામ પંચાયત તથા ગામની સહકારી મંડલી–અમારા ગામના આ ત્રણેય તંત્રનું અમે કરીએ છીએ એકતંત્ર.

## અમારા ગામની પંચવર્ષીય યોજના અને એનું આચરણ

અને પછી અમારા ગામના વિકાસ તથા સુખ અર્થે અમારાં કૃષિ, ઉદ્યોગ, વ્યાપાર, વાહનવ્યવહાર, આહાર, વસ્ત્ર, વાસ, સ્વાસ્થ્ય તથા રંજન વગેરે સંબંધી અમે કરીએ છીએ પંચવર્ષીય યોજના, તથા તે યોજના અનુસાર ગામનાં ગામઠાણ, સડકો, રસ્તાઓ, મહોલ્લા, ફળિયાં તથા મકાનોનો નવો નકશો–પ્લેન કરી, જૂનાં મકાનો તોડી, આ પ્લેન પ્રમાણે નવા રસ્તા, મહોલ્લા તથા ફળિયાં રચી, નાનાં નાનાં સાદાં મકાનો, વગેરે અમે બાંધીએ છીએ. ગામના-ગ્રામસભાનાજ કાર્યાલયમાં–કારખાનામાં, વસ્ત્ર, પાત્ર, ઉપસ્કર, અલંકાર ઓજાર, હથિયાર, વાદ્ય, યંત્ર કપડાં, પદત્રાણ વગેરે બનાવીએ છીએ. ગ્રામસભાનાજ કોઠારમાં આ સર્વનો સંગ્રહ કરીએ છીએ; અને ગ્રામસભાનાજ ભંડારમાંથી ગામના સર્વને, ઠરેલા સમયે તથા પ્રમાણમાં આ સર્વ આપીએ છીએ. વળી પશુઓ માટે રચેલા એકજ સ્થાનમાં ગામના તમામ પશુઓને રાખીએ છીએ. વળી અમારા આહાર તથા ઉપયોગ અર્થે પ્રત્યેક ધાન્ય, તેલ બી, શાકભાજી, ફળ, શેરડી, કપાસ વગેરેનો અંદાજ કાઢી, પ્રત્યેક પાક માટે ગામની સીમની જમીન નક્કી કરી, જે તે જમીનમાં એ પ્રમાણે ખેડ કરી જેની તેની ખેતી કરી જે તે પાક લેઈએ છીએ, અને આ પ્રમાણે અમારી ગ્રામસભાના કૃષિ અધિકારી ઠરાવે તે રીતે, પ્રમાણે, સમયે, અમે–અમારા કૃષિકારો–ખેડૂતો ખેતી કરે છે, અર્થાત્ અમે સહકારી સામૂહિક ખેતી કરીએ છીએ, અને અમારું સર્વનું ભોજન પણ અમે એકજ સ્થલે બનાવીએ એકજ સ્થલે સમૂહમાં બેસી સમૂહભોજન કરીએ છીએ.

.રી ગ્રામસભા પોતાની કાર્યવાહક સમિતિ–વ્યવસ્થાપક સમિતિ દ્વારા કરે

# નવવિધાન—નવરચના—નવસર્જન

## ગોકુલ સરખું નાનું શું ગામ

કોઈ કોઈ વાર આકાશવાણીમાં ગીત ગવાય છે કે–એક ગોકુલ સરખું ગામ–એક ગોકુલ સરખું ગામ–

અમારું પણ એક ગોકુલ સરખું નાનું-નાનકડું ગામ છે, ગામની ભાગોળે સરવર પર ધર્મશાલા છે.

## અતિથિયુગલ

વ્યાપારવ્યવસાય અર્થે મૂલ અમારા ગામના વતની પણ પરદેશ રહેતા ધનસુખલાલ શેઠના પરિચયપત્ર સાથે, એકવાર એક માનવ નરનારીનું યુગલ અમારા ગામમાં આવે છે– પુરુષનું નામ છે સંજીવન અને સ્ત્રીનું નામ છે ગૌરી. અમે આ યુગલને ધર્મશાલામાં ઉતારીએ છીએ.

થોડા જ દિવસોમાં આ યુગલ અમારા લોકોમાં ભળી–મળી જાય છે–સંજીવનભાઈ પુરુષોમાં : ગૌરીબહેન, સ્ત્રીઓમાં.

બન્ને પ્રભાતમાં ઘણા વહેલા ઉઠે છે, સ્નાન, સન્ધ્યા પ્રાર્થના તથા શિરામણ–નાસ્તો કરે છે, અને પછી સંજીવનભાઈ કોઈના ખેતરમાં જઈ કામ કરે છે, અને ગૌરીબહેન રસોઇ વગેરે ગૃહકાર્ય કરે છે. મધ્યાહ્ન થતાં ખેતરમાં કે ધર્મશાલામાં ઉભય જમે છે, અને થોડોક સમય આરામ કરી સંજીવનભાઈ ફરી પાછા ખેતરમાં કામ કરે છે, અને ગૌરીબહેન ગૃહકાર્ય પરવારી ગામમાં જઈ સ્ત્રીઓને મલી વાતચિત કરે છે, અને પછી ધર્મશાલામાં આવી ગૃહકાર્ય તથા રસોઈ કરે છે.

સાંજે સંજીવનભાઈ ધર્મશાલામાં આવે છે અને પછી પાસેની ભાગોળમાં ગામના બાલકબાલિકાઓ વગેરેને સંજીવનભાઈ તથા ગૌરીબહેન રમાડે છે, તેમજ એમની સાથે રમે છે. ત્યાર પછી ઉભય સ્નાન, સન્ધ્યા, પ્રાર્થના કરે છે, અને રાત્રે ભોજન જમે છે.

રાત્રે ભોજન પછી અમે ગામલોક ધર્મશાલામાં જઈએ છીએ. ત્યાં સંજીવનભાઈ પુરુષો સમક્ષ અને ગૌરીબહેન સ્ત્રીઓ સમક્ષ ગ્રન્થો–પુસ્તકો વગેરે વાંચે, વંચાવે તથા સમજાવે છે, કોઈ કોઈ વાર પોતે ગાય છે કે ગવડાવે છે, અને કોઈ કોઈ વાર આ યુગ્મ સ્વદેશ તથા પરદેશના જીવનના વિવિધ અંગો દર્શાવતાં દેશદેશનાં ચિત્રપટો પણ અમને બતાવે છે, તેમજ કૃષિ, ઉદ્યોગ, વ્યાપાર, વાહનવ્યવહાર, શિક્ષણ, રંજન, રાજકારણ તથા સાંસારિક જીવનને સમજાવે છે. આ પ્રમાણે બારમાસથી એક વર્ષ પર્યન્ત વાચનદર્શનનો ક્રમ ચાલે છે, અને તે દરમ્યાન આ યુગલ અમારી પાસે પ્રાચીન સમયથી માંડીને અર્વાચીન સમય સુધીનાં તત્વજ્ઞાન, ધર્મ, શિક્ષણ, સમાજવ્યવસ્થા, અર્થતંત્ર, રાજતંત્ર વગેરે સન્બન્ધી સર્વોત્તમ સાહિત્યનું નવનીત-નૈવેદ્ય અમને 'આપે છે–પીરસે છે–જમાડે છે.'

## નવજીવનની ઉષા-સંજીવનનો અરુણોદય

અને અમારા તનમનમાં ઉગે છે–પ્રકટે છે નવજીવનની અભિલાષાની ઉષા–પ્રકટે છે સંજીવનની આશાનો અરુણોદય.

અમને ખ્યાલ આવે છે કે દીર્ઘ, અતિ દીર્ઘ સમયથી અમે જે જીવન–ધાર્મિક, આર્થિક,

રાજકીય, સામાજિક, સાંસારિક, કૌટુમ્બિક વગેરે જે જીવન જીવીએ છીએ તે ખોટું, અનાર્ય, અયોગ્ય છે. અમને ખ્યાલ આવે છે કે જીવનમાં વિવિધતા હોવા છતાં એકતા છે,– અને જીવન એક, અખંડ, અવિચ્છિન્ન, અસ્ખલિત છે, કિન્તુ અજ્ઞાન તથા વૈયક્તિક સ્વાર્થ, લોભ તથા મોહ જીવનને ખંડિત તથા વિચ્છિન્ન કરે છે, તેથી અમે દુઃખી થઈએ છીએ. વળી વ્યક્તિ માટે સમાજ–સમાજ માટે વ્યક્તિ એ ઉભયની એકતાનો તેમજ વ્યક્તિ તથા સમાજના પરસ્પર સાચા સમ્બન્ધનો પણ અમને સાચો ખ્યાલ આવે છે.

## રુપાન્તર

અને પ્રથમ તો અમારા અન્તરમાં થાય છે રુપાન્તર. એટલે અમારી ગ્રામસભાની –ગામપંચાયતની અમે નવેસર–નવતર રચના કરીએ છીએ, અને અમારાં વ્યક્તિગત મકાન, પશુ, ખાતર, ઓજાર, બી, કૂવા, ખેતર, દુકાનના માલ સાથે દુકાનો, ઉદ્યોગનાં સાધન તથા માલસામાન સાથે ઉદ્યોગો વગેરે, અને ગામનાં ધર્મસ્થાનો, મન્દિરો, ધર્મશાલા, પુસ્તકાલય, વાચનાલય વગેરે સંસ્થાઓ આ ગ્રામસભાને સોંપી દઈએ છીએ, એટલું જ નહિ પણ આ ગ્રામસભામાંજ અમે કરીએ છીએ અમારી સહકારી મંડલીનું વિલીનીકરણ; અને આજ ગ્રામસભાના પ્રમુખના પદમાં અમે કરીએ છીએ અમારા ગામના મુખીપદનું વિલોપન !– એટલે ગ્રામસભાના પ્રમુખ એ જ ગામના મુખી; અને ગામના તલાટીને બનાવીએ છીએ અમારી ગ્રામસભાના મંત્રી–અર્થાત્ ગામનું સરકારી મુલકીતંત્ર, ગામની ગામ પંચાયત તથા ગામની સહકારી મંડલી–અમારા ગામના આ ત્રણેય તંત્રનું અમે કરીએ છીએ એકતંત્ર.

## અમારા ગામની પંચવર્ષીય યોજના અને એનું આચરણ

અને પછી અમારા ગામના વિકાસ તથા સુખ અર્થે અમારાં કૃષિ, ઉદ્યોગ, વ્યાપાર, વાહનવ્યવહાર, આહાર, વસ્ત્ર, વાસ, સ્વાસ્થ્ય તથા રંજન વગેરે સંબંધી અમે કરીએ છીએ પંચવર્ષીય યોજના, તથા તે યોજના અનુસાર ગામનાં ગામઠાણ, સડકો, રસ્તાઓ, મહોલ્લા, ફળિયાં તથા મકાનોનો નવો નકશો–પ્લેન કરી, જૂનાં મકાનો તોડી, આ પ્લેન પ્રમાણે નવા રસ્તા, મહોલ્લા તથા ફળિયાં રચી, નાનાં નાનાં સાદાં મકાનો, વગેરે અમે બાંધીએ છીએ. ગામના–ગ્રામસભાનાજ કાર્યાલયમાં–કારખાનામાં, વસ્ત્ર, પાત્ર, ઉપસ્કર, અલંકાર ઓજાર, હથિયાર, વાદ્ય, યંત્ર કપડાં, પદત્રાણ વગેરે બનાવીએ છીએ. ગ્રામસભાનાજ કોઠારમાં આ સર્વનો સંગ્રહ કરીએ છીએ; અને ગ્રામસભાનાજ ભંડારમાંથી ગામના સર્વને, ઠરેલા સમયે તથા પ્રમાણમાં આ સર્વ આપીએ છીએ. વળી પશુઓ માટે રચેલા એકજ સ્થાનમાં ગામના તમામ પશુઓને રાખીએ છીએ. વળી અમારા આહાર તથા ઉપયોગ અર્થે પ્રત્યેક ધાન્ય, તેલ બી, શાકભાજી, ફળ, શેરડી, કપાસ વગેરેનો અંદાજ કાઢી, પ્રત્યેક પાક માટે ગામની સીમની જમીન નક્કી કરી, જે તે જમીનમાં એ પ્રમાણે ખેડ કરી જેની તેની ખેતી કરી જે તે પાક લેઈએ છીએ, અને આ પ્રમાણે અમારી ગ્રામસભાના કૃષિ અધિકારી ઠરાવે તે રીતે, પ્રમાણે, સમયે, અમે–અમારા કૃષિકારો–ખેડુતો ખેતી કરે છે. અર્થાત્ અમે સહકારી સામૂહિક ખેતી કરીએ છીએ, અને અમારું સર્વનું ભોજન પણ અમે એકજ સ્થલે બનાવીએ છીએ, તેમજ એકજ સ્થલે સમૂહમાં બેસી સમૂહભોજન કરીએ છીએ.

આમ અમારી ગ્રામસભા પોતાની કાર્યવાહક સમિતિ–વ્યવસ્થાપક સમિતિ દ્વારા કરે

છે અમારા ગામના સર્વ આર્થિક, સામાજિક તથા સાર્વજનિક કાર્યોનું સંચાલન; માત્ર બે બાબતો અમે અમારા હસ્તક-ગ્રામસભા હસ્તક રાખી નથી-એક તો શિક્ષણ, અને બીજું ઔષધાલય તથા રુગ્ણાલય; કારણ આ બે વિશિષ્ટ બાબતોમાં ઘણા ઉંચા વિશિષ્ટ પ્રકારનાં જ્ઞાન તથા નિપુણતા જોઈએ છે, એટલે ગ્રામની શાળા તથા વિદ્યાલય તેમજ ઔષધાલય તથા રુગ્ણાલયને અમે સરકાર હસ્તક રાખ્યાં છે, અને શિક્ષણ તથા આરોગ્યનાં તે સરકારી ખાતાં આ ચારેયનું સંચાલન કરે છે. કિંતુ આ બાબત અમારી ગ્રામસભા નિરીક્ષણ કરે છે, અને એ અંગે જરૂર પડે આ ખાતાંને તથા સરકારને જરૂરી નિવેદનસૂચન કરે છે. વળી અમારા કાર્યમાં સરકારનાં બીજાં ખાતાંઓની મદદ, સલાહ વગેરે પણ અમે લેઈએ છીએ.

### અમારું સમાજવાદી સહકારી ગામ

આમ અમારું સકલ, સમસ્ત ગામ છે સમાજવાદી સહકારી સમાનશીતંત્ર તથા કલ્યાણ રાજ્યનું-સોશલિસ્ટ કો-ઑપરેટિવ કૉમનવેલ્થ ઍન્ડ વેલફેર સ્ટેટનું- સ્વાયત્ત, સ્વાવલમ્બી, સ્વયંપોષી, સ્વયંપૂર્ણ, સ્થાનિક, વિકેન્દ્રિત એકમ.

### સંજીવનશ્રવણદર્શન

પ્રિય પાઠક, હવે અમારા આ ગામના સંજીવનનાં-સર્વોત્તમ જીવનનાં તમારા મનના શ્રવણ તથા નયનથી કરો શ્રવણ તથા દર્શન—

સાંભળો, સાંભળો, પ્રાતઃકાલ થાય છે-પ્રભાતનું મૃદુ મધુર, નેપથ્ય સંગીત સંભળાય છે, અને સર્વે નિદ્રામાંથી સ્વસ્થતાપૂર્વક ઉઠે છે-શૌચાદિથી પરવારીને પોતાનાં ગૃહ, આંગણાં વગેરે જાતે સાફ કરી વસ્ત્રાદિ જાતે ધુએ છે, તૈલાભ્યંગ કરી વિપુલ, શુદ્ધ જલથી સ્નાન કરે છે, અને પોતપોતાના ઈષ્ટદેવની ઉપાસના-ધ્યાન કરે છે. પછી સમૂહ પ્રાર્થનાનો ઘંટ વાગતાં સર્વે એક વિશાલ સભામંડપમાં ભેગા થાય છે, અને ત્યાં સમૂહપ્રાર્થના-સમૂહગાન થયા પછી પ્રમુખ વગેરે તરફથી જરૂરી સૂચના-જાહેરાત થાય છે. પછી અન્નપૂર્ણા ભવનમાં બધા સવારનો નાસ્તો લે છે. જરા જોઈ લ્યો કે કેવા ભાવથી પીરસાય છે-કેવી કૃતજ્ઞતાથી આરોગાય છે! પછી કર્મારંભનો ઘંટ વાગતાં સૌ પોતપોતાના કર્મના સ્થળે જઈ કર્મનો આરંભ કરે છે. વિદ્યાર્થીઓ તથા શિક્ષકો વિદ્યાલયમાં અને પ્રયોગશાળામાં, ગોપબંધુઓ ગાયો વગેરેમાં, ખેડૂતો ખેતર ઉપર, કારીગરો કારખાનાઓમાં, કારકુનો, કાર્યકર્તાઓ કાર્યાલયમાં, કવિઓ, કલાકારો કલામન્દિરમાં, રસશાસ્ત્રીઓ રસોડામાં, વૈદ્યો, ડૉક્ટરો, સુશ્રૂષાકર્તાઓ સ્વાસ્થ્ય અને ઔષધ-ભવનમાં, ભંડારીઓ ભંડારોમાં, રક્ષકો રક્ષણ સ્થળો ઉપર-એમ સર્વે પોતપોતાના નિષ્કામ-યોગમાં યુક્ત થાય છે. જુઓ કેવા ઉલ્લાસ, ચૈતન્ય, કૌશલ્ય સાથે દરેક પોતાનું નિયત કાર્ય કરે છે!

મધ્યાહ્ન થાય છે, અને કર્મવિરામનો ઘંટ વાગે છે. બધા કામ બંધ કરે છે, સ્નાન કરી કે હાથ, પગ, મુખ વગેરે ધોઈ અન્નપૂર્ણા ભવનમાં આવે છે, પંક્તિબદ્ધ બેસે છે, ભોજનને અનુકૂલ સંગીત વહે છે, અને અન્નપૂર્ણાનું આવાહાન-આગમન થાય છે. એજ પ્રેમપૂર્વક ભોજન પીરસાય છે-એજ કૃતજ્ઞતાપૂર્વક ભોજન આરોગાય છે.

બપોરના આરામ પછી ફરી કર્મારમ્ભનો ઘંટ વાગે છે, ફરી દરેક પોતાના નિયત કર્મમાં મગ્ન થાય છે.

અને સન્ધ્યા અવની ઉપર ઉતરે તેની ચારેક ઘડી પહેલાં કર્મવિરામનો ઘંટ વાગે છે. સૌ પોતપોતાના કામથી છૂટા થઈ જરા સ્વસ્થ થયા પછી સંસ્થાએ નિયત કરેલ બૌદ્ધિક કે

શારીરિક પ્રવૃત્તિઓ–રમતગમતમાં કે વાચન વગેરેમાં આનન્દે છે. પછી સાયંકાળે સંધ્યા સમયે સ્નાનાદિ કરી સ્વસ્થ ચિત્તે સૌ પૃથક્ પૃથક્ સન્ધ્યા–પોતાના ઇષ્ટદેવની ઉપાસના કરે છે. ભોજનની આમંત્રણ ઘંટિકા થતાં ફરી બધા અન્નપૂર્ણા ભવનમાં જઈ કોમલ સંગીતના આસ્વાદન સાથે ભગવતી અન્નપૂર્ણાની પ્રસાદીનું આસ્વાદન કરે છે; અને થોડા વિરામ બાદ સર્વે સભામંડપમાં જાય છે. જુઓ સાંભળો આ ભવ્ય, મધુર સમૂહગાન. આજ સભામંડપમાં સમૂહગાન–સાયંપ્રાર્થના પછી કોઈવાર કથાકીર્તન તો કોઈવાર ચર્ચા, ભાષણ, પ્રવચન, કોઈવાર ચિત્રપટ તો કોઈવાર નાટક તથા લલિતકલાના કોઈ અંગનું દર્શનશ્રવણ–એમ પ્રાયઃ પ્રતિદિન કંઈ ને કંઈ ક્રમ ચાલુ જ હોય છે.

પછી પૂર્ણવિરામનો ઘંટ વાગે છે અને સૌ પોતપોતાના ગૃહમાં પ્રવિષ્ટ થાય છે.

જુઓ, જુઓ, આ અમારાં રળિયાળાં ખેતરો અને ફલફૂલથી ઝુલતાં વૃક્ષો. જુઓ અમારી પ્રસન્ન ગોમાતાઓ અને અન્ય મસ્ત પશુઓ. જુઓ પેલાં કલ્લોલતાં પંખીડાઓ અને પેલાં કિલ્લોલતાં બાલુડાંઓ. જુઓ અમારી ગોરસશાળા, પાઠશાળા અને પ્રયોગશાળા, આ રહ્યાં કારખાનાંઓ અને ઉદ્યોગાલયો, અને પેલાં રહ્યાં વસ્તુ ભંડાર, (સ્ટોર) કલાભવન, વિજ્ઞાનભવન, માતૃત્વભવન, (મેટર્નિટી હોમ) ઔષધ અને સ્વાસ્થ્યભવન. (ડિસ્પેન્સરી ઍન્ડ હૉસ્પિટલ–સેનેટોરિયમ) જુઓ પેલાં સરસ્વતીસદન (લાઈબ્રેરી–પુસ્તકાલય) અને અન્નપૂર્ણા ભવન; અને જુઓ પેલાં ગૃહમન્દિરો–જ્યાં મઘમઘે છે પરસ્પર પ્રેમાવિષ્ટ દમ્પતીઓ અને કુટુમ્બીઓનું ગાર્હસ્થ્ય–અને એથીએ પર–દૂર દૂર પેલાં સાધુસંન્યાસીઓ અને બ્રહ્મમાં ચર્યા કરતી વિભૂતિઓનાં વિજ્ઞાનધામ.

જુઓ છો ને સર્વત્ર શાન્તિ અને કાન્તિ, સ્નેહ અને સૌંદર્ય, સ્વચ્છતા, સુઘડતા, અને વ્યવસ્થા, સ્વસ્થતા અને પ્રસન્નતા, વિનય અને વિવેક, ધૈર્ય અને ગામ્ભીર્ય, ચૈતન્ય અને ચાપલ્ય, સભ્યતા અને સંસ્કાર, નીતિ અને રીતિ, વૃત્તિ અને દૃષ્ટિ, ભક્તિ અને શક્તિ.

અને પેલા 'સુન્દરગિરિ' પર સંજીવન આશ્રમમાંથી સંજીવનના 'સિદ્ધો' જપે છે સંજીવનનો જીવનમંત્ર : આલાપે છે સંજીવનનું જીવનસંગીત–સંજીવનગાન!

બાલકબાલિકાઓ તથા અશક્તો સિવાય અમે સર્વ અમારી ગ્રામસભાના કાર્યનિર્ણય-અધિકારીઓ નક્કી કરે તે પ્રમાણે જે તે કાર્ય કરીએ છીએ; (**गीता–नियतं कुरु कर्माणि**) અને અમે જે કામ કરીએ છીએ તે સર્વ ગ્રામસભાને સમર્પણ કરીએ છીએ. (**गीता–कर्मणि एव अधिकारस्ते मा फलेषु कदाचन**) આ છે ભગવાન શ્રીકૃષ્ણચન્દ્રની ગીતાનો નિષ્કામયોગ! વળી ગ્રામસભા પોતાની સમિતિઓ દ્વારા પોતાનાં સાધનશક્તિ અનુસાર અમારા ગામના પ્રત્યેકને આહાર વસ્ત્ર, વાસ, ઔષધ, સુશ્રૂષા, શિક્ષણ તથા રંજનની તેની આવશ્યકતાઓ યથાસમયે યથાપ્રમાણમાં પૂરી પાડે છે. અર્થાત્ આ "ગ્રામનારાયણ", સર્વનું યોગક્ષેમ ચલાવે છે–સંભાળે છે. (**गीता–योगक्षेमं वहाम्यहं**) આવું છે અમારું સમાજવાદી સહકારી સમાનશીતંત્રાત્મક કલ્યાણગ્રામ!

જીવનની પ્રાથમિક આવશ્યકતાઓમાં શક્ય તેટલાં સ્વાશ્રયી, સ્વાવલંબી તથા સ્વયંપૂર્ણ આવાં સમાજવાદી સહકારી સમાનશીતંત્રાત્મક ગામોનું યુથ એટલે તાલુકો કે મહાલ. આવા

તાલુકા-મહાલોનું યુથ એટલે જીલ્લો, આવા જીલ્લાઓનું યુથ એટલે 'રાજ્ય' અને આવાં 'રાજ્યોનો' સમૂહ એટલે સમસ્ત ભારતનું સમાજવાદી સહકારી સમાનશીતંત્ર તથા કલ્યાણરાજ્ય ! સોશલિસ્ટ કો-ઑપરેટિવ કૉમનવેલ્થ ઍન્ડ વેલફેર સ્ટેટ ઑફ ઈન્ડિઆ !

પ્રત્યેક ગ્રામસભાના પ્રતિનિધિઓની બનેલી સભા તે તાલુકાસભા, તાલુકાસભાઓના પ્રતિનિધિઓની સભા તે જિલ્લાસભા, જિલ્લાસભાઓના પ્રતિનિધિઓની સભા તે રાજ્યસભા, અને રાજ્યસભાના પ્રતિનિધિઓની સભા તે સમસ્ત ભારતની લોકસભા. ગ્રામસભાની જેમ જે તે તાલુકાની તથા જીલ્લાની સભા પોતાના તાલુકામાં તથા જીલ્લામાં પોતાને હસ્તક તમામ કામ કરે; જે તે રાજ્યસભા પોતાના પ્રધાન મંડળ દ્વારા જે તે રાજ્યમાં પોતાને હસ્તક કામ કરે, અને સમસ્ત ભારતની લોકસભા પોતાના પ્રધાનમંડળ દ્વારા સમસ્ત ભારતમાં પોતાને હસ્તકનાં કામ કરે.

આ પ્રમાણે ઉદ્યોગ, વ્યાપાર, વસતિ, વિદ્યા, સમ્પત્તિ તથા સત્તાનું યોજનાબદ્ધ સ્થાનિક વિકેન્દ્રીકરણ થતાં-જુઓ, જુઓ, તાલુકે તાલુકે નાનાં નાનાં કાર્યાલયો-કારખાનાં, પેઢીઓ, ભંડારો, માધ્યમિક વિદ્યાલયો, વગેરે, વગેરે; અને જીલ્લે જીલ્લે નિહાળો, નિહાળો એથી જરા મોટાં કાર્યાલયો-કારખાનાંઓ, કાપડ બનાવવાની મિલો, મહા વિદ્યાલયો વગેરે, વગેરે. વળી રાજ્યે રાજ્યે, દેશે પ્રદેશે વિશ્વવિદ્યાલયો ! આવી અહિંસક ક્રાન્તિ-નવરચના-નવસર્જન-રૂપાન્તરમાં કોઈ જાતિ, વર્ણ કે ધર્મને નથી આવતો બાધ. આ પ્રમાણે થતાં જીવનની અનેક ગુંચો, મુંઝવણો, અને હાડમારીઓનો ઉકેલ આવે છે. માનવમલ તથા દ્રવ્યના અત્યંત દુર્વ્યયનો આવે છે અન્ત, અને સર્વનું થાય છે સર્વદેશીય કલ્યાણ ! આજ ધોરણે, આજ પ્રમાણે યોજાએલા-રચાયેલા રાષ્ટ્રોનો સમૂહ એટલે આંતરરાષ્ટ્રીય સમાજવાદી સહકારી સમાન-શીતંત્રનો કલ્યાણસંઘ-અર્થાત્ વિશ્વસૌખ્ય તથા વિશ્વશાન્તિ !

કિન્તુ...અરે... હાં હાં, લ્યો આપું વધાઈ ! તમે જેમની રાહ જોતા હતા તે તો આ ...આવ્યાં, અને આજે તો છે, અતિથિયુગલ ! યુગલશિરોમણિ રાધાકૃષ્ણની પ્રિયતમા સર્વ-પૂર્ણિમાશિરોમણિ શરદ્પૂર્ણિમા ! એટલે આ શર્કરામિશ્રિત દૂધપૌંઆનું કરો ભોજન—આસ્વાદન; અને હવે આ પૂર્ણચન્દ્રના રજતરૂપરંગમાં આપણે સર્વ ગાઈએ આપણું પુરાતન સનાતન ભારતદેશનું-ભારતભૂમિનું-ભારતીદેવીનું પરમમધુરમંગલગાન-

## વન્દે માતરમ્

સુજલામ્ સુફલામ્ મલયજશીતલામ્
શસ્યશ્યામલામ્ માતરમ્ વન્દે માતરમ્
શુભ્રજ્યોત્સ્નાપુલકિતયામિનીમ્
ફુલ્લકુસુમિતદ્રુમદલશોભિનીમ્
સુહાસિનીમ્ સુમધુરભાષિણીમ્
સુખદામ્ વરદામ્ માતરમ્
વન્દે માતરમ્

# પરિશિષ્ટ

## પ્રથમ પરિશિષ્ટ

### પ્રથમ સમીક્ષા વેળા એક વ્યક્તિગત તપાસની નોંધ

પ્રથમ સમીક્ષા વેળા ૧૩ કુટુંબોની ખાસ વિશેષ તપાસ કરેલી તે પૈકી બારિયા ગલા ખુમાની જે નોંધ તેનાજ શબ્દોમાં કરેલી તે નીચે પ્રમાણે છે—

**ખોરાક :** જે સાલ અનાજ પાકે તેજ અનાજ ખાઈએ. જવાર ખાતા નથી. વાયુ કરે છે. જુવાર વેચી દઈએ. જવાર મહિનામાં એક બે વાર ખાઈએ. રહવારમાં રોટલા ખાઈએ. રહાંજે ખીચડી ખાઈએ. રોટલા અવાર નવાર બાવટા અને કોદરાના ખાઈએ. ખીચડી પણ ચોખા અને કોદરાની કરીએ. દાળ બન્નેમાં ચાલે. રોટલા રહવાર સાંજ ચાલે. ખીચડી પણ રહવારમાં ખાઈએ. શાક કોઈ વખત ખાઈએ. દોડી કાપી લાવીએ. કોઈ વખતે બજારમાંથી લેઇએ. દાણાનું લેઈએ પૈસા ન હોય તો જ. વાડીમાંથી કંઈ મળે. ખેતરમાંથી રીંગણાં મળે તેથી ચાલે. મીઠું ખાઈએ. રોટલામાં મરચું ખાઇએ. ૦ાા રૂપિઆનું લાઈએ તે બે માસ ચાલે. હાલ ૧ાાા નો ભાવ છે. બાર માસે અઢી રૂપિઆનાં મરચાં થાય છે. હરદળ જોઈએ. શાકદાળમાં નાખીએ. દર વરસે એક રૂપિઆની જોઈએ. ઘંઉ ખાતા નથી, પણ બાર મહીને બે ત્રણ મણ જોઈએ. બે ભેંસો છે. એક ઉચી ગઈ છે. દૂધ ખાઈએ છીએ. બે મહીના સંચે દૂધ આપતો નથી. હાલ બશેર ત્રણશેર થાય છે. શેરેક ખાઈએ છીએ. બીજું વલોવીએ–રોજ નવટાંક ઘી લઈએ. ખીચડીમાં ખાઇએ. રોટલામાં નહિ. ઘરમાં જોઈએ તેટલું ઘી વલોવતા. ઉચી જાય ત્યારે ચલાવી લઈએ. બહારથી લાવ્યા નથી. દૂધ ઘી ના હોય ત્યારે છાશ માગી લાવીએ. ઘી હોય તો રહેવા દઇએ. મણ ઘી હમણાં વેચ્યું હતું. દેવું નથી, ગોળ લાવું છું. એક માટલું લાવું છું. વરસ ચાલે છે. પાા ના ભાવે લાગ્યો હતો. **કપડાં :** બે બંડી, બે રાખીઆં, બે ફાળિઆં જોઈએ. રૂ. ૧૪ થાય. છોકરાંને બે ત્રણ વધારે જોઇએ. કામ વધારે–વધારે ફાડે છે. રાખીયું જોઈએ. બૈરાંને ત્રણ જોડ કપડાં જોઈએ. રૂ. ૨૪ દરેકને જોઈએ છે. એક જોડ જોડીઓ જોઈએ છે. દરેક છોકરાંને રૂ. ૫ જોઈએ. નાના છોકરાને બે જોડા જોઈએ. રૂ. ૨ લાગે છે. નાના છોકરાંને બે ત્રણ રૂ. ના જોઈએ : ધોવડામણ ખર્ચ નથી. બળતણનું ખર્ચ નથી. દિવેલ દર વરસે મણ જોઇએ છે. ગાડામાં પણ વપરાય છે. ગાસ્તુ બે બળદ છે. ઘરનું ઘર છે. માટીનું છે. ચળામણ રૂ. ૫ ના નળીઆં જોઇએ છે. બે વરસથી દાઢીઓ લાવું છું રૂ. ૦–૪– આપું છું. આને ખાવાનું આપવું પડે. બે ઘર છે. એક રહેવાનું. બીજું બળદને માટે છે. રહેવાના ઘરમાં રવેશ ઓટલો પરસાળ છે. અંબાજી જાત્રા ગયો હતો. પ્લેગને લીધે બ્રાહ્મણ જમાડવાના છે. રૂ. ૫૦ ખરચ થશે. બાધા રાખી હતી. પૂર્વજોની તરપંડી કરૂ છું. ભવૈયા ભાટ આવે છે. માતાનું ચાલે છે રૂ. ૧૫ ખરચ થાય છે. દર વરસે રૂ. ૧ ખરચ ભણાવવાનું થાય છે. દવા દારૂનું ખરચ નથી. ભુવો બોલાવીએ તેને ખાવા આપીએ. ઘરમાં ઓસડીઆં કરીએ.

**જમીન :** જમીન ૪ વીઘાં છે. ૭ વીઘાં સાંથે છે. ૫ વીઘાં આધ ભાગે ખેડું છું.

એકંદર સોળ વીઘાં છે. ૨ વીઘામાં કોદરા, ૩ વીઘામાં બાજરી, ૩ માં ડાંગર, ૩ માં કપાસ, ૩ જુવાર તથા ૨ બાવટો એ પ્રમાણે વાવેતર કરેલું.

આમાં જે પાક થયો તે પૈકી કોદરા મણ ૨૫, તુવેર મણ ૧૫, ગવાર મણ ૨, ડાંગેર મણ ૪૦, બાજરી મણ ૧, બાવટો મણ ૧૫ વેચ્યાં નથી. કોદરા મણ ૧ાા, તુવેર મણ ૨ા, બાજરી મણ ૩ાા, ગવાર મણ ૨, ડાંગર મણ ૨, બાવટો મણ ૨ા તથા કપાસ વેચ્યાં છે જેના કુલ રૂ. ૩૧૮ ઉપજ્યા છે. રૂ. ૫ની તમાકુ જોઈએ છે. બી બહારથી લાવેલા. કપાસ ૦ાા મણ લાવેલો. રૂ. ૧ાા ભાવ હતો. બીજું બી ઘેરથી કાઢેલું. હોળનું ખર્ચ નથી, **મજૂરી :** ૪ થી ૫ આના નીંદનારને એક વખત ખાવાનું. ચાર લાવે. હળવાળો ૩ વખત ખાય. ચાર ના લાવે. તમાકુ આપવી પડે. કુલ ૨૮ રૂપિયા નીંદવાના થયા છે. સાંથના રૂ. ૬૭ આપવા પડ્યા છે. ઢોર લાવ્યો નથી. ગયે સાલ લાવ્યો હતો. જુના વેચીને નવા લાવ્યો હતો. ૨૫ ઘરના ઉમેર્યા હતા. બળદનો ઘસારો રૂ. ૧૫, ઓજારનો રૂ. ૭. સુથારને બે મણ દાણા આપવાના. સુધારી આપે. નવું ન કરી આપે. લવારને બે મણ દાણા આપવા એક બળદે એક મણ દાણા આપવાના. ઘાંયજાને દર માણસ દીઠ પોણો મણ દાણા આપવાના, ચામડીઆને મણ દાણા આપવાના. પાટીદાર ન આપે (ખળીમાં બ્રાહ્મણ, ભગતભીખારુને આપવાનું. ઢેડ, ભંગીઆ, ગોસાંઈ, ભાટ પણ ખળીમાંથી લે) **દેવું :** દેવું નથી. પૈસા હતા તે ખરચમાં ગયા, લગન કરવામાં ગયા. છોકરા પરણાવવામાં રૂ. ૨૦૦ થાય, છોકરી પરણાવવામાં રૂ. ૨૫૦ થાય. બે ભેંસો છે. રૂ. ૧૯૫ દૂધના આવે. ખોરાકી ખર્ચ ૧૦૦ રૂપૈયા થાય. બશેર કપાસીઆ અને બશેર મોરીઆ મુકતો. ઘાસનો ખર્ચ નથી મજૂરીએ જતો નથી. કદી ગાડે જઉ છું. રૂ. ૪૮ ભાડાના લાવ્યો હતો. રૂ. ૫૦ બળદની ખોરાકીમાં થાય છે. લગભગ ખરચ નીકળે છે. ગયે વરસે ૫૦ મણ ગવાર હતો તે ચાલે છે. ૧ાા વરસ ચાલ્યો. જણુસ કરાવી નથી. **ઝાડની ઉપજ :** આવતી નથી. ગઈ સાલ દશ રૂપિયા આવ્યા હતા. આ સાલ કેરીઓ નથી. ૩-૪ આંબા છે.

## વિચારમણિ : પ્રાણવાન અને પ્રવીણ વ્યવસ્થાપક

સહકારી મંડળી, પંચાયતો, શાળા કે પુસ્તકાલયના યોગ્ય વિકાસ માટે માનવતાની હરપળે આવશ્યકતા રહે છે. સહકાર, સ્થિરતા, સરળતા અને સહૃદયતા એ સરકારી હુકમથી પેદા કરી શકાય નહિ. એકે એક **મંડળી પાછળ પ્રાણવાન અને પ્રવીણ, ઉત્સાહી અને કાર્યદક્ષ વ્યવસ્થાપકોની જરૂર રહે છે.** ગ્રામપંચાયત પગભર થાય, કાંઈક ઉપયોગી કામ કરી શકે તે પહેલાં નિષ્પક્ષપાત અને દક્ષતાથી કામ કરતાં તેને શીખવવાની જરૂર રહે છે. એ પાંચ પંદર દિવસમાં આવી શકે નહિ. બધેજ યોગ્ય કાર્યકર્તા મેળવવા કે તેમને કેળવવાનું સુલભ નથી. વર્ષોની તૈયારી, વર્ષોના શ્રમ, અને વિઘ્નો અને નિરાશાજનક પરંપરા અનુભવ્યા પછીજ તે બની શકે. પાંચસો નિર્વીર્ય અને નિસ્તેજ મંડળી કે પંચાયતો કરતાં પાંચ કાર્યદક્ષ કે પચીસ જીવંત અને જ્વલંત પંચાયતો ગ્રામપ્રદેશ માટે વધુ ઉપયોગી થશે. નિર્વીર્ય કરેલ પાંચસો કાળ ક્રમે મરી જશે અને ભૂલાઈ જશે; જીવંત પાંચમાંથી પાંચસો ઉભી થશે. એ મારા વર્ષોના અનુભવનું મંતવ્ય છે.

**સર મણિલાલ બાલાભાઇ નાણાવટી : 'ગ્રામ્ય[illegible] : મંથન'—**

# દ્વિતીય પરિશિષ્ટ

## વસોનગર તથા ભાદરણ નગરની સંસ્થાઓની યાદી

### વસોનગર

૧ વસો કેળવણી મંડળ ૨ જશભાઈ મગનભાઈ બાલમંદિર ૩ મુ. મો. મહેતા નવી ગુજરાતી શાલા ૪ અં. છ. વિનય મંદિર ૫ વિદ્યાર્થી અભ્યાસગૃહ ૬ મ. મો.અમીન કન્યા વિદ્યાલય ૭ તિલક વ્યાયામ મંદિર ૮ કન્યા વ્યાયામ મંદિર ૯ મો. ન. અમીન સાર્વજનિક વિદ્યાલય ૧૦ બાલ પુસ્તકાલય ૧૧ હરિઓ મહિલા પુસ્તકાલય ૧૨ વસો ગામના પગારદાર નોકરોની આંટ વધારનારી સહકારી મંડળી લિમિટેડ ૧૩ વસો સહકારી બૅન્ક લિમિટેડ ૧૪ વસો સહકારી વિદ્યાર્થીમંડળ લિમિટેડ ૧૫ વસો વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ લિમિટેડ ૧૬ વસો ઘરો બાંધનારી સહકારી મંડળી લિમિટેડ ૧૭ વસો અશોકનગર કો-ઑપરેટિવ હાઉસિંગ સોસાઈટી લિમિટેડ ૧૮ વિવિધ કાર્યકારી સહકારીમંડળી લિમિટેડ ૧૯ વસો આરોગ્યમંડળ ૨૦ ડાકોર પગપાળાસંઘ ૨૧ યુવકમંડળ ૨૨ વસો આરોગ્ય મંડળ ૨૩ વસો ટાઉન મ્યુનિસિપાલિટી ૨૪ વસો ગ્રામરક્ષક દળ ૨૫ ગરીબ સહાયક ફંડ ૨૬ વસો સાર્વજનિક પરબડી ૨૭ મો. ન. અમીન સ્મારક સમિતિ

### ભાદરણનગર

૧ માધ્યમિકશાલા-હાઈસ્કૂલ છાત્રાલય સાથે ૨ પુરુષો માટે પુસ્તકાલય ૩ સ્ત્રીઓ માટે પુસ્તકાલય ૪ બાળકો માટે પુસ્તકાલય ૫ નગરભવન-ટાઉનહૉલ, ઘડિયાળવાળા ટાવર તથા ઉદ્યાન સાથે ૬ રુગ્ણાલય-હૉસ્પિટલ, પ્રસૂતિગૃહ સાથે ૭ વિકાસ મંડળ (ડેવલેપમેન્ટ એસોસિએશન, ૮ પુરુષો માટે વ્યાયામશાલા ૯ સ્ત્રીઓ માટે વ્યાયામશાલા ૧૦ સંસ્કૃત પાઠશાલા ૧૧ છાત્રાલય ૧૨ અંગ્રેજી શાલા ૧૩ કિંડરગાર્ટનવર્ગ ૧૪ ઔષધાલય ૧૫ સ્ત્રીઓ માટે વર્ગો ૧૬ મહિલા ઉદ્યોગ આશ્રમ ૧૭ ખાદી કાર્યાલય ૧૮ ખેતીવાડી પેઢી ૧૯ ગુજરાતી કન્યાશાળા ૨૦ પશુઓ માટે ઔષધાલય

ભાદરણમાં રેડિઓ સેટ, લાઉડસ્પીકર તથા ૮ ધર્મશાળાઓ છે.

## વિચારમણિ : યોગ્ય તલાટી

ગામડાંમાં તલાટીનું સ્થાન અનોખુંજ હોય છે. એક સુશિક્ષિત, સમભાવી, કાર્યદક્ષ અને પ્રામાણિક તલાટી ગામ લોકોની અનેક મુશ્કેલીઓ ઓછી કરી શકે છે. એ ઉપરાંત એ ગામની પ્રગતિ માટેની અનેક પ્રવૃત્તિઓને વેગ પણ આપી શકે છે. ખેડૂત અને ગામજનોના વિકાસ માટેનાં અનેક ખાતાંઓ અને તેમના અનેક નોકરોની પરસ્પર વિરોધી કે નિદાન અસમ્બદ્ધ વાતોથી ગામલોકો ગુંચવાઈ જઈ, કોઈના પર ધ્યાન આપતા નથી. તેને બદલે જો તલાટીને ગામ અને આ બધાં ખાતાંઓ વચ્ચે સાંકળ જેવો બનાવવામાં આવે તો આ સર્વ પ્રવૃત્તિઓ છૂટી કડીઓ ન રહેતાં એક સાંકળરૂપ થાય, અને ગામડાંને તે ઉપયોગી થાય. અનેકાનેક નોકરો વધાર્યે જવા કરતાં, સારા યોગ્ય રીતે કેળવાયેલા, સંસ્કારી અને પ્રામાણિક તલાટી નીમવાથી ગામડાની પ્રગતિ વધુ ત્વરિત રીતે સાધી શકાશે.

—સર મણિલાલ બાલાભાઇ નાણાવટી : 'ગુજરાતનું ગ્રામજીવન'

# તૃતીય પરિશિષ્ટ

## ખેડૂતોની અરજી

### ભડકદ ગામમાં બારિયા પુંજા દાજીએ ગાએલું ગીત

કારતક મહિને શ્રીકૃષ્ણજી હાઁભળો ખેડૂતોની અરજીજી
  ભારે દુઃખ મેલ્યું ભૂદરા મુખે કહ્યું નવ જાયજી હું રે કરું હવે શૅામળા (ટેક)
માગશર મહિનો ભલે આવિયો અને વાયરો ઉગમણો વાય જી
        પે'રવાનાં વસ્તર ના મલે પથારી પરાળની હોયજી
પોષ મહિનો ભલે આવિયો ટાઢે ધરૂજતાં ના રહેવાયજી
        અંગે અંગરખું તો ના મલે ભોંય ખેડું ના રહેવાયજી
માગ્હા મહિનો તો ભલે આવિયો ટાઢું હિમ તો ઘણું હોયજી
        તમાકુ અનાજ તો બરી જ્યાઁ છોકરાં ખાય ધુળજી
ફાગણુ મહિનો ભલે આવિયો ઝાડ ઉપર પૉન ન હોય જી
        વાદરાં આવ્યાં એ તો ખરી પડ્યાઁ ખેડૂતો હવે હું ખાય જી
ચૈતર મહિનો ભલે આવિયો તાપ તડકા ઘણા હોયજી
        પગમાં પગરખું તો ના મલે પગ બરી બરી જાયજી
વૈશાખ મહિનો ભલે આવિયો વાયરો ચૌદશ વાયજી
        રહેવા સરખાં હૉમ ન મળે ઝુંપડીમાં લુથી ના રહેવાયજી
જેઠ મહિનો ભલે આવિયો જોઈ રહ્યા ઉંચે આભજી
        વરસાદની વાટો તો જોઈ રહ્યા ફોરું વરસાદ ના હોયજી
ઢોરને ખાવા ખડ ના મળે પીવા પૉણી ના હોયજી,
        પૉણી વના ઢોર ટળવળે તે દુઃખ જોયું ના જાયજી
અસાડ મહિનો તો ભલે આવિયો મોડો વરસાદ થાયજી,
        વાવેલાઁ અનાજ તો બરી જ્યાઁ તેની શીગત થાયજી
હાવન મહિનો તો ભલે આવિયો વરસાદ થોડો ઘણો થાયજી,
        ઉગેલાઁ અનાજ કરમાઈ જ્યાઁ ખેડૂતો મનમાં મુઝાયજી
ભાદરવો વરસ્યો ભરપૂરમાં વાની ઝડીઓ બહુ વાયજી,
        માટીનાં ઘર તો પડી જ્યાઁ નારી બારક લઈ ચોકમાં આવેજી
કેડમાં બારક ધરૂજતું માથે બે તરતી ચારજી
        ચેંકાણી ભાઁયમાં પગ લપસીયો અને નારી ભાઁય પર પડી જાયજી
આસો મહિનો ભલે આવિયો રહેવાનાં હૉમ ના હોયજી,
        વળાં લાવીને બાઁધ્યું છાપરું જેમતેમ દા'ડા વિતાવેજી
ખેડૂતોને ખાવા મળે કોદરા બીજા જમે દાળ ભાત શાકજી,
        બાળક બારણે રડયા કરે તે જોઈ મનમાં મુંઝાયજી
હૉંભરો ખેડૂતોની અરજજી હું કરું હવે હૉમળા મુખે કહ્યું ના જાયજી.

# ચતુર્થ પરિશિષ્ટ

## ગીતગુંજન

ભડકદ ગામમાં ભજનમંડલીમાં ગવાતાં ભજનગીત.

આમાં પત્રપ્રાપ્તિલાલસાગીત સિવાયનાં બીજાં ગીત ભડકદ સહકારી મંડલીના પ્રમુખ તથા ભડકદ ભજનમંડલીના આગેવાન શ્રી મણિભાઈ હરિભાઈ પટેલે રચેલાં છે.

### પાર્વતીને રીઝવનારો

(તારી આંખનો અફીણી : એ રાગ)

લીલી ભાંગનો પિનારો, કંઠે ઝેરને ધરનારો, ભક્ત દુઃખને હરનારો ભોળો એકલો—લીલી૦
નવ નિધિનો દાતા પોતે નગ્ન થઈને ફરતો, રીઝે તેને રાજ જ આપે, સૌ સંપત્તિને કરતો,
નિર્જનવાસ તે કરનારો, મૃગચર્મને ધરનારો, ભક્ત દુઃખને હરનારો ભોળો એકલો—લીલી૦
કરમાં ડમરુ ડમ ડમ વાગે ભુતાવળમાં નાચે રંગ ચંગનો ભોગી ભોગપણામાં રાચે
થેઈ થેઈ નાચને કરનારો, પારવતીને રીઝવનારો, ભક્ત દુઃખને હરનારો ભોળો એકલો—લીલી૦
હો શિરપે ગંગા વહન કરેને અર્ધચંદ્ર બહુ શોભે કંઠે રૂદ્રાક્ષની માલા અતિઅતિ એ ઓપે
અખંડ ધ્યાનને ધરનારો, રામનામને રટનારો, ભક્ત દુઃખને હરનારો ભોળો એકલો—લીલી૦
હો મણિરામને માથે શંભુ ધનવત્ થઈને ગરજે પલ પલમાં એ પ્રલય કરે ને ફરી ફરીને સરજે
સૌ દુઃખને હરનારો, અખંડ સુખને કરનારો, ભક્ત દુઃખને હરનારો ભોળો એકલો—લીલી૦

### રાધા રંગ જમાવે

(રાગ : હવા મેં ઉડતા જાયે)

રુમઝુમ કરતી આવે પેલી રાધા રંગ જમાવે હોજી હોજી
હો રુમઝુમ કરતી રાધા આવે સખીયો સાથે લાવે
દૂર દૂરથી સાદ કરીને કાના કહી બોલાવે—રુમઝુમ૦
હો શરદ પુનમની રાતજ શોભે શોભે ને શોભાવે
એકજ કાનો એકજ ગોપી હિલ મિલ મંગલ ગાવે—રુમઝુમ૦
હો બ્રહ્મા સરખા જોવા આવે શંકર જોવા આવે
સહુ દેવો ભેગા થઈને હરિના ગુણ ગાવે—રુમઝુમ૦
હો મણિરામના એ મનમાં વસીયો વસીયો છે વનમાલી
થનક થનક થૈ થૈ નાચે રાધા દેતી તાલી—રુમઝુમ૦

### લાલ કનૈયો

(રાગ : ફિલ્મ બરસાત : હવામે ઉડતા જાયે...)

લટકે મટકે આવે પેલો લાલ કનૈયો લટકાળો હોજી—હોજી—લટકે૦
હો.... મોર મુકુટ પીતાંબર સોહે મુખપર મોરલી ધારી
રુમઝુમ રુમઝુમ ચાલ ચલત હૈ ચાલ ચલે ગિરધારી
હો....ફર ફર ફર ફર ફુદડી ફરતો રાસ રમાડી રમતો
થનક થનક થૈ થૈ નાચે રાધાને મન ગમતો
હો....મણિરામના એ મનમાં વસીઓ વસીઓ છે વનમાલી
સર્વે વાતો છોડી દઈને ભાઈ લાલ ભજો લટકાળો

# તૃતીય પરિશિષ્ટ

## ખેડૂતોની અરજી

### ભડકદ ગામમાં બારિયા પુંજા દાજીએ ગાએલું ગીત

કારતક મહિને શ્રીકૃષ્ણજી હાઁભળો ખેડૂતોની અરજીજી
  ભારે દુઃખ મેલ્યું ભૂદરા મુખે કહ્યું નવ જાયજી હું રે કરું હવે શૉમળા (ટેક)
માગશર મહિનો ભલે આવિયો અને વાયરો ઉગમણો વાય જી
  પેંરવાનાં વસ્તર ના મલે પથારી પરાળની હોયજી
પોષ મહિનો ભલે આવિયો ટાઢે ધરૂજતાં ના રહેવાયજી
  અંગે અંગરખું તો ના મલે ભોંય બેઠું ના રહેવાયજી
માગ્હા મહિનો તો ભલે આવિયો ટાઢું હિમ તો ઘણું હોયજી
  તમાકુ અનાજ તો બરી જ્યાઁ છોકરાં ખાય ધુળજી
ફાગણ મહિનો ભલે આવિયો ઝાડ ઉપર પોન ન હોય જી
  વાદરાં આવ્યાં એ તો ખરી પડ્યાઁ ખેડૂતો હવે હું ખાય જી
ચૈતર મહિનો ભલે આવિયો તાપ તડકા ઘણા હોયજી
  પગમાં પગરખું તો ના મલે પગ બરી બરી જાયજી
વૈશાખ મહિનો ભલે આવિયો વાયરો ચૌદશ વાયજી
  રહેવા સરખાં હૉમ ન મળે ઝુંપડીમાં લુથી ના રહેવાયજી
જેઠ મહિનો ભલે આવિયો જોઈ રહ્યા ઉંચે આભજી
  વરસાદની વાટો તો જોઈ રહ્યા ફોરું વરસાદ ના હોયજી
ઢોરને ખાવા ખડ ના મળે પીવા પૉણી ના હોયજી,
  પૉણી વના ઢોર ટળવળે તે દુઃખ જોયું ના જાયજી
અસાડ મહિનો તો ભલે આવિયો મોડો વરસાદ થાયજી,
  વાવેલોઁ અનાજ તો બરી જ્યાઁ તેની શીગત થાયજી
હાવન મહિનો તો ભલે આવિયો વરસાદ થોડો ઘણો થાયજી,
  ઉગેલોઁ અનાજ કરમાઈ જ્યાઁ ખેડૂતો મનમાં મુઝાયજી
ભાદરવો વરસ્યો ભરપૂરમાં વાની ઝડીઓ બહુ વાયજી,
  માટીનાં ઘર તો પડી જ્યૉ નારી બારક લઈ ચોકમાં આવેજી
કેડમાં બારક ધરૂજતું માથે બે તરતી ચારજી
  ચેંકણી ભૉયમાં પગ લપસીયો અને નારી ભૉય પર પડી જાયજી
આસો મહિનો ભલે આવિયો રહેવાનાં હૉમ ના હોયજી,
  વળાં લાવીને બૉંધ્યું છાપરું જેમતેમ દા'ડા વિતાવેજી
ખેડૂતોને ખાવા મળે કોદરા બીજા જો દાળ ભાત શાકજી,
  બાળક બારણે રડયા કરે તે જોઈ મનમાં મુંઝાયજી
હૉભરો ખેડૂતોની અરજજી હું કરું હવે હૉમળા મુખે કહ્યું ના જાયજી.

# ચતુર્થ પરિશિષ્ટ

## ગીતગુંજન

ભડકદ ગામમાં ભજનમંડલીમાં ગવાતાં ભજનગીત.

આમાં પત્રપ્રાપ્તિલાલસાગીત સિવાયનાં બીજાં ગીત ભડકદ સહકારી મંડલીના પ્રમુખ તથા ભડકદ ભજનમંડલીના આગેવાન શ્રી મણિભાઈ હરિભાઈ પટેલે રચેલાં છે.

### પાર્વતીને રીઝવનારો

(તારી આંખનો અફીણી : એ રાગ)

લીલી ભાંગનો પિનારો, કંઠે ઝેરને ધરનારો, ભક્ત દુઃખને હરનારો ભોળો એકલો—લીલી૦
નવ નિધિનો દાતા પોતે નગ્ન થઈને ફરતો, રીઝે તેને રાજ જ આપે, સૌ સંપત્તિને કરતો,
નિર્જનવાસ તે કરનારો, મૃગચર્મને ધરનારો, ભક્ત દુઃખને હરનારો ભોળો એકલો—લીલી૦
કરમાં ડમરુ ડમ ડમ વાગે ભુતાવળમાં નાચે રંગ ચંગનો ભોગી ભોગપણામાં રાચે
થેઈ થેઈ નાચને કરનારો, પારવતીને રીઝવનારો, ભક્ત દુઃખને હરનારો ભોળો એકલો—લીલી૦
હો શિરપે ગંગા વહન કરેને અર્ધચંદ્ર બહુ શોભે કંઠે રૂદ્રાક્ષની માલા અતિઅતિ એ ઓપે
અખંડ ધ્યાનને ધરનારો, રામનામને રટનારો, ભક્ત દુઃખને હરનારો ભોળો એકલો—લીલી૦
હો મણિરામને માથે શંભુ ઘનવત્ થઈને ગરજે પલ પલમાં એ પ્રલય કરે ને ફરી ફરીને સરજે
સૌ દુઃખને હરનારો, અખંડ સુખને કરનારો, ભક્ત દુઃખને હરનારો ભોળો એકલો—લીલી૦

### રાધા રંગ જમાવે

(રાગ : હવા મેં ઉડતા જાયે)

રુમઝુમ કરતી આવે પેલી રાધા રંગ જમાવે હોજી હોજી
હો રુમઝુમ કરતી રાધા આવે સખીયો સાથે લાવે
દૂર દૂરથી સાદ કરીને કાના કહી બોલાવે—રુમઝુમ૦
હો શરદ પુનમની રાતજ શોભે શોભે ને શોભાવે
એકજ કાનો એકજ ગોપી દિલ મિલ મંગલ ગાવે—રુમઝુમ૦
હો બ્રહ્મા સરખા જોવા આવે શંકર જોવા આવે
સહુ દેવો ભેગા થઈને હરિના ગુણ ગાવે—રુમઝુમ૦
હો મણિરામના એ મનમાં વસીયો વસીયો છે વનમાલી
થનક થનક થૈ થૈ નાચે રાધા દેતી તાલી—રુમઝુમ૦

### લાલ કનૈયો

(રાગ : ફિલ્મ બરસાત : હવામેં ઉડતા જાયે...)

લટકે મટકે આવે પેલો લાલ કનૈયો લટકાળો હોજી—હોજી—લટકે૦
હો.... મોર મુકુટ પીતાંબર સોહે મુખપર મોરલી ધારી
રુમઝુમ રુમઝુમ ચાલ ચલત હૈ ચાલ ચલે ગિરધારી
હો....ફર ફર ફર ફર ફુદડી ફરતો રાસ રમાડી રમતો
થનક થનક થૈ થૈ નાચે રાધાને મન ગમતો
હો....મણિરામના એ મનમાં વસીઓ વસીઓ છે વનમાલી
સર્વે વાતો છોડી દઈને ભાઈ લાલ ભજો લટકાળો

## પત્રપ્રાપ્તિલાલસા

કૃષ્ણ થયા માધવં મથુરાંમાં કાગળ ના લખીયો કટકો રે
કાગળની શી ખોટ પડી છે સહીનો શું છે તોટો રે
કુબ્જા કાળી કામણગારી એ શાનો કરશે લટકો રે
બાઈ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ ચરણકમલચિત ચટકો રે

## મીઠાં સંભારણાં

( રાગ : હો ચાંદલીયા હસી હસી ભેટવાં )

હો....કાનુડા વારે વારે યાદ મને આવે તારાં સંભારણાં મીઠાં સંભારણાં
યમુના ઘાટ પર ધેનુ ચરાવતો મીઠી મનોહર બંસી બજાવતો
હો....રાધાના દિલને ડોલાવતો તારા સંભારણાં મીઠાં સંભારણાં—હો કાનુડા૦
વૃંદા તે વનમાં રાસ રચાવતો ગોપી જનોને રીઝી રીઝાવતો
હો...થેઈ થેઈ નાચ નચાવતો તારાં સંભારણાં મીઠાં સંભારણાં—હો કાનુડા૦
યુગે યુગે તું વૈકુંઠથી આવતો દેવોના સાથને તેડી તું લાવતો
હો...ધર્મના નામને દીપાવતો તારાં સંભારણાં મીઠાં સંભારણાં—હો કાનુડા૦
દાસ મણિરામની અરજી સ્વીકારજે સંભાળું ત્યાં તું એકદમ આવજે
હો.. ભક્તોના ભાવને નિભાવજે: તારાં સંભારણાં : મીઠાં સંભારણાં—હો કાનુડા૦



## પત્રપ્રાપ્તિલાલસા

કહેણ થયા માધવ મથુરાંમાં કાગળ ના લખીયે કટકો રે
કાગળની શી ખોટ પડી છે સહીનો શું છે તોટો રે
કુબજા કાળી કામણગારી એ શાનો કરશે લટકો રે
બાઈ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ ચરણકમલચિત ચટકો રે

## મીઠાં સંભારણાં

( રાગ : હો ચાંદલીયા હસી હસી બેટવાં )

હો....કાનુડા વારે વારે યાદ મને આવે તારાં સંભારણાં મીઠાં સંભારણાં
યમુના ઘાટ પર ઘેનુ ચરાવતો મીઠી મનોહર બંસી બજાવતો
હો....રાધાના દિલને ડોલાવતો તારા સંભારણાં મીઠાં સંભારણાં—હો કાનુડા૦
વૃંદા તે વનમાં રાસ રચાવતો ગોપી જનોને રીઝી રીઝાવતો
હો...થેઈ થેઇ નાચ નચાવતો તારાં સંભારણાં મીઠાં સંભારણાં—હો કાનુડા૦
યુગે યુગે તું વૈકુંઠથી આવતો દેવોના સાથને તેડી તું લાવતો
હો...ધર્મના નામને દીપાવતો તારાં સંભારણાં મીઠાં સંભારણાં—હો કાનુડા૦
દાસ મણિરામની અરજી સ્વીકારજે સંભાળું ત્યાં તું એકદમ આવજે
હો.. ભક્તોના ભાવને નિભાવજે : તારાં સંભારણાં : મીઠાં સંભારણાં—હો કાનુડા૦